## પિતૃ-સ્મરણ

દેશ અને ઈશ્વર વિષેની મારી ભાવનાઓને લીધે જેમને સંસારમાં સૌથી વધારે સહન કરવું પડયું અને જેમણે પુત્રવાત્સલ્યથી તે બધું સંતોષથી સહન કર્યું તે મારા તીર્થરૂપ પિતાશ્રીનું અત્યંત નમ્રતા અને કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ.

કેદારનાથ

## ૩૦૦ સંપાદકોનું નિવેદન

પરમ પૂજ્ય શ્રી કેદારનાથજીનું આ પુસ્તક વાચકો આગળ મૂકતાં અમને અનેક રીતે આત્મસંતોષ થાય છે અમે એમને ટૂંકામાં નાથ કે નાથજી જ કહીએ છીએ, તેથી હવે પછી તે ટૂંકું નામ જ વાપર્યું છે. પૂ૦ નાથનો બુદ્ધિપૂર્વક સત્સંગ શરૂ કર્યે અમને લગભગ ૩૦ વર્ષ થયાં. તેમના ઉપદેશથી અને સમાગમથી અમારા વિચારોમાં ભારે પરિવર્તન થયું, બુદ્ધિમાં સ્પષ્ટતા આવી, ભાવનાઓની શુદ્ધિ થઈ; જીવનના ધ્યેયમાં અને સાધનોની પસંદગીમાં ફરક પડી ગયો, શું કરવું, કેમ કરવું, શું કામ કરવું વગેરે પ્રશ્નોથી મૂંઝાતું મન સ્થિર થયું, એ મૂંઝવણને લીધે અમારી પોતાની વ્યાકુળતાનો અસંતોષ અને તેનાં પરિણામરૂપે અમારા ગૃહસંસાર તથા અમારી સંસ્થાઓ અને સાથીઓ સાથે અમને થતા ક્લેશોમાં ઘટાડો થયો, જે મહાત્માની સેવામાં અને સંસ્થામાં અમે પ્રસિદ્ધપણે કામ કરતા હતા અને જેમના જીવનકાર્યને આજે પણ આગળ ચલાવવા પ્રયત્ન કરીએ છીએ, તેને કરવાની અમારી લાયકાત વધી અનેક પ્રકારના ભ્રમો અને કલ્પનાથી બનાવેલી જાળમાં ફસાવાની, કે કાલ્પનિક ભયોથી ડરી તેમાંથી છૂટવા માટે ફાંફાં મારવાની ટેવ અને જંજાળમાંથી છૂટયા જે વસ્તુ જેમ હોય તેમ જ જોવાની હિંમત આવી.

* * *

આ બધાં શુભ પરિણામોને માટે અમને અમારા મનમાં તેમને વિષે ગુરુબુદ્ધિ, અને અત્યંત કૃતજ્ઞબુદ્ધિ હોય તેમાં આશ્ચર્ય શું?

છતાં, ભારતવર્ષમાં સામાન્ય રીતે ગુરુશિષ્યસંબંધની જે કલ્પના છે, તે કરતાં નાથજી અને અમારી વચ્ચેનો ગુરુશિષ્યસબંધ કાંઈક જુદા પ્રકારનો રહ્યો છે એનું શ્રેય અમને છે, તે કરતાં પૂ૦ નાથજી અને પૂ૦ ગાંધીજીને વધારે છે. અમારી ઉછેરના સંસ્કારો તો સામાન્ય રીતે આપણા દેશના જિજ્ઞાસુઓમાં હોય છે તેવા જ હતા. અમારી ઉંમર ત્રીસ વર્ષથી ઓછી હતી. બુદ્ધિ પક્વ થયેલી નહોતી જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય વગેરેના અમારા સંસ્કારો જૂની સાંપ્રદાયિક ઘરેડના જ હતા. એક બાજુથી જે બે જુદા સંપ્રદાયોમા અમે ઊછર્યા હતા, તેમાં અમારી જુદી જુદી બુદ્ધિ મુજબ ધર્મ, જ્ઞાન અને મોક્ષની સંપૂર્ણ અથેતિ છે અને તેની તોલે કોઈ બીજા સંપ્રદાય, દર્શન વગેરે આવી શકે નહીં, એવી દૃઢ શ્રદ્ધા હતી. બીજી બાજુથી ગુરુ વિના જ્ઞાન નહીં, જ્ઞાન વિના મોક્ષ નહીં — એ પણ અમારી ભાવના હતી. આથી સંપ્રદાયના ચોકઠામાં જ અમે ગુરુને શોધતા ગૃહ, સંસાર, સમાજ વગેરેને અમે સ્વાર્થના અને મિથ્યા, નાશવંત, સંબંધો માનતા, તેમાથી નાસી છૂટવાની અમારી વૃત્તિ હતી. આ બધાની મનમાં ઘણી ગડમથલો ચાલતી હતી, તેટલામાં અમને પૂ૦ નાથની નવા રૂપે ઓળખાણ થઈ. આમ તો તેઓ અમે સાબરમતી આશ્રમમા જોડાયા, તે પહેલાથી જ ત્યાં આવતા જતા હતા, એટલે કાકાસાહેબના એક મહારાષ્ટ્રી મિત્ર અને આશ્રમ પ્રત્યે સદ્ભાવ ધરાવનાર ગૃહસ્થ તરીકે સામાન્યપણે અમે તેમને ઓળખતા હતા પણ પછી અમને અનાયાસે ખબર પડી કે તેમણે હિમાલયમાં અનેક વર્ષો ગાળી, યોગ વગેરે સાધી 'આત્મસાક્ષાત્કાર' કર્યો છે. આ એમનો નવી દૃષ્ટિએ પરિચય થયો, અને અમે તેમને એક સિદ્ધયોગી તથા બ્રહ્મનિષ્ઠ પુરુષ તરીકે વળગ્યા આથી તેઓ ધારત તો અમારા શ્રદ્ધાળુપણાનો અને શિષ્યપણાનો લાભ લઈ — જેમ અનેક શિષ્યો પોતાના સદ્ગુરુને ભગવાન કરી તેમના સંપ્રદાય-પ્રવર્તક બની જાય છે તેમ — તેઓ અમને પોતાના શિષ્ય બનાવી એક પંથ ચલાવી શકત તેઓ અમને ગાંધીજીની પ્રવૃત્તિથી પરાઙ્મુખ પણ કરી

શકત. સાથે જ ગાંધીજી પણ મહાત્માપણાનો અહંકાર ધરાવનારા અને તેથી બીજા 'મહાત્મા'ને પોતાની સંસ્થામાં બરદાસ્ત ન કરી શકનારા હોત તો તેઓએ પૂ૦ નાથને પોતાની સંસ્થામાં આવતા અટકાવી દીધા હોત. કારણ કે, પૂ૦ નાથ અને અમારા બેમાંથી પહેલ કરનાર કિશોરલાલની વચ્ચે ગુરુશિષ્ય જેવો સબંધ બંધાઈ ગયો છે એ વાત સત્યાગ્રહ આશ્રમમાં છાની રહી નહોતી. તેને પરિણામે આશ્રમમાંથી અનેક જણા તેમનો સમાગમ કરવા લાગ્યા હતા, અને તે બનાવે વિષે કેટલોક વખત જાણે 'બે ગુરુના ચેલા' જેવો ભાસ ઊઠતો હતો પણ ગાંધીજીમાં મહાત્માપણાના ભાનનો અભાવ હતો તેથી એમને કદી નાથની ઈર્ષા થઈ નહી. ઊલટું, તેમને આશ્વાસન મળ્યું કે એવા એક સત્પુરુષ એમની પાસે આવતા રહે છે જે એમની ગેરહાજરીમાં આશ્રમવાસીઓને માર્ગદર્શક થઈ શકશે એમણે સદાયે નાથજીના સાબરમતી આવવા જવા અને રહેવાને ઉત્તેજન આપ્યુ. દાંડીકૂચ વખતે એમની પાસે આશ્રમ પર નજર રાખવાનુ અને વારંવાર મુલાકાત લેવાનુ વચન લીધુ. બીજી બાજુથી નાથજીમા ગુરુપણાના અહંકારે કદી સ્પર્શ કરેલો ન હોવાથી જે કોઈ ભાઈબહેનો આશ્રમની કે બીજી પ્રવૃત્તિ કરતા હતા, તેમાથી તેમને કદી ખેંચવાનો કે મોળા પાડવાનો પ્રયત્ન કર્યો નહીં. ઊલટું, તે કામ કરવાની તેમની લાયકાત વધે તે રીતે જ પ્રયત્ન કર્યો.

આનુ કારણ એ નહોતું કે, જેમ વિનોબાજી, કાકાસાહેબ વગેરે વિષે કહી શકાય તેમ, પૂ૦ નાથને ગાંધીજીના કાર્યકર્તા કે સાથી ગણાય તેવો એમનો ગાધીજી સાથેનો સબધ હતો તેઓ એક સ્વતત્ર વ્યક્તિ હતા, કેટલીક બાબતમાં ગાંધીજીથી જુદી રીતે વિચાર કરનારા પણ હતા, ગાંધીજીને અમાન્ય થાય એવા વિચારો પણ ધરાવતા હતા છતાં બન્નેના અતિમ આશયો ઉચ્ચ, મહાન અને સમાન હોવાથી દરેક વ્યક્તિના ઉપર નાથજીના સમાગમનું પરિણામ ગાધીજીની પ્રવૃત્તિઓને મદદગાર જ થયુ

* * *

પૂ૦ નાથનું મહારાષ્ટ્રમાંય એક મિત્રમંડળ હતુ. તેમણે પોતાના ‘આત્મપરિચય’મા જણાવ્યુ છે તેમ તેઓ યુવાવસ્થામા વ્યાયામની તથા ક્રાન્તિવાદી પ્રવૃત્તિ કરતા હતા. તેને લીધે તથા કૌટુમ્બિક સબધોમાથી એ મિત્રમંડળ બનેલુ હતુ. તેમનામાંના ઘણાને નાથનો નાનપણથી પરિચય અને તેમની યોગ્યતાનો અનુભવ હતો અને તેઓ પણ એમનો સમાગમ કરવા ઉત્સુક રહેતા. આ બધામાં કેટલાય એવા છે જે પૂ૦ નાથને લગભગ પોતાના ગુરુ જેવા માને છે, છતાં જેમને અમે નામે પણ ઓળખતા નથી, અને જેઓ અમને ઓળખતા નથી કોઈ વાર અણધારી રીતે કયાંક મેળાપ થઈ જાય ત્યારે જ પહેલો પરિચય થાય અને ખબર પડે કે તેઓ તો નાથને અનેક વર્ષોથી ઓળખે છે

આમ નાથનો સત્સગ સ્વતત્રપણે જ દરેકે કર્યો છે અમારા બેની બાબતમા પણ કંઈક અશે તો એમ જ બનેલુ અમે બન્ને સાબરમતી આશ્રમના જ સેવકો હતા. બન્ને એમની દોરવણી નીચે કાંઈક ધ્યાન વગેરેનો અભ્યાસ કરતા. છતાં ઘણાં વર્ષ સુધી અમે બીજાની સાથે થતા પત્રવ્યવહાર, ચર્ચાતા વિષયો વગેરે બાબતમા બહુ વિગતવાર જાણતા નહી. ત્રણમાથી કોઈનું કશુ ગુપ્ત નહોતુ, પણ ત્રણમાથી કોઈનો સ્વભાવ એવો નહી કે નકામુ કુતૂહલ સેવી કોની જોડે શી ચર્ચા ચાલે છે તે જાણવા જણાવવા પ્રયત્ન કરવો ગુપ્તતાનો કદી આશય જ ન હોવાથી અનાયાસે અને ધીમે ધીમે એકબીજાની સાથેની ચર્ચાઓ, પત્રવ્યવહારો વગેરેની જાણ અમને થતી ગઈ આમ પૂ૦ નાથના બીજા સમાગમ કરનારાઓ વિષે પણ થયુ. સહેજે જ કેટલાક સભાષણો, ચર્ચાઓ વગેરેમા હાજર રહેવાના, તેમની જાહેર પ્રવૃત્તિઓમા હાજર રહેવાના, કાંઈક બધાને ઉપયોગી હોય એવા પત્ર-વ્યવહારો, તથા પૂ૦ નાથની નોધપોથીઓ વગેરે વાચવા-સાંભળવાના પ્રસગો આવ્યા અમારા પોતાના જીવનને જે લાભ થયો હતો તેનો અમને પ્રત્યક્ષ અનુભવ હતો, અને આ સમાગમ કરનારાઓના સતોષને પણ અમે જોઈ શકતા હતા કેટલાકની મુશ્કેલી અને શકાઓનુ અમે

સમાધાન કરી શકતા નહી ત્યારે અમે તેમને નાથ પાસે મોકલતા, અને ઘણુખરુ તેઓ તેમનાથી સતુષ્ટ થતા એટલુ જ નહીં, પણ પાછળથી તેમને કદી છોડતા નહી.

* * *

આ બધી ચર્ચાઓ, વાર્તાલાપો વગેરેની નોધ રાખવાની રમણીકલાલને ટેવ છે કિશોરલાલને તેવી ટેવ નથી પણ એ પૂ૦ નાથ પાસેથી જે લાભ લીધો હોય, તેને પચાવી લઈ વાચક આગળ મૂક્યા કરે છે જ વાચક આ પુસ્તક વાચતા વાચતા જ શોધી શકશે કે એમાંના ઘણા વિચારો વિસ્તારથી કે ટૂકાણમાં કિશોરલાલના કેળવણીના પાયા, જીવનશોધન, સસાર અને ધર્મ વગેરે પુસ્તકોમા તથા અનેક લેખોમા રજૂ થયા છે પણ એ પૂ૦ નાથની ઢબે કે એમનો આધાર ટાંકીને નહી, પણ કિશોરલાલની પોતાની ઢબે અને પોતાની જવાબદારી પર હોય તે રીતે થયા છે. કિશોરલાલની સ્વતત્ર વિચારક તરીકે ખ્યાતિ છે, પણ એનાં પુસ્તકોની અર્પણપત્રિકા, પ્રસ્તાવના વગેરેમાં એણે પોતાના વિચારો માટે પૂ૦ નાથનુ ઋણ સ્વીકાર્યું છે એ ઋણ કેટલુ બધુ છે તે નાથજીનુ આ પુસ્તક વાચતાં જણાઈ આવશે. સાથે જ કિશોરલાલના વિચારો ઉપર ગાધીજીનીયે છાયા છે. અને તે એવી ઓતપ્રોત છે કે એ લખાણોની પાછળ ગાધીજી, નાથજી અને પોતની બુદ્ધિનો કેટકેટલો ફાળો છે તે છૂટું પાડવુ મુશ્કેલ છે.

પણ, રમણીકલાલે પોતાની નોધ લેવી, પત્રવ્યવહાર સાચવવો વગેરે ટેવને લીધે એવું ઠીક ઠીક સંગૃહીત કર્યું હતુ પૂ૦ નાથ પાસે પણ કેટલીક નોધો, કાગળો વગેરેનો સગ્રહ હતો તે બધાને રીતસર ગોઠવી તેમાથી તારણ કાઢવા વગેરે માટે રમણીકલાલને ઉત્સાહ હતો.

* * *

કેટલાંક વર્ષથી અમને લાગતુ હતું કે પૂ૦ નાથના વિચારો પુસ્તક-બદ્ધ થાય તો સારુ. એમના સમાગમમા આવેલા બીજા મિત્રોની પણ એવી ઇચ્છા હતી. જોકે અમે માનીએ છીએ કે સત્પુરુષનો પ્રત્યક્ષ

સમાગમ જ જીવનમાં મોટે અંશે અને અનેક રીતે લાભદાયી થાય છે, છતાં સમાગમ શકય ન હોય તેને માટે તેમ જ સમાગમમાં પ્રાપ્ત કરેલા બોધનું સ્મરણ તાજું કરવા માટે તેમના વિચારો પુસ્તકરૂપે હોય તો તે પણ ઘણા ઉપયોગી છે. દરરોજના વાચનમનનમાં તેનો ઉપયોગ થઈ શકે. આવા કંઈક વિચારથી પ્રેરાઈ ૧૯૪૨ની કિશોરલાલની જેલ દરમ્યાન અમારી વચ્ચેના પત્રવ્યવહારમાં પૂ૦ નાથના વિચારોની નોંધો, પત્રો વગેરે જે કાંઈ ભેગું કરી શકાય એમ હોય તે મેળવી તેને પ્રકટ કરવાની કલ્પના ઉત્પન્ન થઈ, અને તે માટે પૂ૦ નાથની સંમતિ મેળવી તેનો પહેલો કાચો સંગ્રહ તૈયાર કર્યો તે પછી કિશોરલાલના છૂટવા પછી તેની જોડે તપાસતાં એમ લાગ્યું કે એ નોંધો, પત્રો વગેરે સંક્ષેપમાં, કોઈક વાર માત્ર સૂત્રરૂપે, તથા કોઈ વાર પૂર્વાપર સંબંધ ન જાણે તેને સહેજે બોધ ન થાય એવા રૂપમા હોવાથી તે બધુ જેમનું તેમ છાપવાથી પૂરતો લાભ થાય એમ નથી. તેથી પહેલાં તો અમે જ્યાં જ્યાં સ્પષ્ટ ન હોય ત્યાં ત્યા પૂ૦ નાથની પાસે સ્પષ્ટતા કરનારી પુરવણીઓ લખાવવા માંડી. પણ એ બધામાં એટલા બધા વિવિધ અને છતાં અરસપરસ સંકળાયેલા વિષયો હતા કે તેને ગોઠવવા જતાં ક્લિષ્ટતા વધી જતી લાગી. તે વિષે પૂ૦ નાથ સાથે ચર્ચા દરમ્યાન એમને લાગ્યુ કે એ નોધો તથા પત્રો વગેરેની વ્યવસ્થામાં ન પડતાં એમાંના મહત્ત્વના વિષયો પર સંવાદ અથવા પ્રશ્નોત્તરી રૂપે તેમણે લેખો તૈયાર કરવા. તેમ તેમણે થોડાક કર્યા પણ. તેમાંના કેટલાક તે વર્ષોના શિક્ષણ અને સાહિત્ય માસિકમાં પ્રસિદ્ધ પણ થયા છે. દરમ્યાન કિશોરલાલનુ સસાર અને ધર્મ પુસ્તક છપાતું હતુ તેની પૂર્તિરૂપે કંઈક લખવા અમે તેમને વિનંતી કરી. તેમાં તેમણે ત્રણ પ્રકરણો લખ્યાં તે એ પુસ્તકમાં આવી જ ગયાં છે.

પણ વધુ વિચાર કરતા એ સંવાદો વગેરેની રીતનુ નિરૂપણ પૂ૦ નાથને સતોષપ્રદ થયેલું ન લાગ્યુ. એટલે ફરી વાર મહેનત કરવી પડે તોયે કરીને પોતાના વિચારોને સળંગ અને વ્યવસ્થાપૂર્વક ભાષાબદ્ધ કરવાનો વિચાર ઉત્પન્ન થયો પૂ૦ નાથ પાસે અમે બે વાર તો મહેનત

કરાવેલી એમનો દરેક વિષયમાં ઝીણવટમાં ઊતરવાનો સ્વભાવ, તેને સુંદર અક્ષરે મરાઠીમાં પોતાને હાથે લખી કાઢવાની ચીવટ, અનેક મળનારા આવે તેમને આપવો પડતો વખત, અવારનવાર વધી પડતો ખરજવાનો ઉપદ્રવ, વચ્ચે વચ્ચે પ્રવાસ, જાહેર પ્રવૃત્તિઓ, હાથે જ રાંધવા-કપડાં ધોવાં વગેરેની કરવી પડતી વ્યવસ્થા, માંદાની સેવા એમનો સ્વભાવસિદ્ધ વ્યવસાય હોવાથી સગાંવહાલાં, સ્નેહી વગેરેની આવી પડતી શુશ્રૂષાઓ અને ચિંતાઓ, અને છપાવવાની દૃષ્ટિએ લખવાનો મહાવરો ન હોવાથી સ્વાભાવિક રીતે જ સિદ્ધ લેખકો કરતાં એમાં જતો વધારે સમય — એ બધા કારણોને લીધે આમ ફરી લખી કાઢવામાં એમને ઘણો શ્રમ પડ્યો અને વખત પણ ઘણો ગયો એ મરાઠીમાં લખે, પાકું કરે, તેનું ગુજરાતી ભાષાંતર થાય, તેને તે તપાસે વગેરેમાં સારી પેઠે સમય ગયો. એમને ખૂબ પરિશ્રમ પણ પડ્યો. પણ તેની ઉપયોગિતાની તેમને ખાતરી થયેલી હોવાથી આવી પ્રવૃત્તિ વિષે જે સંકોચ તેઓ એક કાળે સેવતા તે તેમણે છોડ્યો, અને ખુશીથી બધો પરિશ્રમ કર્યો. એ પરિશ્રમનું ફળ તે આ પુસ્તક છે

આમા આવેલા વિચારો એક રીતે સ્વતન્ત્રપણે જ લખાયા છે જે નોંધો-પત્રો વગેરેનો ખરડો પહેલા કરેલો હતો, તેની જ આ નવી વ્યવસ્થા છે એમ નહીં કહેવાય. એ બધામા બીજ રૂપે તો એ વિચારો વેરાયેલા પડ્યા જ છે પણ જે રીતે એ આમાં વિકસ્યા છે તે રીતે એ જૂની નોંધોમાંથી નહી મળે. નોંધો, પત્રો વગેરેને ઊંચા મૂકી દઈને જ આ લખ્યુ છે એમ કહેવાને હરકત નથી જેમ જેમ વિચારો આવતા ગયા તેમ તેમ લખતા ગયા છે, અને બધુ લખાઈ ગયા પછી તેની સંકલના કરી છે. મહત્ત્વના પત્રોનો આમાં સમાવેશ કર્યો છે. આથી, એક રીતે દરેક પ્રકરણ સ્વતંત્ર પણ છે, અને બધાને આધારરૂપ કેટલાક સિદ્ધાન્તરૂપ વિચારોનો દૃઢ પાયો છે.

*   *   *

આ પાયાના સિદ્ધાન્તરૂપ વિચારો કયા તેનું થોડું મનન કરવું વાચકને મદદકર્તા થશે

પહેલાં તો આ પુસ્તક કોને માટે છે, તેનો થોડોક ખુલાસો કરવો ઠીક છે. અમારા ગુરુસ્થાને નાથજી છે એવી રીતે સમાજમાં તેમનો પરિચય થયેલો હોવાથી સાધારણ રીતે વાચકોનો એવો ખ્યાલ થવા સભવ છે કે આ પુસ્તક મુખ્યત્વે વેદાન્તજ્ઞાન, ભક્તિ, ધ્યાન, યોગસાધના, સિદ્ધિ, સાક્ષાત્કાર, તપ, વૈરાગ્ય વગેરે વિષયોના નિરૂપણનું હશે, અને તેવા માર્ગના સાધકો, જિજ્ઞાસુઓ, મુમુક્ષુઓ અને અધિકારીઓ વગેરેના કામનું જ હશે. પણ જેઓ કોઈ પ્રકારની ખાસ સાધના કે મોક્ષેચ્છા કે સસારનો ત્યાગ કરવાની ખાયેશ ન ધરાવતા હોય, કે ચાર દેહ, પંચ કોષ, ચોવીસ તત્ત્વ વગેરેની ચર્ચાઓમાં રસ ન લેતા હોય, મન, બુદ્ધિ, વિજ્ઞાન વગેરેની ભૂમિકાઓ, જાતજાતની સમાધિ, આનંદ, સાક્ષાત્કાર વગેરે પ્રાપ્ત કરવાની અભિલાષા ન રાખતા હોય, પણ સમાજમાં શી રીતે સદાચારથી રહેવું, વર્તવું, ગૃહસ્થાશ્રમનાં અને જીવનનાં કર્તવ્યો બજાવવાં, જનસેવા કરવી, સારા વાતાવરણને સેવવું અને ક્રમે ક્રમે પોતાની વિવિધ રીતે યોગ્યતા વધારવી એટલી જ સદ્દ્વૃત્તિ રાખતા હોય, તેમને માટે કદાચ આ પુસ્તક નહીં હોય એવી કલ્પના થવા સંભવ છે. આથી આ બન્ને પ્રકારના જિજ્ઞાસુઓને જણાવવું ઠીક થશે કે આ પુસ્તક બન્નેને માટે છે. પહેલા વર્ગના સાધકોને અનેક ભ્રમો, કલ્પનાઓ, ગૂઢ તત્ત્વો વગેરેમાં ગૂચાઈ જતા અટકાવી, જેટલા સાધનમાર્ગની જે રીતે અને જે દૃષ્ટિએ તે કરવાની જરૂર છે તેટલાનો સ્પષ્ટ ખ્યાલ આપવા, તથા જે બીજા વર્ગના સત્સંગાથીઓ છે તેમને તેમની પોતાની વિવેકબુદ્ધિ જાગ્રત કરી તે વાપરતાં શીખવામાં અને પોતાના જાત, કુટુમ્બ તથા સમાજ સાથેના સબંધો શુદ્ધ રાખવામાં તથા કર્તવ્યો બજાવવામાં ઉપયોગી થવામાં આ પુસ્તક મદદગાર થશે. એમાં કોઈ વિષય એવો નથી જે કેવળ પૂ૦ નાથના ઉપર કે પૂ૦ નાથે માનેલા કોઈ શાસ્ત્ર ઉપર શ્રદ્ધા રાખીને જ માની લેવાનો હોય, અથવા જે

પૂ૦ નાથ કે કોઈ બીજાને પોતાની જાત, તન-મન ધન સમર્પણ કરીને જ પ્રાપ્ત કરી શકાય એવો હોય, અથવા જે કોઈ ગૂઢ ભૂમિકા પર આરૂઢ થયા પછી જ સમજી શકાય એવો હોય. આથી જે કોઈને સન્માર્ગે જવાની થોડી પણ વૃત્તિ છે, અથવા જેને કોઈક સાધનમાર્ગનો પ્રયત્ન કરવાની અભિલાષા છે તે બેઉને માટે આ પુસ્તક માર્ગદર્શક થશે. એમાં વિદ્યાર્થીવિદ્યાર્થિની, પતિપત્ની, નવદંપતી, સમાજસેવક વગેરે સર્વેને સ્પર્શતા વિષયો પર વિચારપ્રેરક અને ઉત્સાહવર્ધક પ્રકરણો મળશે આટલુ આ પુસ્તક વિષે નિશ્ચયપૂર્વક કહેતા અમને સંકોચ થતો નથી

તરેહતરેહના ધર્મો, સંપ્રદાયો, રૂઢિઓ, શ્રદ્ધાઓ વગેરેના બળવાન સંસ્કારો તળે ઊછરેલા વાચકને આ પુસ્તક કંઈક આઘાત પહોચાડે એવો સંભવ છે ખરો. કંઈક એવા વિચારો પણ એના વાચવામા આવશે કે જેની એણે અપેક્ષા ન કરી હોય, અને તેથી કદાચ આરંભમા એને અસંતોષ થાય, ભાવના દુભાય અથવા મન સંશયના વમળમાં સપડાય અને મૂંઝાઈ જાય. અમે પોતે પૂ૦ નાથ સાથેના પ્રારંભિક પરિચયમાં સારી પેઠે મૂંઝવણમાં પડ્યા હતા અમારા સંપ્રદાયો વિષે જેટલી અમારી દૃઢ ભક્તિ અને શ્રદ્ધા હતી, તેટલા જ અમારા આઘાત પણ અમને તીવ્ર લાગ્યા નાથના વિચારો સાચા કે અમારા સંપ્રદાયના સંતો સાચા, તે ન ઠરાવી શક્યા ત્યા સુધી તેની મૂંઝવણમાં અમે કેટલીયે વાર આસુ ગાળ્યાં પણ છેવટે અમે નિઃશંકતાથી પ્રાપ્ત થતી પ્રસન્નતા અને સ્થિરતા પણ અનુભવી આથી અમને કહેવાને હરકત લાગતી નથી કે જો વાચકમાં નીડરપણે સત્યને જાણવાનો અને વળગવાનો નિશ્ચય અને હિંમત હશે, તો તે એ આઘાતો અને સંશયોને વટાવી જશે અને વિવેકયુક્ત નિશ્ચય પ્રાપ્ત કર્યાનો સંતોષ અનુભવશે.

* * *

આપણા દેશને શ્રેષ્ઠ આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિ નિર્માણ કર્યાનું માન છે. નીતિ અને તત્ત્વવિચારના ક્ષેત્રમાં ભારતના વિચારકોએ

જે સ્વતંત્રતા બતાવી છે અને પરાકાષ્ઠા કરેલી છે, તે બીજા સર્વ દેશો કરતાં ચડી જાય છે. આ દાવો આપણે પોતે જ આપણે માટે કર્યો છે એમ નહીં, પણ જગતના સર્વ દેશોના મહાન ફિલસૂફોએ તે સ્વીકારેલો છે. સ્વાભાવિક રીતે જ આપણને તે માટે અભિમાન અને ધન્યતા લાગે છે.

વળી, ભારતવર્ષની પ્રજા જગતની સર્વ પ્રજાઓ કરતાં ઘણી વધારે ધર્મપરાયણ અને જગતની ભૌતિક વસ્તુઓ અને મોટાઈ કરતા ધર્મને વધુ મહત્ત્વ આપનારી છે, એવી આપણી ખ્યાતિ છે. સંસારના સર્વ વિષયો અને કર્મોની આપણે કેવળ ભૌતિક લાભહાનિથી કિંમત આંકતા નથી, પણ તેનાં આધ્યાત્મિક, ધાર્મિક અથવા નૈતિક પરિણામો પ્રમાણે કિંમત આંકીએ છીએ, એવું આપણે માટે કહેવાય છે. આપણે માટેની આ માન્યતાનોય આપણને ગર્વ થાય છે.

આમ આપણને આપણી સંસ્કૃતિ વિષે પ્રાચીનતા અને શ્રેષ્ઠતાનું અને આપણી ધર્મભાવનાનું તીવ્રપણે ભાન છે, અને તે ભાનનો કેફ પણ છે. એ કેફના જોરમાં આપણે એમ પણ કહી નાખીએ છીએ કે એવી બાબતોમાં તો આપણે જગતના ગુરુસ્થાને છીએ; બીજો કોઈ દેશ આપણને કશું નવું શીખવી કે આપી શકે એમ નથી. ઊલટું, બીજી સંસ્કૃતિઓમાંથીયે કાંઈ લેવા જેવું છે એમ લાગવું તે જ આપણામાં પેસતો મોટો દોષ છે. જે કાંઈ બહારથી પેસી ગયું છે તેને કાઢી નાખવાનો આપણો પ્રયત્ન હોવો જોઈએ

આપણી દૃષ્ટિથી આપણો આટલો બધો મહિમા હોવા છતાં પ્રજા તરીકે આપણી કેવી દયાજનક અને કોઈને અદેખાઈ ન થાય એવી કંગાળ હાલત છે!, કેવો પરતંત્રતા અને ગુલામીથી ભરેલો આપણો સદીઓ ને સદીઓ સુધીનો ઇતિહાસ છે! કેટલી વિષમતા, દરિદ્રતા, સંકુચિતતા, ભેદદૃષ્ટિ અને અબંધુત્વ છે! કેટલાં નાનાં નાનાં એકબીજા સાથે સદૈવ લડ્યા કરતાં રાજ્યો, પંથો અને ન્યાતજાતો છે! બળિયાને હાથે

નિર્બળ પર જુલમ, દીન અને સ્ત્રી જાતિનુ દલન જમાના સુધી વણ-થોભ્યુ ચાલતું રહ્યુ છે।

જો બુદ્ધિ, સસ્કારિતા અને ધર્મભાવનામા આપણે ઘણા ઉપર ચડેલા અને આગળ વધેલા છીએ, તો આપણું સાર્વજનિક જીવન—રાજકીય, આર્થિક, સામાજિક, આરોગ્ય વગેરે સર્વે ક્ષેત્રોમાં—આટલુ બધુ કગાળ કેમ? ધર્મ, અર્થ અને કામનુ ઘણું સ્પષ્ટ અને સૂક્ષ્મ દર્શન પામેલા સમાજનુ આટલુ પતન થઈ જ કેમ શક્યું? કદાચ અણધારેલી આપત્તિથી થોડા વર્ષ માટે દુખનુ મોજું ફરી જાય એ સમજી શકાય. પણ સેકડો વરસ સુધી હ્રાસ જ ચાલ્યા કરે અને કરોડોની જનસંખ્યા છતાં, અર્થપ્રાપ્તિનાં કુદરતી સાધનોની વિપુલતા છતા તથા બુદ્ધિમાન અને વીર સ્ત્રીપુરુષોની પરંપરા અણતૂટ રહેવા છતાં, આપણો દેશ તે બેડીઓને તોડી ન શકે, ઊલટો એક પછી એક નવા નવા વિજેતાઓથી પાદાક્રાંત થતો જાય એ શક્ય જ કેમ થયુ? કયા પાપથી આપણે પરાભૂત થયા, અથવા કયા સત્યનો લોપ કરવાથી આપણે શાપિત થયા અને હજારો વર્ષ સુધી દુખના દરિયામા સપડાતા જ ગયા? વચ્ચે વચ્ચે ઈશ્વરના અવતાર સમા લાગે એવા પરાક્રમી પુરુષો, ઈશ્વર સાથે એકતા સાધેલા બ્રહ્મનિષ્ઠ મહાત્માઓ અને પરમ કૃપાળુ સંતવૃત્તિના પુરુષોના વારંવાર પ્રયત્નો છતા, જેમ રબરની પટ્ટી ખેંચી રાખીએ ત્યાં સુધી જ મોટી થયેલી દેખાય પણ છોડી દેતાં જ સંકોચાઈ જાય તેમ, આપણી પ્રજા તેવા ઉદ્ધારકોનાં જીવન સમાપ્ત થતા જ પાછી વિપત્તિ અને દુષ્ટતાની શિકાર જ બન્યા કરી, એવું કયું પાપ આપણા જીવનને વળગી ગયુ હતુ અને હજુયે વળગેલું હોય એમ લાગે છે?

કેટલાક કહે છે કે આપણે ધર્મને જીવનમાં ઘણું મહત્ત્વનુ સ્થાન આપનાર પ્રજા હોવાથી જ સસારમા પાછળ પડી ગયા છીએ અને આગળ વધી શકતા નથી. જો ધર્મને ગૌણ કરી નાખીએ તો આપણે સાંસારિક દૃષ્ટિએ વધુ પ્રગતિ કરી શકીએ. શુ આ સત્ય છે? શક્ય પણ છે? જો એમ કહો કે ધર્મ તેને પાળનાર પ્રજાને મોટા સામ્રાજ્યો જીતવામા

અને સ્થાપવામાં, કરોડાધિપતિ બનવામાં, એશઆરામ અને ભોગોમાં રમમાણ રહેવામા આડે આવનારી વસ્તુ છે, તો તે સમજી શકાય. પણ શું ધર્મ મનુષ્યના વાજબી અર્થ અને કામનોય શત્રુ હોઈ શકે? શું એ અન્ન અને દાંત વચ્ચે વેર થાય એટલો તેના પાળનારને કંગાળ બનાવનાર, તેમ જ ગમે તે એને ડારો દઈ એણે કરકસર અને મહેનત કરી પ્રાપ્ત કરેલી વસ્તુ ઝૂટવી લઈ જઈ શકે, એને છેતરી શકે, નજીવી કરામતોથી ફોસલાઈ જાય એવો ભોળો અને મૂર્ખ રાખી શકે, એને સદીઓ સુધી દાસ બનાવી મૂકી શકે, નાની મોટી બધી આવશ્યકતાઓ માટે બીજા પર આશા માંડી બેસનારો રાંક વૃત્તિનો કરી મૂકે, એવો હોઈ શકે ખરો? જો એવુ જ પરિણામ આવે તો કાં તો આપણે ધર્મપરાયણ પ્રજા છીએ એ માન્યતામા ભ્રમ છે, અથવા જેને આપણે ધર્મ સમજીને વળગીએ છીએ તે ધર્મ જ નથી, કાંઈક ભ્રમ જ છે. કા તો "धर्मादर्थश्च कामश्च" (ધર્મ દ્વારા જ અર્થ અને કામ સિદ્ધ થાય છે) એ વ્યાસવચન ખોટુ છે, અથવા આપણે ધર્મપરાયણ પ્રજા છીએ એ આપણામા રહેલો અભરખો ખોટો છે.

કેટલાક ધર્મ અને ઈશ્વરનો અભેદ કરી, ધર્મ વિષે જે ઉપર શંકા બતાવી, તેને ઈશ્વરના અસ્તિત્વ વિષે શંકાના રૂપમા પ્રગટ કરી પૂછે છે કે જો ઈશ્વર હોય તો આવા અન્યાય દુ:ખ વગેરે કેમ હોય? ઈશ્વર આ બધું કેમ સાખી શકે છે? માટે કા તો ઈશ્વર છે જ નહીં, અથવા જેને ઈશ્વર તરીકે માની બેઠા છીએ, તે કરતાં ઈશ્વર કોઈ જુદી શક્તિ છે.

આમ એક બાજુ ધર્મ અથવા ઈશ્વર અને બીજી બાજુ અર્થકામ વચ્ચેનો વિરોધ ઘણાને મૂંઝવતો આવ્યો છે ધર્મ, ભક્તિ, જ્ઞાન, અધ્યાત્મશાસ્ત્રો, દર્શનો વગેરેના ગ્રંથોમા તેનો ખુલાસો મળતો નથી. જેમા પડવાનુ સામાન્ય માણસનુ ગજું નથી, જેનો એ જાતે પ્રયોગ કે અભ્યાસ કરી સ્વાનુભવથી પુરાવો મેળવી શકે એમ નથી, તેવા યોગાભ્યાસો, સિદ્ધિઓ, અગમ્ય શબ્દો, તત્ત્વો, તત્ત્વોના ગણિતો,

પંચીકરણો વગેરેની તેમાં ઘણી ઘણી વાતો છે કદી ન ખૂટનારા આનંદ અને કલ્પનામાં આવી ન શકે એવા પ્રકાશો અને કિરણોનો તેમા ઉલ્લેખ છે. હજારો વર્ષની સમાધિઓ અને મરણ બાદ પ્રાપ્ત થનારા લોકોની, કલ્પે કલ્પે થતા રામકૃષ્ણાદિ અવતારોની કથાઓ તેમાં છે. સ્વપ્નમાં સ્વપ્ન, તેમા પાછુ સ્વપ્ન, અને તેમાં પાછુ સ્વપ્ન, બ્રહ્માંડમાં ઓરડો, ઓરડામાં અણુ, તે અણુમા બીજાં બ્રહ્માંડો વગેરેની અદ્ભુત કથાઓ પણ તેમા છે દુ ખના આત્યંતિક નાશની અને સુખની ખાતરીઓ છે, યજ્ઞકર્મો અને વિધિઓના સૂક્ષ્મ નિયમો છે. પણ ભારતવર્ષની પ્રજાના અતિ કરુણ દુ ખોના નાશ અને સાધારણ સુખી તથા સ્વાભિમાન-યુક્ત જીવનયાત્રા માટે પુરુષાર્થ પ્રેરનાર ધર્મ અને સસ્કૃતિ કયા તેનો તેમાથી બોધ થતો નથી

દર્શનકારોએ તો જગત દુ ખરૂપ જ છે અને રહેવાનુ, અને જીવન ક્ષણભગુર હોવાથી તેટલુ સહન કરી લેવુ એવુ કહી નાખ્યુ, જે દુ.ખ ઓછાં કરી શકાય એમ હોય તેટલાનાયે નિવારણનો પ્રયાસ કરવાનો વિચાર કર્યો નહીં આમ, આપણા ધર્મવિચાર અને સસ્કૃતિ-વિચારમાં કઈ ખામીઓ ઉત્પન્ન થઈ અને કેવી રીતે થઈ અને ટકેલી છે તે કોઈ કહેતુ નથી.

અમને લાગે છે કે આ મૂઝવણોનો ઉકેલ શોધનારને આ પુસ્તક અતિશય મદદગાર થશે તેની વિચારશક્તિને એ નવીન પ્રેરણા આપશે, તેની બુદ્ધિને સ્વતંત્ર બનાવશે, અને તેનાં મંતવ્યોનુ શોધન કરાવશે. એ વ્યક્તિ અને સમાજનો અન્યોન્યાશ્રય બતાવે છે, વ્યક્તિનો સમાજનો સેવક બનવાનો અને તે પ્રત્યેના કર્તવ્યો બજાવવાનો જે ધર્મ ભુલાઈ ગયો છે અને ખીલતો અટકી ગયો છે તે તરફ ધ્યાન ખેચે છે. પશુના જેવો જ છૈયાછોકરા ઉછેરવાવાળો, કામાદિ વાસનાઓથી પ્રેરાનારો, અને તે માટે ધન રળનારો રહેતા છતાં ગૃહસ્થાશ્રમના ધર્મો પ્રત્યે વિમુખ થયેલા ભોગપરાયણ તેમ જ પરંપરાગત ધર્મ-ભક્તિપરાયણ સસારીને ઢઢોળીને જાગ્રત કરે છે જેટલુ ઓછુ સમજાય તેટલું જ

વધારે જોરથી પકડી રાખનારી શ્રદ્ધાને આ પુસ્તક વિવેકની દૃષ્ટિ આપવા પ્રયત્ન કરે છે. સાથે જ જેને યોગ, ભક્તિ, કર્મ કે જ્ઞાનના માર્ગોમાં અભ્યાસ અને સાધના કરવાની હોંશ છે, તેને એની વિવેકયુક્ત રીતો બનાવે છે, તેમાં પ્રેરણા પણ આપે છે અને સાથે સાથે તે બધી સાધનાઓનો હેતુ અને સાધ્ય પણ સ્પષ્ટ કરી આપે છે.

ચારસો પાનાના પુસ્તકમાં આટલી બધી વસ્તુઓનો સમાવેશ હોવાથી એ એક જ વાચન કરી ઊંચુ મૂકી દઈ શકાય એવું નથી. એમાં કેટલીક વાર પુનરુક્તિ હોવાનુ લાગશે પણ પુનરુકિત જેવાંયે તે વાક્યોને વાચક સરખાવશે તો જોશે કે દરેક વાક્યમાં કોઈક નવા ભાવ કે વિચાર પર વાચકનુ ધ્યાન ખેચવામાં આવ્યુ છે, માત્ર વાચાળતાની પુનરુકિત નથી.

* * *

પૂ૦ નાથની આવું પુસ્તક લખવા માટે યોગ્યતા કેટલી છે તે જાણવાની વાચકને સ્વાભાવિક રીતે જ જિજ્ઞાસા થાય. એમના જીવનની વિગતો એમની તથા એમના બાળમિત્રો, કુટુંબીજનો વગેરેની પાસેથી મેળવી ટૂંકું ચરિત્ર લખવું એવી અમને પહેલાં ઇચ્છા થઈ પણ એમાં કુટુંબીજનો તો ઘરગતુ વિવિધ વિગતો જ આપી શકે. એ વાંચવી ગમે એવી રીતે ભલે શણગારી શકાય પણ એવી વિગતોનો જો સમાજના કલ્યાણાર્થે ખાસ ઉપયોગ ન હોય તો તે આપવાની શી જરૂર, અને તે મેળવવા માટે સમય અને શ્રમ કરવાની શી જરૂર એવો પૂ૦ નાથનો મત થયો જે વિગતો જાણવાથી વાચકને તથા સમાજને લાભ થાય એમ હોય, જે પુસ્તકને વાંચવા, સમજવા તથા શા માટે અને કેવી રીતે પૂ૦ નાથ અમુક વિચારો ઉપર આવ્યા તે જાણવા માટે ઉપયોગી હોય, તેવી વિગતો આપી હોય તો તે યોગ્ય ગણાય તેવી વિગતો તો એ પોતે જ આપી શકે મિત્રો, કુટુંબીજનો વગેરે પાસેથી એમણે કરેલી સાધનાઓ, એકાન્તના અભ્યાસો, વિવિધ ગુરુઓ વગેરેના સમાગમો, મનના મંથનો વગેરેની વિગતો મળી શકે

નહીં. કાકાસાહેબ, સ્વામી આનંદ, વગેરે જેવા કેટલાક મિત્રો જે એમની સાધનાના કાળ દરમ્યાન જ એમને ઓળખતા થયા, તેઓ પણ એમને માત્ર એક વ્યાકુળ સાધક તરીકે જ બતાવી શકે એમ એમને લાગ્યુ તેમના અંતરમા ભારે વલોપાત હતો, કાળાતરે તે શમી ગયો, અને શમી ગયા પછી તેમણે પોતાના સર્વે મિત્રોને જણાવી દીધુ કે તેમની વ્યાકુળતા શમી ગઈ છે અને શોધ પૂરી થઈ છે. પણ શી વ્યાકુળતા હતી, શી રીતે શમી ગઈ તે વિષે એમને એ મિત્રો સાથે પણ ચર્ચા કરવાનો પ્રસગ પડ્યો નહોતો. આથી એ જેટલું પોતે કહી શકે તેટલાથી અમારે સંતોષ માનવાનો હતો. એ વિષે કાંઈક અંગત માહિતી આવશ્યક હતી એ વાત એમણે સ્વીકારી અને સામાન્ય રીતે પોતા વિષે ન કહેવાનો સંકોચ છોડી, 'પોતાનો પરિચય જાતે જ લખી આપવાનુ સ્વીકાર્યું. આમ પુસ્તક સાથે એમનો અંગત પરિચય પણ એમને જ હાથે લખાયેલો વાચકને પ્રાપ્ત થાય છે એમાં થોડું અમારા અગત પરિચય-માથી અમે ઉમેરીએ તો તે વાચકને અયોગ્ય નહીં લાગે એવી આશા રાખીએ છીએ

પૂ૦ નાથનો અમને પહેલો પરિચય થયો ત્યારે તેમની ઉંમર ચાળીસથી ઓછી હતી અને ઊંચું વ્યાયામથી કસાયેલું, મજબૂત શરીર ઉંમર હતી તે કરતાયે નાની દેખાડતું હવે લગભગ ૭૦ વર્ષના થયા છે, એટલે સ્વાભાવિક રીતે જ દેખાવમાં ઘણો ફરક પડી ગયો છે અનેક મંદવાડો અને સખત જીવનને લીધે એટલી શક્તિ નથી રહી છતાં મૂળ મજબૂત બાધો તો કોઈ પણ જોઈ શકે છે

પૂ૦ નાથની નૈસર્ગિક પ્રકૃતિ ક્ષત્રિયની ગણાય કોઈ આખ લાલ કરીને એમને બિવડાવી નહી શકે; કોઈનાથી તે અંજાય કે તેની શેહમાં તણાય તેવા નથી. ઈશ્વરભાવ — એટલે બીજાને અનુશાસનમાં રાખવાની શક્તિ — જરૂર પ્રમાણે વાપરતા એમને આવડે છે નિયમોનુ પાલન કરાવવામા ધારે તો કઠોર થઈ શકે છે. એક બળવાન સેના ઊભી કરી, અંગ્રેજ સરકારને લડાઈ આપી દેશને સ્વતંત્ર કરવાની યુવાવસ્થાની

મહત્ત્વાકાંક્ષા હોવાથી સેનાપતિને માટે આવશ્યક ગુણો એમણે પ્રયત્નપૂર્વક કેળવ્યા પણ હતા એટલે કે સાથીઓ પર દાબ રાખવો, પોતાની યોજનાઓ અથવા પોતે કરેલાં કામો વિષે જ્યાં ત્યાં વાતો કરવી નહીં, બલ્કે પોતાના હાથ નીચેના માણસોને પણ જેને જેટલી જરૂર હોય તેટલી જ વાત કરવી કના કામની વાત ખને ન કરવી, ખના કામની વાત કને ન કરવી, કોઈ કાંઈ પૂછે તો પૃચ્છું માટે કહેવું જ એમ નહી, ઉત્તર આપવા જેવું લાગે તો જ કહેવું, અને પૂછે તેટલું જ કહેવુ.

આ સ્વભાવ ત્રીસ વર્ષ પર હતો, પણ હવે તે સ્વભાવ રાખવાનુ પ્રયોજન ન રહેવાથી ઘણો ફરક પડી ગયો છે ખરો છતા તેની ઝળક આજે પણ જોઈ શકાય. આ સ્વભાવને લીધે અમને શરૂઆતમાં અમારી મૂંઝવણો દૂર કરાવવામા કાંઈક મુશ્કેલીઓ પણ નડતી. એમનુ શાસન કડક પણ લાગતું. અને પોતાની મેળે તો ભાગ્યે જ કશું કહે તેથી આ પુસ્તકમાં જે વિચારો ઘણી સ્પષ્ટતાથી અને જોર દઈને કહ્યા છે, તે અમે પોતે તો વર્ષો દરમ્યાનમા છૂટક છૂટક રીતે જ જાણ્યા છે અને કેટલાક તો છેલ્લા થોડા વર્ષમાં જ વધારે સ્પષ્ટ થયા છે.

* * *

ગ્રંથોમાં ઈશ્વરની ગુણરૂપે ઉપાસના અનેક રીતની બતાવવામાં આવી છે. જેમ કે, સત્યરૂપે, પ્રેમરૂપે, આનંદરૂપે, અહિંસારૂપે, સૌંદર્યરૂપે, જ્ઞાનરૂપે વગેરે. પૂ૦ નાથે ઈશ્વરની સાધના કરુણામૂર્તિરૂપે કરી છે. કરુણાશીલતા એ એમના સ્વભાવનું તરી આવતુ અંગ કહી શકાય. સંસારમા સ્વાર્થ, દુઃખ અને કપટ જ ભરેલાં છે, મા, બાપ, બંધુ બધાં સ્વાર્થનાં સગા છે, એમ જોઈ ઘણા સાધકો સંસારથી ત્રાસી, કંટાળી તેના પર રીસે ભરાઈ, ઉદ્વિગ્ન થઈ, તેનો ત્યાગ કરી, બધાથી જુદા પડીને રહેવાનો માર્ગ લે છે. નાથે જોયુ કે બીજા દેશની વાત તો બીજા દેશવાળા જાણે, ભારતની પ્રજાનુ જીવન તો અવશ્ય આ દોષોથી ભરેલુ છે. પણ તેમને પોતાને સગાવહાલાં પાસેથી કાંઈ મેળવવું નહોતું, તેમને પોતાની ફિકર નહોતી. તેથી પોતાને માટે જગત પર કે સગાસ્નેહીઓ

પર રીસ કરવાની જરૂર નહોતી તે માટે તેમનો ત્યાગ કરવાનીયે જરૂર નહોતી. પરંતુ આ ખામીઓને લીધે ભારતની પ્રજા પરતંત્ર, દુ:ખી, દરિદ્રી, પુરુષાર્થહીન, કાયર, અંતઃકલહોથી ફૂટેલી, અને દયાજનક સ્થિતિમા છે જેનામાં કાંઈક સાધુતા છે, ઉદાત્ત ભાવનાઓ છે, તીવ્ર ઈશ્વરશ્રદ્ધા તથા ઉચ્ચ જીવન માટે વ્યાકુળતા છે, તે બધા તે સંસારનો ત્યાગ કરવાની જ આધ્યાત્મિકતા સ્વીકારે, તો એ પ્રજા કલ્પને અંતે પણ શી રીતે ઊંચે આવે? આમ સંસારના દુ:ખનું જે દર્શન અનેક સાધુઓને તેનો ત્યાગ કરવાની પ્રેરણા આપનારુ થઈ પડે છે, તેણે નાથમા કરુણાભાવે તેની સેવા કરવાની અને તેની મુક્તિનો માર્ગ ખોળવા માટે ઈશ્વરને શોધવાની પ્રેરણા કરી લોકો પોતપોતાના કર્માનુસાર માયામા ગોથાં ખાતા રહે તેમને છોડાવવાનો અભરખો છોડી દેવો, પોતાનુ આત્મરાજ્ય મેળવી લઈ નિવૃત્તિનુ અને બ્રહ્મનુ અખંડ સુખ અને બધાં દુ:ખોનો નાશ કરનારું મોક્ષનું ધ્યેય સર કરી લેવુ, અને તેવા અધિકારીઓને જ જીવનના શેષ કાળમાં મદદ કરવી, અને બને તો તેમને પણ કર્મમાર્ગથી ખેંચી લેવા, એવા ધ્યેયથી એમને સંતોષ ન થયો

*　　　*　　　*

એમણે અમને જે નવુ ધ્યેય આપ્યુ તે આ; અને તેમના સમાગમમા જેઓ જેઓ આવે છે, તેમને એક રીતે કે બીજી રીતે જે તેઓ સમજાવવા ઇચ્છે તે આ જ તમારામાં જે કોઈ સદ્‌વૃત્તિઓ છે, મુમુક્ષુતા છે તેનો ઉપયોગ બીજાનાં દુ:ખો ઓછા કરવામાં કરો, સમાજને તમારા સદ્‌ગુણોનો ચેપ લગાડો; તમારા ગુણોથી અલ્પ સંતુષ્ટ ન રહો, તેને સતત વધારતા રહો, તમારી વિવેકબુદ્ધિને સદાય સરાણુ પર ઘસેલી રાખો, તે માટે ચિત્તની અપાર શક્તિઓનુ શોધન કરો અને તે કેળવો, ધ્યાન વગેરેનો અભ્યાસ કરો, શરીર કસો, અને યોગાભ્યાસ વગેરેને તેનાં સાધન માનો પણ ઈશ્વરનો કે આત્માનો સાક્ષાત્કાર કરવો, આનંદમાં નિમગ્ન થઈ જવુ, ગંગાતીરે હિમગિરિશિલા પર પદ્માસન વાળી

નિર્વિકલ્પ સમાધિમાં ડૂબી જવું વગેરે ધ્યેયોમાં રમમાણ ન રહો. ઈશ્વર અને આત્માનો નિશ્ચય કરી લઈ, તેમા નિષ્ઠા રાખો. ઈશ્વરનિષ્ઠા તથા આત્મનિષ્ઠાનુ જે મહત્ત્વ છે તે જગતને સુખી કરવા, સમાજને ઉન્નત કરવા અને તમારી મનુષ્યતાનો વિકાસ કરવા માટે છે. સર્વ જીવોનું સુખ, સમાજની ઉન્નતિ, મનુષ્યમા માણસાઈનો વિકાસ—એનુ જીવન માટે મહત્ત્વ છે. સાક્ષાત્કાર, મુક્તિ, નિર્વિકલ્પ સમાધિ એ જીવનનાં ધ્યેય નથી તેમાં તો સ્વચ્છંદ પણ હોય, અને તે દંભનાં સાધન પણ થઈ શકે.

આ એમના ઉપદેશના પાયા છે. એની વિશદતા આ પુસ્તકમાં કરેલી જોવામાં આવશે.

*　　　*　　　*

કરુણારૂપે ઈશ્વરની આવી ઉપાસનાનુ નાથના સ્વભાવ પર એક મોટુ પરિણામ એ આવ્યુ છે કે માંદાની શુશ્રૂષા, અને સગાંઓના મંદવાડ તથા મરણથી વિપત્તિમા સંડોવાયેલા કુટુંબીજનોની ફિકર અને તેમને માટે પરિશ્રમ એ એમના જીવનનો સૌથી મહત્ત્વનો વ્યવસાય બની ગયો છે. સગાવહાલાં, સ્નેહી વગેરેના સુખના પ્રસંગોમાં એ હાજર હોય જ એમ ન કહેવાય પણ કોઈક માદુ છે, અને યોગ્ય શુશ્રૂષાને અભાવે અથવા સમભાવી સ્નેહીઓને અભાવે મૂઝવણમાં છે, તેની એમને ખબર પડે છતાં પોતે જાય નહીં એમ ન બને અને નાથની શુશ્રૂષા મા પણ ન કરી શકે એટલી કાળજીભરેલી હોય. ઘણાં વર્ષ ઉપર એમની શુશ્રૂષાનો અનુભવ કરનાર એક મિત્રે કહ્યુ હતું કે જો નાથ શુશ્રૂષા કરવા મળે તો તે માટે ફરીથી માદા પડવાનું મન થાય એવું છે! પૂ૦ નાથ કોઈ સંસ્થા ચલાવવાની કે બીજી મોટી પ્રવૃત્તિમાં પડી શકયા નહી, તેનુ એક મહત્ત્વનું કારણ વારંવાર આવી પડતી માદાઓની શુશ્રૂષા-પરિચર્યા કહી શકાય.

ક્ષાત્ર સ્વભાવ, કરુણા અને યોગીપણાની ખ્યાતિ જેને માટે હોય અને પુસ્તકના વાચનથી જ જે તેમનો પરિચય કરે, તેને નાથ એક

ઉગ્ર-ગંભીર, ભીડેલા હોઠવાળા પુરુષ હશે એવી કલ્પના થવા સંભવ છે. પણ એવો ભય રાખવાનું કારણ નથી. નાથ પાસે ન ખૂટનારો વિનોદ પણ રહે છે, અને ગભીર ચર્ચા અને હાસ્યના ફુવારાનો મનોહર મેળ થાય છે.

પુસ્તકના સંપાદનમાં અમને નવજીવન કાર્યાલયની જે મદદ મળી છે, અને ખાસ કરીને શ્રી પાંડુરંગ દેશપાંડેએ અનુવાદ જોઈ જવામાં જે શ્રમ કર્યો છે તેનો અમારે ઉલ્લેખ કરવો જ જોઈએ.

* * *

અમે આશા રાખીએ છીએ કે જેમ અમને પોતાને આ પુસ્તક તૈયાર કરતાં કૃતાર્થતા લાગી છે, તેમ વાચકને પણ તેનુ અધ્યયન સતોષપ્રદ થશે.

**કિશોરલાલ ઘ० મશરૂવાળા**

તા ૨૮–૪–'૫૧ **રમણીકલાલ મ० મોદી**

# પ્રસ્તાવના

આ પુસ્તકમાં જે લેખો અને વિચારો આપવામાં આવ્યા છે તે જીવન વિષેના અનેક પ્રકારના અનુભવો પરથી લખવામાં આવ્યા છે. અનેક વિચારશીલ વ્યક્તિઓ સાથે થયેલી વાતચીતમાંથી પણ મને જ્ઞાન મળ્યુ છે. તે જ્ઞાનને વિવેકની દૃષ્ટિથી પારખ્યા પછી જ મે તેને મહત્ત્વ આપ્યુ છે તેથી અનુમાન, તર્ક, કલ્પના કે શ્રદ્ધાને આધારે આમાં ભાગ્યે જ કશું લખવામાં આવ્યુ હશે આ વિચારો વાચીને શ્રદ્ધાવાન ભાવિકોના, કોઈ તત્ત્વજ્ઞાનીઓના તેમ જ પરંપરાગત માન્યતા પ્રમાણે ધર્મ, અધ્યાત્મ, ઈશ્વર વિષે આસ્તિકતા રાખનારાઓનાં મન દુભાવાનો સંભવ છે પણ તે બધાને મારી નમ્ર વિનતી છે કે આ પુસ્તકમાં લખેલા મારા કોઈ પણ શબ્દ પર તેઓ ભલે વિશ્વાસ ન રાખે; પણ મારે પોતાને વિષે હુ જે નીચેના વાક્યો નીચે લખુ છુ તે પર તેઓ અવશ્ય વિશ્વાસ રાખે · "શ્રદ્ધા અને ભાવિકતાની પરાકાષ્ઠા, તત્ત્વજ્ઞાન અને સંતવચનો પર અનન્ય નિષ્ઠા, ધર્મ, અધ્યાત્મ, ઈશ્વર વગેરેની બાબતમાં અપાર આસ્તિકતા, વગેરે બધી ભૂમિકાઓના અનુભવોમાંથી અને તે અનુભવો માટે અનેક પ્રકારે સહન કરીને હુ અહી દર્શાવેલા વિચારો પર આવ્યો છુ. આધ્યાત્મિક હેતુને માટે મારે જેમ અજ્ઞાનને કારણે નકામુ સહન કરવું પડ્યું તેવી રીતે કોઈને સહન ન કરવું પડે એ એક કરુણાપૂર્ણ ઉદ્દેશ આ બધા લખાણની પાછળ મુખ્યત્વે છે ઉપરાત, માનવજાતિનો ઉત્કર્ષ અને ઉન્નતિ કરવામાં આ વિચારો અનેક રીતે ઉપયોગી થઈ શકશે એમ અનેક લોકો સ્વાનુભવથી કહેવા લાગ્યા તે પરથી હું તે પ્રસિદ્ધ કરવા તૈયાર થયો છુ આ વિચારો સમાજ આગળ રજૂ કરવા માટે હું ઉતાવળ કરી રહ્યો છુ એમ પણ મને લાગતું નથી.

ઉદાત્ત હેતુની પાછળ પચાસ વર્ષ સાધનામાં અને પ્રત્યક્ષ સેવાકાર્યમાં ગાળ્યા પછી અને અનેકોનાં જીવન પર તેમની સારી અસર થયેલી દેખાયા પછી જ મેં આ કામ હાથમાં લીધું છે.”

એ અનુભવો ક્યા, તે ક્રમ ક્રમ થતા ગયા અને તેમાંથી મેં શો શો સાર કાઢયો વગેરેનો કંઈક ખ્યાલ આપ્યા વિના મારી વિચારસરણી અને તેની યોગ્યાયોગ્યતા વિષે તેઓ ગોટાળામાં પડી જાય એવો સંભવ છે. તેથી મારા જીવન વિષે તેમ જ સાધના વિષે કંઈક લખવું મને અનિવાર્ય લાગે છે. અને એટલા માટે જ પુસ્તકની શરૂઆતમાં મેં મારા ‘આત્મપરિચય’નું પ્રકરણ આપ્યુ છે.

આ પુસ્તકમાં દર્શાવેલા વિચારો વાચકો વધારે સ્પષ્ટતાથી સમજી શકે એ રીતે રજૂ થાય તે માટે વખતોવખત સૂચના કરીને મારા મિત્ર શ્રી કિશોરલાલ મશરૂવાળા અને શ્રી રમણીકલાલ મોદીએ મને જે પ્રેમપૂર્વક મદદ કરી તેનો નિર્દેશ આ સ્થળે કરવો મને જરૂરનો લાગે છે. ખાસ કરીને શ્રી રમણીકલાલ મોદીએ દરેક મહત્ત્વના વિચારની મારા તરફથી સ્પષ્ટતા થાય તે માટે જે સૂક્ષ્મતા, દૂરદર્શિતા, પૃથક્કરણશક્તિ, અને વાચકો માટે કાળજીભરી લાગણી બતાવી તે બધાનો પ્રસ્તુત પુસ્તક લખવામાં ઘણો ઉપયોગ થયો છે.

મારામાં વિદ્વત્તા અને લેખનકૌશલ્ય ન હોવાથી એ દૃષ્ટિથી વાચકોને પુસ્તકમાં કેટલીક ઊણપો જણાવાનો સંભવ છે. તેમ છતાં એમાં મનન કરવા યોગ્ય, આદરણીય અને આચરણીય જે જે કંઈ વાચકોને જણાય તે બધાનું કર્તૃત્વ વિશ્વચાલક પરમાત્માનું છે. તે માટે હૃદયપૂર્વક અત્યંત કૃતજ્ઞપણે અને વિનમ્રપણે હાથ જોડીને માથું નમાવવા ઉપરાંત હું શું કરી શકું?

શાંતિકુંજ, નાયગાવ ક્રૉસરોડ
દાદર, મુંબઈ ૧૪
૪–૧૨–’૫૦

**કેદારનાથ**

# આત્મપરિચય

## ૧. જીવનની રૂપરેખા

મારા પિતાશ્રીનું નામ આપ્પાજી બળવંત. અટક કુળકર્ણી. કાર્ય અંગે દેશપાંડે પણ કહેવાતા. કુલાબા જિલ્લાનુ પાલી અમારા પૂર્વજોનુ ઘણાં વર્ષોથી રહેવાનુ ગામ ત્યાંનું મુખીપણુ અને બીજાં વતન પણ વંશપરંપરાથી અમારા કુટુંબમાં ચાલતાં આવેલાં. મારા પિતાશ્રી અને તેમના પાંચ ભાઈ અને એ બધાનો પરિવાર મળીને અમારું કુટુંબ ઘણું વિશાળ હતું પિતાશ્રીને સરકારી નોકરીને કારણે બહાર ગામ રહેવું પડતુ થાણા, રત્નાગિરિ, ખાનદેશ વગેરે જિલ્લાઓમાં અનેક જગ્યાએ તેમને નોકરી અંગે રહેવાનુ થયુ હતું. મારું બાળપણ આ ત્રણ ચાર જિલ્લાઓમાં ગયુ છે. મારો જન્મ ઈ. સ. ૧૮૮૩માં થયો.

શિક્ષણ

અમે કુલ ૭ ભાઈઓ અને ત્રણ બહેનો મળીને નવ ભાંડુઓ હતાં. ઘરની સ્થિતિ મધ્યમ હોવાથી અમારી રહેણી પણ સાદી હતી. અમારાં માતુશ્રી હું નવદશ વર્ષનો હતો ત્યારે અવસાન પામ્યા. ત્યારથી અમારી સંભાળ લેવાની બધી જવાબદારી પિતાશ્રી પર પડી માતુશ્રીના મૃત્યુ પછી અમે બધા ભાઈઓ અને એક નાની બહેન પૂના રહેવા ગયાં. ત્યાં મારું થોડુંક ભણતર થયુ ૧૮૯૩થી '૯૭ સુધીનો મારો સમય પૂનામાં ગયો ત્યાર પછી ખાનદેશમા શિરપુર અને ધૂળિયામાં મારું થોડુંક શિક્ષણ થયુ. ધૂળિયામાં અંગ્રેજી પાંચમીમા હતો ત્યારે મે શાળા છોડી. ૧૯૦૧ની સાલ હશે મારી ઉમર તે વખતે સત્તર વર્ષની હશે

देशप्रेमना सस्कार

મેં શિક્ષણ છોડયું તે વખતે કોઈ પણ રાષ્ટ્રીય પ્રવૃત્તિ દેશમા ચાલુ નહોતી. રાષ્ટ્રીય મહાસભાની પ્રવૃત્તિ ત્યારે એટલી સંકુચિત હતી કે તેનો વિદ્યાર્થીવર્ગ સાથે કશો જ સંબંધ આવતો ન હતો. વર્તમાનપત્રો

કે ભાષણોનો પણ તે કાળ નહોતો. નાનપણમાં ચારપાંચ ભાષણો સાંભળવાના પ્રસંગો મને યાદ છે. તેમાંનાં બેત્રણ સ્વદેશી પર હતાં. ઇતિહાસના વાચન પરથી આપણા દેશ અને પૂર્વજો વિષે અભિમાન અને ચાલુ પરિસ્થિતિ વિષે દુ:ખ થતુ, એવું મને સ્મરણ છે. કયાં કારણો કે સંસ્કારોને લીધે તે હુ નક્કી કહી શકતો નથી, પણ આઠમા વરસથી મારા મનમાં સ્વતંત્રતાની ભાવના અસ્પષ્ટપણે પેદા થયાનુ મને યાદ આવે છે. મને એ પણ યાદ આવે છે કે તે વખતે હુ રત્નાગિરિ જિલ્લામાં રાજાપુર ગામે હતો. તે વખતે પિતાશ્રી પાસે એક ગૃહસ્થ આવતા. તેઓ ૧૮૫૭ના બળવામાં હતા અને તેમણે પોતાનુ નામ બદલી નાખ્યુ હતું. તેમના તરફથી અજાણપણે કોઈ સંસ્કારો મને મળ્યા હતા કે કેમ તે મને અત્યારે યાદ આવતું નથી. તે કાળે ઉદ્ભવેલી તે ભાવનાનુ પોષણ પૂના આવ્યા પછી થયુ. રેંડ અને આયર્સ્ટના ખૂન થયાં ત્યારે હુ પૂનામાં હતો. ૧૮૯૭ અને '૯૯ના દુકાળ વખતની લોકસ્થિતિ જોઈને અને સાભળીને મન બહુ વ્યાકુળ થતું. તેર ચૌદ વર્ષનો થયો ત્યારથી દેશ સ્વતત્ર થવો જોઈએ એમ સ્પષ્ટપણે લાગવા માંડયું હતુ. એ જ ભાવના આગળ જતાં વધુ ને વધુ પ્રબળ થતી ગઈ ચાલુ શિક્ષણથી દેશને સ્વતત્ર કરી શકાવાનો નથી એમ ખાતરીપૂર્વક સમજાયા પછી એ જ શિક્ષણ લેતાં રહેવુ મને અસહ્ય થઈ પડયું અને તેનું જ પરિણામ છેવટે શિક્ષણ છોડવામાં આવ્યુ.

**આદર્શ વિષે મારી કલ્પના**

શિક્ષણમાં પ્રથમ કોટિના વિદ્યાર્થીઓમા મારી ગણના નહોતી થતી. એવી અભિલાષા પણ મને નહોતી તેમ છતાં વર્ગમા મારો નબર સાધારણ રીતે ઉપર જ રહેતો. ક્રિકેટ અને બીજી કેટલીક રમતોમાં માત્ર મારી બરોબરીના વિદ્યાર્થીઓમાં હું પહેલા વર્ગનો હતો. પણ દેશના વિચારો જેમ જેમ મનમાં વધારે ને વધારે આવવા લાગ્યા, સ્વાતંત્ર્ય માટે આપણે કંઈક કરવુ જોઈએ, કંઈક ત્યાગ, સાહસ, પુરુષાર્થ કરવો જોઈએ, વગેરે વિચારો જેમ જેમ આવવા લાગ્યા તેમ

તેમ રમતગમતનો શોખ ઓછો થવા માંડ્યો, અને વ્યાયામ તથા તેને અગેના શિક્ષણની જરૂર જણાવા લાગી; અને એ જ હેતુથી તે શિક્ષણ લેવા લાગ્યો શાળાનુ ભણતર છોડી દીધા પછી તરત જ વ્યાયામની મારફત જુવાનોમાં બળ અને ઉત્સાહ પેદા કરી તેમને રાષ્ટ્રીય કાર્યમા પ્રવૃત્ત કરવાનો પ્રયત્ન મે શરૂ કર્યો. જાતે સ્વદેશી વ્રત લીધુ અને બીજા પાસે પણ તે લેવડાવવા લાગ્યો. પચાસ વર્ષ પહેલાંના તે જમાનામાં સમાજમાં મારા વિચાર પ્રમાણેની કોઈ પણ આદર્શ વ્યક્તિ મારી જાણમાં નહોતી તેથી સમર્થ રામદાસ અને છત્રપતિ શિવાજી મહારાજ મને આદર્શ વિભૂતિઓ લાગતા મારા રાષ્ટ્રીય વિચારોનુ વલણ લગભગ તેમના વિચારોને અનુરૂપ હતુ. ઈશ્વર, ધર્મ, નીતિ, ચારિત્ર્ય, શીલ અને સદાચાર પર મારી પહેલેથી જ શ્રદ્ધા હતી પોતાના સુખ માટે રુચિ નહોતી સેવાવૃત્તિ હતી દાસબોધ, मनाचे श्लोक, અને સત તુકારામના અભગોની ખૂબ ઊંડી અસર મન પર તે જ કાળે થયેલી પિતાશ્રીને મોઢે કોઈ કોઈ વાર સાભળવા મળતાં ભક્તિનાં પદ્યો અને શ્લોકોને લીધે એ જ સંસ્કારો દૃઢ થતા ગયા.

चारित्र्यनो सस्कार

વ્યાયામ દ્વારા શરીરબળ અને ઈશ્વર, સદાચાર વગેરે પરની શ્રદ્ધાને લીધે ચારિત્ર્યબળનો વિકાસ થયા વગર આપણે દેશનુ કાર્ય કરી શકીશુ નહી, એવી શરૂઆતથી જ મારી દૃઢ માન્યતા હોવાથી, એ જ જાતના સસ્કારો પોતાના પર તેમ જ સમાજ પર પાડવાનો મારો પ્રયત્ન મારી શક્તિ પ્રમાણે ચાલુ હતો. એ જ અરસામાં શસ્ત્રવિદ્યામાં પારગત એવા એક ગૃહસ્થની સોબત મને થઈ તેઓ પોલીસખાતામાં સરકારી નોકર હતા અને પેન્શન લેવાની તૈયારીમા હતા જાતે મરાઠા હતા. તેમનું શરીર કસાયેલું હતું જુવાનીમાં સરકારની સામે બળવો કરેલો તેમાં સરકારે તેમને માફી બક્ષીને પોલીસ ખાતામા નોકરી આપેલી. મારા પર તેઓ બહુ પ્રસન્ન હતા મને શીખવવા માટે તેઓ કોઈ કોઈ વખત વ્યાયામશાળામા આવતા શસ્ત્રવિદ્યામાંની તેમની પ્રવીણતા જોઈને

અને તેમને માટે ઘણો આદર લાગતો. પણ તે કરતાંય વધારે આદર તેમની ચારિત્ર્યપરની નિષ્ઠા જોઈને થતો. પેન્શન લઈને પોતાને ગામ જતી વખતે તેમણે અમારામાંના કેટલાક ખાસ ભાઈઓને જે ઉપદેશ કર્યો તે મારા ધ્યાનમાં કાયમનો રહ્યો છે. તેમણે કહ્યું, "મારા પિતાશ્રીએ મારી ભરજુવાનીમાં મને કરેલા ઉપદેશના શબ્દો હુ આજે તમને કહું છુ. તેમનો હું એકનો એક દીકરો હતો. તેમણે મને આગ્રહપૂર્વક કહ્યું હતું કે 'ત્રીસ વર્ષનો થાય તે પહેલાં તુ લગ્ન કરીશ નહીં શરીર અને મન દૃઢ અને પવિત્ર રાખજે. વ્યાયામ કદી છોડીશ નહીં તારું શરીર એવું ખડતલ અને મજબૂત થવુ જોઈએ કે તારે પથ્થર પર પડવાનો પ્રસંગ આવે તો પથ્થરને તારો ડર લાગે પણ તને તેનો ડર ન લાગવો જોઈએ સદાચાર અને શીલ પર શ્રદ્ધા રાખજે ધનથી લોભાઈશ નહીં. સ્ત્રીઓને વિષે આદર અને પવિત્ર ભાવ રાખજે. ઈશ્વરને કદી ભૂલીશ નહીં. પોતાને સુખી કરવા કરતાં બીજાને સુખી કરવામાં આનંદ માનજે. આ રીતે વર્તીશ તો તારું જીવન ધન્ય થશે.' તેમનો મને આ ઉપદેશ હતો. હું પણ આ જ વસ્તુ તમને આગ્રહપૂર્વક કહુ છુ. આ પ્રમાણે વર્તવામાં તમારું કલ્યાણ છે" આટલુ કહીને તેઓ આગળ બોલ્યા: "પિતાશ્રીના મૃત્યુ પછી કેટલીક કૌટુંબિક મુશ્કેલીઓને લીધે મારે અઠ્ઠાવીસમે વરસે લગ્ન કરવું પડ્યુ. પણ તેમણે કહેલો ઉપદેશ ભૂલીને હું કદીયે વર્ત્યો નથી." આવા અર્થનો ઉપદેશ તેમણે ટૂંકમાં અમને આપ્યો. વ્યાયામ અને બીજાઓને ઉપયોગી થવા વિષે તેમાં આગ્રહ હોવાથી મને તે તરત જ ગળે ઊતરી ગયો દ્રવ્ય અને સ્ત્રી વિષેનો મોહ એ શી આફતો છે એનું મને તે ઉમરે ભાન સરખું ન હતુ. છતાં તે વિષેના ઉપદેશમાં પણ મને ઘણી ગંભીરતા લાગ્યા વિના રહી નહીં ત્યાગ અને સાદાઈ પ્રત્યે પહેલેથી જ મને કંઈક અંશે આકર્ષણ હોવું જોઈએ એમ મારું જીવન તપાસતાં લાગે છે. અંગ્રેજી બીજીમા હતો ત્યારે હંટરના ઇતિહાસમાથી ગૌતમ બુદ્ધના ગૃહત્યાગનું વર્ણન વાંચતાં જ તેની છાપ મારા મન પર પડી હતી. તે જ પ્રમાણે શંકરાચાર્ય, જ્ઞાનેશ્વર,

રામદાસ વગેરેનાં જીવનચરિત્રોની પણ મારા મન પર અસર થઈ હતી. ત્યાગી પુરુષોનાં જીવનની અસર નાનપણથી જ મારા મન પર વિશેષ થતી. આવા જ કોઈ કારણસર ઉપર આપેલા ઉપદેશની મારા મન પર ઊંડી અસર થઈ હશે આપણા સમાજમાં બાપે દીકરાને આવી જાતનો ઉપદેશ કર્યાના દાખલા ભાગ્યે જ મળશે.

मारी प्रवृत्ति

વ્યાયામ અને તેને જ અગે બીજી કેટલીક પ્રવૃત્તિ થોડો સમય ખાનદેશમાં કર્યા પછી હું અમારા મૂળ ગામ પાલી આવ્યો અને ત્યાં તે જ પ્રવૃત્તિ અને સાથે સાથે ઘરની ખેતી વગેરેનુ કામ પણ કરવા લાગ્યો. મારી પ્રવૃત્તિને અગે હું અવારનવાર બહારગામ પણ જતો તે સમયની મારા મનની સ્થિતિનો વિચાર કરતાં મને આજે પણ લાગે છે કે મારામા આત્મવિશ્વાસ ઘણો જ હતો દેશસેવાના અને કાર્યના હેતુથી જેમને જેમને હું મળ્યો, મારા કામમાં જોડાવા માટે જેમને જેમને મેં આગ્રહ કર્યો તેમાથી ઘણું કરીને કોઈએ પણ મને નાકારો દીધો નહી તેમાંના ઘણા અનેક દૃષ્ટિથી મારા કરતાં મોટા અને શ્રેષ્ઠ હતા, તેમ છતાં દરેકના મન પર મારા બોલવાની છાપ પડચા વગર રહેતી નહી. તેથી મારામાં આત્મવિશ્વાસ સારી પેઠે વધતો ગયો.

गृहत्याग अने पुनरागमन

આવી સ્થિતિમાં ત્રણ ચાર વરસ વીતી ગયા પછી મને લાગવા માંડયું કે મારા સકલ્પિત હેતુની પાછળ પૂરેપૂરી રીતે લાગ્યા વગર એ કામ પાર નહીં પડે આવો વિચાર કરીને હુ પિતાશ્રીને પૂછ્યા વગર, કોઈને જણાવ્યા વગર, ઈ સ ૧૯૦૪માં ઘર છોડીને ચાલી નીકળ્યો. પિતાશ્રીને છોડીને જવુ ઘણુ કઠણુ લાગતું હતુ. પિતૃસેવાની ભાવના અને મારા જવાને લીધે પિતાશ્રીને થનારા દુખની કલ્પના મનને અત્યત વ્યાકુળ કરતી હતી. મનની એવી સ્થિતિમા, આશરે દોઢસો માઈલ ઉત્રાડે પગે પ્રવાસ કરીને સાધુવેષે સજ્જનગઢ પર ગયો સમર્થ રામદાસની સમાધિનુ દર્શન કર્યું. ત્યા જ થોડા દિવસ રહી પૂરા

આત્મવિશ્વાસથી ત્યાંથી નીકળ્યો. મારી ઉંમર, સંસ્કારો, જ્ઞાન, અનુભવ, સ્વભાવ અને આત્મવિશ્વાસ—એ બધાંને અનુરૂપ એવી જ મારા કાર્યની યોજના હતી. તે પાર પાડવાના ઉદ્દેશથી ફરતો હતો તે દરમ્યાન, તે સમયના સતારા જિલ્લાના એક આગળપડતા આગેવાન ગૃહસ્થને મળ્યો મારી ઉંમર તે વખતે ૨૦–૨૧ વરસની અને તેમની ૫૦–૫૨ વરસની હતી મે મારા વિચારો તેમને કહ્યા, પણ તે અમલમાં મૂકવા તેમને અશકય લાગ્યું. અને તેમ કરવા જતાં મારો માત્ર ચોક્કસ વિનાશ થશે એમ લાગવાથી તેમને મારી દયા આવી હોય, અથવા મારે વિષે વાત્સલ્ય લાગ્યું હોય, તેમણે એ વિચારોથી મને પાછો વાળવાનો ઘણો પ્રયત્ન કર્યો અને હુ તેમનુ માનતો નથી એમ જોઈને આ સાધુવેષ છોડયા વગર હું તને અહીંથી જવા દેવાનો નથી એવો તેમણે આગ્રહ પકડયો. દેશને ઉપયોગી થાય એવુ કંઈક શીખવા બાબત તેમણે મને ઉપદેશ કર્યો. તે માટે વ્યવસ્થા કરવાની બધી જવાબદારી પોતાને માથે લેવા તેઓ તૈયાર થયા. છેવટે તેમની આગળ મારું કશું ચાલશે નહીં એમ જોઈને મેં મારાં વસ્ત્રો તેમને હવાલે કર્યાં * ત્યાંથી નીકળ્યા પછી ફરીને સાધુવેષ લેવાનો મારો વિચાર હતો, પણ એટલામાં મારા એક મિત્ર પાલીમાં ઘણા બીમાર હોવાની મને ખબર પડી એટલે હુ ફરી ઘેર ગયો પિતાશ્રીને બધી હકીકત કહી તે જરાય ગુસ્સે થયા નહી. મિત્ર સાજો થયો હુ ફરી પાછો પહેલાંની જેમ થોડીક મારી પોતાની પ્રવૃત્તિ અને ઘરની ખેતીનું કામ કરવા લાગ્યો.

---

* ત્યાર બાદ પાચ વરસ પછી આ જ ગૃહસ્થ એક મોટી પરિષદમા પ્રમુખ તરીકે આવ્યા હતા ત્યારે મારી તેમની સાથે મુલાકાત થઈ. તે વખતે મારે વિષે તેમને સહેજે ઘણુ જાણવાનુ મળ્યુ ત્યારે, પાંચ વરસ પહેલાં મને ઓળખ્યા વિના કરેલા ઉપદેશ બદલ તેમને દુઃખ થયું મારાં વસ્ત્રો દેવઘરમા રાખ્યા છે અને પોતે તેના રોજ દર્શન કરે છે એમ તેમણે મને કહ્યું

बंगाळना भागला अने अमारी निराशा

આ જ અરસામાં બંગાળના ભાગલાને લીધે પેદા થયેલા પ્રક્ષોભમાંથી સ્વદેશીનું આંદોલન ઊઠ્યું. લોકજાગૃતિની દૃષ્ટિથી મને તે સારું લાગ્યુ. લોકોમાં દેશાભિમાન અને દેશ માટે સહન કરવાની વૃત્તિ પેદા થતી જોઈને ભાવિને વિષે મારા મનમાં આશા બંધાવા લાગી થોડાંક સાહસભર્યાં કામો પણ તે કાળમાં થયાં પણ બોમ્બ કે ગોળીની મદદથી કોઈ વ્યક્તિનું ખૂન કરવાને માર્ગે આપણો હેતુ પાર પડવાનો નથી એમ મને લાગતું હોવાથી તે સાધનો હાથમાં હોવા છતાં તે માર્ગે જવાની મને ઇચ્છા થઈ નહી. ૧૯૦૮–૦૯ સુધી દેશનુ વાતાવરણ ક્ષુબ્ધ જ રહ્યું. પણ ત્યાર પછી સરકારની ઉગ્ર દમનનીતિને લીધે બધે ભયનું વાતાવરણ ફેલાયું. દેશકાર્યની બાબતમાં બધે શિથિલતા આવી અમે જે માર્ગે જવાનો પ્રયત્ન કરી રહ્યા હતા તે માર્ગે જનારી ઘણી વ્યક્તિઓ નિરાશ થઈને પોતપોતાના જીવનવ્યવસાયમાં લાગી ગઈ.

अेकातनो निश्चय

આવી સ્થિતિમા મને મારી શક્તિનો અને લોકમાનસનો અંદાજ આવ્યો અને આપણે ઇચ્છીએ છીએ તે પ્રમાણે કરવાની મારા પોતાનામાં કે બીજા કોઈમાં પણ પાત્રતા નથી એ મને સમજાયું. હવે પછી શુ કરવુ એ સવાલ મારી સામે ઉપસ્થિત થયો દેશવિષયક કે સમાજવિષયક ધ્યેય છોડીને કેવળ વ્યક્તિગત કાર્યમા જીવન ગાળવા જેવી મારા મનની સ્થિતિ ન હતી મને કશું સૂઝતું નહોતું રસ્તો દેખાતો નહોતો દેશની સ્થિતિ દિવસે દિવસે અસહ્ય થવા લાગી એ સ્થિતિમાં સુખથી સમાધાનપૂર્વક દિવસ કાઢવાનું મારે માટે અશક્ય થયું. પરમેશ્વરની કૃપા સિવાય હવે આપણે માટે બીજો આધાર નથી અને આશા નથી એમ લાગવા માંડ્યુ દાસબોધ, જ્ઞાનેશ્વરી વાંચવાનો રિવાજ પહેલેથી જ હતો એ સંસ્કાર આ વખતે પ્રબળ થયો. એકાંતમા જઈ પરમેશ્વરનો આદેશ મેળવવો અને એ જ હવે આપણને આગળનો રસ્તો બતાવશે, એવા વિચારથી અને નિશ્ચયથી હું તેની આરાધનાને માર્ગે લાગ્યો.

ઉપવાસ, પારાયણ, અનુષ્ઠાન, ચિંતન, ધ્યાન વગેરે સાધનો દ્વારા મે એકાંતમાં આરાધના શરૂ કરી. ઈ સ. ૧૯૧૦ સુધી ખાનદેશ અને સતારા જિલ્લામાં, ક્યારેક ભાજેની ગુફામા રહ્યો. પણ ત્યાં મને જોઈએ તેવી નિરુપાધિકતા મળતી નથી એમ લાગવાથી ૧૯૧૧માં હુ હૃષીકેશ તરફ જઈને ત્યાં એકાંતમાં રહેવા લાગ્યો. આસનોનો અભ્યાસ પહેલેથી જ હતો પ્રાણાયામનુ પણ થોડુંક જ્ઞાન હતુ. તે જ અભ્યાસ આગળ ચલાવ્યો તેમાંથી જ આગળ ધારણા અને ધ્યાન પર ગયો એ સ્થિતિમાં માનસિક શક્તિ વધ્યાના અનેક અનુભવો થયા. પરંતુ જે મુખ્ય હેતુ માટે મેં આ બધો પ્રયત્ન ચલાવ્યો હતો તે સિદ્ધ ન થયો

साधना अने केटलाक 'अनुभवो

સાધનામાં થતા જુદા જુદા અને વધતા અનુભવોને લીધે મારા વિચારમાં અને તાત્કાલિક સાધ્યમાં પણ આગળ જતાં ફરક પડતો ગયો ઈશ્વરનો આદેશ, તેનું દર્શન, તેનો સાક્ષાત્કાર, એ સાધ્યો ગૌણ પડી જઈ તેનું 'જ્ઞાન' મેળવવું એ સાધ્ય પર હુ પછી આવ્યો એ બધા કાળ દરમ્યાન વ્યાકુળતા વધતી ગઈ. વચમાં વચમા ભયંકર નિરાશા પણ થતી. તે વખતે કોઈ માર્ગદર્શક મળે તો સારું એમ થતુ. તેની કૃપાથી પણ આપણુ સાધ્ય આપણને પ્રાપ્ત થશે એ વિચારથી એવો પ્રયત્ન પણ મેં ચાલુ રાખ્યો. એક સત્પુરુષના સમાગમમા કેટલાક દિવસ ગાળ્યા પણ ખરા મારા પર તેઓ પ્રસન્ન હતા, પણ તેમનુ ધ્યેય કેવળ સન્યાસ પર હોવાથી તેમને માર્ગે જવાની મને ઇચ્છા થઈ નહી. સંસાર અને વહેવાર છોડીને વૈરાગ્ય અને પરમાર્થને નામે હજારો માણસોને સંન્યાસીની ઢબે જીવન ગાળતા તે કાળે મે જોયા. તેમા કેટલાકનો મારી સાથે ઓછોવધતો સંબધ પણ આવ્યો. તેથી મારા જીવનધ્યેયની દૃષ્ટિથી મને કશો લાભ ન થયો તોય તેમનાં વિચાર, રહેણી, ટેવો, સસ્કાર, સ્વભાવ, તેમના ધ્યેયો વગેરેની મને માહિતી મળી જુદા જુદા સંપ્રદાયો, પથો, ગુરુશિષ્યસબધો અને પરંપરાઓ, જુદાં જુદા સાધનો, શક્તિપાત શક્તિસચરણ વિદ્યાઓ, દૂરદૃષ્ટિ, દૂરશ્રવણ જેવી સિદ્ધિઓ વગેરે વિષે મને થોડુક જ્ઞાન થયુ

ભક્તિ અને અધ્યાત્મ વિષેની આપણી જુદી જુદી કલ્પનાઓ, ભાવનાઓ, માન્યતાઓ, તર્કો અને તત્ત્વજ્ઞાનની જુદી જુદી પ્રણાલીઓ વગેરે ઘણી બાબતો હું જાણી શક્યો. વૈરાગ્યના ખરા ખોટા પ્રકારો; તેના જુદા જુદાં કારણો, ભ્રમ, દંભ તેમ જ સાધુવેરાગીઓના અખાડા, તે બધા વિષેનુ તેમનુ અભિમાન, તેમના ઠાઠ, તેમના આડંબર, તેમના વ્યસનો અને તેનાં કારણો વગેરેની માહિતી મને તે કાળમા જ થઈ. આવી રીતે સમાજ અને અધ્યાત્મ વિષેના મારા જ્ઞાનમાં એકદરે ઉમેરો થયો સાધનાના ઉદ્દેશથી મારે બે ત્રણ વાર હ્રષીકેશ તરફ જવુ પડયું એક વાર જમ્નોત્રી, ગંગોત્રી, કેદાર અને બદરીનારાયણ સુધી હું ભ્રમણ કરી આવ્યો એ પ્રવાસ દરમ્યાન કેટલીક સારી વ્યક્તિઓ સંન્યાસપદ્ધતિથી રહી પોતાની વિચારસરણી પ્રમાણે સાધન અને અભ્યાસ કરતી હતી, તેમની સાથે મારે મુલાકાત થઈ. તેમના અને મારા જીવનધ્યેયમા જોકે ફરક હતો તોય તેમની શાંતિ અને પ્રસન્નતા જોઈને મને આનંદ થયો ભ્રમણ કરી રહ્યો હતો ત્યારે જ મને સમજાયુ કે પોતાના ઉદ્દેશ માટે જેને કોઈ સાધન મળ્યુ હોય છે તે તે છોડીને રખડયા કરતો નથી. સાધનમાં ગતિ અટકયા પછી જ મારી વૃત્તિ ચંચળ બની અને ત્યારે જ હું કશી જ્ઞાનપ્રાપ્તિની આશા ન હોવા છતાં સેંકડો માઈલ નિરર્થક ફરતો રહ્યો.

સત્યનો નિર્ણય થયા વગર આપણો ધર્મ અને આપણુ આ કાળે સમાજવિષયક કર્તવ્ય શુ છે અને તે કેમ પાર પાડી શકાય તે આપણને નહીં સૂઝે એવી સમજણને લીધે ઉત્તરોત્તર થયેલા અનુભવો પરથી મારાં તાત્કાલિક સાધ્યો બદલાતાં ગયા, એ હુ અગાઉ કહી ગયો છુ આગળ અભ્યાસ કરતા આત્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાન, અદ્વૈતાનુભવ, ચિત્તનો લય વગેરે સાધ્યો પર પણ હુ ધીમે ધીમે પ્રગતિ કરતો ગયો ગ્રંથપ્રામાણ્ય એટલે ગ્રંથ પરથી પોતે કે તે વિષયમા જ્ઞાની ગણાયેલાઓએ કરેલી કલ્પનાઓને પ્રમાણભૂત માનતો આવ્યો હોવાથી જે વખતે જે કલ્પના મને સત્ય જણાઈ તેની પાછળ હું પડયો જીવનનાં પૂર ઉમંગ અને ઉત્સાહનાં લગભગ દસ વરસ સતત આ જ પ્રયત્નની પાછળ અત્યંત વ્યાકુળતામાં

ગયાં. જુદી જુદી ભૂમિકાઓ સાધીને મે જુદા જુદા અનુભવો લીધા. પણ એટલુ કરવા છતાં તે પરથી હું મારો ધર્મ કે મારું કર્તવ્ય નક્કી કરી શક્યો નહીં, અથવા જે કાર્ય કરવું જોઈએ એમ મને પહેલેથી લાગતું હતુ તે કરવાની શક્તિ અથવા પાત્રતા પણ મારામાં આવી નહીં.

ઇશ્વર સાક્ષાત્ દર્શન આપીને આપણને જ્ઞાન, બળ અને સામર્થ્ય આપે છે એ શ્રદ્ધાથી હુ પ્રથમ તેના દર્શન પાછળ પડયો. શ્રદ્ધા, સતત ચિંતન, ધ્યાન, અનુસંધાન, એકાગ્રતા અને બીજાં સાધનોને લીધે દર્શનના જેવા અનેક અનુભવો મને થયા. પણ તે આપણી જ કલ્પનાથી નિર્માણ કરેલા થોડા વખત પૂરતા અર્ધજાગ્રત અવસ્થાના આભાસો માત્ર છે, એવુ તે અનુભવોને વિવેકદષ્ટિથી બધી બાજુએથી તપાસતાં મને જણાયું તે બધા અનુભવોને રંગ, રૂપ, મેં જ આપેલાં હોવાથી તે બધાનો કર્તા હું જ છુ એ મારા ધ્યાનમાં આવ્યું. તે જ પ્રમાણે આત્મા અને બ્રહ્મનો સાક્ષાત્કાર, દર્શન, અદ્વૈતાનુભવ વગેરેની બાબતમાં પણ પ્રયત્ન કર્યા પછી તેમાં પણ ભ્રમ કયો, અને સત્ય શું, એનો મને બોધ થયો ઇશ્વર, આત્મા, બ્રહ્મ એ તત્ત્વો જુદાં જુદાં નથી, પરંતુ એક જ મહાન વ્યાપક તત્ત્વને આપણે આપેલા જુદા જુદા સંકેત કે નામ છે. એ તત્ત્વ દેખાય તેવું નથી, ભાસે તેવું નથી. તેમાંથી જ જગત અને આપણે બધાં નિર્માણ થયાં છીએ અને તે જ આપણા બધાનો આધાર છે, એ વાત તત્ત્વજ્ઞાનના અભ્યાસથી અને જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના નિરીક્ષણથી મારા ધ્યાનમાં આવી અને વિવેક અને નિશ્ચયથી એ વિચાર પર હું દઢ પણ થઈ શક્યો. અનંત વિશ્વના વ્યાપારમાં, તેમ જ આપણાં શરીર, બુદ્ધિ અને મનના દરેક કર્મમાં એ જ મહાન તત્ત્વ—એ જ શક્તિ—પ્રેરણા આપીને કામ કરે છે તેનું કાર્ય દેખાઈ આવે છે પણ તે શક્તિ પોતે અલગ દેખાવી શક્ય નથી. આપણે પોતે પણ તે જ શક્તિ છીએ. તેથી આપણું જ આપણને દર્શન થાય એ સંભવિત નથી, એ મને સમજાયું. ધ્યાન

अनुभवोनुं पृथक्करण

ધારણાના અભ્યાસથી ચિત્તની એક પછી એક ભૂમિકા સાધતા સાધતાં છેવટે તેનો લય પણ સાધી શકાય છે તેમ જ ઈશ્વર વિષેની ભાવનામા ને ચિંતનમા ચિત્તને તદ્રૂપ કરી શકાય છે એ પણ મને સમજાયું. પરંતુ ઉપર દર્શાવેલી કોઈ પણ ભૂમિકા કે અવસ્થા પ્રાપ્ત કરવાથી, અથવા બધી ભૂમિકાઓ અને અવસ્થાઓ સિદ્ધ કરવાથી પણ માનવી કર્તવ્ય પૂરું થતું નથી, એમ લાગવાથી તે અનુભવો પૈકી એકેથી મારુ સમાધાન થયુ નહીં કે મને ધન્યતા લાગી નહીં મારા સદ્ભાગ્યે મને ક્યાંક સારા પ્રામાણિક સાધકો પણ મળ્યા. તેમાંના કોઈ એક ભૂમિકામાં, તો બીજા તેનાથી જુદી જ અવસ્થામાં મગ્ન રહેતા કોઈ સાક્ષી અવસ્થાને સર્વશ્રેષ્ઠ માનતા. કોઈ લયાવસ્થાને, ઉન્મન અવસ્થાને, જ આત્માનુભવ કે બ્રહ્માનુભવ સમજતા કોઈ દિવ્ય શક્તિ પ્રાપ્ત કરવાની પાછળ પડ્યા હતા. પણ તેમાના ઘણાખરાની સ્થિતિ તપાસતા તેઓ પોતાની જ કલ્પનાને, વૃત્તિને અથવા નિવૃત્ત સ્થિતિને કે પોતાની જ માનસિક શક્તિને ઈશ્વર, આત્મા, બ્રહ્મ કે દિવ્યત્વ સમજીને તેમાં જ કૃતાર્થતા માનતા હોય એમ દેખાતુ. આવા સાધકો સાથે વાતચીત કરવાનો મને પ્રસંગ આવતો ત્યારે કેટલાકના ધ્યાનમા તેમની પોતાની ભ્રાંતિ આવતી, તો કેટલાક પોતાની સ્થિતિને જ આગ્રહપૂર્વક વળગી રહેતા.

સાધનોને કારણે સાધકને પહેલાં કદી ન થયેલા અને ક્યારેક તદ્દન અકલ્પિત એવા જુદી જુદી જાતના અનુભવો થાય છે. સાધનમાં ચિત્તની થતી જુદી જુદી સૂક્ષ્મ અવસ્થાઓના તે પરિણામ હોય છે પણ સાધકને એ વાત ન સમજાવાથી તેમાના કોઈ પણ રમ્ય, ભવ્ય કે આકર્ષક અનુભવને જ મુખ્ય માનીને તેમાં તે તલ્લીન કે મગ્ન રહેવાનો પ્રયત્ન કરે છે. એ સ્થિતિમાં તેને એક જાતનો આનંદ અને શાંતિ મળે છે. સાધકનું ધ્યેય તેથી ઉદાત્ત હોય તો તે સ્થિતિને તે સર્વશ્રેષ્ઠ માનતો નથી. સુખ, આનંદ, ઉન્નતિ, લાભ વગેરે દરેક બાબતનો કે સ્થિતિનો સામુદાયિક લાભ અને હિતની દૃષ્ટિથી જે વિચાર કરે છે તેનું ગમે તેટલા મોટા વ્યક્તિગત લાભથી સમાધાન થતું નથી.

## ૨. અનુભવોનો સાર

મારા જીવનનું ધ્યેય પહેલેથી જ વ્યાપક અને સામુદાયિક હોવાથી સાધનાના દરેક અનુભવને અને તે વખતની ચિત્તની ભૂમિકાને હું એ જ દૃષ્ટિથી તપાસવા લાગ્યો. અને તે પરથી બધાને તપાસનારી, પારખનારી, સર્વ-હિતકારી વિવેકદૃષ્ટિ સૌથી શ્રેષ્ઠ છે એવું હું સમજ્યો.

विवेकदृष्टि अने महाजाग्रत अवस्था

ઘણા સાધકો, ઘણા સાધુસંન્યાસીઓ તેમ જ પોતાને અવતાર માનનારા અને પોતાના અનુયાયીઓ પાસે પોતાને ઈશ્વર કહેવડાવનારા લોકોના અનુભવ અને તેમની ભૂમિકાઓ સમજી લેવાના અને પારખવાના પ્રસંગો મને આવ્યા. તે પરથી પણ મને આ જ વાત વધારે સ્પષ્ટતાથી સમજાવા લાગી કોઈ પણ ભ્રમમાં, વ્યસનમાં કે અનર્થમાં પોતાની જાતને ન ફસાવા દેતાં અથવા કોઈ પણ શ્રેષ્ઠ કે દિવ્ય ગણાતા અનુભવમાં, સ્થિતિમાં કે આનંદમાં તલ્લીન થવા ન દેતાં મને હમેશ ઉન્નતિ તરફ લઈ જવામાં મારી આ જ દૃષ્ટિ મને કામ લાગી છે. આ દૃષ્ટિને લીધે હું સમજ્યો કે સમાધિ કરતાં તે પછીની વ્યુત્થાન દશા શ્રેષ્ઠ છે, કારણ કે, તે દશામાં સમાધિમાં થયેલો જ્ઞાનાનુભવ કાયમ હોઈ તેનો જીવનમાં ઉપયોગ કરવાની શક્તિ અને શક્યતા હોય છે. કોઈ પણ અનુભવમા કેવળ તલ્લીન થઈને તેમા જ ગરકાવ ન રહેતાં જુદા જુદા અનુભવોથી માણસે સમૃદ્ધ થઈ જ્ઞાનને વધારતા રહી મહાજ્ઞાની થઈને આજની જાગૃતિમાંથી તેને મહાજાગૃતિમાં જવાનું છે, એ પણ મને તે વિવેકદૃષ્ટિને લીધે સમજાયું.

સાધનકાળ દરમ્યાન થયેલા જુદા જુદા અનુભવો અને પ્રાપ્ત થયેલી જુદી જુદી અવસ્થાઓ, ભૂમિકાઓ અને શક્તિઓથી મારું પૂરેપૂરું સમાધાન જોકે થયું નહીં, તોપણ તે બધાનો મારા જીવન માટે કશો જ ઉપયોગ થયો નહીં એમ ન કહી શકાય ઈશ્વરના દર્શન માટે સહન કરવી પડેલી વ્યાકુળતા જોકે વ્યર્થ હતી તોપણ તે કાળે

साधनोथी थयेला कायमी लाभो

તે નિમિત્તે વૃદ્ધિંગત થયેલો ઈશ્વરવિષયક પ્રેમ અને નિષ્ઠા, સત્ય વિષેની જિજ્ઞાસા, સહિષ્ણુતા અને અન્ય સદ્‌ગુણોનો આજે પણ મારા જીવનમાં મને ઘણો ઉપયોગ થાય છે. ધ્યાનાભ્યાસથી ચિત્તમા આવેલી સ્થિરતા, દઢતા, સૂક્ષ્મતા, પૃથક્કરણશક્તિ અને એ બધાને લીધે પ્રાપ્ત થયેલુ વૃત્તિઓનુ જ્ઞાન વગેરે બધા લાભો મને આજ સુધી ઘણા ઉપયોગી થયેલાં છે. તત્ત્વજ્ઞાનના અભ્યાસથી સમભાવનુ તત્ત્વ ગળે ઊતરવાથી સત્ય, દયા, ક્ષમા, ઉદારતા, સેવાવૃત્તિ, પરોપકાર, ત્યાગ વગેરે સદ્‌ગુણોનો પાયો દઢ થવામા અને અહંકારરહિત બુદ્ધિથી તેમનો વિકાસ કરવામા મને તેની ઘણી મદદ થાય છે.

આ બધા લાભો ધ્યાનમાં લેવા છતાં મને એટલુ તો લાગે જ
છે કે, તે કાળની મારી ઈશ્વર વિષેની ભૂલભરેલી
आ मार्गमा रहेला કલ્પનાઓ, તત્ત્વજ્ઞાન અને સાક્ષાત્કાર અંગેની ભ્રામક
भयो માન્યતાઓ, આદેશ, દિવ્ય દર્શન; દિવ્ય શક્તિ
વગેરે વિષેની પરંપરાગત શ્રદ્ધા, ધાર્મિક ગણાયેલા
ગ્રંથો વિષે પ્રામાણ્યબુદ્ધિ, તેમા રહેલા સત્યાસત્ય ખોળી કાઢવાની મારી અશક્તિ વગેરેને લીધે મારે કેટલાક શારીરિક અને માનસિક કષ્ટ નકામાં સહન કરવા પડ્યા. તે વખતે મારામાં વિવેક અને જ્ઞાન હોત અથવા મને કોઈ માર્ગદર્શક મળ્યો હોત તો મારે એવી રીતે સહન ન કરવું પડત. આનો અર્થ એવો નથી કે ઈશ્વર કે અધ્યાત્મ વિષેના આપણા બધા વિચારો ખોટા છે, બધા ગ્રંથો ભ્રામક કલ્પનાઓથી ભરેલા છે, અથવા આ બાબતો પાછળ પડવુ એ જીવન વ્યર્થ ગુમાવવા જેવું છે મારા અનુભવ પરથી હું એમ કહી શકતો નથી. પણ આ બાબતોની પાછળ પડવા માટે પણ યોગ્ય સમજણ અને યોગ્ય સાધનોની જરૂર છે. એ વસ્તુઓ ન મળે તો જીવનનો હેતુ પવિત્ર હોય તોપણ તે સિદ્ધ ન થતાં માણસને નકામુ સહન કરવું પડે છે. એટલુ જ નહી, પણ એવી પરિસ્થિતિમાથી ભ્રમ, દંભ અથવા નાસ્તિકતાની ઉત્પત્તિ થવાનો

મોટે ભાગે સભવ હોય છે દાખલા તરીકે, કોઈ સાધક ઈશ્વરદર્શન, આત્મસાક્ષાત્કાર વગેરેની ભૂલભરેલી માન્યતા-પ્રમાણે કશુ સાધન શરૂ કરે અને જો તેની સમજણ પ્રમાણે બનવુ શકય જ ન હોય તો પછી તે ભ્રમથી કોઈ પણ આભાસ કે કલ્પનાને દર્શન કે સાક્ષાત્કાર માની લે છે. સાધકની પ્રજ્ઞા અભ્યાસકાળ દરમ્યાન વિકાસ પામી હોય તો તેમાંનો ભ્રમ જલદી તેના ધ્યાનમા આવે છે, અને પછી તે તાંત્વિક વિચારો તરફ વળે છે. અને જો તે ભ્રમને જ અનેક પ્રકારે મજબૂત કરવાના અને સત્ય ઠરાવવાના પ્રયત્નમાં પડે તો તેનામા ધીરે ધીરે દભ આવવા લાગે છે. જે સાધકને દર્શન, સાક્ષાત્કાર જેવો કોઈ આભાસ થતો નથી અને સાધનોનુ કષ્ટ વેઠીને પણ કશુ પ્રાપ્ત થયુ નથી, એ કહેવાની જેનામાં હિંમત હોતી નથી, અને જેની પ્રજ્ઞા પણ વિકસિત થયેલી હોતી નથી, તે કાં તો દર્શન, સાક્ષાત્કાર વગેરે થયાનો ઢોંગ કરવા લાગે છે, અથવા ઈશ્વર, અધ્યાત્મ વગેરે બધી કેવળ ભ્રામક કલ્પનાઓ છે એમ માનતો થાય છે અને પૂરેપૂરો નાસ્તિક બને છે. ખરું જોતાં, દાંભિક પણ નાસ્તિક જ છે. ફરક એટલો જ છે કે તે પોતાની નાસ્તિકતા છુપાવી શ્રદ્ધાનો ઢોંગ કરે છે. આ પરથી વિચાર કરતાં લાગે છે કે આમાનો કોઈ પણ પ્રકાર વ્યક્તિની ઉન્નતિ અને સામાજિક હિતની દષ્ટિથી ચોક્કસ અહિતકર છે.

ભ્રમ અને દમના -કારણો

અનેક પથોના, જુદા જુદા હેતુસર સાધન કરનારા, અનેક પ્રકારના સાધકો મે જોયા છે. તેમના પરિણામની પણ મને ખબર છે. તેમાથી જ કેટલાક સાધકોના સિદ્ધ શી રીતે બન્યા, કેટલાક સિદ્ધના મહાત્મા અને ગુરુ બનીને આગળ જતાં તેમાંથી જ પરમેશ્વરના અવતાર કે સાક્ષાત્ ઈશ્વર કેવી રીતે બન્યા તે પણ મે જોયું છે એ બધા પરથી અને મારા પોતાના અનુભવ પરથી મારી ખાતરી થઈ છે કે માણસમાં રહેલાં અજ્ઞાન, મોહ, અધૈર્ય આદિ દોષો તેને ભ્રમમાં અને દંભમાં

નાખવાને કે નાસ્તિકતા તરફ લઈ જવાનું કારણ બને છે જનહિતકારી અને પરોપકારી વૃત્તિવાળી કેટલીક વ્યક્તિઓ પણ કોઈ કોઈ વાર દિવ્ય-શક્તિ પ્રાપ્ત કરવા માટે સાધકદશા સ્વીકારે છે. ઈશ્વરની આરાધના કરી જ્યાં સુધી તેઓ તેની કૃપા યાચે છે, ત્યાં સુધી કદાચ ભ્રમમાં હોય તોય ઓછામા ઓછુ પ્રામાણિક તો હોય છે પણ ઈશ્વરની કૃપા થઈને આપણામાં કંઈક દિવ્યશક્તિ આવી છે એમ જ્યારે તેઓ લોકોને બતાવવા માડે છે ત્યારે તેઓ જાણીબૂજીને દભમા પડે છે આપણા દેશમાં બુદ્ધિમાન ગણાતા લોકોમા પણ પુરુષાર્થના અભાવને લીધે કેટલુ અંધશ્રદ્ધાળુપણું છે એ ગુરુશાહીના અનેક પ્રકારો પરથી આપણે બધા સારી રીતે જાણીએ છીએ તે સમાજમાંથી અનેક માણસો આવી વ્યક્તિઓની આજુબાજુ શ્રદ્ધા અને આશાથી ભેગા થાય છે. પોતાની ભાવતૃપ્તિ માટે તેઓ તે વ્યક્તિઓને ઈશ્વર બનાવે છે. તેમને ઈશ્વર બનાવવાથી ભાવિકોની પ્રતિષ્ટા પણ વધે છે લોકોની શ્રદ્ધા પરથી એ વ્યક્તિઓને પોતાનામાં પણ ઈશ્વરપણાનો ભ્રમ અને મોહ પેદા થાય છે પહેલાનો સાધારણ દયાળુ વૃત્તિવાળો સાધક, ઈશ્વરની કૃપા યાચનારો આરાધક, અને પોતાને સપૂર્ણપણે ઈશ્વરાર્પણ કરનારો ભાવિક, ભોળા લોકોના સ્તુતિસ્તોત્રોથી અને તેમણે કરેલા પૂજનથી થોડા જ દિવસમા પોતાને ઈશ્વર માનવા લાગે છે! એ શું ઓછા દુ:ખની ને નવાઈની વાત છે? અજ્ઞાન, ભ્રમ, દંભ અને ભોળપણના આવા ઉદાહરણો આપણા હિંદુસ્તાન સિવાય બીજે ક્યાંય મળશે નહી એમ લાગે છે પરમેશ્વરના અવતાર કે ઈશ્વરી સામર્થ્યનો સચાર જેમનામાં થયો છે એવી વિભૂતિઓ હિન્દુસ્તાન સિવાય બીજે ક્યાંય પેદા થતી નથી. એ પરથી હિંદુસ્તાનને પુણ્યભૂમિ માનવી કે પાપભૂમિ માનવી? કે હિંદુસ્તાન એ ભોળા લોકોનું બજાર છે એમ સમજવું? *

* ઈ સ ૧૯૧૦-૧૧ના અરસામા એકલા મહારાષ્ટ્રમા જ ઈશ્વરના કેટલાક અવતારો પ્રગટ થયા હતા

**માનવી શક્તિની મર્યાદા**

સાધનકાળનાં સયમ અને એકાગ્રતાને લીધે કેટલાક સાધકોમાં એક પ્રકારની વિશેષ શક્તિ આવે છે. તે શક્તિનો પ્રભાવ પણ કોઈ કોઈ વાર બીજી વ્યક્તિઓ પર પડેલો દેખાઈ આવે છે. પણ એવો ગમે તેટલો મોટો પ્રભાવ દેખાઈ આવે તોપણ માણસ કદી ઈશ્વર થઈ શકતો નથી. ગમે તેવી મહાન સિદ્ધિ મળી હોય તોપણ તેથી માણસ પોતાની જાતને ઈશ્વર માને એ ઝટ ધ્યાનમાં ન આવનારુ આપણુ કેવળ ભોળપણુ નથી પણ તેમા મોહનો પણ ઘણો મોટો ભાગ છે એમ વિચાર કરતાં લાગે છે. અને જ્યારે તે ઈશ્વરપણું બહારના ઠાઠમાઠ પરથી, બીજાઓ તરફથી મળતી પૂજ્યતા પરથી અથવા બુદ્ધિને મોહમાં પાડનારી અને નશો લાવનારી વાક્જાળ પરથી સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે ત્યારે વિવેકી માણસને એમાં કેવળ નાટકીપણું અને દભ દેખાય છે અને ઈશ્વરત્વનો ભ્રમ થયેલી વિભૂતિઓની તેમ જ તેમના ભક્તોની સ્થિતિ તેને દયાજનક લાગે છે.

માણસનાં અહકાર અને મહત્ત્વાકાંક્ષા જ્યારે પરમેશ્વર થવા સુધી જઈ પહોચે છે ત્યારે તેમા જ્ઞાન અને વૈરાગ્યના કરતા અજ્ઞાન અને મોહનું જ વધારે સ્પષ્ટ દર્શન થાય છે પણ આ દોષોને લીધે જ આ વસ્તુ તે વખતે તેના ધ્યાનમાં આવતી નથી. ઈશ્વરનુ પદ, તેમ જ વિશ્વનો સઘળો કારભાર અને ઉત્પત્તિ, સ્થિતિ, લયની બધી જવાબદારી માણસ ઈશ્વરની પાસે જ રહેવા દે, અને પોતાનુ મનુષ્યત્વ જ એકલું સંભાળે, તેને વિકસિત કરે તો તેટલાથી પણ તેનુ અને દુનિયાનુ ઘણું ભલું થાય તેથી ઈશ્વરને નામે ચાલતા કેટલાય ભ્રમ, દભ અને અનર્થ દુનિયામાંથી નાશ પામે; આપણામાં ચાલતા કલહ અને વેરઝેર ઓછાં થાય; માનવતા વધે, સમભાવની મહત્તા સમજાય, બધુતા ને મિત્રતા વધવા લાગે, સંયમ અને ચિત્તશુદ્ધિને મહત્ત્વ મળે, કર્તૃત્વ અને પુરુષાર્થનો વિકાસ થાય, અને એકદરે આપણે બધા સુખી થઈએ.

અજ્ઞાનને કારણે અને યોગ્ય માર્ગદર્શકને અભાવે જોકે મારે ઘણું સહન કરવુ પડ્યુ તોપણ મેં કરેલી સાધનાથી મારું અકલ્યાણ ન થતાં જીવનને જરૂરી એવુ જ્ઞાન અને શક્તિ હું તેમાંથી પ્રાપ્ત કરી શક્યો. એનુ કારણ મારામાં પહેલેથી જ રહેલી સામુદાયિક હિતની બુદ્ધિ, સેવાવૃત્તિ અને એ જ જાતના મારા જીવનસકલ્પો હતા. બધી ભૂમિકાઓ અને અનુભવો તપાસ્યા પછી હું સમજ્યો કે તે ભૂમિકાઓ અને અનુભવો પ્રાપ્ત કરતાં જે શારીરિક અને માનસિક સદ્‌ગુણો આપણામાં આવ્યા હોય તેમનો બધાના હિત માટે પ્રામાણિકતાથી ઉપયોગ કરવામાં જીવનની કૃતાર્થતા છે. મારી મૂળ કલ્પના પ્રમાણે પરમેશ્વરનુ દર્શન, તેનો આદેશ, એ મારા હેતુઓ પછીના અનુભવથી જોકે ભ્રામક પુરવાર થયા તોય તે નિમિત્તે કરવા પડેલા પ્રયત્નો અને પરિશ્રમમાંથી માનવી પ્રકૃતિ, માનવી મન, ગુણો તથા ધર્મોનું જ્ઞાન મને થયુ વ્યક્તિ, કુટુંબ, ગામ, દેશ, રાષ્ટ્ર અને માનવજાતિ એમાંથી કોઈનાય કલ્યાણના અવિરોધી એવા માનવધર્મનો વિચાર કરવાના કામમા તે જ્ઞાનનો મને ઉપયોગ થયો. અને એ જ્ઞાનને લીધે જ વ્યક્તિ અને માનવજાતિનું કલ્યાણ કરવાનુ સામર્થ્ય આ ધર્મમાં છે, એવો વિશ્વાસ પણ મારામા પેદા થયો

ધર્મનિશ્ચય

વિવેક અને સાધનાને લીધે મનને થોડી શાતિ મળ્યા પછી વચગાળામાં મનની વ્યાકુળ અવસ્થામાં છોડી દીધેલુ પરિશ્રમી જીવન ફરી ચાલુ કરવાનો મે વિચાર કર્યો કારણ કે પરિશ્રમી જીવન માનવી ધર્મનો એક મહત્ત્વનો ભાગ છે એ મને સમજાયુ હતુ ૧૯૦૮થી '૧૮ સુધીના કાળમાં મારી કૌટુમ્બિક અને બહારની રાષ્ટ્રીય પરિસ્થિતિમાં ઘણો જ ફરક પડી ગયેલો હોવાથી તે તે જગ્યાએ પહેલાંના જ કામો કરતા રહેવાનું મારે માટે શક્ય નહોતુ. તેથી સ્વતત્ર રીતે જાતમહેનતનું કોઈ કામ શીખી લેવું અને તે વડે જ પોતાની આજીવિકા ચલાવવી

પરિશ્રમનો પ્રયત્ન

એમ મેં નક્કી કર્યું. પોતાનું જીવન બધી બાજુએથી પવિત્ર, પ્રામાણિક અને ધર્મ્ય બનાવીને પછી તે દ્વારા જનસેવા કરતાં રહેવું એ વિચારથી મેં સુથારી, સીવણકામ, વણાટ વગેરે ઉદ્યોગો શીખવાનો પ્રયત્ન કર્યો. તે માટે જુદાં જુદાં કારખાનાંમાં પણ રહ્યો, અને વણાટ અને સુથારીમાં થોડોઘણો પ્રવેશ પણ કર્યો. એકાદ વરસ નિયમિત-પણે સતત તેની પાછળ ગાળું તો એ કામ કરીને હું સ્વાવલંબી થઈશ એવો વિશ્વાસ પણ મારામાં પેદા થયો પણ ઘરના તેમ જ બહારના મારા પહેલાંના જ એકંદરે વ્યાપક જીવનને લીધે મારા સંબંધો અગાઉથી જ એટલા વિશાળ થયેલા હતા કે તે બધા સંબંધોને લીધે મારા પર આવી પડતી ફરજો કર્તવ્યબુદ્ધિથી પાર પાડવા જતાં કોઈ પણ ઉદ્યોગ રીતસર શીખવા જેટલી સવડ જ મને મળે નહીં. તેથી ધારેલા હેતુની પાછળ સતત હું લાગી શક્યો નહીં. વળી આધ્યાત્મિક ચિંતનમા અને સાધનામાં મારો કેટલોક વખત પસાર થયો હોવાથી તેટલા પરથી મિત્રમંડળમાં અને ઓળખીતા લોકોમા તે માર્ગનો હું જ્ઞાતા કે માર્ગદર્શક ગણાવા લાગ્યો હતો. તેથી જિજ્ઞાસુ અને શ્રેયાર્થી સાધકોને મિત્રભાવે સહાનુભૂતિપૂર્વક મદદ કરવાના પ્રસંગો મારા પર આવવા લાગ્યા આવી જાતનું આધ્યાત્મિક સ્વરૂપનું કોઈ કામ કરવું એવી મારી ઇચ્છા કે સંકલ્પ કદી પણ ન હોવા છતા—ઊલટું એ જાતનાં કામો હું ટાળતો હતો છતાં—અભ્યાસી સાધકોને મારે નિરુપાયે મદદ કરવી પડી. જરૂરી બિનજરૂરી એવા અનેક જાતના ત્રાસ સહીને છેવટે વિવેકપૂર્વક મે મારું મન શાંત કર્યું હતુ એટલું જ. બીજાઓની બાબતમા સાધનાની દૃષ્ટિથી મેં વિચાર કર્યો નહોતો. પણ તેમની જવાબદારીનો ભાર જેમ જેમ વધવા લાગ્યો તેમ તેમ મારે તે વિષયમાં વધારે લક્ષ આપવુ પડ્યુ. અને વધારે વિચાર કરવાની ફરજ પડી એ કારણે પણ ઉદ્યોગના શિક્ષણમાં વારંવાર ખંડ પડવા લાગ્યો આવી રીતે જીવન પસાર થતાં થતાં શારીરિક શક્તિ પણ દિવસે દિવસે ઘટવા લાગી બીજાં કામોનો પસારો પણ વધતો ગયો.

એવાં અનેક કારણોને લીધે ઉદ્યોગનુ શિક્ષણ પાછળ પડી ગયુ, પૂરું થઈ શક્યું નહીં. મારી ઇચ્છા પ્રમાણે હું સ્વાવલમ્બી થઈ શક્યો નહીં. આદર્શ જીવનનો હેતુ સિદ્ધ થયો નહી. તેમ છતા સેવાભાવથી લોકશિક્ષણનું કાર્ય તેમ જ મારી શક્તિ પ્રમાણે રચનાત્મક કાર્યો વગેરેમા હાલ વખત ગાળુ છુ; અને બને તેટલુ સાદુ અને પરિશ્રમી જીવન બનાવવાનો મારો પ્રયત્ન છે

વાચનનો ઉદ્દેશ

વિદ્વાન લોકોના પ્રમાણમાં મારું વાચન ઘણુ જ ઓછુ છે વાચન મનન માટે અને મનન જ્ઞાન માટે છે, અને જ્ઞાનનુ પર્યવસાન છેવટે સદાચારમાં થવુ જોઈએ એમ મને લાગે છે તેથી આપણામાં રહેલી સદ્દભાવનાઓ જાગ્રત થઈને વિકાસ પામે એવી જાતના વાચન તરફ મારા મનનુ વલણ છે ઇતિહાસ, પુરાણો, ધાર્મિક, નૈતિક અને ચરિત્રવિષયક ગ્રથોના વાચનનો મને ઘણો ઉપયોગ થયો સતવાઙ્મયને લીધે ભક્તિ, નીતિ, પવિત્રતા, સમતા વગેરેના સંસ્કારો દૃઢ થયા તે ભાવનાઓનુ પોષણ અને સંવર્ધન થતું ગયુ ચિત્તશુદ્ધિ અને સદ્દગુણોના વિકાસ સાથે કર્મમાર્ગ તરફ મનનુ સ્વાભાવિક આકર્ષણ હોવાથી અને વાંચેલુ જીવનમાં ઉતારવાનો આગ્રહ હોવાથી મારુ થોડુ વાચન પણ જીવનવિકાસની દૃષ્ટિથી મને ઘણુ ઉપયોગી થયુ

કર્મ અને જીવનનુ સાફલ્ય

દેશહિતની દૃષ્ટિથી વ્યાયામનું મહત્ત્વ મને લાગવાથી એ વિષયનો મેં થોડો ઘણો અભ્યાસ કર્યો અને એ જ દૃષ્ટિથી જીવન વિષે વધારે ઊડો અને વ્યાપક વિચાર કરતા વ્યાયામનાં સાધનો અને પદ્ધતિ વિષે મારા વિચારમાં આગળ જતા ફરક પડતો ગયો જેમ જેમ હુ જીવનની સફળતાનો વિચાર કરવા લાગ્યો તેમ તેમ મને એમ લાગવા માંડયું કે કેવળ વ્યાયામની બાબતમાં જ નહી પણ માણસની શારીરિક, બૌદ્ધિક અને માનસિક બધી જાતની શક્તિઓ, તે શક્તિઓ પ્રાપ્ત કરવાનાં સાધનો અને ઉપાયો અને એ શક્તિ દ્વારા પ્રકટ થનારું દરેક કર્મ—એ

બધાંનું વલણ જીવન શક્તિશાળી, તેજસ્વી અને પવિત્ર કરવા તરફ હોવું જોઈએ. તે સિવાયના બીજા હેતુઓથી થતાં શારીરિક, બૌદ્ધિક અને માનસિક કર્મોમાં મનોરંજન હશે, પ્રતિષ્ઠા હશે, આનંદ અને શાંતિ આપવાનુ સામર્થ્ય પણ હશે, એટલું જ નહીં, તેમાં વિકાસનો આભાસ પણ હશે. પરંતુ તેટલાથી માનવી જીવન કૃતાર્થ ન થઈ શકે. આપણે અને આપણી સાથે જ બીજાઓ પણ સુખી થાય અને આપણા બધાનુ જીવન સાર્થક થાય એમ આપણને લાગતુ હોય તો આપણે આ બધા પ્રકારોમાથી નીકળી જઈ જેથી કરીને આપણામાં રહેલી બધી શક્તિઓના વિકાસ સાથે તેમની શુદ્ધિ પણ થતી રહે એવો જ માર્ગ ગ્રહણ કરવો જોઈએ. એ વિકાસમા અને શુદ્ધિમાં જ આપણને આનંદ, પ્રસન્નતા, ધન્યતા અને કૃતાર્થતા લાગવી જોઈએ. સંયમ અને સાદાઈ અને તેની સાથે સદ્‌ગુણયુક્ત પુરુષાર્થ એમાં જ જીવનની સફળતા છે એ વાત મારા પ્રયત્નના પ્રમાણમાં મને અનુભવસિદ્ધ થયેલી છે.

**અંધશ્રદ્ધા અને ભોળપણ**

આ પુસ્તકના 'મન.શક્તિની શોધ' નામના પ્રકરણમાં મોટા ભાગના વિચારો સ્વાનુભવને આધારે લખેલા છે. સાધુતા પરની શ્રદ્ધાને લીધે ચમત્કારના ભ્રમો સમાજમાં કેવી રીતે નિર્માણ થાય છે અને પ્રસરે છે તેનો મને જાતઅનુભવ છે. હું એકાંતમાં રહેવા લાગ્યો ત્યારથી મારે વિષે કેવળ ભોળા લોકોમાં જ નહીં પણ વિદ્વાન [illegible] ય શ્રદ્ધા ઉત્પન્ન થવા લાગી. તેના કરતાં [illegible] વાઈની [illegible] દ્વેષ કરનારી કોઈ કોઈ વ્યક્તિઓમાં [illegible] શ્રદ્ધાનો ઉદ્‌ભવ થવા લાગ્યો તેને થવા લાગ્યુ. કોઈને મારા તરફ કોઈના સંકટનું નિવારણ થયુ, કે મારી કૃપાથી બચી ગયો. કો તેમની માનતાને હું પૂરી કરવ લોકોમાં મારી ખ્યાતિ થવા

ફેલાવા લાગી શ્રદ્ધાવાળા લોકોને તેને લીધે આનંદ થવા લાગ્યો અને તેમની શ્રદ્ધા અનેકગણી વધવા લાગી. પણ જે મારી દિવ્ય શક્તિનો અનુભવ અને સાક્ષાત્કાર લોકોને થતો હતો અને જે બાબતોનુ કર્તૃત્વ તેઓ મારા પર આરોપતા હતા તેમાના કશાનોય મારી સાથે સંબંધ નહોતો એ હુ જાણતો હતો તેથી અને લોકોમાં આ જાતની ખોટી માન્યતા અને શ્રદ્ધા નિર્માણ થવામા આપણુ અને જનતાનુ અકલ્યાણ છે એવી મારી દૃઢ માન્યતા હોવાથી મેં ચમત્કારોના કર્તૃત્વનો ઇનકાર કર્યો; અને આ જાતની શ્રદ્ધા તમારુ અને મારું બન્નેનું અહિત કરનારી છે એમ મે તેમને જણાવ્યુ. ત્યારે તે વાત તેમણે પ્રથમ માની નહીં. ઊલટું, નિરહંકારને લીધે હું પ્રતિષ્ઠા ટાળું છુ અને મારી દિવ્ય શક્તિનો વ્યય ન થાય માટે પોતે અપ્રગટ રહેવા ઇચ્છુ છુ વગેરે કલ્પનાઓ તેમણે કરી અને મારી સાધુતા વિષે તેમના મનમાં વળી વધારે શ્રદ્ધા પેદા થઈ પણ દરેક વખતે મારા સ્પષ્ટ કહેવાથી અને સાદાઈથી લોક-સમજણ આખરે ઠેકાણે આવી અને મારે વિષેની અંધશ્રદ્ધા ઊડી ગઈ. તે વખતે લોકશ્રદ્ધાનુ મે પોષણ કર્યું હોત તો લોકોમા ભ્રમ અને મારામાં દંભ વધત અને અમારા બધાની દુર્ગતિ થાત એ વિષે શંકા નથી. સાધકની સાથે ચમત્કાર કેવી રીતે જોડી દેવામા આવે છે તેની મને જાતઅનુભવથી ખબર પડી ત્યારથી કોઈ પણ ચમત્કારપૂર્ણ કથા વિષે મારુ મન સાશંક રહેવા લાગ્યુ છે.

મન શક્તિનુ સંશોધન

આ વિષયની આ ભ્રમની અને ભોળપણની બાજુ છોડી દઈ બીજી શોધકપણાની બાજુ, એટલે કે ચમત્કાર કરી શકે એવી કોઈ વિશેષ શકિત માણસ પોતાનામાં નિર્માણ કરી શકે કે નહી એ સવાલને લગતી છે.

તે બાબતમાં મને એમ લાગે છે કે તેવી શક્તિ માણસ અમુક મર્યાદા સુધી પ્રાપ્ત કરી શકે છે. તેનામાં તેવી શક્તિ નિર્માણ થઈ શકે છે. પોતાની શારીરિક શક્તિ જેમ માણસ અમુક પ્રમાણમાં વધારી શકે છે તેમ જ યોગ્ય પ્રયત્નથી માણસ પોતાની

માનસિક શક્તિ પણ અમુક હદ સુધી વધારી શકે છે. આ શક્તિના કાર્યકારણભાવ સૂક્ષ્મ અને ગૂઢ હોવાથી આપણે તેને દૈવી શક્તિ કહીએ છીએ, પણ સૂક્ષ્મ વિચાર કરતાં તેમ કહેવાનું કશું કારણ નથી, અથવા જેનામાં એવી શક્તિ આવી હોય તેને પણ દૈવી પુરુષ કે ઇશ્વર માનવાની જરૂર નથી. કેવળ તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરીએ તો કયુ પ્રાણી, કઈ શક્તિ, કે કઈ ક્રિયા ઇશ્વરી નથી? એક જ ચિત્‌શક્તિમાંથી, વિશ્વશક્તિમાંથી, દૃશ્યઅદૃશ્ય પસારો પેદા થયો છે અને તેનો કારભાર ચાલી રહ્યો છે સૂર્ય જેવા અને તેના કરતાંય પ્રચડ અને દેદીપ્યમાન ગોળાથી માંડીને અણુથી પણ નાના જીવ સુધી એ જ શક્તિ બધામાં ભરેલી છે અને બધાને ચલાવી રહી છે. વિશ્વની સ્થાવરજગમ, ચરઅચર, બધી વસ્તુઓનું તે જ નિયમન કરે છે. તો પછી માણસમાં થોડીક વધારે શક્તિ દેખા દે, તો તેને આપણે દિવ્ય કે દૈવી શક્તિ શા માટે માનવી? તેથી ચમત્કારના ભ્રમમાં ન પડતાં અને ઇશ્વરત્વના મોહમાં ન ફસાતાં આપણી માનસિક શક્તિનો કેમ વિકાસ કરવો એના સશોધન તરફ આપણે ધ્યાન આપવુ ઘટે તે શક્તિને આપણે વધારે ક્રિયાશીલ, ગતિશીલ, તીવ્ર અને શુદ્ધ કેમ બનાવી શકીએ અને તેની મદદથી માનવી સ્થૂળ વ્યવહાર પર પણ ઇષ્ટ અસર કેવી રીતે ઉપજાવી શકાય એનો શાસ્ત્રીય દૃષ્ટિથી વિચાર કરવા તરફ આપણું મન વળવું જોઈએ હુ પોતે આ વિષયનો સિદ્ધ કે શાસ્ત્રી નથી, છતાં આ વિષયના મારા અને બીજાઓના થોડાક અનુભવો પરથી મારી આ વિષયમાં કેવળ શ્રદ્ધા જ નહીં પણ ખાતરી છે કે માણસ યોગ્ય પ્રયત્નથી પોતાની માનસિક શક્તિ અમુક મર્યાદા સુધી વધારી શકે છે, તેને સ્વાધીન રાખી શકે છે અને ભ્રમ અને દભ ન વધારતાં જગતનાં દુ:ખો દૂર કરવા માટે સહૃદયતાથી તેને વાપરી શકે છે. માનવજાતિને આ મનશક્તિની કેટલી જરૂર છે અને તે માટે માણસે કેવી રીતે પ્રયત્નશીલ રહેવુ જોઈએ તેનું આ વિષેના પ્રકરણમાં વિવેચન કરેલુ છે.

*　　　*　　　*

પરિચય લખવામાં મારા પ્રથમના સંકલ્પિત કાર્યમાં મને પડેલી હાડમારીઓ; કરવા પડેલા ત્યાગ, બે ધર્મ્ય કર્તવ્યો આવી પડ્યા હોય એવે વખતે નિર્ણય કરતાં થયેલુ મનોમથન, નાનપણથી ઉદાત્ત હેતુની પાછળ પડવાને લીધે પેદા થયેલી કૌટુંબિક મુશ્કેલીઓ, કુટુંબના માણસોનાં જોવાં પડેલા દુઃખ, તેમની ઉપેક્ષા અને અવહેલના માટે પોતાને થયેલો મનસ્તાપ, તેમની યોગ્ય જરૂરિયાતો પણ પૂરી ન પાડી શકાવાને કારણે વખતોવખત થયેલી માનસિક વેદના, મારી પ્રવૃત્તિની સાહસિક યોજના, તે કાળના સાહસના પ્રસંગો અને કૃત્યો, અસીમ મિત્રપ્રેમ, બીજાને માટે તેમ જ દેશને માટે બતાવવી પડેલી ઉદારતા અને સહન કરવા પડેલાં સંકટો, નિરાશા, અજ્ઞાતવાસ અને ચિંતાગ્રસ્ત અવસ્થામાં પસાર કરવા પડેલા દિવસો, વગેરેનુ વર્ણન મે જાણીજોઈને છોડી દીધુ છે તે જ પ્રમાણે એકાંતવાસ અને સાધનકાળની મનની વ્યાકુળતા, તપ, સંયમ, ઉપવાસ, પ્રવાસ વગેરે દરમ્યાન કષ્ટના અને સહનશક્તિની કસોટી કરનારા પ્રસંગો, જીવન જાણીબૂઝીને અગવડવાળું કરવાથી સહન કરવી પડેલી જાત જાતની મુશ્કેલીઓ, વિયોગને લીધે પ્રિયજનોને સહન કરવાં પડેલાં દુઃખ વગેરે હકીકતો લખવાનુ પણ મેં ટાળ્યુ છે. દર્શન, સાક્ષાત્કાર, તદ્રૂપતા વગેરે જુદી જુદી ભૂમિકાઓમાં થયેલા જુદી જુદી જાતના આનંદાનુભવ, અને તે કાળમાં વધેલા માનસિક સામર્થ્યના મળેલા પ્રત્યયનુ અહીં મે વર્ણન કર્યું નથી. જીવનમાં નાનીમોટી, પ્રસિદ્ધઅપ્રસિદ્ધ વ્યક્તિઓ સાથે આવેલા અને આખા જીવન દરમ્યાન વધારે ને વધારે દૃઢ અને ગાઢ થતા ગયેલા સંબંધોનોય મેં આમાં નિર્દેશ કર્યો નથી હિમાલયમા રહ્યા છતા ને ત્યાં ખૂબ રખડ્યા છતાં ત્યાની કુદરતનુ ભવ્ય, રમ્ય અને આકર્ષક વર્ણન કરવાનો વિચાર પણ મારા મનમા આવ્યો નથી. જીવનનો પ્રવાહ કયા કયા વિચારઆચારમાંથી પસાર થતો થતો કેવા કેવા સંસ્કારો ધારણ કરતો કરતો કઈ કઈ પ્રવૃત્તિમાંથી, સાધનામાંથી અને અભ્યાસમાંથી આજનું સ્વરૂપ પામ્યો છે અને આજના વિચારો કયા કયા અનુભવોમાથી અને તેના પરીક્ષણમાથી

પરખાઈને નીકળેલા છે. એટલું જ કહેવાનો આમાં સાધારણપણે પ્રયત્ન કર્યો છે.

હવે એક જ મહત્ત્વની વાત મારે પોતાને વિષે કહેવાની રહે છે. દરેક માણસને પોતાને વિષે મમતા હોય છે, તેથી પોતાના આચાર-વિચાર તેને પ્રિય લાગે છે. તેને કારણે પોતાના જીવનમા તેને ઉદાત્તતા, ભવ્યતા, સજ્જનતા, વિશેષતા, વગેરે બધુ જ લાગે છે' તે વખતે જીવનમાં પોતાના તરફથી થયેલી ગમે તેવી મોટી ભૂલો, દોષો, અપરાધો, તેમ જ પોતાના દુર્ગુણો, દુર્બુદ્ધિ અને વિકારો, એ બધાંનુ તેને વિસ્મરણ થાય છે પણ આ વાત સત્ય અને પ્રામાણિકતાની સાથે મેળ ખાતી નથી. માણસમાત્રમા ગુણદોષો ઓછાવત્તા પ્રમાણમાં રહેલા જ છે એ નિયમ પ્રમાણે જોતાં મારા કોઈ પણ દોષો મેં ' પરિચય 'માં બતાવ્યા ન હોય તોય બીજાઓની જેમ જ મારામા પણ ગુણદોષોનુ મિશ્રણ છે. જેમના દોષોની દુનિયાને ઝાઝી ખબર હોતી નથી કે જેમના દોષોથી કોઈને ઘણું નુકસાન થયેલુ હોતું નથી અથવા જેઓ દોષોને દૂર કરવાનો પ્રયત્ન કરે છે અને જેમના ગુણોને થોડીઘણી ખ્યાતિ મળેલી હોય છે તેઓ દુનિયામા ' ભલા ' ગણાય છે. એવા અનેક ' ભલા 'માંનો હું એક છુ, એટલુ જ વાચકોએ મારે વિષે સમજવું જે જીવનસિદ્ધિ વિષે મેં પુસ્તકમાં વારવાર લખ્યુ છે તે હજુ મને પૂરેપૂરી પ્રાપ્ત થઈ નથી. તેમ છતાં તે દિશા તરફ હું શક્ય તેટલો પ્રયત્નશીલ છુ.

પોતાને વિષે સારુ કે ખોટુ કશુ પણ કહેવાનો સ્વભાવથી જેને કંટાળો છે એવા અને કેવળ કર્તવ્યનિષ્ઠ રહેવાનો પ્રયત્ન કરનારા મારા જેવાને પોતાનો આટલો વિસ્તારપૂર્વક પરિચય લખવો પડ્યો છે ' અલ્પવૃત્તિ 'તે અને તેટલી ઓછી કરીનેય મે જે પોતા વિષે લખ્યુ છે તે પણ મિત્રોના આગ્રહને કારણે તેમ જ પુસ્તકમાં આપેલા વિચારોની પાછળ જીવનભરની પ્રયત્નશીલતા છે એ વાત વાચકોના ધ્યાનમા આવે એટલા માટે તેમ છતા આમાં કોઈને આત્મસ્તુતિનો દોષ જણાય તો તેનો મારે નમ્રતા-પૂર્વક સ્વીકાર કરવો જ રહ્યો- તે બદલ વાચકો મને ઉદારતાપૂર્વક ક્ષમા કરે એટલી તેમને વિનંતી છે.

# અનુક્રમણિકા

## વિભાગ ૨ : ધર્મ્ય વ્યવહાર



## વિભાગ ૩ : ચિત્તનો અભ્યાસ

૧

# સામુદાયિક ધ્યેય

**धर्मनी कल्पनानो उगम**

તદ્દન પ્રાથમિક અવસ્થાના કાળમાં માણસની શી સ્થિતિ હશે તે વિષે કલ્પના કરવાનુ પણ આપણે માટે કઠણ છે. પરંતુ મનુષ્યપ્રાણી સમુદાય કરીને રહેવા લાગ્યો ત્યારથી સમુદાયનુ રક્ષણ અને ધારણપોષણ કરવા માટે તેને કોઈ ને કોઈ નિયમો અવશ્ય કરવા પડ્યા હશે, એ નિયમો જ તે કાળનો માનવધર્મ ત્યાર પછી સમુદાયની સંખ્યા જેમ જેમ વધતી ગઈ તેમ તેમ મૂળ માનવધર્મમાં રહેલી માનવતાની કલ્પના વ્યાપક થતી ગઈ. વ્યાપકતા સિવાય સમુદાયનો વિકાસ થઈ શકતો નથી તે વ્યાપકતા—ધારણ, પોષણ, રક્ષણ વગેરે બાબતમા અધિક અનુકૂળતા અને ક્ષમતા—ની સાથે સમાજમાં સત્ત્વસંશુદ્ધિ એટલે સદ્ગુણોની વૃદ્ધિ અને શુદ્ધિ વગેરે સતત ચાલુ ન રહે તો સમાજ ટકી શકતો નથી તે માટે સમાજમાં સમય અનુસાર જરૂરી સુધારણા કરવી પડે છે, જુદાં જુદા આવશ્યક સાધન નિર્માણ કરવા પડે છે.

**जूनी समाजरचनानो मोह**

આપણા દેશમાં ઘણા પ્રાચીન કાળમાં ધર્મને નામે ચાર વર્ણવાળી જે સમાજરચના એક વખત થઈ ગઈ તે પછી આપણા દુનિયા સાથેના સંબંધો વધતા ગયા છતાં કોઈ પણ પ્રકારની વ્યવસ્થિત સમાજરચના કે જાગ્રત ધર્મ ત્યાર પછી સેંકડો વર્ષ થયાં તોય હજી નિર્માણ થયો નથી ભારતવર્ષની બહારની પ્રજાઓનો આપણી સાથે સંબંધ આવ્યો ત્યારથી આપણી પડતીની શરૂઆત થઈ છે તે હજી પૂરેપૂરી અટકી નથી બહારની પ્રજાઓ સાથે ટક્કર ઝીલવા માટે આપણી

સમાજરચનામાં જોઈતી સુધારણા કરીને આપણે આપણા સમાજને બળવાન અને સમર્થ બનાવી શક્યા નથી. અનેક પ્રકારની આપત્તિઓ સહન કરવા છતાં આપણો જૂની સમાજરચનાનો મોહ છૂટ્યો નથી. 'ઈશ્વરની ઇચ્છા' અને 'પ્રારબ્ધ કર્મ'ના નિરાશાજનક સિદ્ધાંતને આધારે કથળી ગયેલી સમાજરચનામા આપણે જેમ તેમ કરીને જીવીએ છીએ. ધર્મશ્રદ્ધાને નામે આપણે જડતા અને પંગુતાને પોષી છે

**सामुदायिक ध्येयनो अभाव**

ઘણા લાંબા વખતથી આપણા બધાંનું મળીને એક જ એક ઉદાત્ત જીવનધ્યેય આપણી દૃષ્ટિ સામે કશું નથી બીજાં પ્રાણીઓ જેમ પોતપોતાની વ્યક્તિગત ઇચ્છાઓને કારણે જીવે છે અને પોતાની જરૂરિયાતો પૂરી કરવાના વ્યક્તિગત પ્રયત્નમાં આખી જિંદગી પસાર કરે છે, લગભગ તે જ સ્થિતિ આપણે મનુષ્ય હોવા છતાં આજે આપણી થયેલી છે. આપણી બધાની મળીને જુદા જુદા પ્રકારની શક્તિ-બુદ્ધિ, નિષ્ઠા, પુરુષાર્થ અને એકતાથી બધાનુ કલ્યાણ સાધે અને ધન્ય બનાવે એવું સાધ્ય આપણે સિદ્ધ કરવાનુ છે, એવો કોઈ પણ સામુદાયિક ભાવ આપણામા નથી. આપણો ઘણો કાળ આવી ધ્યેયશૂન્ય સ્થિતિમાં પસાર થયો છે આપણા સમાજમાં દરેક યુગમાં વિદ્વાનો હતા, પંડિતો હતા, મહાન સંતપુરુષો હતા, ધનવાન, ઐશ્વર્યવાન પુરુષો હતા; એકથી એક ચઢિયાતા એવા બળવાન, રણશૂરા અને ધુરંધર યોદ્ધાઓ હતા, વિલક્ષણ બુદ્ધિશાળી મુત્સદ્દીઓ હતા, પરંતુ બધાંએ મળીને પોતાની શક્તિ અને બુદ્ધિથી પ્રાપ્ત કરવાનું કોઈ પણ સામુદાયિક ધ્યેય આપણી સામે ન હતુ. જે ધ્યેયથી બધાંને ધન્યતા લાગે, બધાંને સરખી જ કૃતાર્થતા અને ગૌરવ લાગે અને જે બધાના સહિયારા પરિશ્રમ અને ઐક્ય સિવાય, એકબીજા માટે સંતોષપૂર્વક અને સાચા દિલથી કરવા પડતા સ્વાર્થત્યાગ સિવાય, ગમે તેટલા મોટા પણ કેવળ વૈયક્તિક પરાક્રમ કે સામર્થ્યથી, ત્યાગથી કે જ્ઞાનથી, ભક્તિથી કે સાધુતાથી, ધનથી કે ઐશ્વર્યથી, ઉદારતાથી કે વિદ્વત્તાથી, શીલથી કે સદ્ગુણથી પ્રાપ્ત ન થઈ શકે, એવું કોઈ પણ

જીવનધ્યેય આપણી પાસે રહ્યું ન હતુ. તેનાં અનિષ્ટ પરિણામો આપણે ભોગવતા આવ્યા છીએ, અને આજે પણ ભોગવીએ છીએ. દરેક પ્રાણીની માફક માણસમાંય સ્વાર્થવૃત્તિ છે, પરંતુ બધાના હિતમા જ પોતાનુ હિત, પોતાનો સ્વાર્થ માનવો એમા જ માણસની વિશેષતા છે હજી પણ આપણા બધાના સદ્ગુણો ને સ્વાર્થત્યાગથી પ્રાપ્ત થનારું ઉદાત્ત ધ્યેય આપણે સ્વીકાર્યું ન હોવાથી આપણા બધાની શક્તિમા કે કર્તૃત્વમા એકરસતા આવી શકતી નથી આપણા બધામાં એકતા નિર્માણ થઈ બધામા એક જ પ્રાણ સચરવા લાગતો નથી આપણા સાધુચરિત અને પુરુષાર્થી આગેવાનો આપણને સ્વાર્થત્યાગનો અને ઐક્યનો ઉપદેશ કરી રહ્યા છે તોપણ હજી તે આપણા ચિત્તમા જડ ઘાલતો નથી

'તુ તારુ સુખ જો', 'તુ તારું સભાળ', 'જગતની ભાંજગડમાં પડવાની તારે જરૂર નથી'—આવા આવા ઉપદેશ

तना कारणो

અને સસ્કાર નાનપણથી આપણને મળતા હોવાથી અને આપણી પેઢીઓની પેઢીઓ આ જ સ્થિતિમાં જવાથી, આપણા લોહીમા તે ઉપદેશ અને સસ્કાર પચી જઈ પોતા વિષેની આપણી કલ્પનાઓ સાવ સકુચિત થઈ ગઈ છે તેને લઈને કોઈ પણ ઉદાત્ત સામુદાયિક ભાવ આપણામા નિર્માણ ન થતા દુનિયામાં આપણે કેવળ સ્વાર્થની પાછળ પડીએ છીએ. કોઈ કારણે સસારનો કંટાળો આવતાં ધર્મ ને અધ્યાત્મનો વિચાર કરવા લાગીએ ત્યારે એ બાજુથી પણ આપણને સ્વાર્થ સિવાય બીજો ઉપદેશ મળતો નથી 'તુ જગતમાં એકલો આવ્યો છે, અને છેવટે એકલો જ જવાનો છે', 'દુનિયામાં કોઈ કોઈનુ નથી', 'પોતાને માયાની જાળમાંથી છોડાવ', 'ઈશ્વરપ્રાપ્તિ કર', 'તુ કોણ છે તે જાણી લે', 'જન્મમરણમાથી મુક્ત થા', 'મોક્ષ પ્રાપ્ત કરી લે',—આ જ ઉપદેશ આપણને સતત મળ્યા કરે છે ગમે ત્યા રહો, ગમે ત્યાં જાઓ, ગમે તે વાચો, ગમે તેનો ઉપદેશ સાંભળો;—આ સિવાય બીજો કોઈ ઉદાત્ત વિચાર કે સસ્કાર મળવાનો નહી સંસારનો સ્વાર્થપર ઉપદેશ જ પરમાર્થમાં 'આત્મા'ને નામે મળતો હોવાથી, તે તરત

આપણને ગળે ઊતરે છે અને રુચે છે, કારણ કે તે આપણને સ્વાર્થ છોડવાનું કહેતો નથી, બીજાઓ વિષે વિચાર કરવાનું કહેતો નથી, કે તેમને માટે મહેનત કરવાનું કહેતો નથી. સંસારમાં આપણે પોતાની જ વૃત્તિઓનું પોષણ, વર્ધન અને શમન કરીએ છીએ અને પરમાર્થને નામે પણ આપણે તે જ કરીએ છીએ પરંતુ બંને પૈકી કોઈ જગ્યાએ આપણે પોતાની વૃત્તિઓને તપાસતા નથી આપણી વૃત્તિઓ ધર્મ્ય છે કે અધર્મ્ય, તે યોગ્ય છે કે અયોગ્ય, તે બીજાના હિત માટે સાધક, બાધક કે ઘાતક છે, એનો વિચાર ન કરતાં આપણે કેવળ પોતાની વૃત્તિઓની પાછળ દોડીએ છીએ આવી રીતે કોઈ પણ ઉદાત્ત આદર્શ નજર આગળ રાખ્યા સિવાય આપણું જીવન ચાલી રહ્યું છે

**જીવંત ઉદાત્ત આદર્શનો પ્રભાવ**

ચાતુર્વર્ણ્ય સમાજરચના જે જમાનામા જીવંત હતી તે વખતે જીવન-વિષયક કોઈક ઉદાત્ત આદર્શ આપણી સામે હતો. યજ્ઞોપવીતની દીક્ષા આપવામાં આવતી ત્યારથી બ્રહ્મચારીને પવિત્ર, ઉદાત્ત અને વ્યાપક સંસ્કાર મળતા રહે એવી શિક્ષણપદ્ધતિ એક જમાનામાં આપણે ત્યાં હતી. તે પદ્ધતિ દ્વારા જીવનના આધ્યાત્મિક હેતુની તેને સતત યાદ આપવામાં આવતી તે વખતના ક્ષત્રિય બ્રહ્મચારીનું શબ્દચિત્ર એક ગ્રંથમાં આવેલું છે, તે પરથી તે કાળનાં શિક્ષણ, સંસ્કાર ને જીવન વગેરે વિષે આપણને કંઈક કલ્પના આવી શકે છે.

पृष्ठीं बाधिले भाते दोन, माजीं भरले बहुत बाण।
त्यावरी चुडा लबमान, सुटोनिया रुळताहे॥
वाम हस्तीं भव्य कोदंड, दक्षिण हस्तीं अश्वत्थ दंड।
रुद्राक्षाचीं वलयें अखंड, मनगटामाजीं शोभतीं॥
भस्म चर्चिलें सर्वांगीं, मृगचर्म धरिलें ऊर्ध्वभागीं।
कौपीन असें अधोभागीं, ब्रह्मचारीलक्षण हें॥

(બે ભાથા પીઠ પર બાંધેલા છે. તેમાં ઘણાં બાણ ભરેલાં છે. તેના પર લાંબી જટા છૂટી શોભી રહી છે. ડાબા હાથમાં ભવ્ય ધનુષ્ય છે અને

જમણા હાથમા અશ્વત્થ દંડ છે કાંડાં પર રુદ્રાક્ષનાં કંકણુ હમેશ શોભે છે. આખા શરીરે ભસ્મ લગાડેલી છે ઉપરના ભાગમાં મૃગચર્મ ધારણુ કરેલુ છે, નીચેના ભાગમાં કૌપીન છે બ્રહ્મચારીનાં આ લક્ષણુ છે.)

આવી બ્રહ્મચારીની મૂર્તિ ધ્યાનમાં લાવતાં તેની શારીરિક સ્થિતિ, તેની દિનચર્યા, તેના અભ્યાસ, સસ્કાર અને જીવનનો આદર્શ કેવાં હશે તેની કલ્પના આપણુને આવી શકે છે. આવી મૂર્તિમાંથી જ બળવાન અને પ્રતાપવાન, ધર્મનિષ્ઠ અને કર્તવ્યનિષ્ઠ સમાજરક્ષકો નિર્માણુ થતા કેવળ વ્યક્તિગત સુખોપભોગોનુ કે કામનાઓનું, વૃત્તિઓનુ કે ભાવનાઓનુ તે કાળે મહત્ત્વ નહીં હોય. બ્રાહ્મણો પોતાના બ્રહ્મતેજને વધારવા માટે જીવતા હતા, અને એ શ્રેષ્ઠ વર્ણની કર્તવ્યનિષ્ઠાની અને ધર્મનિષ્ઠાની છાપ આખા સમાજ પર અવશ્ય પડતી હશે અને આ રીતે આખો સમાજ જીવનના કોઈ ઉચ્ચ આદર્શ તરફ ચોક્કસ જતો હશે કોઈ પણુ રાષ્ટ્રનાં બળ અને પરાક્રમના ઉત્કર્ષનો કાળ તપાસીએ તો તે કાળે તેની નિષ્ઠા કોઈ પવિત્ર, ઉચ્ચ અને ઉદાત્ત તત્ત્વ પર હતી એમ જણાયા વિના નહીં રહે. ગ્રીક રાષ્ટ્રના ઉત્કર્ષના કાળમા દરેક નવા જન્મેલા બાળકને કઠોર શારીરિક કસોટીમાથી પસાર થવું પડતુ. તેમાથી તે સલામત પાર ઊતરે તો જ રાષ્ટ્રના ભાવી નાગરિક તરીકે તેને ઉત્તમ રીતે ઉછેરવામા આવતું. આવી વ્યવસ્થાને લીધે ગમે તેવી નિષ્પ્રાણુ પ્રજા રાષ્ટ્રમાં વધતી નહી અને કેવળ લોકસખ્યામા ઉમેરો થઈ રાષ્ટ્ર પર તેનો નકામો ભાર વધતો નહી. આવા જ જમાનામા થર્મોપીલી ગજાવનારા વીર નિર્માણુ થાય છે. જ્યારે રાષ્ટ્રની સામે – તેની આખી પ્રજા સામે – બધાનો મળીને કોઈ એક પવિત્ર, ઉદાત્ત અને મહાન આદર્શ હોય છે, એક જ ઉદાત્ત ધ્યેય બધાની નજર સામે સતત હોય છે અને તેના પર બધાંની નિષ્ઠા હોય છે, પોતાની વ્યક્તિગત કામનાઓ, વૃત્તિઓ અને ભાવનાઓ પૈકી કોઈ પણુ બાબતને મહત્ત્વ ન આપતાં, પોતાનાં વ્યક્તિગત સુખદુખની પરવા ન કરતા તેણે પોતાના આદર્શ પર નિષ્ઠા દૃઢ કરેલી હોય છે; એ આદર્શ અને નિષ્ઠા માટે, પ્રસગ પડ્યે પોતાની જાતને હોમી દેવાની તે પ્રજામાંના દરેકની

તૈયારી હોય છે; ત્યારે જ રાષ્ટ્રમાં બળ, તેજ અને ઉત્સાહનો વિકાસ થાય છે.

आपणी अवनति

આવી જાતનો ઉચ્ચ અને પવિત્ર, ઉદાત્ત અને હંમેશ પ્રેરણા આપનારો કોઈ પણ આદર્શ આપણી આગળ રહ્યો નહીં. બહારની ગમે તે પ્રજાઓ આવીને આપણને લૂટે, મારે, કચડે, આપણને ગુલામ બનાવી વૈતરું કરાવે, અને ફાવે તેમ આપણા પર રાજ્ય કરે, એવી આપણી દશા છે સેંકડો વર્ષના આદર્શહીન જીવનનુ આ પરિણામ છે. આપણા બધાંની માનવતા ટકે અને વૃદ્ધિ પામે એવો ફેરફાર સમય બદલાતો જાય તેમ આપણા ધાર્મિક અને સામાજિક નિયમોમાં કરવો જરૂરી હોવા છતાં તે તરફ આપણે દુર્લક્ષ કરતા આવ્યા, અને તેથી આપણામાં આજની પામરતા આવી છે. કેવળ વ્યક્તિગત સુખસંતોષની પાછળ લાગવા સિવાય આપણુ બીજું ધ્યેય નથી. પ્રાચીન કાળના નકામા થયેલા ધર્મનિયમોનુ આચરણ કરીને તે દ્વારા આજે આપણે ધાર્મિક સમાધાન મેળવવાનો પ્રયત્ન કરીએ છીએ. પુરુષાર્થહીન પ્રવૃત્તિમાંથી નિર્માણ થનારી આપણી નિવૃત્તિ પણ એટલી જ નિષ્પ્રાણ અને નિસ્તેજ હોવાથી પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્નેમાં આપણી અધોગતિ જણાઈ આવે છે. સંસારમાં ક્ષુદ્ર વિકારમય સ્વાર્થી જીવન અને પરમાર્થને નામે પુરુષાર્થહીન અને જ્ઞાનહીન એવુ કલ્પનાવશ અને ભાવનાવશ જીવન! આ રીતે પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્નેમાં વિવેકશુદ્ધ અને પુરુષાર્થયુક્ત જીવનનો આપણામાંથી લોપ થયો છે.

मानवतानो फरी लाभ शी रीते थाय ?

આપણી પડતીના કાળમાં પણ આપણા દેશમાં અનેક ધાર્મિક સંપ્રદાયો નિર્માણ થયા, પરંતુ તે પૈકી ભાગ્યે જ કોઈએ સામુદાયિક ધ્યેય તરફ લોકોને વાળવાનો પ્રયત્ન કર્યો હશે. દરેક સાંપ્રદાયિક ગ્રંથમાં ઇહલોક કરતાં પરલોકનાં સુખ, આનંદ અને ઐશ્વર્યનાં જ વર્ણન કરેલાં અને તે પ્રાપ્ત કરવાના સાધનો કહેલા જણાશે વ્યક્તિગત અને કાલ્પનિક ધ્યેય સિવાય ઉદાત્ત સામુદાયિક ધ્યેયનો વિચાર કોઈ પણ

સંપ્રદાયને સૂઝ્યો હોય એમ દેખાતુ નથી ગૃહસ્થાશ્રમની શુદ્ધિનો અને કર્મમાર્ગના દોષો દૂર કરીને તેને ઉજ્જ્વળ બનાવવાનો પ્રયત્ન કોઈએ પણ કર્યો હોય એમ દેખાતુ નથી પ્રવૃત્તિને અવગણીને નિવૃત્તિને મહત્ત્વ આપવાનુ કામ જ મોટે ભાગે દરેક સપ્રદાયે કર્યું દેખાય છે વૈરાગ્ય વિષેની આપણી ખોટી માન્યતાઓ, નિવૃત્તિમાર્ગ વિષે ચાલતી આવેલી શ્રદ્ધા, કર્મમાર્ગમાંની આપણી દુર્બળતા તેમ જ તે વિષેની અનાસ્થા, તેની શુદ્ધિની અશક્યતાની માન્યતા અને એકદરે બધી બાબતોમા નિરાશા — એ જ આ બધાનુ કારણ હશે એમ લાગે છે. આ કે આના જેવા જ આપણી અવનતિનાં બીજા કોઈ કારણો હોય તો તેનો પણ નાશ કર્યા વગર હવે આપણે માટે આરો નથી ગમે તેટલા દિવ્ય પણ કેવળ વ્યક્તિગત સુખની કલ્પના, લોભ કે મોહમા આપણે ન ફસાવુ જોઈએ પરલોકના કાલ્પનિક સુખ કરતા ઇહલોકના કર્તવ્યને અને તેમાથી મળતા સાત્ત્વિક આનદને આપણે હવે મહત્ત્વ આપવુ જોઈએ પેઢી દર પેઢી ચાલતો આવેલો અને આજે આપણને મળેલો માનવશક્તિ-બુદ્ધિનો વારસો, તેમ જ આપણી કર્મેન્દ્રિયો, જ્ઞાનેદ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ અને એ બધામા સચરનારી ચૈતન્યશક્તિ — એ સર્વનો કેવી રીતે ઉપયોગ કરીને આપણુ જીવન સફળ કરી શકાય, એનો આપણે વિચાર કરવો જોઈએ. માનવી જીવન, માનવી સબંધો અને આપણી ભાવી પેઢીના કલ્યાણની દૃષ્ટિથી આપણે વિચાર કરીએ તો આપણને ખરા ધર્મનુ જ્ઞાન થયા વિના નહી રહે વ્યક્તિગત સુખ કે શ્રેષ્ઠતાને મહત્ત્વ ન આપતાં આપણે જીવનનો વ્યાપક રીતે વિચાર કરતાં શીખીએ, આપણે માણસ છીએ અને બધી રીતે માણસ તરીકે જીવવા માટે આપણો જન્મ છે એ વાત આપણા હૃદયમા ઠસી જાય, તો આપણી શક્તિઓનુ આપણને જુદા સ્વરૂપમાં દર્શન થશે. પોતાપણાની આપણી સકુચિત ભાવના જો નાશ પામે અને સમુદાય વિષે આત્મીયતા લાગવા જેટલી વિશાળતા આપણા હૃદયમાં પ્રગટ થાય તો આપણા વ્યક્તિગત ધ્યેયોની તેમ જ તેના સુખ, આનંદ અને દિવ્યતાની કલ્પના વગેરેની હીનતા અને અસત્યતા આપણને સ્પષ્ટપણે જણાઈ આવશે અને

જીવન વિષેના બધા ક્ષુદ્ર આદર્શો આપણા ચિત્તમાંથી લોપ પામશે, તેમ જ પોતાના જ વિકારો કે ભાવનાઓને તાબે રહેવામાં માનવતા નથી, પણ એ વિકારો અને ભાવનાઓને નિમિત્તે પ્રગટ થનારી માનવીની અનેકવિધ શક્તિઓને વિવેક વડે શુદ્ધ કરીને તેમનો યોગ્ય કાર્યોમાં ઉપયોગ કરવો એમાં જ માનવતા છે, એ વાત આપણને સમજાશે. આવી રીતે આપણામા વિવેક અને ધર્મની જાગૃતિ થાય તો આપણી લોપ પામતી માનવતા આપણને ફરી પ્રાપ્ત થશે.

**सयम, प्रेरणा अने विवेकशक्तिनो विकास**

માણસમાં અનેક પ્રકારની શારીરિક, બૌદ્ધિક અને માનસિક શક્તિઓ છે તે શક્તિઓ માણસની દરેક વૃત્તિ અને કર્મ દ્વારા તેની ઇચ્છા કે અનિચ્છાએ બહાર પડે છે. યત્રમાં પેદા થતી વરાળને જેમ યોગ્ય રીતે યોજનાપૂર્વક ઉપયોગમાં લાવવાથી તે દ્વારા મહાન કાર્યો કરાવી શકાય છે તે જ પ્રમાણે માણસમાં રહેલી શક્તિને, વિકાર અને ભાવનાને રૂપે અવ્યવસ્થિતપણે અને અવિવેકથી વ્યર્થ ન જવા દેતાં તેને વધારીને તેમ જ શક્ય તેટલી શુદ્ધ કરીને આપણે જો તેને યોજનાપૂર્વક ઉપયોગમાં લાવી શકીએ તો તે દ્વારા કેટલાય મહાન સત્કાર્યો સાધી શકાય એવાં મહાન કાર્યો કરવા માટે પોતાની એકેએક વૃત્તિનુ શોધન કરવું જોઈએ અયોગ્ય વૃત્તિઓનો નિરોધ કરીને તેને ભાવનામા પરિણત કરવી જોઈએ તે ભાવનાઓને પણ શુદ્ધ કરીને વિવેકથી તેમનો યોગ્ય કાર્યમા હમેશ ઉપયોગ કરવો જોઈએ કોઈ પણ ભાવના ગમે તેટલી દિવ્ય લાગતી હોય તોપણ આપણા ચિત્તમા કેવળ કલ્પનારૂપે ઘોળાતી ન રહેવી જોઈએ તેનાથી લુબ્ધ થઈને આપણે તેમા જ રમ્યા ન કરવું જોઈએ. તેમ કરવું એટલે પોતાની જ કલ્પનાસૃષ્ટિમા રમ્યા કરવાનો આપણે જ ઊભો કરેલો તે એક મનનો ખેલ થાય તેમાં આપણી કોઈ પણ શક્તિનો વિકાસ ન થતાં તે આપણો કેવળ મનોવિલાસ બને છે. તેમાં આનંદ હોય તોપણ તેમા માનવોચિત પુરુષાર્થથી મળતી પ્રસન્નતા નથી. ઈશ્વર વિષેની ભાવના પણ આપણા ચિત્તમાં કેવળ રમ્યા

કરે તો તેમાં આનંદ, આવેશ કે મસ્તી થોડો વખત આપણને મળે ખરાં, પરંતુ તેમા પુરુષાર્થ નથી. પોતાના કેવળ વ્યક્તિગત કલ્યાણને માટે આપણે ઈશ્વર સાથે તન્મય થવાનો પ્રયત્ન કરીએ અને તેથી આપણને એવી તન્મયતા લાગે તોપણ તેથી આપણામાં જ્યાં સુધી ઈશ્વરી શક્તિનો સંચાર ન થાય અને તેને અનુરૂપ પુરુષાર્થ પ્રગટ ન થાય ત્યાં સુધી તે તન્મયતાની માનસિક આરામ કરતાં વધારે કિંમત નથી. કેવળ મનથી કલ્પેલી ને પોષેલી પ્રેમોન્મત્ત અવસ્થાનો પણ ઈશ્વર વિષે કાંઈક અસંબદ્ધપણે બોલતા રહેવા સિવાય બીજો કશો ઉપયોગ ન થતો હોય તો તે અવસ્થા જીવનના કલ્યાણની દૃષ્ટિથી નકામી છે. જેને જીવનસિદ્ધિ સાધવી હોય તેણે કેવળ કલ્પનાસૃષ્ટિમા કદી પણ ન રહેવુ જોઈએ પોતાની બધી વૃત્તિઓને અને શક્તિઓને શુદ્ધ કરીને તેમ જ વધારીને તે બધીને કાબૂમા રાખવાની શક્તિ તેણે પ્રાપ્ત કરવી જોઈએ વૃત્તિઓને ગમેતેમ સ્વૈરપણે બહાર પડતી રોકવા માટે આપણને સંયમશક્તિની જરૂર છે અને તેને યોગ્ય કાર્યમા વાળવા માટે પ્રેરણાશક્તિની જરૂર છે તે જ પ્રમાણે પોતાનુ કર્તવ્ય ઓળખીને તે માટે આ બે શક્તિઓનો યોગ્ય વખતે યોગ્ય રીતે ઉપયોગ કરવા માટે આપણને વિવેકશક્તિની જરૂર છે. આ મુખ્ય ત્રણ શક્તિઓના વિકાસમાં જ માનવતા છે, અને સામુદાયિક ધ્યેય ને કર્તવ્યને માર્ગે આપણે તે જ કેળવવાની છે.

ભક્તિનુ કર્મમા પર્યવસાન

કોઈ કહેશે કે પરમેશ્વર વિષેના પ્રેમ જેટલી પવિત્ર અને શ્રેષ્ઠ ભાવના જગતમા બીજી કોઈ નથી, તેથી એવા પ્રેમમા મગ્ન થઈ જવા કરતાં વધારે સારું કાર્ય જીવનમાં બીજુ શું હોઈ શકે? ઈશ્વર વિષયક પ્રેમ જેટલી પવિત્ર અને શ્રેષ્ઠ ભાવના દુનિયામાં નથી એ વાત તદ્દન સાચી માનીએ તોપણ તે ભાવનામાં માણસ ચોવીસે કલાક કદી મગ્ન રહી શકતો નથી બહુ તો થોડોક વખત મગ્ન રહી શકે એ થોડા વખતની મગ્નતામાં માણસે ધન્યતા અને માનવતા માનવી કે તે પવિત્ર ભાવનાનો જીવનના દરેક ક્ષેત્રમાં, દરેક વ્યક્તિ સાથે આવતા સંબંધમાં,

કર્મમાં ને કર્તવ્યમાં સતત ઉપયોગ કરીને તે દ્વારા તે દિવ્ય અને પવિત્ર ભાવના પ્રગટ કરવામા ધન્યતા અને માનવતા માનવી ? માનવી હૃદયની કોઈ પણ ગમે તેટલી દિવ્ય અને શ્રેષ્ઠ ભાવના ઉચિત કર્માચરણ સિવાય પૂર્ણ થઈ શકતી નથી. તેથી જે ભાવના ઉચિત કર્મમાં પરિણમતી નથી, તે ભાવના પવિત્ર અને શ્રેષ્ઠ હોય તોપણ તે નકામી છે એમ સમજવામા શી હરકત છે ? ઈશ્વર સાથે તન્મય થવાથી જો ઈશ્વરી સામર્થ્ય, પુરુષાર્થ અને કર્તૃત્વ આપણામાં ન આવે, ઈશ્વર સાથે તદ્રૂપ થઈને પણ જો આપણામા દયા, ન્યાય, ઉદારતા, સત્ય વગેરે ઈશ્વરી ગુણ પ્રગટ ન થાય, તો એ તન્મયતામાં અને તદ્રૂપતામા શો અર્થ છે ? આપણે પોતે જ નિર્માણ કરેલી કલ્પના સાથે તન્મય અને તદ્રૂપ થવાથી કઈ ઈશ્વરી શકિતનુ આપણી મારફતે પ્રગટીકરણ થાય ? આપણા પોતાનામાં જ જો શક્તિ ન હોય, પુરુષાર્થ ન હોય અને કર્તૃત્વ ન હોય, તો આપણામાથી નિર્માણ થયેલી કલ્પનામાં પણ આ ગુણો ક્યાંથી જોવા મળવાના ? તેથી માનવતાનુ આ ધ્યેય નથી. માનવતા માટે પુરુષાર્થની જરૂર છે પુરુષાર્થ માટે કર્મમાર્ગની જરૂર છે ભરજુવાનીમાં ભક્તિ, ચિત્તનો લય, બ્રહ્મ કે આત્મસાક્ષાત્કાર વગેરેને નિમિત્તે નિવૃત્તિ-પરાયણતા આવવામાં ધ્યેય વિષે અનેક ખોટી માન્યતાઓ, પુરુષાર્થનો અભાવ, ખોટી મહત્ત્વાકાંક્ષાઓ, કર્મમાર્ગમા મળેલી હાર, નિરાશા કે એ માર્ગમાં પોતાને યોગ્ય કામ ન મળવુ વગેરે પૈકી એક કે અનેક કારણો હોવાં જોઈએ જો એ કાળમા પોતાની ક્રિયાશક્તિને ઉપયોગમાં લાવવાનો યોગ્ય રસ્તો માણસને મળે, યોગ્ય કાર્ય મળે, તે કાર્યમાથી શુદ્ધ આનંદ મળવા માંડે, તો કોઈ પણ માણસ કાલ્પનિક આનંદ તરફ નહીં જાય. જીવનનુ યોગ્ય જ્ઞાન હોય તો માણસ જાણી જોઈને ભ્રમમાં નહીં પડે. માણસને પોતાનો પુરુષાર્થ વધારવાનો કોઈ ઉપાય મળે તો સત્કર્મહીન ખોટી મહત્ત્વાકાંક્ષાની પાછળ તે નહીં પડે, અને માનવતાનુ ધ્યેય તે જાણતો હોય તો કોઈ પણ કાલ્પનિક ધ્યેયની પાછળ તે કદી પડશે નહીં.

सामुदायिक कल्याणने पोषनारो वैयक्तिक आनद

માનવધર્મ પ્રમાણે વર્તવાથી જ માનવતાની પ્રાપ્તિ થઈ શકે કેવળ શારીરિક કે બૌદ્ધિક શ્રેષ્ઠતાથી અથવા ઈશ્વર વિષેની ભાવનાના અતિરેકથી થતા કાલ્પનિક આનંદથી માનવતા સિદ્ધ થાય એ શક્ય નથી સમુદાયના રક્ષણ માટે, ઉન્નતિ માટે અને કલ્યાણ માટે સમુદાયે આચરવાના જે નિયમ, એ જ માનવધર્મ એ એકાંગી હોઈ શકતો નથી કેવળ વ્યક્તિના સુખનો કે આનંદનો વિચાર કરીને તે નક્કી કરી શકાતો નથી સામુદાયિક સુખ, સામુદાયિક આનંદ, સામુદાયિક ઉન્નતિ ને કલ્યાણની કલ્પનાઓ તેના મૂળમા હોવી જોઈએ તે કલ્પનાઓને બાધ ન આવે એવી રીતે કોઈ પણ વૈયક્તિક સાત્ત્વિક આનંદ લેવાનો તેમા નિષેધ નથી જે સુખ અને આનંદ કશી હરકત વિના બધા લઈ શકે છે, જે લેવાથી કોઈનાય યોગ્ય સુખને કે આનંદને નડતર થતુ નથી, જે વ્યક્તિની પોતાની શારીરિક, બૌદ્ધિક કે માનસિક — કોઈ પણ જાતની ઉન્નતિને બાધક થવાનો સભવ નથી, તે આનંદ સાત્ત્વિક છે તે આનંદ સામુદાયિક કલ્યાણને બાધક નહી પણ પોષક છે. માનવધર્મમાં સમુદાયના હિતને પોષક એવા વ્યક્તિગત આનંદને સ્થાન છે કાલ્પનિક આનંદ કરતા તેનુ મહત્ત્વ અને ઉપયોગિતા માનવધર્મની અને કર્મમાર્ગની દૃષ્ટિએ ઘણી છે આપણે કર્મમાર્ગ અને ગૃહસ્થાશ્રમની શુદ્ધિનો વિચાર કરેલો નથી તેથી સાત્ત્વિક આનંદ ગુમાવ્યો છે સમુદાયનો વિચાર કરીને કર્મમાર્ગને પ્રભાવશાળી બનાવવાનો પ્રયત્ન આપણે કર્યો નથી તેથી આપણા જીવનના બધા સાચા સાત્ત્વિક રસો ઊડી ગયા છે. સસારને પાપરૂપ ગણ્યો તેથી આપણાં નબળાઈ, અસયમ અને સ્વાર્થ વડે તેને વધારે ને વધારે દોષરૂપ કરવામા આપણને કશું જ લાગતુ નથી આનંદ સિવાય માણસ રહી શકતો નથી અને સાત્ત્વિક આનંદ આપણે પ્રાપ્ત કરી શકતા નથી, એવી સ્થિતિમા આપણે રાજસ અને તમોગુણી આનંદના ભોક્તા બનીને સસારને અધિક પાપમય બનાવતા આવ્યા છીએ અને સંસારથી ઉદ્વેગ પામેલાઓએ કે તેમાં હારી જવાથી

નિરાશ થયેલાઓએ અથવા તેનો ભ્રમ માનનારાઓએ ઈશ્વર વિષેના કાલ્પનિક આનંદમાં રમ્યા કરવાના માર્ગો કાઢ્યા છે. એ આનંદને જ આપણે સાત્ત્વિક આનંદ સમજતા આવ્યા છીએ. પરંતુ તેથી કર્મમાર્ગ શુદ્ધ થયો નથી, સંસાર સુધર્યો નથી

**कर्ममार्गनी शुद्धि शी रीते थई शके ?**

ઈશ્વર ખરેખર કેવો છે તેનો હજી કોઈને પત્તો લાગ્યો નથી. તેમ છતાં આપણી ભાવતૃપ્તિ માટે આપણને પ્રેમ જોઈએ ત્યારે તેને પ્રેમસ્વરૂપ, આનંદ જોઈએ ત્યારે તેને આનંદસ્વરૂપ, દયા જોઈએ ત્યારે તેને દયાસિંધુ, વાત્સલ્ય જોઈએ ત્યારે તેને જ ભક્તવત્સલ, દીનવત્સલ, માતપિતા, પાવન થવાની ઇચ્છા થાય ત્યારે પતિતપાવન વગેરે જેવો જ્યારે આપણને, જોઈએ તેવો તેને કલ્પીને, બનાવીને તેની પાસેથી આપણે આનંદ, ધીરજ, આધાર અને સમાધાન મેળવવાનો પ્રયત્ન કરતા આવ્યા છીએ એવી રીતે સંસારમાં અને પરમાર્થમા આપણે આપણી વ્યક્તિગત વૃત્તિઓ, ઇચ્છાઓ, ભાવનાઓ, શ્રદ્ધા વગેરેનુ પોષણ, વર્ધન અને શમન કર્યા કર્યું. તેનુ કર્મમાર્ગ પર ખાસ કશું જ ઇષ્ટ પરિણામ આવ્યુ નહી. તેને લીધે આપણી નબળાઈ અને પંગુતા ઓછાં થયાં નહીં તેના કરતા ઈશ્વરમાં જે જે ગુણ આપણે કલ્પ્યા તે બધા ગુણોથી યુક્ત થવાનો, તેનામાં જે ગુણોનુ આરોપણ કર્યું તે મુજબ આપણે પોતે પ્રેમસ્વરૂપ, આનંદસ્વરૂપ, દયા અને વાત્સલ્યથી યુક્ત થવાનો, તેના જેવા જ ન્યાયપરાયણ બનવાનો પ્રયત્ન કર્યો હોત તો તેના સુપરિણામ સમાજમાં અને આપણામાં અરસપરસ થયા કરત અને આપણું જીવન ખરેખર સુખી અને આનંદી થાત આપણે સદ્ગુણો પર ભાર આપતા આવ્યા હોત તો આપણામાં સદ્ગુણોની વૃદ્ધિ થઈ હોત તેથી આપણને બધાને એકબીજાનો આધાર મળત, એકબીજા પાસેથી ધીરજ અને આનંદ મળત. એવી સ્થિતિમાં આપણામાં સહેજે ઐક્યભાવ નિર્માણ થઈને તે અખંડ રહ્યો હોત. અરસપરસ સદ્ભાવથી આપણામાં એક-

બીજા પ્રત્યે વિશ્વાસ ઉત્પન્ન થાત અને આપણા બધાંનો ઉત્કર્ષ થયો હોત. પરંતુ પ્રત્યક્ષ કર્મમાર્ગમાં ઉપયોગી થનારા આવા સદ્ગુણોનો આગ્રહ આપણે રાખ્યો નહી કર્મમાર્ગની શુદ્ધિનો અને તેમાંથી જ પ્રત્યક્ષ આનંદ મેળવવાનો આગ્રહ માણસ રાખે છે ત્યારે તેને સારી વસ્તુઓનુ પ્રત્યક્ષ આચરણ કરવું પડે છે, બુદ્ધિ ચલાવવી પડે છે, યોજનાઓ ઘડવી પડે છે અને છેવટે પ્રયત્નપૂર્વક સફળ થવુ પડે છે આ પ્રયત્નોમાં તેનો પોતાનો અનેક બાજુથી વિકાસ થાય છે સાત્ત્વિકતાની સાથે તેની કાર્યશક્તિ પણ વધે છે. તેના સદ્ગુણોમાં ઉમેરો થાય છે તેની કર્મકુશળતા અને તેમા તેની લાયકાત વધે છે. તેના પ્રયત્નથી બીજાઓને પણ તે માર્ગ અને ઉપાય સુગમ થાય છે તેનો ઘણાઓને ઘણી રીતે લાભ થઈ શકે છે. ઘણાઓની સાત્ત્વિકતા જાગ્રત થાય છે. બીજાઓના સદ્ગુણોને પ્રેરણા મળે છે કર્મમાર્ગનાં અજ્ઞાન, અશુદ્ધિ અને જડતાનો નાશ થઈને આપણો અને બીજાઓનો પુરુષાર્થ વધે છે તેમા કાલ્પનિકપણુ ન હોવાથી કર્મમાર્ગમાં પ્રત્યક્ષ થયેલી સુધારણા અને સમાજની વધેલી પાત્રતા આગળ ચાલુ રહે છે સાત્ત્વિક આનંદના જુદા જુદા પ્રકારો સમાજમાં રૂઢ થાય છે અને તેને પરિણામે એકંદરે આખા સમાજની શુદ્ધિનુ અને નીતિનુ પ્રમાણ વધતુ જાય છે આ દૃષ્ટિથી કેવળ કાલ્પનિક વ્યક્તિગત સુખનો અને આનંદનો વિચાર કરતા તેથી પોતાની કે સમાજની કોઈ પણ શક્તિ વધતી નથી તેથી એવા સુખની કે આનંદની વ્યક્તિની તેમ જ સમાજની ઉન્નતિની દૃષ્ટિથી ઝાઝી કિંમત માની શકાય નહીં.

આ બધા વિચારો પરથી એ ફલિત થાય છે કે, જ્યારે આપણે વ્યક્તિગત અને કેવળ કલ્પનાજન્ય આનંદને જીવનમા મહત્ત્વ આપવાનું છોડી દઈશું ત્યારે જ કર્મમાર્ગની શુદ્ધિ થઈ શકશે જ્યારે બધાના પ્રયત્નોથી અને સદ્ગુણોથી જ પ્રાપ્ત થઈ શકે એવુ આપણા બધાનુ એકમાત્ર ઉદાત્ત ધ્યેય થશે, અને જ્યારે આપણી બધી વૃત્તિઓ, કલ્પનાઓ અને ભાવનાઓનો એ જ એક ઉદાત્ત ધ્યેય સિદ્ધ કરવા તરફ ઉપયોગ કરવાનુ આપણને બધાંને સૂઝશે અને તે પ્રમાણે આપણે કરી શકીશુ ત્યારે જ

સંયમ, કર્તૃત્વ, પુરુષાર્થ અને વિવેકની મદદથી આપણે પ્રત્યક્ષ આનંદ મેળવીએ તેમાં વ્યક્તિ તેમ જ સમાજની દૃષ્ટિથી કેટલા પ્રત્યક્ષ લાભો છે તે આપણે સમજી શકીશું આવી રીતે આપણા બધાંના એક ધ્યેયથી કર્મમાર્ગની શુદ્ધિ થતી રહે તો આપણા બધાંની નૈતિક અને આધ્યાત્મિક પાત્રતા સહેજે વધતી જશે પછી જીવનના દરેક કાર્યમાંથી, કર્તવ્યમાંથી આપણને સાત્ત્વિક આનંદ મળ્યા કરશે અને આપણા બધાંના જીવનમાં તે દેખાઈ આવશે માધુર્ય, પ્રેમ, મિત્રતા, ઉદારતા, વાત્સલ્ય, નમ્રતા, માતૃપિતૃભાવ, બંધુભગિનીભાવ, દયા, નિરહંકારતા વગેરે સદ્ગુણો યથાકાળે આપણી મારફત પ્રકટ થતા રહેશે. જીવનમા દરેક વ્યક્તિ સાથે આવનારા સંબંધો અને પ્રસંગોએ થતા નાનાંમોટાં કર્મો દ્વારા આપણને અને બીજાઓને જ્ઞાન અને આનંદની પ્રાપ્તિ થતી રહેશે.

આનાથી જ કર્મમાર્ગ સુધરશે અને ગૃહસ્થાશ્રમની શુદ્ધિ થશે. આ માર્ગ જેમને સૂઝ્યો નહી, જેઓ સંયમ અને પ્રેમ ધારણ કરી શક્યા નહી, તેમણે પોતાની સ્વાર્થવૃત્તિ વડે સંસારને વધારે દોષરૂપ બનાવી તેમાંના પહેલાંના ત્રિવિધ તાપમાં ઉમેરો કર્યો અને સંસારને અધિક દુઃખમય બનાવ્યો વિરક્ત થયેલા નિવૃત્તિપરાયણ ઘણાખરા લોકોએ પોતાની કેટલીક વૃત્તિઓને અને ભાવનાઓને ઉત્તેજિત કરીને કાલ્પનિક રીતે ભાવનાતૃપ્તિનો — કલ્પનાજન્ય આનંદપ્રાપ્તિનો — માર્ગ સ્વીકાર્યો. પણ એ વૈરાગ્યવાનોએ કેવળ પોતાની જ વૃત્તિઓને અને ભાવનાઓને મહત્ત્વ ન આપતા પોતાની આસપાસ જરા નજર નાખી હોત તો કોઈનુ પણ મન કરુણાથી ભરાઈ જાય એવી સ્થિતિ તેમને દેખાત મૂર્તિમંત દુર્દશા ને મૂર્તિમંત દુર્ભાગ્ય પોતાની સામે અને આજુબાજુ ચોમેર પથરાયેલાં હોવા છતાં, એ બધાં તરફ દુર્લક્ષ કરીને કેવળ પરમેશ્વરી આનંદમાં મગ્ન રહેવાની ઇચ્છા માણસે શા માટે કરવી? જીવનનો એ જ કાળ નિઃસ્વાર્થપણે દુઃખિતોની સેવામાં આપીને તેમનાં દુઃખનું સુખમા રૂપાંતર કરવાનો પ્રયત્ન જો માણસ કરે તો તેથી તેને સાત્ત્વિક આનંદ નહીં મળે શું? દુનિયામાં પોતાની આસપાસ આટઆટલાં દુઃખ, દારિદ્ર, અજ્ઞાન વગેરે

દોષો પડેલા હોવા છતા કેવળ પોતાના ચિત્તની વાસનાઓનો વેગ થોડો ઓસરી જતાં જ ગૃહસ્થાશ્રમમા કે કર્મમાર્ગમાં આપણું કશુ જ કર્તવ્ય બાકી રહ્યુ નથી એમ માણસ સમજે એ યોગ્ય છે શું? જગતમાં ચોમેર જુલમ, અન્યાય, સ્વાર્થ વગેરેનુ સામ્રાજ્ય પથરાયેલુ હોય ત્યારે આપણુ ઇહલોકનુ કર્તવ્ય પૂરું થયુ એમ માનીને ઈશ્વિરી પ્રેમમાં મગ્ન કે મસ્ત રહેવાનો પ્રયત્ન કરવાથી માનવતાની વૃદ્ધિ થાય એ શક્ય છે શુ?

આ બધાનો ઉત્તર અને સાર એ જ છે કે, આપણી સુખની કલ્પનાઓ તદ્દન વ્યક્તિગત એટલે કે કેવળ સ્વાર્થી છે.

**માનવતાને માટે જરૂરી સમાજરચના**

કર્તવ્યમાંથી જ સાત્ત્વિક આનંદ મેળવવાની આપણુને કલ્પનાય નથી સામુદાયિક ધર્મ, સામુદાયિક ભાવ અને સામુદાયિક કર્તવ્ય આપણે જાણતા નથી ધર્મ અને અધ્યાત્મને નામે પણ આપણે વ્યક્તિગત કલ્પનાજન્ય આનંદની જ પાછળ પડતા શીખ્યા છીએ પરંતુ આ બંધામાંથી બહાર પડયા સિવાય આપણે માનવતા સાધી શકીશુ નહી કર્મમાર્ગની અને ગૃહસ્થાશ્રમની શુદ્ધિમાંથી જ માનવતાનો માર્ગ છે. તે માર્ગે ચાલવા માટે સામુદાયિક કર્તવ્યનિષ્ઠાની અને સાત્ત્વિકતાની જરૂર છે. એ સાત્ત્વિકતામાં જેટલુ સંયમનુ મહત્ત્વ છે તેટલું જ જીવનમા સ્ફૂર્તિ આપનાર પવિત્ર આનંદનુ પણ છે પુરુષાર્થ અને સાદાઈ, કર્તૃત્વ અને નિરહંકારીપણુ, આત્મવિશ્વાસ અને વિનય વગેરે બધા સદ્‌ગુણોની આપણુને જરૂર છે જગતનાં ઝઘડા, ક્લેશ, સંતાપ, કટુતા અને નીરસતા ઓછા કરવા માટે આપણામાં પ્રેમ, માધુર્ય અને શાંતિની ઘણી જરૂર છે. સમાજનુ અજ્ઞાન અને અવ્યવસ્થિતપણુ દૂર કરવા માટે આપણામા જ્ઞાન અને ચાતુર્ય હોય એ જરૂરી છે. દૈન્ય અને દુ ખનો નાશ કરવા માટે આપણામાં પુરુષાર્થ, કર્તૃત્વ અને ઉદ્યોગપ્રિયતા હોવાની જરૂર છે આવી જાતની સર્વાંગ પરિપૂર્ણતામા જ સાચું સૌંદર્ય છે. આ આપણા જીવનનો આદર્શ છે. આવુ પરિપૂર્ણ જીવન ક્યારેક મહાવ્રત જેવું લાગશે, ક્યારેક પ્રેમ, માધુર્ય

અને આનંદનું પરમ ધામ જેવું લાગશે, ક્યારેક વિવેક અને ચાતુર્યનો ભંડાર છે એવો અનુભવ થશે, અને ક્યારેક કેવળ કરુણા અને પુરુષાર્થથી ભરેલુ છે એમ જણાશે. પરંતુ કોઈ પણ પ્રસંગે, કોઈ પણ દૃષ્ટિથી તેના તરફ જોઈએ તોયે તેમાં વિવેક, સેવાપરાયણતા અને ઉદાત્તતા જ મુખ્યત્વે દેખાશે. આ દર્શનમાં જ માનવતા છે તે જગાએ આપણે બધાએ જઈ પહોંચવાનુ છે. આપણુ જીવન આપણુ એકલાનુ નથી, તે બધાં માટે છે, એવી નિષ્ઠા જેના હૃદયમાં દૃઢ થઈ તેનામાં માનવતા જાગ્રત થઈ એમ જાણવું. એ માનવતાનો જે સમાજપદ્ધતિમાં વિકાસ થાય એવી સમાજરચના આપણને જોઈએ છે. મહાપ્રયત્ને પણ આપણે તે નિર્માણ કરવી જોઈએ.

## ૨

## જીવન એક મહાવ્રત છે

*विवेकयुक्त अने धर्म्य संबंधो*

જુદાં જુદા કારણોસર દુનિયામાં આપણા જે જુદા જુદા સંબંધો આવે છે તે તપાસીએ તો તેમાંના કેટલાક પ્રિય તો કેટલાક અપ્રિય અને કેટલાક પ્રિય-અપ્રિય એમ મિશ્ર સ્વરૂપના હોય છે એમ જણાશે તેમની પ્રિયઅપ્રિયતા આપણને તે દ્વારા થનારા સુખદુ:ખને કારણે લાગે છે પરંતુ આપણા બધા સંબંધો વિવેકશુદ્ધ અને ધર્મશુદ્ધ થયા વગર તે દ્વારા આપણી ઉન્નતિ નહી થાય. કેવળ સ્વાર્થ ખાતર જોડેલા સંબંધો કદી પણ કાયમ ટકી શકતા નથી. એવી રીતે જોડેલા અને ચાલુ રહેલા સંબંધોથી આપણી અવનતિ થાય છે આવા સ્વાર્થી સંબંધો આજે છે ને કાલે નથી, એવી જાતના હોય છે. આજે જેની આપણે સ્તુતિ કરીએ છીએ તેની જ કાલે આપણો સ્વાર્થ સધાતો બંધ થાય તો નિંદા કરીએ છીએ, એવું આવા સંબંધોમાં બને છે. આપણા સંબંધો પ્રિય

હોઈ તેને લીધે અરસપરસ પ્રેમ અને વિશ્વાસ છે એમ લાગતુ હોય, છતાં તેમને પણ આપણે તપાસી જોવા જોઈએ પ્રેમ લાગવામાં કે વધવામાં વિશેષતા નથી સુખના અનુભવની સાથે પ્રેમ પેદા થાય છે અને એ અનુભવ જેમ વધે તેમ પ્રેમ પણ વધે છે. સુખનો અનુભવ થતો હોય ત્યારે આપણે એક બીજા માટે સહન કરીએ છીએ ભાવનાના બહારમાં ભાવનાનો આનંદ પણ તે વખતે આપણને મળે છે આનંદના ઉછાળામા ભાઈ ભાઈ માટે, મિત્ર મિત્ર માટે સહન કરે તો તેમાં નવાઈ નથી પરંતુ કોઈ કારણસર એકબીજાના સ્વાર્થમા કે સુખમા વિરોધ આવતાં, મતમાં કે જીવનપદ્ધતિમા ફરક પડતા, પોતાનો ભાઈ કે મિત્ર આપણી નિંદા કરે છે એ જાણતા છતાં પહેલાંનો પ્રેમ ટકાવી રાખવામા જ ખરી વિશેષતા છે. આપણા મનની ખરી કસોટી આવે વખતે જ થાય છે. સુખને સમયે પ્રેમ અને સુખ નાશ પામતાં જ દ્વેષ પેદા થવો એ માણસના સ્વભાવનુ સામાન્ય લક્ષણ છે. પણ વિવેકી માણસને ખબર હોય છે કે કૌટુમ્બિક કે કુટુંબ બહારનો નિકટ સબંધ, જીવનના અંત સુધી ટકાવી રાખવાનો પ્રયત્ન કરવો એ જીવનની દૃષ્ટિથી અત્યંત મહત્ત્વનુ છે. પ્રેમ બંધાવા કરતાં વિરોધી પરિસ્થિતિમાં તેને ટકાવી રાખવાનુ જ ઘણું કઠણ છે. તેથી મતભેદ અથવા બીજા કોઈ પણ કારણસર પરસ્પરનો પ્રેમ ડગવાનો જ્યારે જ્યારે પ્રસગ આવે ત્યારે ત્યારે આપણી પ્રેમ ભાવનાને પ્રમાણ માનીને — તેનું સ્મરણ કરીને — પોતાની બધી સાત્ત્વિકતા ભેગી કરીને પણ એ જ ભાવનાને દઢ રાખવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ એક વાર જોડેલો પ્રેમસબંધ સ્વાર્થને કારણે તૂટે તો તેમાં પોતાની સત્ત્વહાનિ છે એ વાત માણસના ચિત્તમાં પૂરેપૂરી ઠસી હોય તો કોઈ પણ સબધ જોડતી વખતે, વધારતી વખતે કે તોડતી વખતે પણ તે વિવેકથી અને સાવચેતીથી વર્તશે. જે સબંધમાં પ્રેમ, વિશ્વાસ વગેરે એકદમ વધે છે અને પછી એકદમ કે કાળાંતરે ઓછાં થાય છે તે સબંધમાં સ્વાર્થ, ભોળપણ, ભાવનાવશતા, ઉતાવળાપણુ, અવિવેક વગેરે દોષો બન્ને પક્ષે નહી તો એક પક્ષમા હોવા જ જોઈએ તે જ પ્રમાણે

જે સંબંધમાં પ્રેમ, વિશ્વાસ વગેરેની વૃદ્ધિ, સહવાસ, પ્રસંગ, આપત્તિ અને અનુભવને કારણે ધીમે ધીમે થાય છે તે સંબંધમા વિવેક અને સાત્વિકતા હોવાં જોઈએ એમાં શંકા નથી

આ બધુ નિરૂપણ ધ્યાનમાં લઈ તમે પોતાને વિષે વિચાર કરો. પોતાનુ જીવન, વર્તન અને સ્વભાવ તપાસો અને નિરહકારપણે સંતોષથી આ કે આના જેવા બીજા કોઈ દોષો પોતાનામાં છે સહન કરવુ એ જ ધર્મ કે કેમ તે શોધી કાઢો. મેં શરૂઆતમાં જ તમને કહ્યું છે કે જગતની સાથેના આપણા સંબંધો ધર્મ્ય હોવા જોઈએ તે તેવા હોય અને તે તેવા રાખતાં અને ટકાવતાં આપણને આવડે તો જ આપણી ઉન્નતિ થવી શકય છે સ્વાર્થી સબધો કદી ધર્મ્ય હોઈ શકતા નથી દરેક જણ સુખની ઇચ્છા રાખે છે, પણ ધર્મ સિવાય મનુષ્યોચિત સુખ કદી પણ કોઈને મળી શકતુ નથી એ વાત તમે ભૂલશો નહીં એકબીજાને માટે એકબીજાએ સહન કર્યા વગર માનવી જીવન ચાલવું અશકય છે. સદ્‌ભાવનાથી, ઉદાત્ત બુદ્ધિથી અને સંતોષથી સહન કરવામાં ખરો ધર્મ છે જીવનમાં આપણે વિકારવશતાથી, લોભથી કે અહંકારથી જેટલુ આચરણ કરીએ કે સહન કરીએ તે બધું અધર્મ્ય છે આપણે જે કંઈ કર્તવ્ય તરીકે કરીએ, અને બીજા માટે સહન કરીએ તેમાં આપણને અહંકાર ન થવો જોઈએ, કારણ કે એ અહંકાર જેને માટે આપણે સહન કર્યું હશે તેને દુઃખ દેશે, તેને પસ્તાવો કરાવશે અને આપણા અને તેના સંબંધમાં કડવાશ પેદા કરશે અહંકાર કદી પણ બીજા દોષોથી અલિપ્ત રહી શકતો નથી આપણે બીજા પર ઉપકાર કર્યાની ભાવના અહંકાર સાથે હોવાની. ઉપકારની ભાવના પાછળ લોભ હોવાનો જ અને લોભના મૂળમાં બદલાની—ઓછામાં ઓછું સ્તુતિની—ઇચ્છા તો સહેજે જ હોવાની. અહંકારની સાથે રહેનારા આવા અનેક દોષોને લીધે આપણા ધર્મનુ તેજ નાશ પામે છે. માટે આપણે ઉન્નત થવુ હોય, ધર્મનિષ્ઠ રહેવું હોય તો આપણે કેવળ સદ્‌ગુણોના અને માનવતાના ઉપાસક બનવું જોઈએ.

કોઈ પણ સ્વાભિમાની માણસ અહંકારીના ઉપકાર તળે આવવા ઇચ્છતો નથી. સંજોગવશાત્ કદી આવવાનો પ્રસંગ અહ્કારી माणसनी પડ્યો હોય તો તે માટે તેને પસ્તાવો થયા વગર बाबतमा सावचेती રહેતો નથી માટે અહંકારી માણસના આભાર નીચે તમારે કદી આવવું નહી, કારણ કે બીજાએ તેના પર કરેલા મોટા મોટા ઉપકારો તે ઝટ ભૂલી જાય છે પણ બીજા માટે પોતાને જરાક જેટલુ સહન કરવુ પડયુ હોય તો તેમાં તેને પોતાની મોટાઈ અને ઉદાત્તપણુ જણાય છે અને બીજાએ બતાવેલી ગમે તેટલી કૃતજ્ઞતાથી અને આપેલા ગમે તેટલા મોટા બદલાથી પોતે કરેલા ઉપકારનુ વળતર મળી ગયુ એમ તેને કદી લાગતુ નથી પોતે કરેલા નાનકડા ઉપકારને મોટું સ્વરૂપ આપીને બધાં આગળ તે કહેતા ફરવાની તેને ટેવ પડી હોય છે તેની આ ટેવનો તમને પોતાની બાબતમા અનુભવ થશે ત્યારે તમને લાગશે કે જે પ્રસંગે તેણે આપણને મદદ કરી તેમાં ગમે તેટલુ દુઃખ ભોગવવુ પડયુ હોત તોય તે આપણે ભોગવ્યુ હોત, પણ તેની મદદ લીધી ન હોત તો સારું તે વખતના તે દુઃખનો, તેનાં કારણોનો, સૃષ્ટિના નિયમ પ્રમાણે ક્યારેક તો અંત આવત, પણ આના અહંકારને અંત નથી માનવી જીવન બધાના અરસપરસ સહકાર, સહાનુભૂતિ, ઉદારતા વગેરે અનેક મહાન સદ્ગુણો પર ચાલે છે. તે વગર જીવન અને વહેવાર ચાલી જ ન શકે, આ સાદી વાત પણ તે અહંકારી માણસ જાણતો નથી માનવધર્મથી ઊલટો તેનો સ્વભાવ હોવા છતાં તેના આભાર તળે તમે આવી ગયા પછી તમારી કૃતજ્ઞતાબુદ્ધિને લીધે તમે તેના સ્વભાવનો નિષેધ પણ કરી શકશો નહીં. તેનો ઉપકાર લેવાને લીધે આવી પસ્તાવાની અને મુશ્કેલીભરી સ્થિતિમા તમે સપડાશો એટલા માટે શરૂઆતથી જ આ બાબતમાં સાવધ રહેવુ સારુ અમારા પિતાશ્રી આવે પ્રસંગે એક સૂચક આર્યા બોલતા

गुणवंताच्या घरीं याचना विफलहि वरवी वाटे ।
नको नको ती नीचापाशीं होताहि फल मोठे ॥

(ગુણવંતની પાસે કરેલી યાચના નિષ્ફળ જાય તોયે સારી; પરંતુ નીચ માણસ પાસેથી મોટુ ફળ મળતુ હોય તોપણ તે ન કરવી જોઈએ) ટૂંકમાં, વિવેકી માણસે પોતાના સત્કર્મ માટે કે સદ્ગુણો માટે અહંકાર ન કરવો જોઈએ, તેમ જ તેણે લોભ પણ ન કરવો જોઈએ. તે જ પ્રમાણે અહંકારી અને લોભી માણસના ઉપકાર તળે પણ ન આવવુ જોઈએ.

આપણો મુખ્ય સવાલ આપણા બધા સબંધો વિવેકશુદ્ધ અને ધર્મશુદ્ધ કેવી રીતે થાય અને રહે તે છે. જીવન વિષે બેપરવાઓ સંબંધોને એવા બનાવવા અને રાખવા એ માનવી જીવનનુ મહત્ત્વનુ કર્તવ્ય છે. આપણા ક્યા દુર્ગુણો કેમ અને કેવી રીતે આ કર્તવ્યની આડે આવે છે એનો વિચાર કરીને એ આડે ન આવે તે માટે શુ કરવું જોઈએ એ સમજી લીધા સિવાય આપણા મુખ્ય સવાલનો ઉકેલ થઈ શકે નહીં. માનવી જીવન સામૂહિક હોવાથી તેમાં આપણા સંબંધો સહેજે અરસપરસ સંકળાયેલા હોવાના. અને આપણો બધાંનો એકબીજા સાથે સદ્ભાવનાયુક્ત અને વિવેકયુક્ત સહકાર ન હોય તો એ સંબંધો સરળ, વ્યવસ્થિત અને સંતોષકારક રહે એ શક્ય નથી. તેમાં સહકાર, વ્યવસ્થા, શિસ્ત, સદ્ભાવ અને પરસ્પર સુમેળનું કેટલુ મહત્ત્વ છે અને તે માટે આપણા દરેકમાં માનવી સદ્ગુણો હોવાની કેટલી જરૂર છે એ બરાબર ન સમજવાને કારણે જ આપણા એકબીજા સાથેના સંબંધો ભારે ગૂંચવણવાળા બનીને આપણ બધાને માટે દુ:ખરૂપ થાય છે. આપણી વૃત્તિઓ ને ઇચ્છાઓ ધર્મ્ય છે કે અધર્મ્ય એ જોયા વિના તેમને જ આપણે મહત્ત્વ આપીએ છીએ, અને તે સતોષવા ખાતર આપણે કૃત્રિમતા, કપટ, અસત્ય, પરનિંદા વગેરે દુર્ગુણોનો આશરો લઈએ છીએ. વિવેક અને સંયમનો આપણામાં અભાવ હોવાથી ક્રોધનુ શમન પ્રેમ અને ક્ષમાથી કરવાને બદલે મત્સર અને કપટથી આપણે કરવાનો પ્રયત્ન કરીએ છીએ. આપણે બધા જ આ બાબતમાં લગભગ

એકસરખા હોવાથી આપણે બધાએ મળીને આપણો પોતાનો અને બીજાનો સંસાર દુઃખમય કરી મૂક્યો છે તેનું કારણ માનવી જીવનનું મૂલ્ય આપણે સમજતા નથી એ છે આપણને મળેલી અંતર્બાહ્ય સાધનસંપત્તિનો વિચાર કરીને માનવતાને અનુરૂપ અને માનવી મનને શોભે એવી મહત્ત્વાકાંક્ષા આપણે રાખવા લાગીએ તો આજના જેવા ક્ષુદ્ર જીવનથી આપણને કદી સમાધાન થશે નહીં

**આત્મભાવનો વિકાસ**

માણસ વિવેક કરતો થાય, પોતાના અને બીજાના પૂર્વઅનુભવો ધ્યાનમાં રાખીને તે પરથી જીવન માટે યોગ્ય સાર તારવીને બોધ લેતો થાય, તે બોધનો વર્તમાન તેમ જ ભવિષ્ય કાળમાં યોગ્ય ઉપયોગ કરી શકાય તે માટે સંયમ અને પુરુષાર્થ કરવાની આવડત તેનામાં આવી જાય એટલે તેનામાં મનુષ્યતા આવવા લાગી છે અને તે માનવી જીવનનું મહત્ત્વ સમજવા લાગ્યો છે એમ સમજવું પોતાની જરૂરિયાતો અને ઇચ્છાઓની માફક તે બીજાઓની જરૂરિયાતો અને ઇચ્છાઓનો વિચાર કરવા લાગે અને એ માટે પોતાની ઇચ્છાઓને રોકીને સંતોષપૂર્વક બીજાઓ માટે સહન કરવા માંડે એટલે તે માનવતાને માર્ગે લાગ્યો એમ કહી શકાય માનવતા એટલે જ બીજાઓને વિષે સમભાવ આ સમભાવના આચરણથી જ પોતાના દેહપૂરતો મર્યાદિત લાગતો 'આત્મભાવ' જગતમાં વ્યાપકપણે પ્રસરવા માંડે છે જેમ જેમ આપણી માનવતા વધશે, સદ્ગુણને રૂપે જેમ જેમ તે પ્રગટ થતી જશે, તેમ તેમ આપણો 'આત્મભાવ' વિકસતો જશે અને તેનું વર્તુલ વધારે વિશાળ બનતું જશે

આ માનવતાનો પ્રાથમિક ગુણ છે દયા. કોઈપણ જાતનો પૂર્વસંબંધ ન હોય છતાં પારકાના દુઃખને પ્રસંગે જે કોમળ ભાવ માણસના મનમાં પેદા થાય છે અને જે તેને વિહ્વળ કરી મૂકે છે તેનું જ નામ દયા. તે દયા જ માનવી ધર્મનું મૂળ છે એટલે જ સંત તુલસીદાસ કહે છે:

दया धरमका मूल है, पाप मूल अभिमान ।
तुलसी दया न छाँडिये, जबलग घटमें प्राण ॥

દયામાંથી ધર્મ અને અહંકારમાંથી પાપ એટલે અધર્મ ફેલાય છે. આ એક સૂત્રમાં માનવી ધર્મ–અધર્મના કેટલા મહાન અને મૂળભૂત સિદ્ધાંતો ભરેલા છે ? દયાથી શરૂ થતી માનવતાને પોતાની સિદ્ધિ માટે એક પછી એક અનેક ગુણોનો આશરો લેવો પડે છે. પોતાના શરીર પૂરતો મર્યાદિત અને સંકુચિત એવો 'આત્મભાવ' દયાને લીધે પીડિત વ્યક્તિ સુધી જઈ પહોચ્યો કે તેને સ્થિર અને દૃઢ કરવા માટે માણસને પોતાના શરીરસુખની બાબતમાં થોડો ઘણો સંયમ કરવો પડે છે તે માટે તેને સહન કરવું પડે છે અને પુરુષાર્થ કરવો પડે છે પીડિત વ્યક્તિ અને પોતે એ બેમાં સહન કરી શકે તેવુ કોણ છે એ વિવેકપૂર્વક જોઈને સહન કરવાની મર્યાદા નક્કી કરવી પડે છે આવી રીતે સયમ, ત્યાગ, સહનશીલતા, વિવેક, ઉદારતા વગેરે ગુણો પ્રસંગ પ્રમાણે એક પછી એક, માણસે સ્વીકારવા પડે છે અને આ જ રીતે તેની માનવતા વધે છે ને પ્રકટ થતી રહે છે માનવતાનો આ સહજ ક્રમ છે. આ ક્રમ સમજીને તમે વર્તન રાખશો તો તમારા માર્ગમા તમને સિદ્ધિ મળ્યા વગર રહેશે નહી

મહાવ્રતની ધારણા

આ માર્ગ સિદ્ધ કરવા માટે જીવન એક મહાવ્રત છે એવી ધારણા અને શ્રદ્ધા તમારે રાખવી જોઈએ તે માટે તમારે તમારી સકુચિત કૌટુંબિક ભાવનાં છોડવી જોઈએ, અને તે ભાવનાનુ ક્ષેત્ર તમારે શક્ય તેટલું વિશાળ અને શુદ્ધ બનાવવુ જોઈએ. જેને જેને તમારી શક્તિ–બુદ્ધિની જરૂર હોય, જે કોઈનું તમારી મદદ વગર અટકી પડ્યું હોય, તેને તેને ઉદારતાથી સહાય કરવી એ આપણું કર્તવ્ય છે એમ તમને લાગવું જોઈએ. કર્તવ્ય કરવામાં જ્યા તમારી શક્તિ ઓછી પડે, ત્યાં તમારી શક્તિની મર્યાદા આવી એમ સમજજો, પણ કર્તવ્યની મર્યાદા પૂરી થઈ એમ ન સમજતા. 'આપણું કર્તવ્ય વિશાળ છે, આપણું ક્ષેત્ર અપાર છે, પણ આપણી શક્તિ અને બુદ્ધિ મર્યાદિત છે એમ તમે સમજજો.

જીવનરૂપી મહાવ્રત સાંગોપાંગ પૂરું કરવા માટે તમારે સમદૃષ્ટિ રાખવી પડશે આપણા કર્તવ્યનુ ક્ષેત્ર નાનું છે કે મોટું, તેમાં કંઈ બાહ્ય લાભ છે કે હાનિ, તેમાં પ્રતિષ્ઠા અથવા ખ્યાતિ છે કે નહી – એ વિચાર કે ચિંતા તમને ન હોવી જોઈએ. એ ક્ષેત્ર એક વ્યક્તિ તરીકે તમારા પોતાના અને સમાજના કલ્યાણ માટે જરૂરી છે કે નહી એટલુ જ તમારે જોવુ જોઈએ તે માટે તમારે ક્યારેક રાષ્ટ્રીય અથવા ધાર્મિક કાર્યના જેવા વ્યાપક ક્ષેત્રમાંથી વૈયક્તિક ક્ષેત્રમાં ઊતરવુ પડશે, તો ક્યારેક વૈયક્તિક ક્ષેત્રમાંથી નીકળીને મહાન રાષ્ટ્રીય કાર્ય સાથે જોડાવું પડશે પણ તે બંને કાર્યોમાં તમારી દૃષ્ટિ અને હેતુ શુદ્ધ અને કર્તવ્યપર જ હોવાં જોઈએ કોઈ પણ કાર્યમાં તમારી ઉદાત્તતા, નિસ્વાર્થતા, કર્મકુશળતા, નિરહંકારપણું, તેમ જ દરેક કાર્યમાંથી નીપજતા સુપરિણામનો લાભ તેના કરતાં વ્યાપક ક્ષેત્રમાં સમર્પણ કરવાની તમારી દીર્ઘ દૃષ્ટિ, સરખાં જ હોવા જોઈએ. તમારી પોતાની શુદ્ધિનો કસ કોઈ પણ કાર્યમા એકસરખો અને શ્રેષ્ઠ પ્રકારનો ઊતરવો જોઈએ. દરેક નાના મોટા કર્તવ્યના પ્રસંગ દ્વારા પોતાની માનવતા જ વધારવાનો તમારો પ્રયત્ન હશે તો કોઈ પણ પ્રસંગ કે સબંધમાંથી પોતાના માનપ્રતિષ્ઠા અથવા ક્ષુદ્ર અભિલાષા સિદ્ધ કરવાની કલ્પના જ તમારા મનમાં કદી આવશે નહી આ વ્રતની સાધનામા તમારે કોઈ કોઈ વાર ઘણું સહન કરવું પડશે કેવળ કર્તવ્યાચરણ પર ભાર આપીને, પોતાની માનવતા સાધવા માટે જેમના હિત માટે પોતાના દેહસુખ-સ્વાસ્થ્ય અને માનપ્રતિષ્ઠાનો તમે ત્યાગ કરતા હશો અને પ્રસગવશાત્ અનેક બાજુએથી અસહ્ય શારીરિક અને માનસિક ત્રાસ મૂગે મોઢે સહન કરતા હશો, તે વખતે પણ કદાચ તેમના જ તરફથી તમારે કઠોર વાક્યો અને ધિક્કાર સહન કરવાં પડશે તેમણે જ તમારે વિષે લીધેલી હલકટ શંકાઓ અને તમારા પર મૂકેલા આરોપો તમારે સહન કરવા પડશે. એવે વખતે ક્યારેક જવાબ આપીને તો ક્યારેક મૂગા રહીને અને ક્યારેક ઉપેક્ષાવૃત્તિ રાખીને પણ કેવળ કર્તવ્ય સમજીને

માનવતા પરની નિષ્ઠાથી પોતાના માર્ગ પર તમારે મક્કમ રહેવું પડશે. એ નિષ્ઠાને લીધે બીજાએ બતાવેલી કઠોરતાથી કે કૃતઘ્નતાથી તમારામાંની દયા અને ક્ષમા ઓછી થશે નહી, તમારા પર અન્યાય થાય તોપણ તમારી ઉદારતા ઓછી થશે નહીં, કઠણ પ્રસંગે તમે ધીરજ અને ગંભીર બનશો; તમારા હૃદયની વિશાળતાની અને શુદ્ધતાની, ઉદારતાની અને ઉદાત્તતાની કોઈને કલ્પના ન આવે તોપણ તેથી તમે નિરાશ નહી થાઓ; તમારી કર્તવ્યનિષ્ઠાનું કોઈને ભાન ન હોય તોય પોતાના માર્ગ પરનો તમારો વિશ્વાસ ડગશે નહીં. જે ઉચ્ચ માનસિક સ્થિતિની બીજાઓને કલ્પનાય નહી થઈ શકે તેના પરીક્ષક તમે તેમને કદી પણ નહી માનો જીવનનો એક મહાવ્રત તરીકે જેણે સ્વીકાર કર્યો છે એવું તમારું હૃદય જ તમારા આખા જીવનનું સાક્ષી હશે તે વ્રતને ખાતર બધું જ સહન કરવાની શક્તિ તમારા હૃદયમાંથી જ તમને હમેશાં મળી રહેશે; અને એ શક્તિને આધારે તમે તમારા વ્રતની સિદ્ધિ કર્યા વગર નહીં રહો.

*મહાવ્રતની સહજતા*

પરંતુ જીવનમાં તમારે હમેશા કેવળ કષ્ટો જ સહન કરવાં પડશે એમ પણ નથી. વ્રત કર્યું એટલે તેમાં હમેશાં કઠણતા જ હોવાની એમ પણ નથી. પવિત્ર અને ઉદાત્ત હેતુની સિદ્ધિ માટે જીવન એક વ્રત છે એમ માનીએ તોય તેમાંની સાત્ત્વિક ભાવનાઓ અને સાત્ત્વિક કર્મોનાં મોટે ભાગે શુભ અને કલ્યાણપ્રદ થનારાં વૈયક્તિક અને સામાજિક પરિણામો જોઈને તમારું હૃદય આનંદ અને ઉલ્લાસથી ભરાઈ ગયું છે એવો અનુભવ તમારા જીવનમાં તમને વારંવાર થયા જ કરશે બીજાઓનું ભલુ થતુ જોઈને, તેમને દુઃખમુક્ત થયેલા જોઈને, તમને કૃતાર્થતા અને ધન્યતા લાગશે. આવી રીતે માનવતાના માર્ગમા વધુ ને વધુ સફળતા મેળવવાનો તમારો અનુભવ જેમ જેમ વધતો જશે તેમ તેમ એ જ માર્ગે આગળ ચાલવાનો તમારો નિશ્ચય વધુ પ્રબળ થશે, તમારો ઉત્સાહ વધતો રહેશે તેની આગળ બધાં સંકટો,

બધી અડચણો તમને નજીવી લાગશે જેમ જેમ તમે આ માર્ગમાં આગળ વધશો તેમ તેમ તમારી સાત્ત્વિકતામાં શુદ્ધતા અને તેજસ્વિતા આવતી જશે, તથા તમારી બુદ્ધિ પ્રખર થશે સદ્વિચાર અને સદ્વર્તન તમારો સ્વભાવ બની જશે પરમાત્મા વિષેની તમારી નિષ્ઠા વધતી જશે. આત્મવિશ્વાસ વધતો જશે પછી આ મહાવ્રત તમને મહાવ્રત જેવુ નહી લાગે તેની કઠણુતા ઓગળી જશે એ વ્રત જ તમારું સહજ જીવન બની ગયા પછી તેમાં જ તમને ધન્યતા, કૃતાર્થતા અને પ્રસન્નતા લાગ્યા પછી તેમા કઠણુતા ક્યાંથી જણાશે ? આવી સ્થિતિ થશે ત્યારે જગતની જે કોઈ વ્યક્તિ સાથે તમારો સંબંધ બધાયો હશે તે સબંધ વિવેકશુદ્ધ, ધર્મશુદ્ધ અને ન્યાયશુદ્ધ છે એમ જ તમને જણાશે વૈયક્તિક, કૌટુમ્બિક, સામાજિક, અને રાષ્ટ્રીય — દરેક સંબંધમા અને ક્ષેત્રમા તમારે વિષે એકસરખી પ્રિયતાનો જ બધે તમને અનુભવ થશે માતા, પિતા, પતિ, પત્ની, ભાઈ, બહેન, કાકા, મામા, પુત્ર, પુત્રી, પડોશી, આપ્ત, મિત્ર કે બીજા કોઈ પણુ–જે જે પ્રકારનો તમારો સબંધ હશે તે બધા–સંબંધ પવિત્ર, ઉદાત્ત અને આદર્શરૂપ જ જણાશે આ મહાવ્રત જે માતાએ ધારણુ કર્યું હશે તે માતા આદર્શ માતા બનશે, પિતા આદર્શ પિતા થશે પુત્ર હોય તો આવો જ મહાવ્રતી હોવો જોઈએ, મિત્ર હોય તો આવો જ હોવો જોઈએ, એમ દરેક સંબંધની બાબતમાં તમારે વિષે એક જ પ્રકારનો અભિપ્રાય પડશે એટલુ જ નહી પણુ તમારી સાથે શત્રુતા કરનારને પણુ તમારા જેવો ધર્મમાર્ગે ઝઘડનારો શત્રુ હોય તો સારુ એમ લાગશે, અને તમારી પાસેથી હાર મળ્યા બદલ પણુ તેને ધન્યતા લાગશે આ પ્રમાણે જીવનની બધી બાજુથી સિદ્ધિ મળતા તમે ઘરમા પ્રિય, સમાજમાં માન્ય અને પોતાની દૃષ્ટિથી ધન્ય અને કૃતકૃત્ય થશો. આ સિદ્ધિ માટે જ માનવી જીવન છે એ સિદ્ધિ પ્રાપ્ત કરી એટલે પછી જીવનમા બીજું સાધવાનુ શું રહ્યુ ?

(રોજના પ્રવચનમાથી)

## ૩

# ધ્યેયનિર્ણય

જીવનનુ ધ્યેય શુ હોવુ જોઈએ એ માનવી જીવનનો સૌથી મોટો પ્રશ્ન છે માણસના વર્તનનુ અને તેના જીવનની નાની મોટી બાબતોનું વલણ, તેમ જ તેનો પુરુષાર્થ અને તેના સામાજિક સંબધો — એ બધાંનો આધાર તેના જીવનના ધ્યેય પર હોય છે તેથી ધ્યેય નક્કી કરવામા ભૂલ કે દોષ ન રહેવો જોઈએ.

જેમ જેમ સમય જાય છે, જેમ જેમ જગત વિષેનો આપણો અનુભવ વધતો જાય છે, તેમ તેમ અનેક બાબતોમાં આપણી કલ્પનાઓમાં અને વિચારોમાં ફેરફારો થતા જાય છે. એવી જ રીતે જીવનના ધ્યેયની બાબતમાં પણ યોગ્ય ફેરફાર થવાની જરૂર છે એ ફેરફાર યોગ્ય સમયે ન થાય તો તેનાં આકરાં પરિણામ વ્યક્તિ અને સમાજ બન્નેને ભોગવવાં પડે છે. તેથી જીવનનુ ધ્યેય નક્કી કરતી વખતે દેશ, કાળ, પરિસ્થિતિ, પોતાની જરૂરિયાતો, ભાવનાઓ, મન અને છેવટે પોતાનુ તેમ જ માનવજાતિનુ સંપૂર્ણ કલ્યાણ — એ બધાંનો જેટલો વ્યાપક, દીર્ઘ અને સૂક્ષ્મ વિચાર કરી શકાય તેટલો કરીને તે નક્કી કરવું જોઈએ.

**सुखदु खमाथी छूटवानी कल्पना**

સુખ વિષે પ્રીતિ અને દુ:ખ વિષે અપ્રીતિ એ ભાવનાઓ માનવજાતિમાં પ્રથમથી તે અત્યાર સુધી એમ ને એમ ચાલુ છે માણસને સુખની ઇચ્છા તદ્દન સહજ છે, અને તે ઇચ્છા પૂરી કરવા માટે તે અનેક સંકટોનો સામનો કરે છે. અત્યંત દુ ખમય સ્થિતિમા પણ માણસ કાંઈ ને કાંઈ સુખની આશા પર જ જીવે છે ચાલુ કે ભવિષ્યના કોઈ પણ સુખ સાથે ચિત્તનો સંબધ જોડેલો હોય તે વિના માનવી જીવન ચાલવું જ શકય નથી ભવિષ્યના સુખ સાથે

ચિત્તનો જોડેલો સબંધ એટલે જ આશા સુખની સાથે માનવી મનનો ક્યાંક અને ક્યારેક સબધ હોવો જ જોઈએ મનનો તે ધર્મ છે તે ધર્મમાંથી જ સ્વર્ગની, સુખમય પરલોકની અને પુનર્જન્મની કલ્પના નિર્માણ થયેલી છે અને અન્યાય, દુષ્ટતા અને દુરાચરણ કરનારને ક્યારેક પણ સજા થવી જ જોઈએ, એ ન્યાયવૃત્તિમાથી નરકની કલ્પના નીકળેલી છે દુ ખનાશ, સુખપ્રાપ્તિ વગેરે બાબતો જેમ આપણી ઇચ્છા પ્રમાણે આ જન્મમા બનતી નથી, તે જ પ્રમાણે સત્કર્મનાં -સારાં અને દુષ્કર્મના માઠાં ફળો જગતમાં મળતાં રહે છે એમ બધે દેખાતુ નથી. તેથી આ બધી બાબતો વિષે માણસે સ્વર્ગ, પુણ્યલોક, નરક, પુનર્જન્મ વગેરે કલ્પનાઓ દ્વારા પોતાના મનથી વ્યવસ્થા અને ન્યાય નક્કી કરી આપ્યાં છે આ વ્યવસ્થા કર્યા પછી પણ જ્યારે માણસના ધ્યાનમાં આવ્યુ કે જીવમાત્રને સુખદુ ખ લાગેલાં જ છે, ગમે તેવી સારી સ્થિતિમાં જન્મ થયો હોય તોય સપૂર્ણ દુ ખનાશ અને બધી રીતે સુખપ્રાપ્તિ – એવી સ્થિતિ માણસને પ્રાપ્ત થવી શક્ય નથી, ત્યારે દુ ખ ન જોઈતુ હોય તો સુખ પણ છોડવું જોઈએ, એક ન જોઈતી હોય તો બીજી પ્રિય વસ્તુનોય ત્યાગ કરવો જોઈએ, જન્મ સાથે જ સુખ અને દુ ખ બન્ને માણસની પાછળ લાગેલાં છે, તેથી દુ ખમાંથી છૂટવા માટે સુખ છોડવાને તૈયાર થવા સિવાય બીજો ઉપાય નથી અને તે બંને ટાળવા હોય તો જન્મ ટાળવા સિવાય બીજો માર્ગ નથી તે માટે જન્મ ન પામવો એટલે મોક્ષ સાધવો જોઈએ એ વાત માણસના ડાહ્યા મને સ્વીકારી અને મોક્ષ જ જીવનનુ ધ્યેય બન્યુ માણસનુ ધ્યેય આ જ છે અને તે યોગ્ય છે એ સિદ્ધ કરવાના પ્રયત્નમાથી જુદાં જુદાં શાસ્ત્રો નિર્માણ થયાં, પ્રવૃત્તિનિવૃત્તિના વાદો તેમાથી જ નિર્માણ થયા, કર્મવાદ તેમાથી જ નિર્માણ થયો અને તત્ત્વજ્ઞાનનો પણ ત્યાંથી જ આરભ થયો. તે ધ્યેય પ્રાપ્ત કરવાનાં સાધનોના વિચારમાથી કર્મક્ષય, સંન્યાસ વગેરે બાબતો એક પછી એક નિર્માણ થઈ અને એ રીતે તે ધ્યેય સશાસ્ત્ર બન્યુ. તે પરથી તેમ જ સન્યાસી, ત્યાગી અને જ્ઞાની લોકોના

સદ્વર્તનને લીધે તથા સંયમશીલ અને શાંત જીવનને કારણે મોક્ષ વિષે અને તેનાં સાધનો વિષે સામાન્ય જનતામાં શ્રદ્ધા ફેલાઈ અને પરંપરાથી દૃઢ થઈ.

**गृहस्थाश्रम अने कर्म-मार्गनी अवगणना**

જે કાળે સમાજની સદાચારી વ્યક્તિઓએ મોક્ષની કલ્પના કે ધ્યેય સ્વીકાર્યું તે કાળે વ્યક્તિ અને સમાજનું તેથી કંઈક કલ્યાણ સિદ્ધ થયું હશે એમાં શંકા નથી. પરંતુ એ કલ્પનાને લીધે જ્યારે ગૃહસ્થાશ્રમ અને તેનાં કર્તવ્યો વિષે અનાદર થવા લાગ્યો અને કર્મમાર્ગ વિષે સમાજમાં શિથિલતા આવી ત્યારથી આપણી અવનતિની શરૂઆત થઈ હોવી જોઈએ એવી કલ્પના આ વિષે વિચાર કરતાં આવે છે. મોક્ષની કલ્પના બહુજનસમાજના મનમાં દૃઢ થયા પછી અને વ્યક્તિ અને સમાજ પર તેનાં અનિષ્ટ પરિણામ થવા લાગ્યાં પછી ધ્યેય વિષે સમજુ લોકોએ વધારે વિચાર કરવો જોઈતો હતો પરંતુ તે પ્રમાણે તે કાળે બન્યું નહીં તેથી ગૃહસ્થાશ્રમ વિષે ઉત્પન્ન થયેલો અનાદર એવો ને એવો જ કાયમ રહ્યો તે અનિષ્ટમાંથી પ્રજાને બચાવવા માટે નિષ્કામ કર્મયોગનો સિદ્ધાંત અને વિચારસરણી કોઈ મહાત્માએ સમાજ પર ઠસાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેનું અંતિમ ધ્યેય પણ મોક્ષ જ હોવાથી ગૃહસ્થાશ્રમ વિષે અને કર્મમાર્ગ વિષે આવેલી ઉદાસીનતા ઓછી થઈ નહીં, અને તેનું ગયેલું મહત્ત્વ ફરી આવ્યું નહીં આજે આપણી રહેણી, વર્તન વગેરે સંન્યાસપર નથી છતાં ગૃહસ્થાશ્રમ વિષે આપણા મનમાં ખરો આદર અને સદ્ભાવ નથી આપણે ગૃહસ્થાશ્રમમાં છીએ છતાં તે દોષમય અને પાપમય છે અને તેવો જ હોવાનો એવી આપણા બધાની તે વિષે માન્યતા છે ગૃહસ્થાશ્રમના સુખની આસક્તિ આપણને છૂટી નથી તેને અંગેનો આપણો કોઈ પણ રસ ઓછો થયો નથી આપણી આસક્તિથી આપણે પોતાનામાં અને સમાજમાં કેટલાંય દોષ અને દુઃખ વધારતાં હોઈએ છતાં સંસાર દોષરૂપ અને દુઃખરૂપ જ હોવાનો એવી આપણી સમજણને લીધે તે વિષે કશું દુઃખ ન માનવાની એક વૃત્તિ

આપણામાં દૃઢ થઈ છે ગૃહસ્થી જીવન આવું જ હોવાનુ એવી આપણી માન્યતા હોવાથી તે વિષે વિચાર કરવાનું આપણને કદી સૂઝતુ નથી. એટલી બધી જડતા આપણામાં આવી ગઈ છે ગૃહસ્થી જીવનમાં પવિત્રતાથી, પ્રામાણિકતાથી, સત્યથી, ઉદારતાથી, સંયમથી, નિઃસ્પૃહતાથી વર્તવાની કલ્પના જ સમાજમાંથી લગભગ નાશ પામી છે વ્યક્તિગત સ્વાર્થસાધન એ જ સંસારનુ ધ્યેય બની ગયુ છે કોઈ દુઃખ, આઘાત કે અપજશને પરિણામે સંસારનો કંટાળો કે વૈરાગ્ય આવે તો સંન્યાસ લઈને મોક્ષની પાછળ લાગવુ, એવી સમજણ અને મનોવૃત્તિ જનસમાજમાં સાધારણ રીતે હોવાથી આપણે નૈતિક અને ભૌતિક દૃષ્ટિએ ઘણી જ હીન દશાએ આવી પહોચ્યા છીએ ભક્તિમાર્ગી સંતોએ સમાજમાં ભક્તિનો પ્રસાર કરીને લોકમાનસ શુદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેમનુ ધ્યેય પણ મોક્ષની માફક ઈશ્વર સાથે તદ્રૂપ થવાનું નિવૃત્તિપરાયણ જ હતુ તેથી ગૃહસ્થાશ્રમનું ગયેલુ પાવિત્ર્ય અને પુરુષાર્થનુ બળ તેથી પણ ફરી આવી શક્યુ નહી

**सामाजिक वृत्तिओनों अभाव**

મોક્ષ જેવા વૈયક્તિક ધ્યેયને લીધે સામુદાયિક લાભ અને કલ્યાણ માટે જે સામુદાયિક વિચારો, વૃત્તિઓ અને સદ્ગુણોની જરૂર છે તે આપણામાં હજુ આવ્યા નથી દરેક જણ પોતપોતાના કર્મ પ્રમાણે સુખદુઃખ ભોગવે છે, આપણે કોઈને સુખી કે દુઃખી કરી શકતા નથી, સુખી કે દુઃખી કરીએ છીએ એ માન્યતામા ભ્રાંતિ છે, એવી જાતનું શિક્ષણ આપણને કેટલાય વખતથી મળતુ આવ્યુ છે એ શિક્ષણ વ્યક્તિગત હેતુ માટે ગમે તેટલુ ઉચ્ચ માનીને આપવામા આવ્યુ હોય તોપણ તે આપણા અત્યંત સ્વાર્થી બનવાનુ કારણ બન્યુ છે આજનાં અનર્થોના ઘણા બીજો આ શિક્ષણમાં જ હોવા જોઈએ એમ લાગે છે. ધન, વિદ્વત્તા, વૈભવ કે બીજી કોઈ પણ વિશેષ પ્રાપ્તિથી પોતે સુખી થવું અને તેવી જ રીતે મોક્ષ પ્રાપ્ત કરીને પોતાનુ કલ્યાણ સાધવું—આ બધામા કોઈ પણ રીતે સામુદાયિક કલ્યાણનો પ્રશ્ન, વિચાર કે હેતુ જણાતો

નથી આ પરથી એમ જણાય છે કે આપણામાં સામાજિક કે સામુદાયિક વૃત્તિના અભાવના કારણો આપણા વૈયક્તિક લાભના આ શિક્ષણમાં હશે આપણા વિચારઆચારમા વ્યાપકપણું નથી અને બધે જ સંકુચિતતા દેખાઈ આવે છે એનાં બીજા અનેક કારણો હોય છતાં આ પણ એક મહત્ત્વનું કારણ છે એમ ખાતરીપૂર્વક લાગે છે

આનું આપણી આજની વૈયક્તિક, કૌટુંબિક, સામાજિક અને રાષ્ટ્રીય સ્થિતિ પર અનિષ્ટ પરિણામ થયેલું છે એમ વિચાર કરતા દેખાઈ આવે છે અથવા એ બધાનુ પરિણામ એટલે આપણી આજની સ્થિતિ છે આપણી ધ્યેય વિષેની કલ્પનામાં સમય પ્રમાણે જે ફેરફાર થવો જોઈતો હતો તે, તે તે સમયે થયો નહી એ અત્યંત દુ ખની વાત છે મોક્ષનુ ધ્યેય જે કાળે માનવામાં આવ્યુ તે કાળે વિચારી મનને તે જ યોગ્ય લાગ્યુ હશે તે વખતની વૈયક્તિક-સામાજિક સ્થિતિ, ધાર્મિક અને આધ્યાત્મિક કલ્પના, એ બધામાંથી તે જ જાતની ધ્યેયની કલ્પના સૂઝે એ સ્વાભાવિક હશે પરંતુ એ બધી બાબતોમાં કાળાંતરે ફેરફાર થયા છતા તે જ કલ્પના અને તે જ ધ્યેયને આપણે વળગી રહીએ અને તેનાં દુષ્પરિણામ સહન કરતા રહીએ તો આજની સ્થિતિમાંથી આપણો કદી પણ ઉદ્ધાર થવાની આશા નથી એમ કહેવુ પડે.

તેથી આ સ્થિતિ અવનત અને શોચનીય છે એવુ આપણને ખરેખર લાગતું હોય તો તે બદલવાનો આપણે નિશ્ચયપૂર્વક सामुदायिक हित એ પ્રયત્ન કરવો જોઈએ. તે માટે આપણે ઉદાત્ત અને ज ध्येय યોગ્ય એવું ધ્યેય સ્વીકારવું જોઈએ તે સિવાય છૂટકો નથી આપણે માણસ છીએ અને માણસ તરીકે આપણે જીવવુ હોય તો માનવી સદ્‌ગુણોથી યુક્ત થયા સિવાય આપણે તેમ કદી કરી શકીશું નહી, એ વાત પહેલાં આપણા હૃદયમા પૂર્ણપણે ઠસવી જોઈએ. માણસ એકલુ રહેનારું પ્રાણી નથી પણ સમુદાયમાં અને એકબીજાના સાહચર્યમા રહેનારું છે, તેથી વ્યક્તિગત કલ્યાણની કે હિતની કલ્પના જ આપણે દોષાસ્પદ માનવી જોઈએ.

એકલાનુ હિત તે ખરેખર હિત જ નથી પણ વ્યક્તિગત સ્વાર્થ વિષેની ક્ષુદ્ર કે મહાન અભિલાષા જ હોવી જોઈએ, અને તેનાથી આજે નહી તો કાલે સામુદાયિક દૃષ્ટિએ છેવટે હાનિ થયા સિવાય નહીં રહે એમ આપણે ખાતરીપૂર્વક સમજવુ જોઈએ. ધન, વિદ્યા, અને સત્તા કોઈ એકના હાથમા આવી હોય તોપણ તેનો ઉપયોગ બધાના હિત માટે કર્યો હોય તો જ તેનો સદુપયોગ કે ધર્મ્ય ઉપયોગ થયો એમ આપણે સમજવુ જોઈએ. આપણે બધી બાજુથી અને બધી દૃષ્ટિથી સામાજિક બન્યા વગર આપણામાં માનવતા નહીં આવે. જેનાથી માનવમાત્રનુ કલ્યાણ સિદ્ધ થાય એ જ આપણો ધર્મ છે માનવમાત્રમાં આપણે પણ આવી જ ગયા. આપણો ધર્મ આપણુ અહિત ન કરતા બધાની સાથે આપણું પણ હિત જ કરશે એવી શ્રદ્ધા આપણામાં હોવી જોઈએ. માનવી સદ્‌ગુણો પર જ માણસનું—આપણા બધાનુ—જીવન ચાલી રહ્યુ છે સદ્‌ગુણોની જ્યાં જ્યાં આપણામાં ઊણપ જણાય, ત્યાં ત્યાં દુખનો પ્રસગ આવે છે; પછી તે સદ્‌ગુણોની ઊણપ આપણી પોતાની હોય કે બીજાઓની હોય. તે ઊણપથી આપણે કે બીજા કોઈ દુ.ખી થવાના જ માટે આપણે બધા સુખી થઈએ એમ ઇચ્છતા હોઈએ તો આપણે બધાએ સદ્‌ગુણી બનવું જ જોઈએ. આ વાત આપણે દૃઢપણે માનવી જોઈએ અને તે દિશામાં આપણો સતત પ્રયત્ન હોવો જોઈએ આપણે સમાજના એક ઘટક છીએ અને આપણે બધા મળીને જ સમાજ બનેલો છે. આપણા એકબીજાના સારાંનરસાં વર્તન, ઇચ્છા અને ભાવનાનુ પરિણામ આપણા બધા પર થતુ જ હોય છે દરેક કર્મનુ સારુનરસુ પરિણામ તે તે કર્મ કરનારને જુદું જુદું ભોગવવુ પડે છે એવો નિયમ આ જગતમાં નથી. આપણા બધાનાં કર્મોનુ પરિણામ આપણે બધાએ ભોગવવુ પડે છે, એવા ઐક્યના સામાજિક સંબધથી અને ન્યાયથી આપણે બંધાયેલા છીએ. અસ્વચ્છતા, અવ્યવસ્થિતપણુ દોષ છે અને તેના પરિણામ રોગને રૂપે કે અન્ય રીતે માણસને ભોગવવા પડે છે માણસ સમાજ બાંધીને એકત્ર રહે છે એવી સ્થિતિમાં આપણે એકલા સ્વચ્છ રહીએ

અથવા આપણે આપણા એકલાનુ ઘર સ્વચ્છ રાખીએ એટલાથી આપણે રોગથી બચી શકીશું નહીં. આપણે, આપણું ઘર, તેમ જ બીજા માણસો અને આપણું ગામ, એ બધું સ્વચ્છ ન હોય તો તેમાંથી ઉત્પન્ન થનારા રોગરૂપી અનર્થમાંથી આપણે બચી શકીશુ નહીં. ગામમાં રોગચાળો ફેલાતા તેનાં દુષ્પરિણામ બધાંને ભોગવવા પડે છે. આ જેવો નિસર્ગનો નિયમ છે તેવો જ નિયમ માણસના બીજા વહેવારમાં પણ છે. માણસે વિચાર કરીને એકબીજા સાથેના માનવી સંબધો, કર્મો અને તેનાં પરિણામના નિયમો શોધવા જોઈએ; કાર્યકારણભાવ તપાસવા જોઈએ. એમ કરતાં તેની ખાતરી થશે કે આપણે બધા એકબીજાના કર્મથી બંધાયેલા છીએ. આજે પણ સમાજમાં જે મોટા મોટા ઝઘડા ચાલે છે તેમાં ઝઘડા ઉત્પન્ન કરનારા કોણ છે અને તેનાં અતિશય દુઃખદ પરિણામ કોને ભોગવવાં પડે છે? યુદ્ધો કોણ નિર્માણ કરે છે અને તેમાં પ્રાણ સુધ્ધાં સર્વનાશ કોનો થાય છે? આ બધાનો વિચાર કરતા કર્મનું પરિણામ જેનું તેને જ ભોગવવુ પડે છે એમ નથી પણ એકનુ બીજાને, અનેકોને, અથવા બધાંના કર્મોનુ બધાંને, એ ન્યાયે ભોગવવુ પડે છે. જગતમાં આ જ વ્યવસ્થા કે ન્યાય ચાલુ છે. પરંતુ જીવનનુ વ્યક્તિગત ધ્યેય એક વાર આપણે શ્રદ્ધાપૂર્વક માન્યુ હોવાથી તે છોડીને નવી દૃષ્ટિથી વિચાર કરવાને આપણે તૈયાર થતા નથી. જગતમાં પ્રત્યક્ષ ચાલતો ન્યાય લક્ષમાં ન લેતાં પૂર્વજન્મપુનર્જન્મની કલ્પનાથી કર્મવાદનો આશ્રય લઈને પોતાની પૂર્વશ્રદ્ધા કાયમ રાખવાનો પ્રયત્ન આપણે કરતા આવ્યાં છીએ. પરંતુ વ્યક્તિગત ધ્યેયની કલ્પનાથી આજ સુધી થયેલુ અને તે કલ્પનાને લીધે બનેલા આપણા એકાંગી સ્વભાવને લીધે આજે પણ આપણું અને આપણા સમાજનુ થતું અહિત ધ્યાનમાં લઈને આપણે સમાજ, રાષ્ટ્ર, માનવજાત વગેરે બધાના હિતની દૃષ્ટિથી આપણા ધ્યેયનો વિચાર કરવાની જરૂર છે. આને જ માનવધર્મ કહી શકાય

સદ્‌ગુણસપન્નતામા આત્મત્વનો વિકાસ

પ્રચલિત ધર્મોની યોગ્યતા તેમાં સદ્‌ગુણોને કેટલુ મહત્ત્વ અપાયુ છે તે પરથી ઠરાવવાની હોય છે સદ્‌ગુણો સિવાય ધર્મ નથી, સદ્‌ગુણો સિવાય માનવતા નથી ધર્મની યોગ્યતા તેમા કહેલી પરમેશ્વરને શરણે જવાની પદ્ધતિ પરથી, તેની આરાધના કરવાના કર્મકાંડ પરથી, તેમાં કરેલી પુણ્યપાપની સૂક્ષ્મ ચિકિત્સા પરથી, મરણોત્તર મળનારી ગતિ વિષેની કલ્પના પરથી અથવા તેની લોકસખ્યા પરથી ઠરાવવાની હોતી નથી, પરંતુ તેમા સદ્‌ગુણોનુ, સયમનુ અને માનવતાનું કેટલું મહત્ત્વ છે તે પરથી ઠરાવવાની હોય છે. માણસે આખું જીવન પ્રયત્ન કરીને અને સહન કરીને પોતાનુ ‘આત્મત્વ’ વિકસિત કરવાનુ છે, અને એ જ મનુષ્યજન્મની પરમ સિદ્ધિ છે ધારણ કરેલા શરીરમાં જ બધુ ‘આત્મત્વ’ છે એમ માનીને તેનુ દરેક રીતે રક્ષણ કરવાનો પ્રાણીમાત્રનો સ્વભાવ છે, પરતુ બધે આત્મભાવ અને સમભાવ જોવો, અનુભવવો તથા તે પ્રમાણે વર્તન કરવું એ ક્યારેક પણ માણસને જ સિદ્ધ થાય એવું છે જે આચરણથી આ સિદ્ધિ મેળવી શકાય તેને જ માનવધર્મ કહી શકાય માનવધર્મનો આધાર સમતાના વર્તન પર છે જેટલા પ્રમાણમાં આ ધર્મનું આપણે આચરણ કરીશુ તેટલા પ્રમાણમાં આપણામાં માનવતા પ્રકટ થશે અને તેટલા પ્રમાણમા જ આપણો ‘આત્મભાવ’ વ્યાપક થશે આપણી ધર્મબુદ્ધિને પરિણામે આપણુ ‘આત્મત્વ’ માનવજાતિ અને આપણા સહવાસના પ્રાણીઓ સુધી તો વ્યાપક થવું જ જોઈએ એ આત્મત્વ વિશાળ કરવા માટે અને પોતાનામાં સમભાવ કેળવાય તે માટે આપણે સદ્‌ગુણોનુ અનુશીલન કરવું જોઈએ સદ્‌ગુણો સિવાય સમભાવ આવશે નહી અને ટકશે પણ નહી દયા, મૈત્રી, બંધુતા, વાત્સલ્ય, સત્ય, પ્રામાણિકતા, ઉદારતા, ક્ષમા, પરોપકાર, વગેરે સદ્‌ગુણોથી સમભાવ પેદા થાય છે અને વિકાસ પામે છે સદ્‌ગુણુ સદ્‌ગુણોને આશરે વધી શકે છે અને ટકી શકે છે, તેથી માણસને અનેક ગુણોનો આશ્રય લેવો પડે છે બધા ગુણોની ઉપાસના સિવામ માનવતા

આવી શક્તી નથી દયા, મૈત્રી આદિ ગુણો, સંયમ, ત્યાગ, વૈરાગ્ય, નિર્ભયતા, નિ:સ્પૃહતા વગેરે સદ્ગુણો સિવાય રહી શકશે નહીં. પ્રેમભાવ સિવાય સદ્ગુણોમાં માધુર્ય આવશે નહી. તેથી બધા સદ્ગુણોને આપણે આપણા હૃદયમાં આશ્રય આપીને તેમનો વિકાસ કરવો જોઈએ.

માનવતાનો પ્રારંભ વિવેક અને ચિત્તશુદ્ધિના પ્રયત્નથી અને અંત સદ્ગુણોની પરિસીમામાં થાય છે ચિત્તશુદ્ધિ માટે સંયમની જરૂર છે, અને સદ્ગુણોની પરિસીમા માટે પુરુષાર્થની જરૂર છે. માનવી સદ્ગુણોમાં કયા ગુણની ક્યારે, ક્યાં અને કેટલી જરૂર છે તેનો નિર્ણય કરનારા વિવેકની આવશ્યકતા જીવનમાં પ્રારંભથી માંડીને છેવટ સુધી હમેશા જ છે

વિવેક, સંયમ, ચિત્તશુદ્ધિ અને પુરુષાર્થ એ મુખ્ય સાધનો દ્વારા આપણું અને સમાજનુ કલ્યાણ સાધીને માનવતાની પરમ સિદ્ધિ પ્રાપ્ત કરવી એ જ માનવી જીવનનુ ધ્યેય છે

## ૪

# માનવતાની સિદ્ધિની દિશા

પ્રથમ આત્મસંતોષ વિષે-થોડું લખું. એ ઉપરથી કેવળ નિવૃત્તિ-પરાયણતાથી મળતો આત્મસંતોષ અને સદ્ભાવનાયુક્ત અને યોગ્ય કર્માચરણથી પ્રાપ્ત થનારો સંતોષ એ બે વચ્ચેનો ફરક સ્પષ્ટ થશે.

**નિવૃત્તિના આત્મ-સંતોષની સ્થિરતા વિષે શંકા**

પોતાના અંતઃસ્થ રિપુઓને જીતીને તથા વાસનાક્ષય કરીને આત્મસંતોષ સાધવો અને મોક્ષ મેળવવો, એ જ માનવી જીવનનુ ધ્યેય છે એમ માનીએ તો નિવૃત્તિ-પરાયણ વિચારસરણી, કર્મત્યાગ અને નિરુપાધિક રહેણી તે માટે યોગ્ય છે. સુખદુ:ખો કર્માધીન છે—કર્મનુ ફળ જેનું તેણે જ ભોગવવાનુ છે—તેમાં કોઈ ઓછુ કે વત્તું કરી શકતું નથી, એવી દૃઢ શ્રદ્ધાથી પોતાનાં

અને બીજાનાં સુખદુઃખ વિષે ઉદાસીન રહેવાનો પ્રયત્ન મનુષ્ય કરતો રહે, તેમાંય વિશેષ ઉપાધિમાં ન પડતાં સહેજે બીજા માટે કંઈ કરી શકાય તો કરવુ એવી વૃત્તિ તે રાખી શકે અને જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ વગેરે વિષે લાગતાં ભય અને દુઃખને "હું જ શુદ્ધ, બુદ્ધ, નિત્ય, નિર્વિકલ્પ છુ," એવી આત્મવિષયક ધારણાથી શાંત કરવાનું તેને સિદ્ધ થાય તો તેને આત્મસતોષ મળી શકશે એમ લાગે છે

તેમ છતા અતસ્થ રિપુઓનુ દમન, વાસનાક્ષય, કર્મ ને સુખદુ.ખ વિષેની વિશિષ્ટ પ્રકારની શ્રદ્ધા અને આત્મવિષયક ધારણા વગેરેથી અથવા એવા જ કોઈક અભ્યાસ કે ધારણાથી પ્રાપ્ત થયેલો આત્મસતોષ હમેશ ટકી રહેશે કે કેમ એ વિષે મને શકા લાગે છે. જે માણસમાં શરૂઆત-થી જ ભાવનાશીલતા, ક્રિયાશક્તિ અને પુરુષાર્થ વગેરેની ઊણપ હોય તેને આવી જાતના અભ્યાસથી અને ધારણાથી આત્મસંતોષ જલદી મળી શકે ખરો, પરંતુ તેનોય તે સતોષ હમેશ કાયમ રહેશે કે નહીં એ વિષે શંકા છે કારણ કે દીર્ઘ પ્રયત્નથી માણસ પોતાના ષડ્રિપુઓને જીતવામાં પૂર્ણ સિદ્ધિ મેળવી શકે, એ વાત આપણે સત્ય માનીએ તો પણ ગમે તેવે પ્રસગે અને ગમે તે પરિસ્થિતિમાં ચિત્તમા શુભ વૃત્તિઓ-નેય ઊઠવા જ ન દેવી અથવા તેમનુ જોર થવા ન દેવું, એ વાત માણસ સાધી શકે એ શક્ય લાગતુ નથી. પોતાના ચિત્તમાં ઊઠનારા વિકારોને શમદમ વગેરેથી શાત કરવાનુ સામર્થ્ય માણસ પ્રાપ્ત કરે તોય જગત પર રોજ રોજ આવી પડતી અનેક આફતોને – રેલસંકટ, ભૂકંપ, અગ્નિપ્રલય, મહાયુદ્ધ, દુકાળ, વ્યાધિ, દારિદ્ર્ય જેવી માનવજાતિ પર તૂટી પડનારી આપત્તિઓ ને વિપત્તિઓને – તેમ જ આપણી આજુબાજુ ને આપણી સમક્ષ થનારા અન્યાય, ક્રૂરતા, દુષ્ટતા, જુલમ વગેરે ઘટનાઓને જોતા છતાં, ચારે તરફની દયાજનક સ્થિતિ દેખાતા છતાં, માણસના ચિત્તમાં કોઈ પણ શુભ અને સાત્ત્વિક ભાવના ઉત્પન્ન ન થઈ શકે એવી ચિત્તની અવસ્થા તે સાધી શકે એમ લાગતું નથી. અને તેવી ચિત્તની અવસ્થા થયા વગર તેનો આત્મસંતોષ ટકી રહે એ અશક્ય લાગે છે એક બાજુથી તે

એવી અવસ્થા સાધી શકતો નથી અને બીજી બાજુથી ક્રિયાશીલતા અને પુરુષાર્થનો અભાવ હોય એવી સ્થિતિમાં ચિત્તમાં ઊઠનારી સદ્‌ભાવનાઓને લીધે પેદા થનારા અસંતોષ અને વ્યાકુળતાને કર્મસિદ્ધાંતની (સુખદુ.ખો જેના તેના કર્મોને અધીન છે) વિચારસરણીનો આશ્રય લઈને શાંત કરવાનો પ્રયત્ન તેને કરવો પડે છે. એટલે -આપત્તિને દરેક પ્રસંગે — દયા, ન્યાય, અન્યાયનો પ્રતિકાર વગેરે શુભ અને સાત્ત્વિક ભાવનાઓ ચિત્તમાં ઊઠવાના દરેક પ્રસગે — ચિત્તની સંતોષસ્થિતિ જાળવવા માટે કર્તૃત્વને અભાવે કોઈ પણ વિચારસરણીથી ચિત્તને જડ કરવાના પ્રયત્ન સિવાય તેની પાસે બીજો કોઈ ઇલાજ હોતો નથી.

નિવૃત્તિમાર્ગી લોકોએ અુચિત કર્માચરણ દ્વારા મેળવેલો સતોષ

પરંતુ આવી રીતે પોતાના મનને જડ કરવાનો માણસ ગમે તેટલો પ્રયત્ન કરે તોય તેથી તે કાયમનુ જડ બને એ સંભવિત લાગતું નથી. કારણ કે મનુષ્ય પ્રાણી આવી જાતની જડતા અને અજ્ઞાનનો ત્યાગ કરતાં કરતાં આજની માનવતા સુધી, ચેતનતા સુધી, આવી પહોંચ્યુ છે. એ માનવતા અને ચેતનતા જેમનામાં ભરપૂર હતાં અને તેને લીધે જેમનામાં ભાવનાશીલતા, ક્રિયાશક્તિ અને પુરુષાર્થનો અભાવ નહોતો એવી વ્યક્તિઓએ સંન્યાસ કે ભક્તિમાર્ગનો અંગીકાર કરીને નિવૃત્તિપરાયણ જીવન સ્વીકાર્યા પછી પણ બહારથી નિવૃત્તિનું પ્રતિપાદન કરતા છતાં કેટલીયે પ્રવૃત્તિ કરી છે. સસારને માયા સમજીને, તેને ત્યાજ્ય માનીને, અથવા મૃગજળ કહીને પણ પોતાના સંપ્રદાયના નવા સસાર આ મૃગજળમાં જ તેમણે ઊભા કર્યા સારાંશ, બાહ્યત· તેઓ ગમે તે પ્રતિપાદન કરતા હતા તોય તેમનામાં રહેલી ભાવનાશીલતા અને પુરુષાર્થે પોતપોતાના માર્ગો કાઢ્યા. આ દૃષ્ટિથી તેમના જીવનનો વિચાર કરતાં કેવળ કોઈ ખાસ પ્રકારની ધારણાથી, અથવા કોઈ નિવૃત્તિપરાયણ વિચારસરણીથી તેમણે આત્મસંતોષ મેળવ્યો અને ટકાવ્યો એમ નહી, પણ પોતાની ભાવનાશીલતા, ક્રિયાશક્તિ અને પુરુષાર્થને યોગ્ય કર્માચરણમા વાળીને અને તેમનો વિકાસ કરીને જ

તેમણે તે મેળવ્યો અને તેને લીધે જ તેમનો તે સંતોષ ટકી રહ્યો એમ તેમના ચરિત્ર પરથી જણાઈ આવે છે.

शाश्वत आत्मसंतोष

સદ્‌ભાવના અને પુરુષાર્થનો ઘણે અંશે અભાવ, નિરુપાધિક રહેણી, નિવૃત્તિપરાયણ વિચારસરણી, મોક્ષની ઉત્કંઠા, વગેરેને લીધે કોઈને આત્મસંતોષ મળ્યો હોય તોય કેટલાંક અંતર્બાહ્ય પ્રાકૃતિક કારણો અને નિયમોથી અથવા બાહ્ય સાત્ત્વિક સંસ્કારો કે વિવેકથી તેનામાં રહેલી જડતા જેમ જેમ ઓછી થશે તેમ તેમ તેના ચિત્તમાં ફેર પડતો જશે અને પહેલી ધારણાનું ચિત્ત પર થયેલું પરિણામ નાશ પામતું જશે આવી સ્થિતિમાં પોતાનો આત્મસંતોષ ટકાવવો તેને કઠણ થશે. લાંબા વખતની નિરુપાધિક રહેણીને લીધે, કર્મશિથિલતાને લીધે અને ધારણાના વિશેષ પ્રકારના અભ્યાસને લીધે તે વિકલાંગ માણસના જેવો થયો હશે, એટલે સદ્‌ભાવના જાગ્રત થયેલી હોવા છતાં તેને કાર્યમાં પરિણત કરવાની તેની શક્તિ લુપ્ત થઈ હશે તો તેવી સ્થિતિમાં તેનો સંતોષ ટકી રહેવો લગભગ અશક્ય છે. પરંતુ સદ્‌ભાવનાની સાથે જ જેની કર્તૃત્વશક્તિ પણ જાગ્રત થઈ ઊઠશે તે ગમે તેવી સ્થિતિમાંથી પોતાનો માર્ગ કાઢ્યા વગર નહીં રહે. જે શ્રેયાર્થી હશે અને જીવનનું સાચું ધ્યેય લક્ષમા આવતાં તે જ પ્રાપ્ત કરી લેવાની જેનામા ઉત્કટ ઇચ્છા હશે તે કદાચ કોઈ કારણને લીધે ધ્યેય સુધી પહોંચી ન શકે તોય જેટલે સુધી તે પોતાના પ્રયત્નથી પહોંચી શકે તેટલાથી જ તેને જે સંતોષ થશે તે સંતોષ તેના પહેલા આત્મસંતોષ કરતાં ચોક્કસ વધારે સાચો અને ટકાઉ હશે.

कर्मरत रहेवा विषे शंका

વિચારી માણસના મનમા આવા બીજા પણ કેટલાક પ્રશ્નો અને શંકાઓ અવારનવાર ઊઠે છે પરદુઃખે દુઃખી થઈને સતત કર્મરત રહેનારા માણસોની પણ જગતમાંની મહાન પ્રવૃત્તિઓ અને કાર્યોના પસારાથી તેઓ પોતે તેમ જ જગત સુખી ન થતાં દુઃખી થયેલાં અનેક વાર

જોવામાં આવે છે. તો પછી કેવળ પરદુઃખભંજની વૃત્તિથી પ્રવૃત્તિપરાયણ થવા કરતાં નિવૃત્તિપરાયણતાથી સ્વસંતોષ સાધવો એને જ જીવનનું ધ્યેય માનીએ તો શી હરકત છે? તે જ પ્રમાણે જગતના દુ:ખનો નાશ કરવા માટે અને તેને સુધારવા માટે અનેક વ્યક્તિઓએ ભયંકર કષ્ટો અને યાતનાઓ સહન કરી, પ્રસંગ પડ્યે પોતાના પ્રાણ પણ અર્પણ કર્યા, તોય જગતનું દુ:ખ હજુ જેવું ને તેવું જ છે અને જગત હજુ પહેલાંના જેવું જ અણસુધરેલું છે એમ લાગે છે તો પછી કર્મરત થવાથી પણ લાભ શો?

**ગજા ઉપરાંત પ્રવૃત્તિનું પરિણામ**

આવી જાતના પ્રશ્નો અને શંકાઓ વિચારી માણસના મનમાં ઊઠે એ સ્વાભાવિક છે. પણ કેવળ પરદુ:ખભંજની વૃત્તિની પાછળ પડવાથી તે પોતે અથવા જગત સુખી જ થશે એમ માનવું બરોબર નથી. તે વૃત્તિની સાથે વિવેક, તારતમ્ય, ઔચિત્ય, યોજકતા વગેરે આવશ્યક સદ્‌ગુણો માણસમાં હોવા જોઈએ પણ તે તેનામાં ન હોય, આવશ્યક સદ્‌ગુણોનો અને કર્તૃત્વશક્તિનો સહયોગ ન હોય, પોતાની પાત્રતા કરતાં–શક્તિ કરતાં–કાર્યનો વધારે વિસ્તાર કર્યો હોય, કાર્યમાં કે યોજનામાં ક્યાંય દોષ હોય, અથવા પરદુ:ખભંજની વૃત્તિનું કેવળ વ્યસન અથવા તૃષ્ણા જ માણસમાં હોય, તો તે વૃત્તિથી કોઈ સુખી ન થતાં તે પોતે અને બીજાઓ દુ:ખી થવાનો જ સંભવ છે. પાત્રતા ન હોય છતાં કેવળ ધનતૃષ્ણાથી વધારેલો વેપારનો પસારો જેમ કર્તાને અથવા તેના વારસોને દેવાળું કાઢવાનું કારણ બને, તેવું જ પરદુ:ખભંજની વૃત્તિની કેવળ તૃષ્ણાથી થવાનો સંભવ હોય છે કેવળ કોઈ એક જ શુભવૃત્તિનું વ્યસન કેમ ન હોય, એ અથવા તે વૃત્તિની અતિશયતા કદી પણ કોઈને કલ્યાણપ્રદ થાય એ સંભવિત નથી અતિશયતા તેમ જ નિવૃત્તિપરાયણતાની કેવળ નિરુપાધિકતા એ બન્ને ટાળીને માણસે પોતાના કલ્યાણનો માર્ગ કાઢવો જોઈએ. સદ્‌ગુણોનું સામંજસ્ય, તેમનો યથાયોગ્ય સુમેળ સાધતાં ન આવડે તો સદ્‌ગુણોનો પ્રભાવ નષ્ટ થાય છે એટલું જ નહી પણ તે સદ્‌ગુણો જ

કોઈ વખતે પોતાના અને બીજાઓના નાશનું કારણ બને છે. આવી રીતે સદ્ગુણો જો દુર્ગુણોનું પરિણામ લાવે તો તેમને સદ્ગુણ પણ શી રીતે કહેવા ?

चैतन्यनु शुद्ध प्रगटीकरण

કોઈ પણ માર્ગે આત્મસંતોષ પ્રાપ્ત કરવો એ માણસનુ ધ્યેય છે, કે પોતાની જડતાનો નાશ કરી પોતે માનવી સદ્ગુણોથી યુક્ત થવુ એ છે? ધ્યેયની ભિન્નતા પ્રમાણે સાધનમા, માર્ગમાં અને વિચારસરણીમાયે ભિન્નતા રહેશે પોતાનામાં રહેલી જડતાનો નાશ કરીને પોતાનામા સર્વ પ્રકારે સાત્વિકતા લાવવી એ ધ્યેય માનીએ તો આપણે શરીર, બુદ્ધિ અને મનને ક્રિયાશીલ બનાવવાં જોઈએ ચિત્તમા ઉત્પન્ન થતા આવેગોથી ક્રિયાશીલતા પેદા થાય છે ચિત્તમાં શુદ્ધ અને અશુદ્ધ બંને પ્રકારના આવેગો ઊઠે છે તે પૈકી અશુદ્ધ આવેગોનો નિગ્રહ કરીને તથા તેમને ક્ષીણ કરીને શુદ્ધ આવેગોને માણસે ગતિ અને પોષણ આપવા જોઈએ. સદ્ભાવના અને સદ્ગુણ શુદ્ધ આવેગોનાં લક્ષણ છે. એ સદ્ભાવનાઓ અને સદ્ગુણોને ઉચિત કાર્યમાં પરિણત કરવાથી, જોડવાથી, તેમની ગતિ અને શક્તિ વધે છે. આવી રીતે તેમની ગતિ, શક્તિ અને તે સાથે જ શુદ્ધિ વધતી રહે તો આપણી જડતાનો નાશ થાય છે શરીર, બુદ્ધિ અને મનમા ક્યાયે જડતાનો અંશ રહ્યો હોય ત્યાં સુધી આપણા વિકાસ માટે અવકાશ છે, આપણને આગળ વધવા માટે, ઉન્નત થવા માટે, ત્યા સુધી માર્ગ છે આવી રીતે આપણામા રહેલી જડતાનો જ્યારે સંપૂર્ણપણે નાશ થશે ત્યારે આપણા શરીર; બુદ્ધિ અને મન ત્રણેય દ્વારા આપણામાં રહેલી સાત્વિકતા અને ચેતનતા જ પ્રગટ થતી રહેશે. બધાં અંગોથી, બધી બાજુએથી ચેતનસ્વરૂપ થવાનો આ જ યોગ્ય માર્ગ નથી કે ? અને એ માર્ગ જો માણસને જડે અને સિદ્ધ થાય તો "હું જ નિત્ય, નિર્વિકલ્પ, ચેતન સ્વરૂપ આત્મા છુ" એમ રટણ કરવાની અને એવી ભાવનાને અભ્યાસથી દૃઢ કરતા રહેવાની કશી જરૂર છે ખરી ? અને આ દૃષ્ટિથી

વિચાર કરતાં પહેલાંની જે આત્મસંતુષ્ટ સ્થિતિમાં જડતા રહી શકે છે, અને સહન થઈ શકે છે તેને પૂર્ણ ચેતન સ્થિતિ કહી શકાય ખરી?

માનવી ધ્યેયનો બીજી એક દૃષ્ટિથી વિચાર કરી શકાય માણસના સંબંધો જેમ જેમ વિશાળ અને વ્યાપક થતા જાય વિશાળતા તરફ પ્રયાણ તેમ તેમ તેમનામાં સદ્ભાવનાઓ, સદ્ગુણો અને પુરુષાર્થની અનેક રીતે વિશાળતા અને વ્યાપકતા આવવાની જરૂર હોય છે તે તેમ ન આવે તો માનવી જીવન પૂર્ણ થઈ શકે નહીં જે કાળે માણસના સંબંધો સંકુચિત ક્ષેત્રમાં જ સમાયેલા હશે, તે વખતે સદ્ગુણો અને પુરુષાર્થને વિશાળ થવાનો અવકાશ જ નહીં હોય. એવે વખતે માણસની ધર્મની કલ્પનાનુ સ્વરૂપ પણ સંકુચિત જ હશે એ સંકુચિત ધર્મકલ્પનાથી તેનું અને તેના સમાજનુ કામ તે વખતે ચાલી શકતુ હશે; પણ મિત્ર કે શત્રુને નાતે માણસનો સંબંધ પહેલાંના કરતાં વધારે વ્યાપક માનવજાતિ સાથે અનેક પ્રકારે આવવા લાગ્યા પછી ભાવના, સદ્ગુણ, ધર્મ, કર્તવ્ય વગેરે વિષેની તેની પહેલાંની સમજણમાં પરિવર્તન થઈને બધામાં વિશાળતા અને વ્યાપકતા આવ્યા સિવાય ચાલશે નહીં માણસના ધર્મની અને કર્તવ્યની મર્યાદા જગત સાથેના તેના સંબંધ અનુસાર વ્યાપક અને વિશાળ સહેજે માનવી રહી. પરંતુ જે સમાજ આ વાત જાણતો નથી અથવા જાણવા છતાં આ વાત તરફ ધ્યાન આપતો નથી અને પોતાના વધતા જતા સંબંધોને ખ્યાલમાં રાખી પોતાની ધર્મકલ્પનામાં અને પોતાના સ્વભાવમાં ફેરફાર કરતો નથી તે સમાજ દિવસે દિવસે વધારે ને વધારે દીન, લાચાર અને આત્મવિશ્વાસહીન બને છે સંકુચિતપણું ન છોડવાને લીધે તેને અનેક બાજુએથી દુઃખ અને અપમાન સહન કરવાં પડે છે અને માનવતાની દૃષ્ટિથી વ્યક્તિ અને સમાજ બને એકંદરે અધોગતિ તરફ જાય છે.

ભારતવર્ષની પ્રજાની પડતીની શરૂઆત થઈ ત્યારથી તેનો ઇતિહાસ જોઈશું તો આ જ વસ્તુ સ્પષ્ટપણે દેખાઈ આવશે. જેમ જેમ આપણો જુદા જુદા માનવસમૂહો સાથે સંબંધ થતો ગયો તેમ તેમ આપણી

પડતી જ થતી ગયાનું ઇતિહાસ પરથી દેખાઈ આવે છે. નહી તો લોક-સંખ્યાની આટલી વિપુલતા અને ધારણપોષણ માટે જોઈતી વસ્તુઓની આટલી સમૃદ્ધિ હોવા છતાં આવડા મોટા રાષ્ટ્રની આવી હીનદીન અવસ્થા શાથી થઈ હશે ? એનો વિચાર કરતાં લાગે છે કે સંકુચિત પરિસ્થિતિમાંથી વ્યાપક પરિસ્થિતિ સાથે આપણો સબધ થયા પછી જે વ્યાપકતા આપણે કેળવવી જોઈતી હતી તે ન કેળવાવાનુ જ આ બધુ પરિણામ હોવુ જોઈએ.

હવે સકુચિતતામાંથી નીકળીને વ્યાપકતા કેળવવાથી માણસ એકદમ સુખી જ થઈ શકશે એમ ખાતરીથી કહી શકાય નહીં. માનવજાતિ ક્યારેયે દુખમુક્ત થઈ પૂર્ણ સુખી થઈ શકશે કે નહીં, અથવા કદી થવી શકય હોય તો તે કયા ઉપાયથી થઈ શકશે એ કહેવું ઘણુ કઠણ છે. તેમ છતાં એટલી વાત આપણે સ્પષ્ટપણે સમજી શકીએ છીએ કે હીન, દીન અને લાચાર અવસ્થાના સુખદુખ કરતાં માનવતાની વિશાળતા તરફ જતાં પ્રાપ્ત થનારાં સુખદુખમાં કંઈક વિશેષતા છે જે સ્થિતિનાં દુ:ખોમા દીનતા, વિહ્વલતા, ઉદ્વેગ અને પશ્ચાત્તાપ હોય તે સ્થિતિ કરતા જે સ્થિતિમાં દુ:ખની સાથે જ મનની દૃઢતા અને નિશ્ચય પણ કાયમ હોય, જ્યાં દુ:ખમાં પણ ઉદ્વેગ અને પશ્ચાત્તાપ ન હોય, અને જેમાં નિષ્ઠા, આત્મવિશ્વાસ અને ધન્યતા દુ:ખમાયે મનુષ્યને છોડતાં ન હોય તે સ્થિતિ દુખ વગરની ન હોય તોપણ પહેલી કરતાં નિસશય ગૌરવાસ્પદ નથી શું ? તે જ પ્રમાણે જે સ્થિતિના સુખમાં લોલુપતા કે ઉન્માદ ન હોય અને જેમાં સ્વાર્થ, તૃષ્ણા, મોહ અથવા બીજો કોઈ પણ હીન પ્રકાર ન હોય, તેમ જ સુખમાંયે જ્યા ધર્મનિષ્ઠા છોડવી પડતી ન હોય તે સ્થિતિ પૂર્ણ સુખમય ન હોય તોયે તેમાંય કાંઈક વિશેષતા નથી શું ? શુદ્ધ, સાત્ત્વિક અને સુખમય જીવન ક્યારેય પણ આ જ માર્ગથી પ્રાપ્ત થવાનો સભવ નથી શુ ? જગતની સ્થિતિ પહેલાં હતી તેવી જ-હજુ પણ છે એમ લાગતુ હોય અથવા તેના દુ:ખનો નાશ થઈ સુખની વૃદ્ધિ થયેલી સ્થૂળપણે જણાઈ આવતી ન હોય તોયે આ સ્થિતિમા પણ

ક્યાંક ક્યાક માનવતાનો યોગ્ય રીતે વિકાસ થઈ રહ્યો છે એ જ તેની વિશેષતા છે. પ્રત્યેક જમાનામાં તે કાળની પરિસ્થિતિ પ્રમાણે આવા પ્રકારની વિશેષતા જોવામાં આવી છે. માણસને માનવી જીવન હજુ પૂર્ણપણે સાધ્ય થયુ નથી એ વાત ખરી છે, છતાં તે સિદ્ધ કરવાનો તેનો પ્રયત્ન ચાલુ છે.

માનવી જીવનના વિકાસક્રમનો બીજો એક પ્રકાર આપણા ધ્યાનમાં આવે તો માણસનુ ધ્યેય નક્કી કરવામાં આપણને મદદ મહાનતા તરફ ગતિ મળી શકશે એમ લાગે છે. દરેક જીવમાં ‘ પોતાપણા ’નું એક ભાન હોય છે. મનુષ્યમાં તે વધારે સ્પષ્ટપણે રહેલુ દેખાઈ આવે છે. તે ભાન સાથે જ મનુષ્યમાં એક પ્રકારની સત્તાવૃત્તિ છે જ. એ ‘ આત્મભાન ’ અને એ ‘ સત્તાવૃત્તિ ’ની વૃદ્ધિ કરવાની સ્વાભાવિક પ્રેરણા મનુષ્યમાત્રમાં છે. આત્મભાન વિનાનો માણસ જેમ કોઈ મળી આવતો નથી તેમ જ આ પ્રેરણામાથીયે છૂટેલો કોઈ દેખાતો નથી પોતાનું અલ્પત્વ છોડીને મહાનપણું પ્રાપ્ત કરવુ એ આ સત્તાવૃત્તિમાં રહેલો સહજ ભાવ છે. પોતાની પાત્રતા, સામર્થ્ય અને સ્વભાવ મુજબ સાત્ત્વિક અથવા રાજસ ઉપાયો વડે દરેક માણસ મહાનતા પ્રાપ્ત કરવા પાછળ પડેલો જ છે. સ્ત્રી, પુત્ર, કુટુંબ, પરિવાર, રાજ્ય, ધન, માન, ઐશ્વર્ય વગેરેની પ્રાપ્તિ દ્વારા માણસ પોતાની ‘સત્તા’ અને ‘આત્મતા’ વધારીને મહાન થવાનો પ્રયત્ન કરી રહ્યો છે. તે જ મહાનતા કોઈ સેવાની, કોઈ ઈશ્વરભક્તિની અને કોઈ જ્ઞાનની સાધનાથી મેળવવાનો પ્રયત્ન કરે છે. કોઈ પોતાના સામર્થ્ય દ્વારા બાહ્ય જગતને પોતાના કાબૂમાં લાવીને પોતાની ‘આત્મતા’ વધારીને મહાન થવાનો પ્રયત્ન કરે છે, તો કોઈ જગતના મૂળભૂત તત્ત્વ સાથે – આદિ તત્ત્વ સાથે – તદ્રૂપ થઈને મહાન થવાનો પ્રયત્ન કરે છે નાના બાળકથી માંડીને મહાપુરુષ સુધી અને રંકથી માંડીને રાજા સુધી બધા અલ્પતાનો ત્યાગ કરીને મહાનતાની જ ઇચ્છા કરે છે. માણસની ગતિ સ્વાભાવિક રીતે તે જ દિશામાં દેખાય છે. “ लहानपण देगा देवा । मुगी साखरेचा रवा ॥ ” ( હે ભગવાન, તું મને

નાનપણ આપ, કારણ સાકરનો ગાગડો કીડીને જ મળે છે) એમ સંત તુકારામે કહ્યું છે, તેમાં નાનપણની – અલ્પત્વની – માગણી કરેલી છે એમ ઉપર ઉપરથી જોતા લાગે છે, તોપણ તેમની ખરી દૃષ્ટિ નાનપણ પર નહીં પણ નમ્રતા દ્વારા પ્રાપ્ત થનારા સાકરના ગાંગડાના લાભ પર એટલે કે મહાનની પ્રાપ્તિ પર હતી એમ થોડો વિચાર કરતાં જણાય છે. ભક્તિ દ્વારા ઈશ્વર સાથે તદ્રૂપ થવુ શુ કે જ્ઞાન દ્વારા વિશ્વ સાથે સમરસ થવાનો પ્રયત્ન કરવો શુ, બનેમા મહાનતાની પ્રાપ્તિની જ કલ્પના છે. સાત્ત્વિક કે રાજસ ઉપાયો વડે માણસ જેટલે સુધી પોતાની સત્તાવૃત્તિ, પોતાનું આત્મત્વ, સક્રિયપણે અને પ્રત્યક્ષ વધારી શકે છે, તેટલે સુધી વધારીને આગળનો હેતુ પાર પાડવા માટે કલ્પના, ભાવના કે ધારણાનો આશ્રય લઈને પોતાના મનનુ સમાધાન કરવાનો તે પ્રયત્ન કરે છે. માણસના સદ્‌ગુણો અને પુરુષાર્થ : મર્યાદિત હોવાથી સક્રિયપણે આખા વિશ્વ સાથે સમરસ થવુ તેને માટે શક્ય ન હોવાથી "સર્વ ચરાચરનુ અધિષ્ઠાન બ્રહ્મ હું જ છુ," એવી ધારણાથી અને ચિંતનથી માણસ પોતાનુ સમાધાન કરવાનો પ્રયત્ન કરે છે અપરંપાર આત્મતા અને મહાનતાની પ્રાપ્તિના આ કાલ્પનિક પ્રકારો છે આ બધા પરથી આપણે એટલુ સ્પષ્ટપણે સમજી શકીએ કે અલ્પતા કોઈથી પણ સહન થતી નથી. પ્રત્યક્ષ સાધી ન શકાય તો કલ્પનાથી પણ માણસને મહાનતા મેળવ્યાનુ સમાધાન જ જોઈતુ હોય છે

**सद्गुणो द्वारा जगत साथे समरसता**

આ બધા પ્રકારોમાં કેવળ રાજસ ઉપાય અને કલ્પનાજન્ય ધારણા ને ભાવનાનો ભાગ છોડી દઈએ તો બાકી રહેતી પ્રત્યક્ષ સાત્ત્વિક ભાવના અને કર્તૃત્વ વડે મનુષ્યનો આત્મીયભાવ જેટલો સક્રિય દેખાતો હોય તેટલી જ તેની પ્રગતિ થઈ છે એમ કહી શકાય તેટલી જ ખરી મહાનતા તેનામાં છે એમ સિદ્ધ થશે. રાજસવૃત્તિના પ્રભાવથી જે સત્તા કે જે મહાનતા વધેલી હોય છે તેનાથી વ્યક્તિ અને સમાજ બેમાંથી કોઈનુંય કલ્યાણ થવુ સંભવિત નથી. જે સત્તા પ્રાપ્ત કરવા માટે દુષ્ટ

મનોવૃત્તિઓનો અને સાધનોનો આશરો લેવો પડે છે અને જેના મૂળમાં કેવળ ઐહિક સ્વાર્થ સિવાય બીજો હેતુ નથી તેવા પ્રકારની સત્તાને બહારના વિરોધનો હંમેશ ભય હોય છે અને તે કદી પણ કાયમ ટકી શકતી નથી. પરંતુ દયા, ક્ષમા, બંધુતા, વાત્સલ્ય, મિત્રતા, ઉદારતા, સત્ય, પ્રામાણિકતા, સમતા વગેરે સદ્‌ભાવનાઓના પ્રત્યક્ષ આચરણથી જે સત્તા અને આત્મતા વધેલી હોય છે તે સત્તા વ્યક્તિ અને જગતને કલ્યાણપ્રદ હોઈને તેને વિરોધનો ભય કદી પણ હોતો નથી આખું જગત પોતાનામાં રહેલી સત્તાવૃત્તિનો વિકાસ કરીને પોતાની મહાનતા આવી રીતે સાધે તો તેથી જગતમા સંઘર્ષ થવાનુ કારણ નથી. તે મહાનતા અશાશ્વત નહીં પણ શાશ્વત હશે. જગત સાથે સક્રિયપણે સમરસ થવાનો આ જ કલ્યાણપ્રદ માર્ગ નથી શું? અગાઉ કહ્યા પ્રમાણે જડતાને દૂર કરીને બધી બાજુએથી કર્મો દ્વારા હમેશાં શુદ્ધ ચેતનપણે પ્રગટ થયા કરવું અને સક્રિયપણે જગત સાથે એકરૂપતા, સમરસતા સાધવી એ જ માનવી જીવનનું ધ્યેય અને સાધ્ય માનીએ તો કશી હરકત છે?

(એક સાધકને લખેલો જવાબ, ૧૯૪૨)

# ૫

# માનવતાની વિડંબના અને ગૌરવ

જે પોતાના દેહને જ સર્વસ્વ માને છે તે જીવ, અને જેને માનવતા પ્રિય હોય છે તે મનુષ્ય એવી જીવ અને મનુષ્य जन्मनी श्रेष्ठता મનુષ્યની વ્યાખ્યા અને લક્ષણ ઠરાવીએ તો તેમાં કોઈ ભૂલ થશે એમ લાગતું નથી આ પરથી જ્યાં સુધી માણસ માનવતાનું મહત્ત્વ ન જાણતાં કેવળ પોતાના દેહને અને જીવને સંભાળતો અને પાળતો રહે છે, ત્યાં સુધી તે માનવતા સુધી આવી પહોંચ્યો નથી એમ કહેવાને વાંધો નથી માનવતાને જરૂરી એવા ગુણો માટે જે માણસ તનમનથી સહન કરે છે તેને માનવતાનો ઉપાસક માનવો યોગ્ય થશે, અને માનવતાની સિદ્ધિ માટે કે માનવતામા ખામી ન રહે તે માટે પ્રસંગે જે પ્રાણાર્પણ પણ કરે છે તે માનવતાની કસોટીએ ઊતર્યો અને તેણે માનવતા સિદ્ધ કરી એમ કહેવું જોઈએ માનવતા કરતાં શ્રેષ્ઠ સિદ્ધિ જગતમાં બીજી નથી. થોડો વિચાર કરીએ તો માનવી જીવન કેટલું મહત્ત્વનુ છે એ આપણને સમજાશે. कर्तुमकर्तुं એવી શક્તિ જગતમા ક્યાયે નિર્માણ થઈ શકતી હોય તો તે માનવી જીવનમા જ થઈ શકે છે મહાન વિદ્વાન તેમ જ મહાપરાક્રમી, પોતપોતાના સમયમાં અદ્વિતીય, અજેય, અને ધુરંધર યોદ્ધાઓ ક્યાય પેદા થયા હોય તો તે આ માનવકુળમાં જ પેદા થતા આવ્યા છે. મોટા મોટા જ્ઞાનીઓ, મોટા મોટા તત્ત્વદર્શીઓ, જ્ઞાનવિજ્ઞાનના શોધકો અને બોધકો, મોટા મોટા તપસ્વીઓ અને યશસ્વીઓ પ્રતિસૃષ્ટિકર્તાઓ અને મહર્ષિઓ, મહાન સંતો, મહંતો, અરિહંતો વગેરે બધાની ઉત્પત્તિ માનવજાતિમા જ થતી આવી છે સજ્જનોનુ રક્ષણ કરીને ધર્મની ગ્લાનિ દૂર કરનાર પરમેશ્વરના

અવતારોનો વિચાર કરો કે જગતના ઉદ્ધાર માટે પૃથ્વી પર આવેલા પરમેશ્વરના પુત્રોનો વિચાર કરો, સિદ્ધાર્થ ગૌતમ કે વર્ધમાન મહાવીર જેવા ધર્મસ્થાપક અને ધર્મપ્રવર્તકોનો વિચાર કરો કે પરમેશ્વરી આજ્ઞાથી ધર્મનો પ્રસાર કરનારા ફિરસ્તાઓનો વિચાર કરો,— એ બધા માનવજાતિને પેટે જન્મેલા છે મનુષ્યરૂપે જ કાર્ય કરીને તેઓએ વિદાય લીધી છે. તેમના જન્મથી માનવતાને શોભા આવી છે. તેમને લીધે માનવતાનુ મહત્ત્વ વધ્યુ છે. આ વાત ધ્યાનમાં લઈને આપણે માનવી જન્મનો વિચાર કરીએ, પોતાની જવાબદારી ઓળખીને આપણું જીવન ઉન્નત કરવાનો પ્રયત્ન કરીએ, તો આપણે પણ આપણુ જીવન સાર્થક કરી શકીશું. વિશ્વની અતર્ક્ય ઘટનામાંથી, પરમાત્માની અલૌકિક કલામાંથી, આપણી ઉત્પત્તિ થઈ છે એ ધ્યાનમાં રાખીને આપણે પોતાના જીવનની શુદ્ધિ અને સિદ્ધિ સાધવાનો નિશ્ચય કરીએ તો વિશ્વશક્તિમાંથી આપણને હંમેશ સહાય મળ્યા કરશે; આપણો વિવેક અને તેની સાથે જ માનવતાનો આદર્શ આપણા હૃદયમાં સતત જાગ્રત રહેશે.

માનવતાનો માર્ગ જોકે સીધો છે અને ચિત્તની શુદ્ધિ અને સદ્‌ગુણોની વૃદ્ધિ જ જીવનમાં પ્રાપ્ત કરવાની મુખ્ય વસ્તુઓ છે છતાં તે સાધની વખતે વિવેકની ઊણપને લીધે, આદર્શની ખોટી કલ્પનાને લીધે, મોહને લીધે અથવા તાત્કાલિક સુખલોલુપતાને લીધે અને પ્રતિષ્ઠાને લોભે માણસ અવળે રસ્તે ચડીને પોતાની માનવતા ગુમાવે છે, અને તેમાં જ ક્યારેક ક્યારેક તે મોટાઈ પણ માને છે. એવે વખતે તે ભ્રાંતિમાં સપડાયેલો હોય છે તેથી માણસે પોતાની માનવતા જાગવી રાખવામાં હમેશ સાવધ અને દક્ષ રહેવુ જોઈએ જેને પોતાની માનવતાની પડી હોય છે તે કેવળ પોતાની માનવતાની વૃદ્ધિનો પ્રયત્ન ન કરતા આખા જગતમાં માનવતા વધે એ ઇચ્છાથી તે દિશામાં પ્રયત્નશીલ હોય છે કારણુ કે, જગતમાં જો માનવતા ન વધે તો એકલી વ્યક્તિને પોતાની માનવતા વધારવામાં અત્યંત પરિશ્રમ પડે છે. તેમાં તેને અપજશ અથવા શરીરનાશ સુધી સહન કરવાનો વખત આવે છે.

માનવતાના માર્ગમાં વિઘ્નો

સૉક્રેટીસ, ઇશુ ખ્રિસ્ત, ગુરૂ તેગબહાદુર વગેરે અનેક સંતસજ્જનોને – જેમને જેમને સત્ય અને માનવતા ખાતર અતિશય સહન કરવું પડ્યું તેમને તેમને – તેમના સમયમા તેમના જેવા હજારો માણસો હોત, તેમના જેટલી ઉત્કટ માનવતા હજારો લોકોમાં હોત તો પોતાની માનવતા જાળવવા માટે પોતાના પ્રાણ ગુમાવવાનો વખત ન આવત અથવા તેમાના કોઈને બીજાં કશાં અસહ્ય કષ્ટ પણ સહન ન કરવાં પડત ઘણા માણસો સત્ય અને પ્રામાણિકતાથી વર્તતા હોય તો સાધારણ માણસ સુધ્ધાં સત્ય અને પ્રામાણિકતાથી વર્તી શકે છે પરંતુ સમાજમાં અસત્ય અને દંભ સર્વત્ર ફેલાયેલાં હોય એવી સ્થિતિમાં કોઈ એકલદોકલ વ્યક્તિને પણ પોતાનુ જીવન સન્માર્ગે રાખવાનું ઘણુ જ મુશ્કેલ પડે છે સાર્વત્રિક અસત્યાચરણને પરિણામે માણસોનો પરસ્પર પ્રેમ, વિશ્વાસ ને આદર નાશ પામે છે. જીવન ચલાવવા માટે દરેકને બીજાઓના કરતા વધારે કપટી અને અસત્યાચરણી થવું પડે છે. અને આવી રીતે સમાજમાં કેવળ દુર્ગુણની વૃદ્ધિ થાય છે આવી સ્થિતિમાં બધા મળીને માનવતાની વિડંબના ચલાવતા હોય છે અને સારે રસ્તે ચાલવાનું બધાને જ મુશ્કેલ બને છે. વિવેકી માણસ આ સ્થિતિને અને તેના કારણોને જાણે છે અને તેમાંથી પણ ધીરજથી અને નિષ્ઠાથી માર્ગ કાઢે છે. માણસ માણસ વચ્ચેના સંબંધો નિર્મળ થાય અને તેમાં સહજતા આવે તે માટે તે પોતે સદ્ગુણથી વર્તે છે સદ્ગુણથી વર્તવાથી જ સદ્ગુણને પોષક વાતાવરણ પેદા થાય છે એની તેને ખબર હોય છે. કોઈના ઉપકાર આપણે ન ફેડી શકતા હોઈએ તોપણ આપણો તેને વિષેનો કેવળ કૃતજ્ઞભાવ પણ તેના, આપણા અને બધાના મનમા ઉદારતા અને બીજા સદ્ભાવોની વૃદ્ધિ કરે છે, પરસ્પરના વિશ્વાસને પોષે છે, અને માનવજાતિ પરના વિશ્વાસમાં ઉમેરો કરે છે પણ કોઈની કૃતઘ્નતા જોઈએ એટલે તેને વિષેનો આપણો વિશ્વાસ નાશ પામે છે એટલુ જ નહી પણ આખી માનવજાતિ પરનો વિશ્વાસ ઓછો થાય છે આપણા સહેજે થયેલા સારા-

નરસા વર્તનથી આપણે અજાણતાં જગતના સદ્‌ગુણમાં કે દુર્ગુણમાં કેવો ઉમેરો કરીએ છીએ તે વિવેકી માણસ સમજે છે, અને તેથી જીવનમાં સત્ય, પ્રામાણિકતા, કૃતજ્ઞતા વગેરે સદ્‌ગુણોને તે મહત્ત્વ આપે છે. તેથી ઊલટું, અસત્ય, કપટ, છેતરપિંડી, દગો, કૃતઘ્નતા વગેરેથી આપણું કામ પાર પડ્યું એમ જોઈને કોઈને સંતોષ થાય તો તેણે તે વખતે આવા વર્તનથી આપણે પોતાના ચિત્તમાં તેમ જ જગતમાં શાની વૃદ્ધિ કરીએ છીએ તેનો વિવેકપૂર્વક વિચાર કરવો જોઈએ. આવી રીતે પ્રાપ્ત થયેલી વસ્તુ ભૌતિક દૃષ્ટિથી ગમે તેટલી કીમતી લાગતી હોય તોય તે અશાશ્વત છે અને આપણે પોતાની અને સમાજની માનવતાને ભોગે તે પ્રાપ્ત કરી છે, એ વસ્તુ આપણા હાથમાંથી જતી રહેતાં વાર નહીં લાગે, પણ તે મેળવવા માટે આપણા હૃદયમાં અને સમાજમા ઉત્પન્ન કરેલા અને વધારેલા દુર્ગુણોનો નાશ આપણે કરી શકવાના નથી, એ તેણે જાણવુ જોઈએ. તેણે વળી વિચાર કરવો જોઈએ કે, આવી જાતના વર્તનથી આપણી કઈ શક્તિ વધે છે? એથી આપણે પોતાને અને સમાજને ક્યા લઈ જઈએ છીએ? આમા આપણી સબળતા છે કે દુર્બળતા છે? આપણે બધા આ જ માર્ગે ચાલ્યા કરીશું, પોતાની કાર્યસિદ્ધિ માટે બીજાઓની સાથે દુર્ગુણી થવાની હરીફાઈમાં પડીશું તો છેવટે એનુ પરિણામ શુ આવશે? બીજાની વાત છોડી દઈએ, પણ આપણી પ્રજાને, આપણા સંતાનોને, આપણે કઈ પરિસ્થિતિમાં લાવીને મૂકીએ છીએ? આ દુનિયામાં તેમને માટે ક્યા પ્રકારનુ ક્ષેત્ર આપણે તૈયાર કરીને રાખીએ છીએ? આવી રીતે પોતાના તરફથી થનારાં કર્મોના વર્તમાન અને ભાવી પરિણામોનો માણસ જો સૂક્ષ્મ ને દીર્ઘદૃષ્ટિથી વિચાર કરે તો પોતાના વર્તનના પરિણામોનુ ભીષણ ચિત્ર તેની નજર સામે ઊભુ રહેશે. માનવતાની પોતાના તરફથી થતી વિડંબના તેના ધ્યાનમા આવશે ખોટા માર્ગમાંથી બહાર નીકળવાનો તે પ્રયત્ન કરશે. તેના મનમાં સદાચાર વિષે શ્રદ્ધા પેદા થશે. અને તે દૃઢ-નિશ્ચયી હશે તો પોતાના અને બીજાના કલ્યાણ માટે પોતાનામાં પેદા થયેલી શ્રદ્ધા પર મક્કમ રહીને કાયમનો સદાચારી બનશે

**माणस ज माणसनो सौथी मोटो शत्रु**

માણસ જ માણસનો આજે સૌથી મોટો શત્રુ અને સંહારકર્તા થયો છે માનવજાતિના કલ્યાણ માટે ઉત્કટ લાગણી ધરાવનારા બધા સંતસજ્જનો આપણને વ્યાકુળતાથી હૃદય વલોવીને કહેતા આવ્યા છે કે, "પરસ્પરમા પ્રેમ, મૈત્રી, વિશ્વાસ, આદર, કરુણા અને સહાનુભૂતિની વૃદ્ધિ કરો નિર્વૈર થાઓ ભૂતમાત્રના હિતમા મગ્ન થાઓ સ્વાર્થી ન રહો બીજાઓનું દુ ખ જાણો તેમના દુ ખે દુ ખી અને સુખે સુખી થાઓ" આ ઉપદેશ આપણા ચિત્ત પર ઠસાવવા માટે "આપણે બધા પરમેશ્વરના સંતાન છીએ" એમ કેટલાકે આપણને કહ્યુ, કેટલાકે "આપણે બધા ભાઈભાઈ છીએ" એમ પણ શીખવ્યુ "ઘટઘટમાં એક જ રામ છે," "આપણી માફક બીજાઓને પણ આત્મા છે," વગેરે વગેરે રીતે આપણને સમજાવ્યુ પણ માનવજાતિએ તેમનો ઉપદેશ ન માનતા પોતાનુ આચરણ પહેલાના જેવુ જ ચાલુ રાખીને તેમને દેવ-પદ પર બેસાડી દીધા. આવી રીતે આપણે બને બાજુથી માનવતાની અવહેલના કરી આપણે મનુષ્ય થયા નહીં અને ઉપદેશકોને આપણે દેવપદ પર ચઢાવ્યા સારમા, માનવતાનુ મહત્ત્વ આપણે ધ્યાનમા લીધુ નહીં

**मानवतानी विडंबना करनाराओ**

સ્વાર્થ, દંભ, કપટ, અસત્ય, અસંયમ, અવિવેક, દુષ્ટતા, ક્રૂરતા, સાત્ત્વિકતા વગરના ઇન્દ્રિયજન્ય ભોગો અને તેને લીધે માનવજાતિ તરફથી થનારા અનર્થો — આ બધાને લીધે માનવતાની વિડંબના થતી આવી છે ધન, માન, કીર્તિ ને પ્રતિષ્ઠાની પાછળ પડેલા, વિલાસમાં ડૂબેલા, વ્યસનમા સપડાયેલા, જુવાનીના મદથી ભરેલા, સત્તાનો નશો ચઢેલા, સ્ત્રીપુત્રના મોહને લીધે કર્તવ્ય ભૂલેલા — આ બધા માનવતાની વિડંબના કરે છે એમ કહેવુ પડે છે માતપિતા પ્રત્યેનુ પોતાનું કર્તવ્ય ન જાણનારા, કળાને નામે વાસનાની વૃદ્ધિ કરનારા, ધર્મને નામે સ્વાર્થ સાધનારા, સામુદાયિક ધર્મ ન જાણનારા, માનવતાની વિડંબના જ

કરે છે. ઈશ્વરભક્તિ કરતાં કરતાં પોતાને જ ઈશ્વર માનનારા, લોકોમાં એવી જાતની ભ્રાંતિ ફેલાવનારા, પોતાને જ ભગવાન કહેવડાવી લોકો પાસે પોતાની પૂજા કરાવનારા, — એ બધાને માનવતાની વિડંબના કરનારા ન કહીએ તોય માનવતાની અવહેલના કરનારા જરૂર કહી શકાય. માણસ દુષ્ટ કર્મો કરીને રાક્ષસ બને એમાં જેમ માનવતાની હાનિ છે, તે જ પ્રમાણે તે પોતાને ઈશ્વર કહેવડાવવાની ઇચ્છા કરે, ઈશ્વર કહેવડાવે અને એવી જાતની ભ્રાંતિ લોકોમાં ફેલાવે એમા તેની પોતાની તેમ જ બીજાઓની માનવતાની હાનિ છે દુરાચારી થઈને માણસ પોતાનું મનુષ્યપણું ગુમાવે છે, અને સદાચારી થયા પછી માન, પ્રતિષ્ઠા ને કીર્તિના મોહમા પડીને પોતાને ઈશ્વર માનવા લાગીને પોતાનું મનુષ્યત્વ ભૂલી જાય છે આપણે માનવી માતપિતાને પેટે જન્મ્યા છીએ, તેથી શરીર, મન ને બુદ્ધિની બધી શક્તિઓનો વિકાસ કરીને, તેમની શુદ્ધિ કરીને, આપણે માનવતાની પૂર્ણતા સાધવાની છે, એનું ભાન ન રહેવાથી શક્તિને જોરે કોઈ દાનવ બને છે તો કોઈ મોહ અને ભ્રાંતિમાં સપડાઈને ભગવાન બનવાનો ડોળ કરે છે માણસે દાનવ બનવાનુ નથી કે નથી ઈશ્વર બનવાનુ. પરંતુ માનવરૂપે વ્યાપાર કરતા ચૈતન્યનું સદ્‌ગુણો દ્વારા પ્રકટીકરણ કરતાં કરતાં તેણે માનવતાની સીમાએ પહોંચવાનું છે. માનવતાની શાંતિ, સુખ ને પ્રસન્નતા તેણે મેળવવાની છે. એમા જ તેનો વિકાસ છે. એમાં જ તેની પૂર્ણતા છે. અને આ સિદ્ધિ જેનાથી સધાય તે જ તેનો ધર્મ છે.

માનવતાનુ ગૌરવ

આ બધી બાબતો સ્પષ્ટ હોવા છતાં માણસ ભ્રાંતિથી જાતજાતના મોહમાં ફસાય છે, અને તેથી તેને પોતાનો આદર્શ સમજાતો નથી, ધ્યેય તેના ધ્યાનમાં આવતું નથી; માનવતાનુ ગૌરવ અને માનવતાની વિડબના એ બે વચ્ચેનો ભેદ તેને સમજાતો નથી. માનવની દુર્દમ્ય ઇચ્છાઓ કદી દાનવ બનીને તો કદી દેવપણાના મોહમા ફસાઈને બહાર પડે છે. તે બને માર્ગો ટાળીને માનવતાનો સાધો રાહ પકડવા માટે શુદ્ધ વિવેકની જરૂર છે એ વિવેક ન હોય તો માણસ વિલાસને જ વિકાસ સમજે છે, ભ્રાંતિને

જ્ઞાન, દુર્બળતાને સજ્જનતા, બીકણપણાને ક્ષમા, મનમાં આસક્તિ છતાં બળાત્કારથી કરેલા ત્યાગને અને સયમને વૈરાગ્ય સમજે છે ભાવના ને યોજના, ઉદાસીનતા ને શાતિ, જડતા ને સ્થિરતા, મોહ ને પ્રેમ, આસક્તિજન્ય કર્મ ને કર્તવ્ય વચ્ચેનો ભેદ તેને સમજાતો નથી પરતુ મોહ અને ભ્રાંતિ ટાળીને, અજ્ઞાન દૂર કરીને, વિવેકને શુદ્ધ અને સૂક્ષ્મ કરીને જીવનના અંત સુધીમાં આપણે શું સિદ્ધ કરવાનુ છે તે જાણવુ જોઈએ અને પ્રયત્નપૂર્વક સિદ્ધ કરવુ જોઈએ. દુર્બળતા અને ક્ષુદ્ર કામનાને લીધે આપણે દેવતાને શોધતા હોઈએ છીએ, અને તેથી આપણને દેવતાપણુ શ્રેષ્ઠ લાગે છે વિકટ પ્રસંગે પણ જે પોતાનુ શીલ સાચવીને માનવતાથી જીવન ગાળે છે તેને વિષે આપણને કશી વિશેષતા, આદર કે પૂજ્યભાવ લાગતો નથી, પરતુ કોઈ સાધારણ ભાવિકને પણ આપણે જોતજોતામાં ઈશ્વરપદે બેસાડીએ છીએ ઈશ્વરભક્તિથી, ધાર્મિક આચરણથી, માણસમાં નમ્રતા, નિરહકારીપણુ, કૃતજ્ઞતા વગેરે ગુણો આવે છે, તેમ છતાં ભક્તિને માર્ગે ચડેલો સાધક થોડા જ દિવસોમા પોતાનુ મનુષ્યત્વ વીસરી જઈને દેવપણામા સતોષ માનવા લાગે છે તે પરથી માનપ્રતિષ્ઠાની હોંશ માણસને મનુષ્યપણામાંથી નીચે પાડવામાં કેવી રીતે કારણ બને છે તે દેખાઈ આવે છે આ જાતની આકાંક્ષા અને ઇચ્છામાં માનવતાની વિડંબના છે જે જે આશા, તૃષ્ણા ને કામનાઓને લીધે માણસ પોતાનુ મનુષ્યત્વ વીસરે છે તે તે બધી બાબતો મનુષ્યત્વની હાનિ કરનારી છે, એ ઓળખીને માણસે સાવધાનતાથી અને સયમથી, ધૈર્યથી અને પુરુષાર્થથી, વિનયથી અને નિરહંકારીપણાથી વર્તીને પોતાની માનવતાનો માર્ગ સ્પષ્ટ અને સરળ કરવો જોઈએ ધર્મ, કર્મ, આનદ, લાભ, ઇચ્છા, કામના, ભાવના, પ્રતિષ્ઠા વગેરે બધી બાબતોમાં તેણે પોતાની માનવતાનો ખ્યાલ રાખીને ચાલવુ જોઈએ માનવી કર્તવ્યનુ અને માનવી ધર્મનુ તેણે સદૈવ સ્મરણ રાખવુ જોઈએ વિશ્વશક્તિમાંથી, ઈશ્વરીશક્તિમાંથી, પ્રકટ થઈને પોતા સુધી આવી પહોંચેલુ આ માનવતાનુ

દાન અધિક શુદ્ધ અને માનવી સદ્‌ગુણોથી અધિક સમૃદ્ધ કરીને ભવિષ્યની પ્રજાના કલ્યાણ માટે માનવજાતિને સમર્પણ કરવું જોઈએ. આમાં જ માનવતાનુ અને માનવજાતિનુ ગૌરવ છે. આ જ બધા ધર્મોનો સાર છે. ભક્તિની અને તત્ત્વજ્ઞાનની પરિસીમા પણ આમાં જ છે.

## ૬

# ઈશ્વરભાવના

ઈશ્વર તત્ત્વત શું છે એ બાબતની ચર્ચા ન કરતાં માનવી જીવનમાં ઈશ્વરનિષ્ઠાની - આવશ્યકતા શા માટે જણાય છે, તેમ જ તે નિષ્ઠા પ્રભાવશાળી થાય તે માટે માણસે તેની મદદ જીવનમાં કઈ રીતે લેવી તે વિષે કેટલાક વિચારો અહીં દર્શાવ્યા છે

ईश्वरावलंबननी जरूर

મનુષ્યજાતિમાં જેમ જેમ માનવી સદ્‌ગુણ પ્રકટ થતા આવ્યા છે તેમ તેમ તેની ઈશ્વર વિષેની કલ્પના બદલાતી ગઈ છે એ તે કલ્પનાનો આજ સુધીનો ઇતિહાસ જોતાં જણાય છે. ઈશ્વરની મૂળ કલ્પના માણસની દુર્બળતા અને તેના થયેલા થોડાઘણા બૌદ્ધિક વિકાસમાથી ઉત્પન્ન થઈ હશે. દુર્બળતાની સાથે કલ્પના કે તર્ક કરવાની શક્તિ માણસમાં ન હોત તો તેને ઈશ્વરની કલ્પના સૂઝી હોત એ શક્ય જણાતુ નથી. પશુપક્ષી દુર્બળ છે તોયે તેમનામાં ઈશ્વરવિષયક કલ્પના હોય એમ લાગતુ નથી. મનુષ્ય પર આવી પડનારા દુઃખ, સંકટ, મુશ્કેલીઓ અને આપત્તિના નિવારણ માટે, તેની સલામતી માટે, તેમ જ તેની કામના ને ઇચ્છાની પૂર્તિ માટે અને સુખની સ્થિરતા માટે તેને કોઈ ને કોઈ દિવ્ય અને મહાન શક્તિ વિષેની શ્રદ્ધાનો આધાર લેવો પડે છે દાર્શનિકો, તત્ત્વજ્ઞો, વિચારકો, ચિકિત્સકો કે નાસ્તિકો ઈશ્વર વિષે ગમે તે કહે, કોઈ પોતાની સચોટ દલીલથી, શાબ્દિક રમતથી, કોઈ તર્કવાદથી, કોઈ તાત્ત્વિક દૃષ્ટિથી અથવા બીજી

કોઈ રીતે ઈશ્વરનું નાસ્તિત્વ સિદ્ધ કરી બતાવે તોપ જ્યા સુધી મનુષ્યપ્રાણી આજે જે સ્થિતિમા છે — અને ઓછાવત્તા ફરકથી આ જ માનસિક સ્થિતિમાં તે રહેવાનુ છે - ત્યાં સુધી કોઈ ને કોઈ સ્વરૂપમા તેને ઈશ્વર વિષયક ભાવનાની જરૂર પડવાની જીવનના દરેક દુ ખનો નાશ કરવાના સ્વાધીન ઉપાયનું જ્યાં સુધી માણસને જ્ઞાન થયુ નથી, આજનુ સુખ કાયમ ટકવાનો આધાર કેવળ પોતાના પુરુષાર્થ પર નથી પણ પોતાના કાબૂમા નહી એવા બહારના અનેક બાહ્ય સયોગો પર છે એમ માણસને લાગે છે, અથવા શેના પર છે તે એ જાણતો નથી (અને ખરેખર વસ્તુસ્થિતિ એવી જ છે), ત્યા સુધી માણસને કોઈ પણ મહાન આલબનની જરૂર લાગ્યા કરવાની દુ ખને પ્રસગે નિર્ભય, નિશ્ચિત અને અનુદ્વિગ્ન તથા સુખના સમયમા જાગ્રત અને સંયમશીલ રહેવા માટે ચિત્તની જે પ્રકારની પવિત્ર અને સ્થિર અવસ્થા હોવી જોઈએ તે જ્યાં સુધી માણસને સિદ્ધ થઈ નથી, ચિત્તવૃત્તિ પર જ્યાં સુધી માણસ સહજપણે પોતાનો કાબૂ રાખી શકતો નથી ત્યા સુધી કોઈ પણ મહાન શક્તિનો આધાર લેવાની ઇચ્છા થવાની જ જે સુખદુ ખની પાર ગયા હોય, જે દરેક બાબતમા પોતાના સામર્થ્ય પર આધાર રાખવા જેટલા શક્તિશાળી બન્યા હોય, એવા થોડાને છોડી દઈએ તો બાકી આખા મનુષ્યસમાજને ઈશ્વરવિષયક ભાવનાની જરૂર છે સાવ અજ્ઞાનીથી લઈને વિદ્વાન સુધી, રકથી માંડીને ધનિક સુધી — બધાને આ કલ્પનાની જરૂર છે એમા ફરક હોય તો કેવળ કલ્પનાના સ્વરૂપનો હોવાનો, બાકી કલ્પના તે જ મનુષ્યની ઈશ્વર વિષેની કલ્પનાઓમા અનેક પ્રકારના ભેદ હોય તોપણ તેનામાં માનેલી મહાન શક્તિ, તેનું ન્યાયીપણું, દયાળુપણું, તેની દીનવત્સલતા, તેની સર્વવ્યાપકતા, તેની સર્વજ્ઞતા વગેરેની બાબતમાં બધામાં લગભગ એકવાક્યતા છે તે શરણાગતોનો રક્ષક, પતિતોનો ઉદ્ધારક અને અનંત વિશ્વની ઉત્પત્તિ–સ્થિતિ–લયનો કર્તા છે, એ બાબતમાં પણ બધા લગભગ એકમત છે અલબત, દુનિયામાં બધા લોકોની બુદ્ધિ, પરિસ્થિતિ, સંસ્કાર અને સામાજિક રીતરિવાજમા સરખાપણું ન હોવાથી બધાની ઈશ્વર

વિષેની કલ્પનામાં પૂરેપૂરું સરખાપણું ન હોય એ સ્વાભાવિક છે; અને તેથી જ ઈશ્વરને પ્રસન્ન કરવાની અને તેની આરાધના ને ઉપાસના કરવાની વિધિ અને માર્ગ દરેકનાં જુદાં જુદાં છે એમ જોઈએ છીએ. છે. તે છોડી દઈએ તો બાકી બધાની ઈશ્વર વિષેની કલ્પનામાં ઘણુ જ સરખાપણુ છે એમ જણાશે.

ઈશ્વરવિષયક ભાવનાનો વિવેક-યુક્ત ઉપયોગ

ઈશ્વરવિષયક કલ્પના તેમ જ ઈશ્વર કે પરલોક સાથે સંબંધ જોડનારી ધર્મકલ્પનાને કેટલાક અફીણની ગોળીની ઉપમા આપે છે, તેમાં કંઈક અંશે સત્ય છે પણ તે સંપૂર્ણ સત્ય નથી. ઈશ્વર વિષેની કલ્પનાથી જગતમાં જેટલું અનિષ્ટ થયુ છે તે બધુ ધ્યાનમાં લઈને તેમણે આ ઉપમા આપેલી છે. ઉપમા કાયમ રાખીને કહેવુ હોય તો એમ કહી શકાય કે, ઈશ્વર વિષેની કલ્પના ક્યાંક ક્યાંક અને ક્યારેક ક્યારેક અફીણના જેવુ પરિણામ નિપજાવનારી નીવડી હોય તોપણ તે કલ્પનામાં દોષ નથી.' અફીણનુ સારું અને નરસું એમ બંને પ્રકારનું પરિણામ આવી શકે છે. દવા તરીકે યોજનાપૂર્વક તેનો યોગ્ય ઉપયોગ કરવાથી તે પ્રાણદાયી થાય છે અને રોજ ખાવાની ટેવ પાડવાથી કે એકદમ પ્રમાણ ઉપરાંત તેનો ઉપયોગ કરવાથી તે જ નુકસાનકારક અને પ્રસંગે પ્રાણઘાતક થાય છે. એ ઉપરથી ઈશ્વર વિષેની કલ્પના અહિતકર નથી, પણ તે કલ્પનાનો કેવી રીતે કેટલા પ્રમાણમાં અને કયે વખતે ઉપયોગ કરવો તે વિષેના અજ્ઞાનને લીધે નુકસાન થાય છે એકલુ અફીણ જ શા માટે, બીજી કોઈ પણ ઉપયોગી વસ્તુ અજાનથી વાપરવામાં આવે તો તેનાંય દુષ્પરિણામ ભોગવવાં પડે છે. ખોરાક જેવી હમેશા જરૂરી અને ઉપયોગી વસ્તુ પણ અયોગ્ય રીતે, અયોગ્ય પ્રમાણમાં અને અયોગ્ય સમયે લેવામાં આવે તો તેનાથી પણ અનેક રોગો થાય છે અને કોઈક વાર જીવનની પણ હાનિ થાય છે તેથી આપણાં હિતાહિતનો આધાર કેવળ વસ્તુ પર નથી હોતો, પણ તે વાપરવામાં બતાવાતાં વિવેક અથવા અજ્ઞાન પર હોય છે.

માનવી ઉત્કર્ષ અને ઉન્નતિ માટે ઈશ્વર વિષેની કલ્પના, ભાવના, શ્રદ્ધા, ભક્તિ, નિષ્ઠા — એ બધી જરૂરી છે. તે માણસને અવનતિ તરફ લઈ જનારી નથી. તેનાથી મળતી શાંતિ અને પ્રસન્નતા માટે માનવી મન ભૂખ્યુ છે. માનવી મનને આધાર આપીને તેને ઉન્નત કરવા માટે તે બહુ જ મદદકર્તા છે તેમાં મહત્ત્વની અને મુખ્ય બાબત એ જ છે કે આપણી ઈશ્વર વિષેની કલ્પના બને તેટલી વિવેક-શુદ્ધ, સરળ અને ઉદાત્ત હોવી જોઈએ તેમા ગૂઢતા કે ગુપ્તતા ન હોવી જોઈએ. તે કલ્પનામાંથી આપણા ચિત્તને આશ્વાસન કે આધાર મેળવવા માટે તેમા કોઈ પણ જાતના કર્મકાંડની કડાકૂટ ન હોવી જોઈએ. ઊલટુ, શ્રદ્ધા, વિશ્વાસ અને નિષ્ઠા ચિત્તમા વધતાં રહે એવો સ્વાધીન અને સાદો ઉપાય તેમાં હોવો જોઈએ તેમાં મધ્યસ્થ, માર્ગદર્શક કે ગુરુની જરૂર ન હોવી જોઈએ. તે કલ્પનાને માનનારાનુ નીતિ અને પવિત્રતા તરફ સ્વાભાવિક વલણ હોવું જોઈએ. તેમાં સદાચારનુ પ્રાધાન્ય હોવું જોઈએ દયા, સત્ય, પ્રામાણિકતા, ધૈર્ય, નિર્ભયતા, ઉદારતા, નિશ્ચિતતા, શાંતિ અને પ્રસન્નતા એ લાભો તેમાંથી સહજ મળવા જોઈએ મનુષ્યમાત્ર પર પ્રેમ વધતો રહે, સમુદાયના કલ્યાણની ઇચ્છા હંમેશાં જાગ્રત રહે અને કર્તવ્ય કરવાની સ્ફૂર્તિ સતત કાયમ રહે એ તે કલ્પનાનાં સ્વાભાવિક પરિણામો હોવા જોઈએ. અજ્ઞાન અને ભોળપણનો લોપ થાય, વિકારોનું બળ નાશ પામે, આશા, તૃષ્ણા, લોભ, દંભ આપણામાથી વિલય પામે, ચિત્ત સ્વાધીન અને શુદ્ધ બને, બુદ્ધિ વ્યાપક અને તેજસ્વી થાય, ધર્મને પ્રોત્સાહન મળે, અને અહંકાર દૂર થાય એવો પ્રભાવ એ કલ્પનામા હોવો જોઈએ આપણી પામરતા અને ક્ષુદ્રતા, પંગુતા અને દુર્બલતા, આપણુ આળસ અને જડતા — એ બધાંનો નાશ કરીને આપણી કર્મેન્દ્રિયોની અને જ્ઞાનેન્દ્રિયોની શુદ્ધિ કરે અને આપણામાં આત્મવિશ્વાસ પેદા કરે, તેમ જ આપણાં શરીર, બુદ્ધિ અને મનમા નિત્ય નવા ચૈતન્યનો સંચાર કરે એવો દિવ્ય ગુણ તે કલ્પનામાં હોવો

ઈશ્વરની યોગ્ય કલ્પનાના લક્ષણો

જોઈએ. સારાંશ, માણસને બધી રીતે માનવતા તરફ લઈ જઈને તેના જીવનની સંપૂર્ણ સિદ્ધિ મેળવી આપી તેને કૃતાર્થ કરે એવું સામર્થ્ય તે કલ્પનામાં હોવું જોઈએ. આવી જાતની ઈશ્વર વિષેની કલ્પના મનુષ્યમાત્રનુ કલ્યાણ જ કરશે. તેનાથી કોઈનું પણ અહિત થાય એ કદી શક્ય નથી.

ઓશ્વરવિષયક માવના સમય પ્રમાણે વદલવાની આવસ્યકતા

દરેક કાળને અનુરૂપ એવી ઈશ્વર વિષેની કલ્પના તે તે વખતે માણસને મળી જાય તો માનવજાતિના કેટલાય અનર્થો ટળી જાય પરંતુ માનવજાતિના દુર્ભાગ્યને લીધે હજુ સુધી આ વાત માણસના ધ્યાનમાં આવતી નથી. આજે પણ કોઈ પાંચ હજાર તો કોઈ બે હજાર, કોઈ એક હજાર તો કોઈ પાંચસો કે સો વર્ષ પહેલાની ઈશ્વર વિષેની કલ્પનાને અને તેની આજુબાજુ રચાયેલી ધર્મની કલ્પનાને દૃઢ પકડીને બેઠેલા છે. માનવજાતિનુ કલ્યાણ શામાં છે તેનો વિચાર ન કરતાં જૂની કલ્પનામાં દિવ્યતા માનવાનો આપણા બધાનો સ્વભાવ છે ભૂતકાળમાં જો અનેક વાર ઈશ્વર વિષેની કલ્પના બદલી શકાઈ છે અને દરેક વખતે તેથી આપણું કલ્યાણ થતુ આવ્યુ છે તો આજે પણ ભૂતકાળની કલ્પના બદલીને નવી ધારણ કરવામાં શી મુશ્કેલી હોઈ શકે ? આ રીતે આ બાબતમાં આપણે વિચાર કરતા નથી કોઈ ભોળપણથી, કોઈ અજ્ઞાનથી, કોઈ બીકથી, કોઈ લાલચથી અને કોઈ ઈશ્વર વિષેની ચાલુ કલ્પના બદલવાને લીધે પોતાનુ આર્થિક નુકસાન થશે, પોતાની પ્રતિષ્ઠા નાશ પામશે એ ધાસ્તીથી, એમ અનેક કારણોથી જૂની કલ્પના બદલવા તૈયાર થતા નથી સમાજની આજની સ્થિતિ અને તેની જરૂરિયાતોનો વિચાર ન કરતાં અને જૂની કલ્પનાઓ ઘાતક થઈ રહી છે તે જોતાં છતાં કાળાનુરૂપ નવી કલ્પના આપણે ધારણ કરતા નથી, ઊલટું, તેનો વિરોધ કરીએ છીએ. સમાજ પોતે અજ્ઞાન અને શ્રદ્ધાળુપણાને લીધે પૂર્વકલ્પના છોડવાને તૈયાર થતો નથી અને નવી કલ્પનાનો વિરોધ કરનાર પણ પોતાનુ

મહત્ત્વ ટકાવી રાખવા માટે સમાજને તેની જૂની કલ્પના છોડવા દેતો નથી અહી જ ઈશ્વર વિષેની કલ્પના અફીણનુ કામ કરે છે તે અફીણ ન બને તે માટે તે કલ્પનામા કાળાનુરૂપ યોગ્ય ફેરફાર થતો રહેવો જોઈએ, અને સમાજની શુદ્ધિ થઈને તેની શક્તિ સતત વધવી જોઈએ. જૂની કલ્પનાના ચાહનારાઓ, તે કલ્પનાને લીધે મહત્ત્વ પામેલા મધ્યસ્થો, ગુરુઓ અને કર્મકાંડી પુરોહિતોનો વર્ગ નવી કલ્પનાનો હમેશાં વિરોધ કરે છે. જૂની નકામી થયેલી અને અહિતકર કલ્પનાને છોડી દેવા તૈયાર ન થતાં નવીનો વિરોધ કરનારો વર્ગ દરેક સમાજમાં હંમેશાં હોય છે અને ઈશ્વરને નામે તેમણે જ હમેશાં અનર્થો કરેલા છે એમ જણાય છે.

अीश्वर विषेनी सर्वश्रेष्ठ भावना

માનવજાતિમાં જેમ જેમ જ્ઞાનની અને સદ્ગુણોની વૃદ્ધિ થઈ તેમ તેમ આપણી ઈશ્વર વિષેની કલ્પના સુધરતી આવી છે એક વખત યજ્ઞમાં માણસોની કે પશુઓની આહુતિ લીધા સિવાય જે દેવતા અને જે ઈશ્વર સંતુષ્ટ થતો ન હતો તે જ ઈશ્વર બદલાતા બદલાતા હવે કેવળ સદાચારથી અને ભાવભક્તિથી સંતુષ્ટ થવાની સ્થિતિ પર આવી પહોચ્યો છે 'દેવ ભાવનો ભૂખ્યો છે,' 'કેવળ તુલસીપત્રથી, કેવળ નામસ્મરણથી ઈશ્વર સંતુષ્ટ થાય છે,' એવી જાતની ઈશ્વર વિષેની કલ્પનાઓ માનવજાતિમાં સદાચાર અને સદ્ભાવનાઓને મહત્ત્વ મળ્યા પછી જ નિર્માણ થયેલી છે એનુ રહસ્ય ધ્યાનમાં લઈને આજને સમયે માનવમાત્રની પ્રગતિ, ઉત્કર્ષ, ઉન્નતિ અને સર્વ બાજુએથી કલ્યાણ સિદ્ધ થાય એવી જ ઈશ્વર વિષેની કલ્પના આપણે ધારણ કરવી જોઈએ, તે કલ્પના આપણે વિવેકપૂર્વક નક્કી કરવી જોઈએ માણસમાત્રના શાશ્વત કલ્યાણનો વિચાર કરીને તદનુરૂપ આચરણ કરવામા જેઓ પોતાની સર્વ શક્તિબુદ્ધિનો ઉપયોગ કરે છે, ભૂતમાત્ર વિષે જેમના ચિત્તમા સહાનુભૂતિ છે, જે સદાચારી છે, જેમનુ હૃદય નિર્મળ છે, જે નિસ્પૃહ છે, જે પૂર્વગ્રહ અને પૂર્વસંસ્કારોથી બદ્ધ નથી, જે વિવેકી છે, એવા સજ્જનોના હૃદયમા જે પ્રકારની ઈશ્વર વિષેની કલ્પના દૃઢ થયેલી હોય અને

જે તેમના જીવનમાં તેમને ગતિ, ઉત્સાહ, બળ, પ્રેરણા, પ્રકાશ, અને પવિત્રતા મેળવવામાં ઉપયોગી થતી હોય, જેનાથી તેમની પ્રજ્ઞા અને સાત્ત્વિકતા વધતી હોય તે કલ્પના યોગ્ય માનીને આજને સમયે ધારણ કરવી જોઈએ. તેને અનુસરવામાં આપણું અને માનવજાતિનુ કલ્યાણ છે. એવા પુરુષની કલ્પના સમજવાનુ આપણે માટે શક્ય ન હોય તો દરેકે પોતાના સસ્કાર, પોતાનુ હૃદય, પોતાનુ જીવન તપાસી જોવું જોઈએ અને તેમાંથી શોધી કાઢવું જોઈએ કે, જીવનમાં જે જે કંઈ ઉદાત્ત, ભવ્ય અને પવિત્ર એવું આપણે સિદ્ધ કરી શક્યા, સંકટમાં, દુ:ખમાં, મુશ્કેલીમા, ભયમા જેના બળ અને શ્રદ્ધા પર આપણે હિંમત રાખી શક્યા તેમ જ શીલનુ રક્ષણ કરી શક્યા, અગતિક સ્થિતિમાં ગતિ, પશ્ચાત્તાપમાં સાંત્વન, પતનાવસ્થામા ઉત્થાન, મૂર્છાવસ્થામા ભાન, અજ્ઞાન અવસ્થામાં જ્ઞાન, અસહાય સ્થિતિમાં સહાય, મોહમાં વિવેક અને સંયમ, મૂંઝવણની સ્થિતિમાં પ્રકાશ અને માર્ગ જેનાથી મળી શક્યાં; પુરુષાર્થમાં બળ અને ઉત્સાહ, કર્મ અને ભાવનામાં શુદ્ધતા અને વ્યાપકતા જેનાથી સિદ્ધ થયાં તે કઈ વસ્તુ? તે કઈ કલ્પના? તે કઈ ભાવના? કઈ પવિત્ર શ્રદ્ધા જીવનમાં આ બધી બાબતો સિદ્ધ કરવામા કારણ બની? તે શોધી કાઢવું જોઈએ અને પછી તે જ કલ્પનાને, ભાવનાને, કે શ્રદ્ધાને શક્ય તેટલી સરળ, પ્રભાવશાળી, નિરુપાધિક, સ્વાધીન, મહાન, ભવ્ય, વ્યાપક, બાહ્ય આડંબર રહિત, જેમાં દંભને દાખલ થવાને અવકાશ નથી એવી, શુદ્ધમાં શુદ્ધ, મંગળમાં મંગળ, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ એવી બનાવીને તેને આપણા હૃદયમાં દૃઢ કરવી જોઈએ આ વાત જો માણસ સિદ્ધ કરી શકે તો તે પરમેશ્વર વિષેની શુદ્ધ અને સર્વશ્રેષ્ઠ કલ્પનાનો આરાધક બની શકશે અને તે જીવનભર નિષ્ઠાવાળો રહી શકશે.

**ઈશ્વરનિષ્ઠાનું સામર્થ્ય**

પણ આ સાથે એ વાત યાદ રાખવી જોઈએ કે માણસના ચિત્તમાં ઈશ્વરનિષ્ઠા જાગ્રત રહે તે માટે તેને પોતાના અભ્યુદય અને ઉન્નતિની ઇચ્છા તીવ્રપણે હોવી જોઈએ, વિવેક હોવો જોઈએ. આ વસ્તુઓ

સજ્જનોના સહવાસથી સહેજે પ્રાપ્ત કરી શકાય છે. આપણે શ્રેયાર્થી હોઈએ તો વિવેકી અને પુરુષાર્થી સજ્જનની સંગતિની અને તેના ચારિત્ર્યની આપણા પર સારી અસર થયા વગર રહેતી નથી આ બધાની મદદથી આપણે પોતાની માનવતા સિદ્ધ કરવી જોઈએ. તે સાધવા માટે શુદ્ધમાં શુદ્ધ અને પ્રભાવશાળી ઈશ્વર વિષેની કલ્પના અને શ્રદ્ધા આપણે ધારણ કરવી જોઈએ તે વગર આપણે આપણું ધ્યેય સિદ્ધ કરી શકીશું નહીં ઈશ્વરની પ્રાપ્તિ, ઈશ્વરનુ દર્શન, તેનો સાક્ષાત્કાર, તેનો આદેશ વગેરે ધ્યેયોમાં અનેક ભ્રમો હોઈ તેમાથી બીજા અનેક ભ્રમો નિર્માણ થાય છે તેથી આપણે એ વસ્તુઓની પાછળ ન પડવું જોઈએ. જેને કારણે જગતમા નીતિયુક્ત વહેવાર તૂટે અને ભ્રમ, દભ અને આળસને આશ્રય મળે એવી કોઈ પણ ઈશ્વર વિષેની કલ્પના આપણે માન્ય ન કરવી જોઈએ. ધ્યેયની બાબતમાં આપણે એ ચોક્કસ સમજવું જોઈએ કે, જે જે ભવ્ય લાગે તે તે આદરણીય કે અનુકરણીય નથી; આકર્ષક લાગે તે ધ્યેય નથી, કેવળ આનંદપ્રદ કે સુખકર લાગે, કેવળ શાતિ અને પ્રસન્નતા આપનારું હોય, તે પણ આપણું ધ્યેય નથી, દિવ્ય લાગે, રમ્ય લાગે તે પણ ધ્યેય નથી; પણ જે માનવતાને અનુરૂપ હોય, સદ્‌ગુણોને પોષક, સંયમને સહાયક, ધર્મ અને કર્તવ્યને પ્રેરક હોય, જેને પ્રાપ્ત કરવા માટે પ્રામાણિક માનવી વહેવાર, અને પરિશ્રમ વગેરેનો ત્યાગ ન કરવો પડતો હોય, જેની પ્રાપ્તિની ઇચ્છા બધા કરે અને બધાને તેની પ્રાપ્તિ થાય તો માનવી વ્યવહાર અધિક સરળ, પવિત્ર અને વ્યવસ્થિત થાય, એ સિદ્ધ કરવાનું આપણુ ધ્યેય છે તે ધ્યેય સિદ્ધ કરવું કઠણ હશે પણ તેમા ભ્રમ નહીં હોય. તેમાં મુશ્કેલીઓ હશે પણ દંભ નહીં હોય તેમા હંમેશ આનદ ન હોય તોપણ કૃતાર્થતા હશે. તે સિદ્ધ કરવુ કઠણ છે તેથી તેની કઠણતાની તીવ્રતા ઓછી લાગે, ભ્રમમાં ન પડાય, અને દંભમાં ન ફસાઈએ તે માટે આપણી કોઈ અત્યત પવિત્ર અને મહાન શક્તિ પર શ્રદ્ધા અને નિષ્ઠા હોય એ જરૂરી છે બધાં અનિષ્ટો અને સકટોમાથી, બધાં પાપો

અને અડચણોમાંથી, પાર પાડીને આપણને ધ્યેય સુધી પહોંચાડવાની શક્તિ તે નિષ્ઠામા જ છે. ધ્યેય વિષેના આપણા દૃઢ સંકલ્પથી આપણી નિષ્ઠા જાગ્રત રહે છે. વિશ્વમાં સર્વત્ર વ્યાપેલી મહાન શક્તિને આપણને અનુકૂલ કરી લેવાનો માર્ગ અને સામર્થ્ય આપણા દૃઢ સંકલ્પમાં છે

૭

## સ્તવનનું સામર્થ્ય

આપણી ઉન્નતિ માટે કોઈ પણ બાહ્ય ધાર્મિક આડંબર કે કર્મકાંડની જરૂર નથી, કેવળ અંતરની ઝંખનાની જરૂર છે જેનામાં અતરની ઝંખના હોય તેને પોતાની ઉન્નતિનો માર્ગ જડી જાય છે, અને તેનામાં દૃઢતા અને નિગ્રહશક્તિ હોય તો તે માર્ગે જવાનુ સામર્થ્ય પણ તેને મળી રહે છે. ઉન્નતિના માર્ગમાં પહેલી મુશ્કેલી હોય છે પોતાના જ અયોગ્ય સંસ્કારો અને ટેવોને બદલવાની. એ સંસ્કારો અને ટેવો બદલ્યા વગર આપણે આગળ વધી ન શકીએ આપણી ઇંદ્રિયોને પડેલી ટેવો અને મન પર પડેલા સંસ્કારોથી આપણે બદ્ધ છીએ. તેમનો કાબૂ આપણા પર રહે છે.

શ્રેયાર્થી માણસે પોતાની અયોગ્ય ટેવો અને સંસ્કારોમાંથી પોતાનો છુટકારો કરી લેવો જોઈએ. તે માટે પોતાનામાં સામર્થ્ય પેદા કરવું જોઈએ તે સામર્થ્ય ધ્યેય વિષેની આપણી તાલાવેલી અને નિગ્રહ-વૃત્તિમાથી પ્રાપ્ત થાય છે આ પ્રયત્નમાં આપણી જૂની અને નવી મનોવૃત્તિઓનો કેટલીક વખત ઝઘડો ચાલ્યા કરે છે આપણી પહેલી મનોવૃત્તિઓ લાબા વખતથી ચાલતા આવેલા સસ્કારો ને ટેવો તેમ જ કૃતિને લીધે આપણો સ્વભાવ બની ગયેલી હોય છે. નવી મનોવૃત્તિઓ વડે અને ખાસ કરીને પોતાના નિગ્રહથી આપણે તેમનો નાશ કરવાનો હોય છે. પહેલાની અયોગ્ય વૃત્તિઓમા ટેવને લીધે બળ આવેલું હોય છે, જ્યારે

નવી શુભ વૃત્તિઓમા નિશ્ચયનું બળ હોય છે, પવિત્ર સંકલ્પની અને તેને લીધે નિર્માણ થયેલા આત્મવિશ્વાસની મદદ હોય છે. આવી જાતની પરસ્પર વિરોધી વૃત્તિઓની આપણા ચિત્તમાં ચાલતી રસાકસી આપણને સહન કરવી પડે છે આપણો નિશ્ચય, આપણો સંકલ્પ દૃઢ હોય, પૂરતી નિગ્રહશક્તિ આપણામા હોય, તો આપણી શુભ વૃત્તિઓનો છેવટે વિજય થાય છે, અને આપણે પોતાના માર્ગમા આગળ વધીએ છીએ આપણા ચિત્તમાં ઉન્નતિ માટે તાલાવેલી હોય તો આપણને અનેક વખત આવી જાતના પોતાના જ ચિત્તના ઝઘડાઓ સહન કરવા પડશે. પરંતુ તેથી ન કંટાળતાં તેમ જ નિરાશ ન થતાં આપણે પોતાની ઉન્નતિને રસ્તે આગળ ને આગળ ચાલ્યા કરવુ જોઈએ.

અંતરની ઉત્કટ ઇચ્છા આપણને આ માર્ગમા હંમેશ સહાય કરતી રહેશે. એ ઇચ્છા અને એ સંકલ્પને આપણે કદી
ઈશ્વરનિષ્ઠા, सक्ल्प મંદ થવા દેવાં ન જોઈએ. વાચન, મનન, સત્સંગ,
अने साधननुं सामर्थ्य ઉચિત અને ધૈર્ય વ્યવસાય વગેરેની મદદથી
આપણે આપણા સંકલ્પને સદૈવ જાગ્રત અને દૃઢ રાખવો જોઈએ તે સંકલ્પને બળે. આપણને આપણા માર્ગમા સિદ્ધિ મળવની છે તે સંકલ્પમાં બળ આવે તે માટે ઈશ્વરનિષ્ઠાની આપણને જરૂર છે એ નિષ્ઠામાં અપાર સામર્થ્ય છે. સાધન વગર નિષ્ઠા વધતી નથી નિષ્ઠા વગર સંકલ્પમાં બળ આવતુ નથી. તેથી આપણને કોઈ સાધનનું આલંબન લેવું પડે છે. તે સાધન એવુ હોવું જોઈએ કે તેથી આપણી નિષ્ઠા દૃઢ થાય, આપણો સંકલ્પ એકવિધ થાય, શુદ્ધ અને દૃઢ થાય અને તેમા તીવ્રતા ને તેજસ્વિતા આવે એટલુ હોવા ઉપરાંત તે સાધન સ્વાધીન હોવુ જોઈએ, તેમા કોઈ પણ પ્રકારના કર્મકાંડની કડાકૂટ ન હોવી જોઈએ તે સાધનમા એવો પ્રભાવ હોવો જોઈએ કે તેથી હૃદયમાં ભાવભક્તિના પૂર વહેવા લાગે, હૃદય નિર્મળ થવા લાગે તે સાધનથી ચિત્તમાં ઈશ્વરનિષ્ઠા સહેજે વૃદ્ધિગત થાય અને તે વધતાં વધતાં આપણા શરીરના અણુઅણુમાં વ્યાપી રહે. આવી રીતે આપણે મૂર્તિમંત

નિષ્ઠારૂપ બની જઈએ. આ વસ્તુ જો આપણે સાધી શકીએ તો આપણી ઉન્નતિ થતાં ઝાઝી વાર નહીં લાગે કારણ કે, તેને લીધે ચિત્તમાં નિર્માણ થનારા દૃઢ અને તીવ્ર શુભ સંકલ્પથી અયોગ્ય સંસ્કારોનુ બળ ઝપાટાથી ક્ષીણ થતું જશે, અને થોડા જ વખતમાં તે બધા સંસ્કારો નાશ પામશે અને આપણી ઉન્નતિનો માર્ગ સુગમ અને સરળ થશે.

આને માટે સૌથી પ્રભાવશાળી અને સ્વાધીન સાધન ઈશ્વિરસ્તવન છે.

**સ્વાધીન સાધન ઈશ્વર સ્તવન**

જે આપણુને રુચે અને જેને પરિણામે આપણામાં સદ્ભાવો જાગ્રત થાય અને આપણા શરીરમાં હળવે હળવે સંચરવા લાગે એવા પ્રકારનુ સ્તવન આપણે સાધન તરીકે પસંદ કરવુ જોઈએ. એ સ્તવન કે સ્તોત્ર આપણે રોજ સ્નાન વગેરે કરીને પવિત્ર થઈને એકાંતમાં શાંત અને પ્રસન્ન સમયે અંતર્મુખ થઈને, શાંતિથી અને સ્થિરપણે તેના પ્રત્યેક શબ્દનુ, ભાવનુ આપણા ચિત્ત પર ઊંડું પરિણામ થાય અને કેવળ પોતાને જ જાણ થાય એવી રીતે નિયમિતપણે બોલવાનુ રાખવું. તે બોલતા હોઈએ તે વખતે તેના દરેક શબ્દથી આપણા ચિત્ત પર શુભ, પવિત્ર ને ગંભીર લહેરો ઊઠવી જોઈએ, પ્રેમ જાગ્રત થવો જોઈએ. હૃદય સાત્ત્વિક ભાવોથી ભરાઈ જવું જોઈએ, તે ભાવો હૃદયમાં ઊંડે સુધી જઈ પહોંચવા જોઈએ કોમળતા ને દૃઢતા, પ્રસન્નતા ને તેજસ્વિતા હૃદયમાં વ્યાપી જવી જોઈએ. સ્તવન કરતા કરતાં આપણી નિષ્ઠા વધવી જોઈએ કોઈ પણ પ્રસંગે, કોઈ પણ કારણથી તે પડી ન ભાંગે કે ચલિત ન થાય એવી અભંગ અને દૃઢ બની જવી જોઈએ. અને આ બધું પરિણામ આપણે સ્તવન કરતા હોઈએ તે વખતે થાય છે એવો અનુભવ આપણને થવો જોઈએ. સ્તવનની શરૂઆતની આપણા ચિત્તની સ્થિતિ સ્તવનને અંતે ઉપર જણાવ્યા પ્રમાણે બદલાઈ ગઈ છે એવો અનુભવ આપણને થવો જોઈએ. આવી જાતનું સામર્થ્ય સ્તવનની પદ્ધતિમાંથી આપણને નિર્માણ કરતાં આવડવું જોઈએ. સ્તવનમાં જે ઈશ્વરી ગુણોનું આપણે વર્ણન કરીએ, જે પ્રશંસા આપણે કરીએ, જે

ગુણોનુ સ્તોત્ર ગાઈએ તે ગુણો, તે ભાવો, સ્તવન કરતાં કરતાં આપણામાં સચરવા લાગવા જોઈએ આપણાં પ્રેમ, ભક્તિ, ભાવના ને નિષ્ઠાથી આપણે ઈશ્વરવિષયક કલ્પના સાથે, ગુણો સાથે તન્મય થઈએ, સમરસ થઈએ, તો તે જ ગુણો આપણામા પ્રગટ થયા વગર રહેશે નહી આવી સ્થિતિમાં દુર્બળતા ને દીનતા, દુષ્ટતા અને હીનતા, જડતા ને કૃપણતા, અશુદ્ધતા ને લંપટતા, કુટેવો અને કુસસ્કારો વગેરેને આપણા હૃદયમાં અવકાશ રહેશે નહી એ બધાનો સમૂળ નાશ થશે.

સ્તવનમાં આવી દિવ્ય શક્તિ છે પણ તેમા એ દિવ્ય શક્તિ લાવવાનો આધાર આપણી અતરની તીવ્ર ઇચ્છા પર હોય છે. આપણી તીવ્ર ઇચ્છા સ્તવનમાં શક્તિ લાવશે, સ્તવનથી નિષ્ઠામાં બળ આવશે, નિષ્ઠા સકલ્પને દૃઢ અને પ્રભાવી બનાવશે આપણી તીવ્ર ઇચ્છા એ જ આપણો સકલ્પ એ સકલ્પ, સ્તવન અને નિષ્ઠા બધાં એકબીજાનાં પોષક અને બળ વધારનારાં છે. તેમને એકબીજાથી જુદાં પાડી શકાય નહી સંકલ્પનો પ્રભાવ સ્તવન પર, સ્તવનનો નિષ્ઠા પર અને નિષ્ઠાનો ફરી સકલ્પ પર — આવી રીતે સામર્થ્યવૃદ્ધિનુ આ ચક્ર ચાલ્યા કરે છે બળવાન સકલ્પની આખા જીવન પર અજાણતાં સતત અસર પડ્યા જ કરે છે સ્તવનથી તેમાં ઈશ્વરી શક્તિ પ્રકટ થાય છે આપણી બીજી શક્તિઓ કરતા એ શક્તિ ઘણી વ્યાપક છે તે શક્તિને લીધે અશક્ય જણાતી વસ્તુઓ આપણે સહેજે કરતા થઈએ છીએ. આપણી સંકલ્પશક્તિ એ જ આપણામાં રહેલી સાચી ઈશ્વરી શક્તિ છે જાગ્રતિ, સ્વપ્ન, સુષુપ્તિ–એ ત્રણે અવસ્થાઓમા તે આપણામા જાગ્રતપણે કાર્ય કરતી હોય છે. આપણી અદર ને બહાર થતી બધી ઘટનાઓમા તે શક્તિનો સંબધ હોઈ તેનુ કાર્ય અજ્ઞાતપણે હરહંમેશ ચાલુ હોય છે આપણુ મન, બુદ્ધિ, ચિત્ત, તેમ જ આપણો 'અહ' બધુ સુપ્ત દશામા ગયા પછી પણ તે શક્તિ જાગ્રત હોય છે તે જાગ્રત હોય છે તેથી જ ગાઢ નિદ્રામાંથી પણ ચોક્કસ વખતે, ક્યારેક કવેળાએ પણ, તે આપણને જાગ્રત કરે છે તે જાગ્રત ન હોય તો રોજના કરતા વહેલા પરોઢિયે

ઊઠવાનો સંકલ્પ કરીને આપણે રાતે ઊંઘી ગયા પછી બરાબર તે જ વખતે આપણને ગાઢ નિદ્રામાંથી કોણ જાગ્રત કરે? એ પરથી આપણા દૃઢ સંકલ્પો અજાણતાં આપણું જીવન ઘડે છે એમાં શંકા નથી. તે સંકલ્પોને વધારે ને વધારે બળવાન, તીવ્ર અને યશસ્વી બનાવવા માટે સ્તવનની અત્યંત આવશ્યકતા છે એ સ્તવનમાંથી આ બધી સિદ્ધિઓ પ્રાપ્ત કરવાનું રહસ્ય જેણે હાથ કર્યું તે પોતાની ઉન્નતિને માર્ગે જતો જતો, જીવન ક્રમશ વિકસિત કરતો કરતો પોતાનું ધ્યેય પ્રાપ્ત કરી શકશે એમાં શંકા નથી

૮

# સ્તવનશુદ્ધિ

પોતાના ઇષ્ટ દેવનો કે આદર્શ તત્ત્વનો, બધે સાક્ષાત્કાર થવો એ આત્મવિકાસ માટે ઉપયોગી છે અથવા આત્મવિકાસની એક પાયરી છે એમ તમે કાગળમા લખો છો; પણ મને તેમ લાગતું નથી. કારણ કે, એવી જાતની સાક્ષાત્કાર વિષેની ભાષાને લીધે જ આપણા ધાર્મિક અને આધ્યાત્મિક ગ્રંથોમાં વહેમ કે ભ્રમને વધવા માટે ખૂબ અવકાશ મળ્યો છે ભક્તિના અતિરેક સાથે એટલા જ પ્રમાણમાં જો માણસના ચિત્તમા ભ્રમો ઘર કરીને રહેતા હોય, તો તે ભક્તિની કલ્પનાઓ અને પ્રથાઓ ઘણી સદોષ છે એમ કહ્યા વગર છૂટકો નથી. ત્યાગ નજરે પડતાંવેંત ખ્રિસ્તનો સાક્ષાત્કાર થાય છે એમ કહેનારા ખ્રિસ્તી ભક્તનો દાખલો તમે કાગળમાં આપ્યો છે પણ એમ ન કહેતાં ત્યાગ નજરે પડતાની સાથે જ તે મહાપુરુષનું સ્મરણ થાય છે એમ કહેવું જ યોગ્ય ગણાય. પણ એમ કહીને ભક્તની ભાવતૃપ્તિ થતી નથી. એવે વખતે ભક્તિ જ્યારે ભ્રમનો જ માર્ગ લે ત્યારે તેને મોહ કે ભ્રમ જ કહેવો જોઈએ. આ સ્થિતિની અથવા આવી

જાતની ભાવતૃપ્તિની વિકાસમા જરૂર જણાતી નથી. વિકાસની કોઈ પણ ભૂમિકા ખોટી સમજણ પર આધારેલી ન હોવી જોઈએ. ભ્રમાત્મક ભક્તિમા કશો જ વિકાસ થતો નથી એમ નથી. ભક્તની ભાવના અને આચાર જીવનના કર્તવ્યોને જેટલા પ્રમાણમાં અનુસરનારાં હશે તેટલા પ્રમાણમા તેમાં વિકાસ માની શકાય બાકીની તેની કલ્પનાઓ અને ભ્રમો તેના પોતાના તેમ જ સમાજના વિકાસને પ્રતિબંધક થાય છે કોઈ પણ સ્થિતિને વિકાસ ત્યારે જ કહી શકાય કે જ્યારે તે સ્થિતિ યોગ્ય માર્ગે ઉન્નત થતાં થતાં ક્રમશ પ્રાપ્ત થયેલી હોય અને પછીના વિકાસને બાધક કે પ્રતિબંધક ન થતા સ્વાભાવિકપણે જ સહાય કરનારી હોય. અને વિકાસની પાયરી પણ તેને ત્યારે જ કહી શકાય. કોઈ પણ પાયરી કે ભૂમિકા પ્રયત્નશીલ માણસને ધીમે ધીમે આગળની ભૂમિકા તરફ લઈ જનારી હોવી જોઈએ આપણો વિકાસ સમજણપૂર્વક ક્રમસર થતો નથી. કારણ કે, આપણે તેને માટે કોઈ વ્યવસ્થિત સાધન જાણતા નથી હોતા, એટલુ જ નહી, પણ વિકાસનોય કોઈ ચોક્કસ ક્રમ હોય છે અને ચિત્તને ઉત્તરોત્તર ઉચ્ચ ભૂમિકા પર લઈ જવા માટે કોઈ રીતસરનાં સાધનોની જરૂર હોય છે એ વાતની પણ આપણને હજી ખબર નથી એમ લાગે છે એક કરતાં એક ચડિયાતી કે ઉચ્ચતર ભાવનાઓ અને ધારણાઓના અનુશીલન અને આધારથી, ચિંતનથી અને તન્મયતાથી માણસ ઉચ્ચતર ભૂમિકાઓ પ્રાપ્ત કરી શકે છે તે માટે તેને ભાવના, ધારણા અને ચિંતનના સ્થૂળ અભ્યાસમાથી ધીરે ધીરે સૂક્ષ્મ અભ્યાસમા જવુ પડે છે. તે અભ્યાસમાં કોઈ ક્રમ, સુસંગતપણુ અને સાધ્ય સુધી લઈ જાય એવી યોજના હોવી જોઈએ. એ બધાની મદદથી માણસનુ ચિત્ત સ્થૂળ અનુભવમાંથી ધીરે ધીરે સૂક્ષ્મ અનુભવમાં અને તેમાંથી જ આગળ જતાં ગાઢ અનુભવમા તન્મય થઈ જાય છે ત્યાં સુધી માર્ગમાં આવતી દરેક ભૂમિકા તેણે દૃઢ કરવી પડે છે. એક કરતાં એક ચડિયાતી કે ઉચ્ચતર ભૂમિકા પરની ચિત્તસ્થિતિનો વિચાર કરીને પ્રાર્થના, સ્તવન, ભજન કે ભક્તિના કોઈ પણ પ્રકારમા સુસંગતપણુ અને મેળ બેસાડી

તેમાંથી વિકાસનો ચડતો ક્રમ સાધવો પડે છે. તેમ ન કરતાં જેમાં કોઈ મેળ નથી, કોઈ ક્રમ નથી એવા ભાવ, અર્થ, ધારણા, હેતુ અને લક્ષ્યની દૃષ્ટિથી બધી રીતે અસંબદ્ધ અને વિસંગત શ્લોકો આપણે પ્રાર્થના કે સ્તવન તરીકે રોજ બોલતા રહીએ તોય વિકાસની દૃષ્ટિથી તેનો કશો ઉપયોગ નથી. પ્રાર્થના કે સ્તવન બોલતી વખતે તેના અર્થ અને ભાવ સાથે આપણુ ચિત્ત ધીરે ધીરે સમરસ થવુ જોઈએ. તે માટે પ્રથમ આપણે આપણા જીવનનુ સાધ્ય નિશ્ચિત કરવું જોઈએ એ સાધ્ય સિદ્ધ કરવા માટે આપણને કઈ ભાવનાઓની અને ધારણાઓની સાધન તરીકે જરૂર છે તે આપણે વિવેકપૂર્વક નક્કી કરવુ જોઈએ. એ ભાવનાઓ જેથી જાગ્રત થાય, ક્રમશ વિકસિત થાય એવા એક કરતાં એક વધારે અર્થપૂર્ણ અને ભાવપૂર્ણ શ્લોકોની કે સ્તવનની સુસંગત પસંદગી આપણને કરતા આવડવી જોઈએ. તે પસંદગી એવી હોવી જોઈએ કે તે પ્રમાણે પ્રાર્થના કરતાં કરતા ચિત્ત સહેજે ચડતા ક્રમે તેના અર્થ સાથે, ભાવ સાથે સમરસ થઈને છેવટે ગાઢ અનુભવમાં તલ્લીન થઈ જાય. દરરોજના આવા ક્રમથી ચિત્તની સાત્ત્વિક ભૂમિકાઓ વધુ ને વધુ દૃઢ થશે ચિત્ત હમેશા આનંદિત અને પ્રસન્ન રહેવા માડશે કામ, ક્રોધ અને લોભના આવર્તો સહેજે મદ પડશે રાગદ્વેષમાથી ચિત્ત મુક્ત થવા માંડશે પછી આપણે દુખથી ગભરાશુ નહી, સાત્ત્વિક કર્મો વિષે આપણને ઉત્સાહ થવા માડશે આવી રીતે ભક્તિભાવનાથી કરાયેલી પ્રાર્થના વડે કે સ્તવન વડે આપણામાં આવી જાતનુ બળ આવે છે આપણો વિકાસ થાય છે

પણ આપણને જો યોગ્ય સાધન ન મળે, આપણુ સાધ્ય અને આપણે રોજ કરીએ છીએ તે પ્રાર્થના અને સ્તવન, એટલે કે તેમાના શ્લોકો અને ગીતોનાં અર્થ, ભાવ અને લક્ષ્ય, એ બેનો કશો મેળ ન હોય, મન ભાવમય, એકાગ્ર અને સમરસ થવા માટે જોઈતી સુસંગતિ તેમાં ન હોય, — ઊલટું એ બાબતમા બધી વિસગતિ જ હોય, — તો એવી પ્રાર્થનાથી અને સ્તવનથી આપણુ ચિત્ત ભક્તિમય અને એકનિષ્ઠ બની

શકતુ નથી. જે દેવદેવતાઓમા આપણે માનતા નથી તેમના વર્ણનથી કે સ્તવનથી આપણુ ચિત્ત ભાવમય, ઉન્નત અથવા વિકસિત કેવી રીતે થવાનુ? દરેક શ્લોકમા જુદા જુદા દેવતાને શરણે જવાનો ભાવ લાવીને તેમાના કયા રૂપ સાથે આપણે એકાગ્રતા સાધીશું? કોની સાથે તન્મય થઈશુ? એકનિષ્ઠા કયા રૂપ પર રાખીને તેને કેવી રીતે દૃઢ કરીશુ? આ બધી વિસગતિમાંથી અને ચચળતામાથી અનુસંધાન કેવી રીતે સાધી શકીશુ? તેથી ભક્તિભાવનાની અને વિકાસની દૃષ્ટિથી એવી પ્રાર્થનાઓનો કે સ્તવનભજનનો વિશેષ ઉપયોગ ન થતા તેટલા વખત પૂરતી કેવળ ગભીર, શાત અને કંઈક અશે ભાવમય સ્થિતિ નિર્માણ કરવામાં તેનો જે થોડો ઘણો ઉપયોગ થાય તેટલો જ આ અસર પણ દરરોજના મહાવરાથી બધ થાય છે, અને વખત જતાં તે એક પ્રકારનો ભાવશૂન્ય કર્મકાંડ બની જાય છે.

તેથી આપણી પ્રાર્થના, સ્તવન, ભજન વગેરે કોઈ પણ પદ્ધતિમાં ભક્તિ અને ઉપાસનાનો વિચાર થવો જોઈએ વિકાસ અને એકનિષ્ઠાનો પણ તેમાં વિચાર હોવો જોઈએ સંતમહાત્માઓના ભક્તિ, વૈરાગ્ય કે જ્ઞાનપર ગીતો અથવા શ્લોકો બોલતી વખતે તેમાં આપણો ઉદ્દેશ અને પ્રયત્ન તેના અર્થ સાથે અને અર્થ પરથી સ્થિતિ સાથે તન્મય થઈને તે સ્થિતિ પોતાનામા દૃઢ કરવાનો હોવો જોઈએ સતમહાત્માઓએ કેવળ મનોરંજન માટે કે તેટલા વખત પૂરતુ સાત્ત્વિક વાતાવરણ પેદા કરવા માટે ગીતો ગાયા નથી, પણ ભક્તિ, વૈરાગ્ય કે જ્ઞાનની ઉત્તાન અવસ્થામાં હૃદયમાં ભાવ સમાય નહી એવી સ્થિતિ થતા શબ્દોને રૂપે તેમના મોમાથી તે ગીતો આપોઆપ બહાર પડેલાં છે તે શબ્દોને આધારે તેમના અર્થ અને ભાવ સાથે તન્મય થઈને તે ભાવમય અવસ્થા પોતાનામાં દૃઢ કરીને જે ભૂમિકા પરથી તે મહાત્માઓના મોંમાથી એ શબ્દો નીકળ્યા તે ભૂમિકા આપણે સિદ્ધ ન કરીએ ત્યા સુધી તેમના શ્લોકોનો કે ગીતોનો યોગ્ય ઉપયોગ આપણે કર્યો એમ ન કહેવાય સ્તવન, ભજન કે ભક્તિનો કોઈ પણ પ્રકાર ઉચ્ચ ભૂમિકા

સિદ્ધ કરવાનુ સાધન છે. તેમાં અસાધારણ સામર્થ્ય છે. એ સામર્થ્ય કેવળ કલ્પનાગત નથી પણ જીવનમાં પ્રત્યક્ષ દેખાઈ આવે તેવું છે. ભક્તિ અને ઉપાસનાની દૃષ્ટિથી સંતમહાત્માઓની અનુભવની વાણીનો આપણે ઉપયોગ કરીએ તો તેમના સદ્‌ગુણો આપણામાં ઊતર્યા વગર રહેશે નહી

પરંતુ આપણામાં સ્તવન, ભજન અને પ્રાર્થનાની જે વિસગત અને અસંબદ્ધ પદ્ધતિઓ રૂઢ છે તેમાં આમાંનું કોઈ પણ પરિણામ જોવા મળતુ નથી આપણે આંખો મીંચીને રોજની આદત પ્રમાણે ગમે તેવું કશુક એક પછી એક બોલ્યા કરીએ છીએ તેના શબ્દોનો હૃદય સાથે અને અર્થનો જીવન સાથે કશો સંબધ હોતો નથી. તેજ પ્રમાણે ભાવ અને લક્ષ્યનો આપણા આદર્શ સાથે કશો સંબંધ હોતો નથી. આપણું ચિત્ત કોઈ પણ દેવદેવી પર કે તેના ગુણો પર કેન્દ્રિત થઈ શકતુ નથી — આપણે કેદ્રિત કરવા માગતા નથી. કારણ કે, આપણે જે કંઈ કરીએ છીએ તે આપણા ચિત્ત પર અને જીવન પર કોઈ વિશિષ્ટ પરિણામ ઉપજાવવાના ઉદ્દેશથી યોજનાપૂર્વક કરતા નથી, પણ કેવળ પરંપરાને અનુસરીને કરીએ છીએ

આજે આ વિષયને નિમિત્તે આ જ જાતના કેટલાક વિચારો જણાવુ છુ આપણા બધા ધાર્મિક અને આધ્યાત્મિક સંસ્કારોમાં એક-નિષ્ઠા નિર્માણ કરવાનો પ્રયત્ન જવલ્લે જ ક્યાંક જોવા મળે છે. બીજે બધે ઠેકાણે અનેક દેવદેવીઓની કલ્પનાઓ અને તેમની આરાધનાના પ્રકારોની સખ્યા વધતી દેખાય છે. ગીતાનો દશમો અધ્યાય આને માટે કેટલો જવાબદાર છે એવો સવાલ પણ મનમાં ઊઠે છે આપણા બધા જીવન પર આવી જ જાતના સંસ્કારોની છાપ જણાય છે એક ઈશ્વર પર નિષ્ઠા રાખવાનુ આપણને ગમતુ નથી, તે આપણને ભારે પડે છે. દેવદેવીઓની કલ્પનાઓ વધારવા તરફ અથવા કોઈ પણ રીતે તેમને કાયમ રાખવા તરફ જ આપણા મનનું વલણ દેખાય છે કોઈ પણ સારી કલ્પનાને કે વિશેષતાને દેવપણા સુધી લઈ ગયા વગર આપણને ચેન

પડતુ નથી. તે વિના તેની યોગ્ય કદર કર્યા જેવું આપણને લાગતુ નથી. બ્રાહ્મણ, માતા, પિતા, ગુરુ, પતિ, ગાય, સર્પ, તુલસી, વડ, પીપળો, ચંદ્ર, સૂર્ય – બધા જ આપણા દેવો એ બધા વિષેની દેવપણાની ભાવના માડ ઓછી થવા માંડી એટલામાં હિંદુસ્તાનને 'ભારત માતા' 'હિંદ દેવી' કહીને એ રૂપે તેના નકશા બનવા લાગ્યા છે દરિદ્રીઓને 'નારાયણ' બનાવવા સુધી આપણે જઈ પહોંચ્યા છીએ હવે સ્ત્રીઓ, બાળકો અને હરિજનો પર દેવ બનવાનો વારો આવવાનો સંભવ છે!

આ બધા પરથી વિચાર કરતા એમ લાગે છે કે, આપણા સંસ્કાર અને પરંપરાને લીધે આપણુ માનસ જ આવી જાતનુ બની ગયુ છે ઈશ્વર વિષે જુદી જુદી કલ્પનાઓ કરીને, તેની સાથે જાતજાતના કાલ્પનિક સંબંધો જોડીને આપણે પોતાની ભાવતૃપ્તિ સાધવાનો – મનને આનંદિત કરવાનો – ક્યારેક પ્રયત્ન કરીએ છીએ, તો ક્યારેક પોતાની કામનાઓને માટે દેવદેવીઓની જાતજાતની કલ્પનાઓ કરીએ છીએ ક્યારેક કોઈ વિશેષતાને દેવપદે લઈ જઈ બેસાડીએ છીએ, તો ક્યારેક કર્તવ્ય અને કરુણાની ભાવનાથી આપણું મન ભરાઈ જાય છે ત્યારે જેમને વિષે એ ભાવનાઓ આપણામાં પેદા થાય છે તેમનામા આપણે દેવત્વની પ્રતિષ્ઠાપના કરવા માડીએ છીએ દેવત્વની ભાવના વગર કેવળ મનુષ્ય તરીકે કોઈની સેવા કરવાનુ આપણને રુચતુ નથી. માનવીની સેવા કરવા માટે આપણું મન તૈયાર થતુ નથી, અને તૈયાર થાય તોયે છેવટે તેમા દેવપણું કલ્પ્યા સિવાય તે તેમા ટકી શકતુ નથી સાક્ષાત્કારની ભાષા વગર આપણે અધ્યાત્મ કે ઈશ્વરની બાબતમા બોલી શકતા નથી પણ આપણે આ સંસ્કારોમાંથી બહાર નીકળવુ જોઈએ આ સંસ્કારો આપણા ચિત્તમાં ગમે તેટલા ઊંડે ઘર કરી બેઠા હોય તોપણ સત્ય જ્ઞાનથી તે બધાનો સમૂળ નાશ કરવામા જ આપણું કલ્યાણ છે એમ સમજીને આપણે એ બાબતમાં હમેશ પ્રયત્નશીલ રહેવુ જોઈએ

પત્ર, ૨૦-૯-'૪૦

# ભક્તિશોધન – ૧

માનવી દુર્બળતા અને કલ્પનાશક્તિમાંથી ઈશ્વર વિષેની કલ્પના નિર્માણ થયા પછી તેમાંથી માણસ પોતાનાં દુઃખ, ਈશ્વરની आराधना, અજ્ઞાન, મુશ્કેલીઓ, અને સંકટોનું નિવારણ કરવાનો, भक्ति, वगेरे कल्पनाओ તેમ જ ધીરજ અને આશ્વાસન મેળવવાનો પ્રયત્ન કરતો આવ્યો છે. માનવપ્રકૃતિમાં જેમ જેમ સજ્જનતાની વૃદ્ધિ થવા લાગી તેમ તેમ ઈશ્વર સૌજન્યની મૂર્તિ અને પ્રેમ, વાત્સલ્ય, દયા વગેરે ગુણોનો સાગર છે એમ માણસને લાગવા માંડ્યું અને તે તેની સાથે ગાઢો સંબંધ બાંધવા લાગ્યો ઈશ્વર વિષે ભયાનકતાની, ઉગ્રતાની, કલ્પના હોય એવે વખતે માનવી મનમાં તેને વિષે પ્રેમ અને ભક્તિ ઉત્પન્ન થઈ શકતાં નથી એ કાળ દરમ્યાન તેની આરાધના કરવાનું ચાલુ હોય છે તેમાંથી જ આગળ જતાં તપની કલ્પનાઓ પેદા થાય છે ઈશ્વર પ્રકાગે વિષેની સૌમ્યતાની કલ્પનામાંથી જ આગળ જતા ભક્તિ, ઉપાસના વગેરે શરૂ થયા હશે. અવતારવાદને લીધે ઈશ્વર દુષ્ટસંહારક અને દીનવત્સલ જણાવા લાગ્યો. તે પરથી તેની ભક્તિના અનેક પ્રકારો નિર્માણ થયા તપની પેઠે ભક્તિમાં પણ કામનિક અને ઈશ્વર સાથે તદ્રૂપ થઈ જન્મમરણ-માંથી મુક્ત કરનારી – એવા ભેદ પડ્યા કામનિક ભક્તિમાંથી જ અનેક દેવતાઓની ઉત્પત્તિ થઈ. ઈશ્વરને સગુણ, સાકાર માનવા લાગ્યા પછી તેના દર્શનની ઇચ્છા, ઉત્કંઠા, વ્યાકુળતા વગેરે માનવી મનમા પેદા થવા લાગ્યા, અને એ બધાનો મોક્ષ સાથે સંબંધ જોડવામાં આવ્યો. ઈશ્વરનુ જ્ઞાન, દર્શન, સાક્ષાત્કાર. તદ્રૂપતા, તેની સાથે સમરસ થવું, તેની સાથે મળી જવું વગેરે કલ્પનાઓને લીધે ઈશ્વરનું સતત ધ્યાન, ચિંતન, અનુસંધાન રહે તે માટે તેની મૂર્તિનુ બધા ઉપચારો સાથે પૂજન,

અર્ચન, ભજન, કીર્તન વગેરે ઉપાયોનો ભક્તજનો આશ્રય લેવા લાગ્યા અવતારની કલ્પનાને લીધે ઈશ્વર અને તેની લીલાનાં વર્ણનોથી ભરેલા ગ્રંથો નિર્માણ થવા લાગ્યા તેને લઈને ભાવિકતા વધવા લાગી તેના દર્શનની ઝંખનાને લીધે પેદા થયેલી સંસાર વિષેની ઉદાસીનતામાંથી વૈરાગ્યની ઉત્પત્તિ થઈ વૈરાગ્યને લીધે પ્રેમાળ ભાવિકોના મનમાં તપના સંસ્કાર જાગ્રત થયા અને તેનું પર્યવસાન જાણીબૂજીને પોતાને કષ્ટમય સ્થિતિમાં નાખવામાં થવા માંડયું. ઈશ્વર પ્રેમસ્વરૂપ હોવા છતાં તેનાં દર્શન માટે ખાસ કષ્ટ સહન કર્યા વગર તે પ્રસન્ન થતો નથી એવી વિસંગત વિચારસરણી પેદા થઈ શ્રવણ, મનન, નિદિધ્યાસ અને સાક્ષાત્કાર એવો આ માર્ગની સિદ્ધિનો ક્રમ માનવામાં આવ્યો અને નિદિધ્યાસના અનેક ઉપાયો નીકળ્યા. નામસ્મરણ, ધ્યાન વગેરે સાધનો દ્વારા કોઈ કોઈને સાક્ષાત્કાર થયા જેવું લાગવા માંડયું. જેમને એટલાથી યશ મળ્યો નહી તે પૈકી કેટલાકે શ્રીકૃષ્ણના દર્શનનો સતત નિદિધ્યાસ રહે તે માટે પોતે રાધા બનવાનો પ્રયત્ન આદર્યો રાધાની પ્રેમભાવના પોતાનામાં ઉતારવા માટે હાવભાવ, પહેરવેશ, ભાષા વગેરે બધી બાબતોમાં તેઓ રાધાનું અનુકરણ કરવા લાગ્યા તેમાથી તે જાતના પંથો નીકળવા લાગ્યા. ઈશ્વરને પ્રેમસ્વરૂપ માનતાં માનતાં કેટલાક તેને સત્–ચિત્–આનંદ માનીને તે કલ્પનામાંથી આનંદ મેળવવા લાગ્યા

दर्शन-साक्षात्कारनुं परीक्षण

ભક્તિની આ જાતની કલ્પનાઓને લીધે આપણો કંઈક અંશે એકાંગી વિકાસ થયો ખરો; પરંતુ તેથી માનવી પૂર્ણતા સાધવા માટે જે માર્ગ લેવાની જરૂર હતી તે આપણને સૂઝ્યો નહીં. કદાચ તે સૂઝવા જેવી પરિસ્થિતિ આપણી તે કાળે નહી હોય માનવતાના સર્વાંગી વિકાસને આપણા જીવનનું ધ્યેય આપણે સમજ્યા હોત તો ગમે તે ઉપાયે ઈશ્વરનો નિદિધ્યાસ રાખીને તે વિષેની કલ્પનામા તદ્રૂપ થવામાં આપણને કૃતાર્થતા ન લાગત. શ્રીકૃષ્ણના દર્શન માટે વિવેકહીન સાધનોની પાછળ આપણે ન પડયા હોત નિદિધ્યાસથી ઈશ્વરસાક્ષાત્કાર

જેવું લાગ્યા પછી પણ આપણે તે અનુભવને વિવેકથી તપાસ્યો હોત તો આપણને દેખાત કે તે સાક્ષાત્કાર ઈશ્વરનો નથી પણ નિદિધ્યાસ અને અનુસંધાન દ્વારા ઈશ્વર વિષેની જે કલ્પના આપણે પોતાના ચિત્ત પર ઠસાવતા હતા તે કલ્પનાનો તે આભાસ હતો. તે કલ્પનાને રંગ, રૂપ, ભવ્યતા, અદ્ભુતતા વગેરે બધું જ આપણે આપ્યુ હતુ તેના જનક આપણે જ છીએ એ હકીકત વિચાર કરતાં આપણા ધ્યાનમાં આવી હોત આવી જાતનો આભાસ એકાદ વખત કે વારવાર થાય તોય તેથી કંઈ માનવતાની પૂર્ણતા થઈ શકતી નથી એ વાત વખતસર આપણા ધ્યાનમાં આવી નહી અને તેથી જ જીવન વિષેના એકાંગી વિચારને લીધે વિવેકહીન અને પુરુષાર્થહીન કલ્પનામાં આપણે ખરી ભક્તિથી ઘણે જ દૂર તણાયા

ભક્તિ અને ઉપાસનાના સાચા લક્ષણો

જીવનમાં આપણને ઈશ્વરવિષયક શ્રદ્ધાની, ભક્તિની અને નિષ્ઠાની ઘણી જરૂર છે પરંતુ એ બધાંમાં જે પ્રમાણમા વિવેક, પુરુષાર્થ અને વ્યાપકતા હશે તે પ્રમાણમાં તે ભાવનાઓ આપણને કૃતાર્થ કરી શકશે. ઈશ્વરવિષયક પ્રેમથી આપણા ચિત્તમાં કેવળ અષ્ટ સાત્ત્વિકભાવો જાગ્રત થાય અથવા તે ભાવોના અતિરેકથી આપણને તદ્રૂપતા કે મૂર્છા આવે તો તેનાથી ભક્તિની પરિસીમા થઈ જતી નથી. આ બધાં લક્ષણો કદાચ આપણી દુર્બળતાના લક્ષણો ઠરવાનોય સંભવ છે તદ્રૂપતાથી આપણે પરમેશ્વર સાથે સમરસ થઈએ છીએ અને તેને લીધે આપણું તેનામા સમર્પણ થઈ આપણને મોક્ષની પ્રાપ્તિ થાય છે એવી માન્યતા અને શ્રદ્ધાને લીધે આ અવસ્થા ઘણી શ્રેષ્ઠ માનવામાં આવી છે પરંતુ આમા ઘણો વિચારદોષ હોય એમ લાગે છે. વિશ્વમા અપરપાર ભરેલી શક્તિમાથી નિર્માણ થયેલા, 'હું' રૂપે માનેલા, શરીર, બુદ્ધિ અને મનસહિત ચૈતન્ય દ્વારા માનવી કર્તવ્યો પાર પાડતા રહેવામા ભક્તિની પરિસીમા છે. વિશ્વશક્તિના પ્રમાણમાં આપણે જોકે અણુપ્રમાણ છીએ તોપણ એ અણુ તેનો જ અંશ હોવાથી પરમાત્માના જે સાત્ત્વિક ગુણો આપણે

કલ્પીએ છીએ તે બધા આપણામા પણ અંશરૂપે છે જ એ ગુણોનો ઉત્કર્ષ અને તેની પૂર્ણતા સાધવાનો પ્રયત્ન કરવો એ ભક્તિનુ સાચુ લક્ષણ છે પરમાત્મામા દયા, ન્યાય, વાત્સલ્ય, ઉદારતા, પ્રેમ, ક્ષમા વગેરે ગુણો છે એમ આપણે કહીએ છીએ જગતમા બધે પસરેલી માનવજાતિમાય આ સદ્‌ગુણો હોય એવી આપણે અપેક્ષા રાખીએ છીએ તો તે જ સદ્‌ગુણો આપણામા લાવવા, તેમનો વિકાસ કરવો અને આ પ્રયત્નમા જ વિશ્વશક્તિના સાત્વિક તત્ત્વ સાથે સમરસતા સાધવી એ જ સાચી તદ્રુપતા નથી શુ ? આપણામાં અનેક શક્તિઓ અને ગુણો સુપ્તપણે વાસ કરે છે, એ પૈકી જે જે શક્તિ અને ગુણ જાગ્રત કરવાનો અને વધારવાનો આપણે પ્રયત્ન કરીએ તે બધા આપણી દ્વારા પ્રકટ થતા રહે એવો ઇશ્વરી નિયમ છે સૃષ્ટિનો એ ધર્મ છે હાર્મોનિયમની કે કોઈ તંતુવાદ્યની જે પટ્ટી દબાવીએ તેને અનુરૂપ સૂર જ તેમાથી નીકળવા લાગે છે. એ જ નિયમ પ્રમાણે માનવરૂપે વ્યાપાર કરતી વિશ્વશક્તિના – પરમાત્માના – અંશમાંથી આપણા સંકલ્પ અનુસાર પરમેશ્વરી શક્તિનુ અને ગુણોનુ સતત પ્રકટીકરણ થતુ રહે છે. એમા જ ખરી માનવતા, સમર્પણ અને સમરસતા છે વિશ્વશક્તિનો કારભાર અનેક પ્રકારે અને અખંડપણે ચાલુ છે તે કારભારમાથી આપણે ભાગે આવેલુ કાર્ય આપણે પણ અખંડિતપણે કરતા રહીએ એમા જ પરમેશ્વરની સાચી ઉપાસના છે

**भक्तिनी भूलभरेली मान्यताथी तपनी प्रवृत्ति**

ઇશ્વર વિષેની પોતાની જ કલ્પના સાથે તદ્રુપતા સાધવાથી, ચિત્તને કેટલોક સમય નિર્વ્યાપાર કરવાથી, અથવા ભક્તિના કાલ્પનિક આનંદમા મગ્ન કે બેહોશ થવાથી, માનવતાની પૂર્ણતા થઈ શકતી નથી પોતાની જ કલ્પનામાં રમ્યા કરવાના કે તન્મય થવાના આનંદ અને સમાધાનના તે પ્રકારો છે તે માટે જે પ્રમાણમાં આપણે પોતાનામાં વ્યાકુળતા નિર્માણ કરી હશે, જે પ્રમાણમા પોતાનુ જીવન જાણીબૂજીને કષ્ટમય કર્યું હશે તે પ્રમાણમા તેની પ્રતિક્રિયારૂપે આપણામાં

આનંદ, પ્રસન્નતા કે શાંતિ જણાવા લાગે છે, અને ફરી ફરીને આનંદમય કલ્પના કરીને તે જ સ્થિતિ રાખવાનો પ્રયત્ન કરવાથી તે કેટલીક વખત રહી શકે છે એમાં શંકા નથી પરંતુ આ સ્થિતિનું પરીક્ષણ કરતાં, તેનો કાર્યકારણ ભાવ તપાસતાં, એ ઈશ્વરપ્રાપ્તિનો આનંદ નહીં પણ આપણે પોતે નિર્મેલી આપણી કષ્ટમય સ્થિતિનું અને આપણી કલ્પનાનું પરિણામ છે એમ જણાશે જન્મમરણની ધાસ્તીને લીધે, વૈરાગ્ય અને ભક્તિ-પ્રધાન ગ્રંથોના વાચનથી, ભાવનાશીલ માણસના મનમાં ઈશ્વરપ્રાપ્તિની ઝંખના પેદા થાય છે. તેમાં ઈશ્વર વિષેનાં જ્ઞાન અને પ્રેમનો ભાગ ઘણો જ અલ્પ હોય છે અને ભય અને કલ્પનાનો ભાગ જ વિશેષ હોય છે. ઈશ્વરવિષયક પ્રેમના આનંદને લીધે સંસારનાં સુખસગવડની જરૂર માણસને લાગતી ન હોય, તે સુખસગવડ વિના માણસ આનંદ, ઉલ્લાસ અને ઉત્સાહમાં પુરુષાર્થી જીવન ગાળી શકતો હોય, તો ઈશ્વરવિષયક પ્રેમ અને આનંદ જીવનમાં અત્યંત જરૂરી ઠરે એમાં શંકા નથી. પરંતુ ઈશ્વર-વિષયક પ્રેમ અને વૈરાગ્યનો જેમનામાં સંચાર થયો છે એવા માણસો જરૂરી સુખસગવડોનો આગ્રહપૂર્વક પરાણે ત્યાગ કરીને ભક્તિ, વિહ્વળતા વગેરે વધારવાનો જ્યારે પ્રયત્ન કરે છે ત્યારે તેમનામાં ભક્તિ, પ્રેમ વગેરેના ઉત્કર્ષને લીધે જે સહજ શાંતિ અને પ્રસન્નતા આવવી જોઈએ, તે ન આવતાં તેને બદલે આવશ્યક કર્મો અને કર્તવ્યોનો ત્યાગ કરવાથી જાણીબૂજીને બનાવવામાં આવેલા એકાંગી, એકાંતિક, કષ્ટમય જીવનની અસહ્યતા જ તેમને ઉત્તરોત્તર વધારે ને વધારે જણાવા લાગે છે. એ અસહ્યતાને લીધે થનારી વ્યાકુળતા ઈશ્વરવિષયક પ્રેમને લીધે જ નિર્માણ થયેલી છે, એવી ભ્રામક સમજણ તેમનામાં પેદા થાય છે. ભક્તિની ખોટી સમજણને લીધે આગ્રહપૂર્વક ત્યાગ અને તપનો માર્ગ સ્વીકારવાથી પોતાની દિશાભૂલ અને પોતાની માનસિક સ્થિતિના કાર્યકારણભાવ તેમના લક્ષમાં આવતાં નથી એવી સ્થિતિમાં એક તો તેમને ઈશ્વરી સાક્ષાત્કારનો ભ્રમ કે આભાસ થયા વગર, અથવા તો તેમણે તે વિષેનો દંભ શરૂ કર્યા વગર પોતે જ નિર્મેલા કષ્ટમય જીવનમાંથી તેમનો છુટકારો થતો નથી. આવી

જાતના ઘણાખરા ભક્તોનુ પહેલું જીવન ત્યાગમય તો પાછળનુ વિલાસ વૈભવવાળુ અને આરામવાળું જોવામાં આવે છે ઈશ્વરી પ્રેમ અને નિષ્ઠા જેમના હૃદયમાં હોય તેમનામાં બીજાઓ કરતા અધિક શાંતિ, પ્રસન્નતા, ઉત્સાહ સહેજે હોવા જોઈએ સાદા જીવનમા જ તેમને સંતોષ થવો જોઈએ પોતાની દરેક શક્તિનો અને વિશેષતાનો ઉપયોગ નિરહંકારપણે ઈશ્વરાર્પણબુદ્ધિથી કરતા રહેવામા તેમને સ્વાભાવિકપણે જ કૃતાર્થતા લાગવી જોઈએ પ્રેમ કે નિષ્ઠા માટે પોતાનુ જીવન પ્રયત્નપૂર્વક કષ્ટમય બનાવવાનુ તેમને કારણ નથી

साक्षात्कार वगेरे कल्पनामा रहेलो विचारदोष

ઈશ્વરસાક્ષાત્કાર આત્મસાક્ષાત્કાર, બ્રહ્મસાક્ષાત્કાર કે દર્શન ઈશ્વરી દિવ્ય પ્રેમ, પરમેશ્વરી આનંદ, ઈશ્વરજ્ઞાન, આત્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાન, વગેરે પૈકી કોઈ પણ અનુભવની પ્રાપ્તિ ગુરુકૃપાથી, તપથી કે ભક્તિથી સાધકને વીજળીના ઝબકારાની માફક એકદમ થાય છે, માયાનો પડદો એકદમ સરી પડે છે, એવી જાતની માન્યતા અને શ્રદ્ધા આપણામાં ચાલતી આવી છે, પરંતુ તેમા સત્યનો લેશ પણ નથી ઊલટું, તેમા ભ્રમ છે એવુ આ બાબતનો અનુભવ તપાસતાં સમજાય છે ઈશ્વર, આત્મા કે બ્રહ્મનો સાક્ષાત્કાર કે દર્શન થઈ શકે એવાં સ્થૂળ તત્ત્વો તે નથી અથવા તે આપણાથી ભિન્ન નથી. તેથી આપણું આપણને જ્ઞાન થાય છે, દર્શન થાય છે, કે આપણો જ આપણને સાક્ષાત્કાર થાય છે અથવા 'હું કોણ' એ આપણે ઓળખી શકીએ છીએ એમ માનવુ એ એક પ્રકારનો ભ્રમ છે, અને આપણને દર્શન કે સાક્ષાત્કાર થયો છે એમ માનવું એ મહાભ્રમ છે એ બધા આપણા ચિત્તની જ વૃત્તિનિવૃત્તિના પ્રકારો છે ચિત્તના અભ્યાસથી અને તેમા થયેલા અનુભવના નિરીક્ષણથી વિવેકી માણસ આ બધા પ્રકારો ઓળખી શકે છે, અને માનવી પૂર્ણતાની દૃષ્ટિથી તેમની ઉપયુક્તતા કે અનુપયુક્તતા જાણી શકે છે

**समरसतानो जीवननी दृष्टिथी विचार**

ઈશ્વર, આત્મા, કે બ્રહ્મની કલ્પનાની સાથે ચિત્તની તાદાત્મ્યતા સાધવાથી અથવા છેવટે ચિત્તને નિર્વ્યાપાર કરવાથી તે તે તત્ત્વોની પ્રાપ્તિ થાય છે, તેમનુ જ્ઞાન થાય છે અથવા તેમની સાથે સમરસતા સધાય છે એ માન્યતામાં વિચારદોષ લાગે છે. જે જે તત્ત્વો સાથે તાદાત્મ્ય કે સમરસતા સાધવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ તે તે તત્ત્વમાં માનેલા ગુણો આપણામાં ઊતરતા હોય તો જ તાદાત્મ્ય કે સમરસતા સાધવાનો આપણો પ્રયત્ન યોગ્ય છે એમ કહી શકાય. ઈશ્વર સાથે સમરસતા સાધ્યા પછી પણ જો આપણામાં પુરુષાર્થ અને સમતા ન આવે; દયા, ન્યાય, ઉદારતા, પ્રેમ, ક્ષમા, વાત્સલ્ય વગેરે ગુણો આપણામાં પૂરેપૂરા ન ઊતરે, અખંડ સત્કર્મપરાયણતા આપણામાં ન વ્યાપે, તો તે તાદાત્મ્યની અને સમરસતાની માનવી પૂર્ણતાની દૃષ્ટિથી કશી કિંમત માની શકાય નહીં. વરાળની જડ શક્તિ દ્વારા, મોટી નદીઓમાંથી કાઢેલી નહેરો દ્વારા કે કોઈ જલસંચય દ્વારા પણ યોજનાની મદદથી પ્રચંડ કાર્યો કરાવી શકાય છે, તો ચૈતન્યના અપરંપાર સાગર એવા પરમાત્મા સાથે – બ્રહ્મ સાથે – આપણે એકરૂપ કે સમરસ થયા પછી આપણી દ્વારા પણ એ મહાચૈતન્યને શોભે એવાં કાર્યો થતાં રહે એ જ અકંદરે બધી દૃષ્ટિથી સુસંગત અને યોગ્ય લાગે છે

શ્રદ્ધા, ભક્તિ, નિષ્ઠા – આ શ્રેષ્ઠ અને પવિત્ર ભાવનાઓમાં અસાધારણ સામર્થ્ય છે જે પ્રમાણમાં આપણામાં સંયમ, પુરુષાર્થ, સદ્ભાવના અને સદ્ગુણ હોય તે પ્રમાણમાં તે સામર્થ્ય પ્રકટ થાય છે સારાંશ, જે પ્રમાણમાં આપણામાં ધર્મ હશે, જે પ્રમાણમાં આપણુ જીવન ધર્મમાર્ગે ચાલતુ હશે તે પ્રમાણમાં આપણી ભાવનાઓના પ્રભાવનો અનુભવ આપણને થવાનો. ધર્મમાં સામર્થ્ય લાવવાનુ કામ શ્રદ્ધાનુ છે, ધર્મને ગતિ આપવાનુ કામ ભક્તિનું છે અને ધર્મમાં તેજ લાવવાનુ સામર્થ્ય નિષ્ઠામાં છે એ ધ્યાનમાં લઈ આપણે શ્રદ્ધા, ભક્તિ અને નિષ્ઠાને આપણા જીવનમાં યોગ્ય મહત્ત્વ આપવું જોઈએ.

# ૧૦

# ભક્તિશોધન-૨

**ત્યાગ અને વૈરાગ્યનો भेद**

આપણા લોકોમા ભક્તિ અને આરાધનાની જુદી જુદી કલ્પનાઓ અને પદ્ધતિઓ પ્રચલિત છે તે દરેક કેવી રીતે અને ક્યારે નિર્માણ થઈ હશે એ ખાતરીપૂર્વક કહી શકાય તેમ નથી. છતાં તે કલ્પના સમાજમા કે લોકમાનસમા પેદા થવાનાં સાધારણપણે કારણો શાં હશે તે વિષે કંઈક અદાજ કરી શકાય તેમ છે માણસ ઓછોવત્તો સમૂહમાં રહેવા લાગ્યા પછી તેના ચિત્તમાં આરાધનાનો ભાવ પેદા થયો હશે તે કાળે આરાધનાનુ સ્વરૂપ સામૂહિક હોઈ તેમા સામૂહિક હિતનો – ઓછામાં ઓછુ પોતાના સમુદાયના હિતનો – હેતુ તો હશે જ ત્યાર પછી વ્યક્તિગત દુ:ખશમન માટે પણ આરાધનાની પદ્ધતિ ચાલુ થઈ હશે. આરાધનામાં વૈરાગ્યનો ભાવ નહી પણ દુ ખશમન અને સુખપ્રાપ્તિનો હેતુ હોય છે પુનર્જન્મની કલ્પના પછી તપની અને તપમાથી ત્યાગ અને વૈરાગ્યની કલ્પના નિર્માણ થઈ હશે તપમા પણ આગળ જતાં ઐહિક અને પારલૌકિક એવા ભેદો જણાઈ આવે છે મોક્ષની કલ્પના પછી તેમાંથી જ પારમાર્થિક હેતુવાળા તપનો વિચાર પેદા થયો ત્યાગ અને વૈરાગ્યની કલ્પનાનું નિરીક્ષણ કરતા જણાઈ આવશે કે મનમા કામના હોઈ તે આ જન્મમા કે હવે પછીના જન્મમા પૂર્ણ થાય એ ઇચ્છાથી અને આશાથી આચરવામાં આવતા સંયમમાં અને કડક વ્રતમાં વૈરાગ્ય નથી હોતો પણ તેટલા વખત પૂરતી ત્યાગની ભાવના હોય છે અને ચાલુ કે હવે પછીના જન્મ માટે પણ બાહ્ય સુખોપભોગની ઇચ્છા ન કરતાં તેનો કાયમનો ત્યાગ કરવામાં વૈરાગ્યની ભાવના હોય છે. આ પરથી ત્યાગમાં બહુ તો પારલૌકિક અને વૈરાગ્યમાં કેવળ પારમાર્થિક હેતુ હોય છે

દુઃખને પ્રસંગે 'ઇશ્વરેચ્છા', 'પ્રારબ્ધ' જેવા શબ્દો ઉચ્ચારીને પોતાના મનનું સમાધાન કરી લેવાની તેને ટેવ પડી છે એનું પણ આ જ કારણ છે આપણાં દુઃખો, મુશ્કેલીઓ અને સંકટો માટે યોગ્ય ભૌતિક ઉપાય આપણે જાણતા નથી સમુદાયની આપણને મદદ નથી. 'જગતમાં કોઈ કોઈનું નથી,' એ નિરાશામય સૂત્ર અનુસાર આપણા બધાનું જીવન ચાલતું આવ્યું છે. આજે પણ જે ઇશ્વરભક્તિના અને ધાર્મિકતાના પ્રકારો આપણામાં જોવા મળે છે, તેમનો વિચાર કરતાં તેમાં ભક્તિ કે ઇશ્વર-વિષયક પ્રેમ જ નથી હોતો પણ પોતાની ઇચ્છાપૂર્તિને માટે ચાલતી આવેલી દેવતાની આરાધના જ દેખાય છે. દેવતાનો આરાધક તે દેવતાને પરમેશ્વરનું સર્વશ્રેષ્ઠ સ્વરૂપ માનતો હોય તોય આરાધનાની આખી પદ્ધતિ પરથી પરમાત્માની વિશાળ કલ્પના આપણને સદતી નથી એમ સ્પષ્ટપણે દેખાઈ આવે છે. તેથી જ આપણા સમાજમા સંકુચિત સ્વરૂપના સ્થળ-દેવતા, જળદેવતા, કુળદેવતા, જ્ઞાતિ કે સમુદાયના દેવતા, એમ જુદા જુદા સંકુચિત સ્વરૂપના, અધિકારના અને સામર્થ્યના દેવતાઓ વિષેની કલ્પનાઓ રૂઢ થઈ છે. જ્ઞાતિ છોડીને સમાજ વિષેની કલ્પના કરવી જેમ આપણી શક્તિની બહાર છે, તે જ પ્રમાણે દેવતા કરતાં અધિક વ્યાપક ઇશ્વર વિષેની કલ્પના આપણને માફક આવતી નથી આપણામાં મહાન સામુદાયિક ભાવ પેદા થતો નથી તેનું કારણ આપણી સંકુચિત આરાધના પણ છે એમા શંકા નથી આપણી સકામ ભક્તિ આના મૂળમાં છે તેમાથી જ દેવતા, મૂર્તિપૂજા અને કર્મકાંડની વૃદ્ધિ થયેલી છે પણ નિષ્કામ મનાતી ભક્તિનો વિચાર કરીએ તો તેમાં પણ આપણી અસમર્થતા, પંગુતા અને દુર્બળતા જ કારણ હશે એમ લાગે છે. સંસારમાં અડચણો, સંકટો કે મરણ પછી થનારી યાતનાઓ, જન્મમરણનો ભય, અને એ બધાની સાથે મોક્ષની અભિલાષા વગેરે બાબતો આપણા નિષ્કામ ભક્તોના વૈરાગ્યનાં કારણો હતાં એમ જણાઈ આવે છે. 'ઇશ્વર વિષેના પ્રેમને લીધે સંસાર નીરસ લાગ્યો હોય અને તેના સુખ વિષે અંતરમાથી સ્વાભાવિક વૈરાગ્ય ઉપજ્યો હોય એવા માણસો આપણામાં મળવા મુશ્કેલ છે. તેમનામાં ત્યાગ

હશે પરંતુ વૈરાગ્ય ભાગ્યે જ દેખાશે અને તેથી જ ભક્તિના પહેલા આવેશમા ત્યાગી અને તપસ્વી બનીને રહેનારી વ્યક્તિઓ કાળાતરે ગુરુ અને મહંત બન્યા પછી સુખભોગી અને વૈભવપ્રિય બનેલી દેખાઈ આ છે. સમર્થ રામદાસ કહે છે

> ससारतापें तापला। त्रिविध तापें जो पोळला।
> तोची एक अधिकारी झाला। परमार्थासी॥
>
> दासबोध ३–६–७

(જે સંસારના દુ:ખથી તપ્ત થયેલો છે, આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક–ત્રણ પ્રકારના તાપથી જે બળેલો છે તે જ કેવળ પરમાર્થનો અધિકારી થાય છે) પરમાર્થની લાયકાત વિષે આપણા મહાત્માઓની આ જાતની સમજણ હતી એમ ગ્રંથો પરથી દેખાઈ આવે છે. સમાજવ્યવસ્થા જ્યારે સારી નથી હોતી, પ્રાકૃતિક બાહ્ય કારણોથી આવનારાં સંકટો દૂર કરવાની શક્તિ જ્યારે સમાજમાં નથી હોતી, પ્રામાણિક માર્ગે મહેનત કરવા છતા જ્યારે પોતાનો અને પોતાના સ્ત્રીબાળકોનો નિર્વાહ ચલાવવો કઠણ હોય છે, ત્યારે સમાજમાં એક બાજુથી ખોટો વૈરાગ્ય અને બીજી બાજુથી અનેક દુર્ગુણો વધી પડે છે. આખું વરસ મહેનત કરીને મેળવેલુ ધન આપણને નિરાતે અને વ્યવસ્થિતપણે ભોગવવા મળશે એવી જ્યાં ખાતરી નથી હોતી, જ્યાં સંકટમા કોઈ કોઈને મદદ કરતુ નથી, જ્યાં પ્રેમ, વિશ્વાસ ને એકતાની લાગણી નથી, બધાનુ રક્ષણ કરવાનુ કે ન્યાય કરવાનુ સામર્થ્ય જ્યાં નથી, તે સમાજમા સસારસુખની બાબતમાં નિરાશા, ઉદાસીનતા વગેરે વિશેષ જણાય તો નવાઈ નહીં. તે જ પ્રમાણે તે જ સ્થિતિમાં બીજી બાજુએ સમાજમા અન્યાય ને અત્યાચારની વૃદ્ધિ થાય તો તેમાં પણ કશી નવાઈ નથી સામાજિક દૃષ્ટિથી આ અત્યત અવનત અને લાચારીની અવસ્થા છે એમાં શંકા નથી. તેમાથી જ કોઈ ભક્ત તરીકે પ્રખ્યાત થાય એટલે તે, પોતાના અનુયાયીઓનો એક પથ નિર્માણ કરે છે, તે પથ ભિક્ષા પર કે મઠ, મંદિર, દેવસ્થાન ને ઇનામ પર

ચાલતો રહે એવી જોગવાઈ કરે છે, પણ જે સમાજસ્થિતિ પોતાની પંગુતાનું, વૈરાગ્યનું અને ભક્તિનું કારણ બની તેને સુધારવાનો પ્રયત્ન ઘણે ભાગે કોઈ કરતું નથી આવી સ્થિતિમાં જેમ જેમ સાધુસંપ્રદાયો વધતા ગયા તેમ તેમ આપણે વધારે ને વધારે ધાર્મિક થઈએ છીએ, આપણામાં ભક્તિ અને જ્ઞાનની વૃદ્ધિ થાય છે એવો ખોટો ખ્યાલ અને અભિમાન આપણામાં વધતાં ગયાં. એને પરિણામે જીવનને આવશ્યક અને ઉન્નત કરનારા કર્મમાર્ગની અને ગૃહસ્થાશ્રમની અવહેલના થવા લાગી અને આજે આપણે વધારે ને વધારે પંગુ અને અસમર્થ થઈ રહ્યા છીએ

**દેવદેવતાની વૃદ્ધિને લીધે આવેલી પંગુતા**

વેદ ને ઉપનિષદ જેવું મહાન તત્ત્વજ્ઞાન આપણા દેશમાં ઘણા જૂના કાળથી પ્રચલિત છે, રામાયણમહાભારત જેવા કીમતી ગ્રંથો હજારો વર્ષથી આપણે ત્યાં વંચાતા અને સંભળાતા આવ્યા છે, તોય આપણામાં સામુદાયિક ભાવ નિર્માણ થતો નથી, આપણો સમાજ સમર્થ બનતો નથી. જીવનને જરૂરી એવો બોધ તે તત્ત્વજ્ઞાન અને બહુમૂલ્ય ગ્રંથોમાંથી ન લેતાં આપણે આપણી દુર્બળતાને લીધે તેમ જ આપણી જરૂરિયાતો પૂરી કરવા માટે જોઈતા જ્ઞાન, સામર્થ્ય વગેરેના અભાવને લીધે આપણે અવતારવાદી, દેવતાવાદી અને કર્મવાદી બનીને તેમાંથી કેવળ મૂર્તિની પૂજા અને આરાધના કરનારા બન્યા છીએ મૂર્તિ જ આપણો પરમેશ્વર બની છે. આપણા દેશના કરોડો લોકો હજુ પણ ભૂતપિશાચની પૂજા કરે છે. ગાય, બળદ, સર્પ જેવા પ્રાણી; વડ, પીપળો, શમી, ઉંબરો, તુળસી જેવાં ઝાડ તથા છોડ, વગેરેનું કામનિક પૂજન હજી આપણામાં ચાલુ છે. આ સ્થિતિમાંથી જેમને કમાણી થાય છે તેઓ જ ધર્મોપદેશક બનીને આ સ્થિતિ કાયમ રાખવાનો પ્રયત્ન કરે છે આ બધામાં આજે પણ આપણી દુર્બળતા અને અજ્ઞાનનો સાક્ષાત્કાર થાય છે.

પહેલાનાં અગણિત દેવતાઓ અને દેવસ્થાનો હોવા છતાં તેમાં હજુ પણ વધારો ચાલુ જ છે. પ્રામાણિક અને સદાચારી ગૃહસ્થાશ્રમી

માણસને સમાજમાં કોઈ પ્રતિષ્ઠિત માનતું નથી પરંતુ જેણે સંસાર છોડયો છે એવાને અને પોતાને ભક્ત કહેવડાવનારને બહુજનસમાજ પૂજ્ય માનવા લાગે છે. તેની આજુબાજુ અનુયાયીઓ ભેગા થવા માંડે છે. લોકોને એક નવીન આરાધ્ય વિષય મળે છે. તેની કૃપાથી પોતાનો યોગક્ષેમ ચાલે છે કે ચાલશે એવી શ્રદ્ધા તેઓ રાખે છે. થોડા જ દિવસમા તે ભક્ત મહાત્મા બને છે, ગુરુ બને છે આવી રીતે ભાવિકોની વધતી જતી ભક્તિને લીધે વખત જતાં તે ભક્ત ભગવાન બને છે. તેનુ મૃત્યુ થતા જ તેના જીવતાં તેનામાં જે સામર્થ્ય ન હતુ તે તેના મડદામા, મડદું બળી જતા રાખમા અને રાખમાથી પથ્થરમાટીની તેની સમાધિમાં અથવા તેના નામથી સ્થાપન કરાયેલી પાદુકામા કે મૂર્તિમા, એવા ક્રમથી વધતાં વધતાં છેવટે ત્યાં જ સ્થિર થાય છે. અને તે સમાધિમાં કે મૂર્તિમાં બેસીને તે મહાત્મા એટલે મરેલો માણસ જગતનો – ઓછામા ઓછુ પોતાના ભક્તોનો તો ખરો જ – યોગક્ષેમ ચલાવે છે, એવી શ્રદ્ધા સમાજમાં રૂઢ થાય છે. તે એક દેવસ્થાન કે જાત્રાનુ ધામ બને છે. જેમને જેમને ભાવિકો કે જાત્રાળુઓ તરફથી દ્રવ્યલાભ થાય છે તે, તેઓ બધા તે સ્થાનનુ માહાત્મ્ય વધારે છે. પરંતુ સૌથી નવાઈની અને દુ:ખની વાત તો એ છે કે જૂનાં અને આવી રીતે દર સાલ વધતાં જતાં દેવતાઓ, દેવસ્થાનો અને ભગવાનના અવતારો, બધાંના ભેગા થયેલા સામર્થ્યથી પણ આપણાં દારિદ્ય અને અજ્ઞાન નાબૂદ થતાં નથી આપણી પંગુતા દૂર થતી નથી આપણામાં પુરુષાર્થ આવતો નથી આપણી યોગ્ય જરૂરિયાતો પ્રામાણિકતાથી પૂરી કરી શકાય એવી શક્તિ આપણામા આવતી નથી. એટલુ જ નહી પણ સાદી માણસાઈ પણ હજુ આપણામા આવતી નથી બહુજનસમાજની આજે આવી દશા છે

દુર્બળ માણસ પોતાના આધારો વધારે તેથી સબળ થતો નથી. તેમાંય કાલ્પનિક આધારોથી તો ઊલટુ તેની દુર્બળતા જ વધે છે આપણા સમાજની આવી જ સ્થિતિ છે આપણે હજુ માનવતાને મહત્ત્વ આપતા નથી. દેવત્વ કે દેવતાપણું આપણને પ્રિય લાગે છે કઈક

વિશેષતાનો આભાસ થતાં આપણે પોતાને શ્રેષ્ઠ માનવા લાગીએ છીએ કામનિક લોકો આપણી પાછળ પડીને આપણને એકદમ પૂજ્ય અને દેવતા બનાવે છે. પથ્થરને સિંદૂર ચોપડીએ કે જેમ તેનો બજરંગ બને છે તેમ જ જેને બરાબર સંસાર ચલાવતા આવડતું નથી, પોતાની યોગ્ય જરૂરિયાતો પ્રામાણિક માર્ગે પૂરી કરવા જેટલુંય જ્ઞાન, શક્તિ ને પુરુષાર્થ જેનામાં નથી તેને સમાજ આરાધ્ય બનાવે છે. કારણ લોકોને કામનાપૂર્તિ માટે દેવતાની જરૂર હોય છે. એમને મન શુદ્ધ-ચિત્ત, સદાચારી કર્મમાર્ગી ગૃહસ્થાશ્રમી માણસની કિંમત શી હોય? આ જાતની સામાજિક અને ભાવિક મનોરચનાને લીધે આપણામં. દેવતાપદ પ્રાપ્ત કરવું સહેલું છે, પણ માણસ બનવું કઠણ છે. ભાવિકોની શ્રદ્ધાને લીધે જ્યાં પથ્થરમાં પણ દેવપણું આવે છે ત્યાં આપણામાં મનુષ્યત્વ આવે તે પહેલાં ભાવિકો આપણને દેવતા કે ભગવાન બનાવે તો તેમા નવાઈ શી? પણ માનવતાની દૃષ્ટિથી આ સ્થિતિ બંને બાજુથી ઘણી હીનતાની, અજ્ઞાનની અને દુર્બળતાની દર્શક છે. આ સ્થિતિને લીધે જ ધર્મ અને ઈશ્વરને નામે સમાજમાં દંભ ચાલતો આવ્યો છે, અને દિવસે દિવસે સમાજમાંથી પુરુષાર્થ નાશ પામતો આવ્યો છે.

સારાંશ, ઉચ્ચ તત્ત્વજ્ઞાન, બહુમૂલ્ય ગ્રંથો, લાખો દેવતા અને તેટલા જ દેવસ્થાનો, ઈશ્વર વિષેની સગુણ-નિર્ગુણ, સાકાર-નિરાકાર વગેરે કલ્પનાઓ, સકામ-નિષ્કામ ભક્તિ, આરાધના – એ પૈકી કશાથી પણ આપણામાં માનવતાનો વિકાસ થયો નથી. આપણે મનુષ્યત્વને મહત્ત્વ આપ્યું નહીં તેથી, માનવધર્મની કિંમત ઓળખી નહીં તેથી, અને સામુદાયિક ધ્યેયને જીવનનો આદર્શ બનાવ્યો નહીં તેથી, આજની આ અવનત સ્થિતિએ આવી પહોંચ્યા છીએ, એ વાત જો આપણે ગળે ઊતરી હોય તો તેની સાથે આ વાત પણ આપણા લક્ષમાં આવવી જોઈએ કે, આ સ્થિતિ એમ ને એમ ચાલુ રહે તો આપણાં બધાં દેવસ્થાનો, મઠ-મંદિરો, પંથો, સંપ્રદાયો વગેરે બધી જ બાબતો આપણી દુર્બળતાની, નાલાયકીની અને અજ્ઞાનની સાબિતીઓ અને સ્મારકો બનવાનો વખત પાસે આવી

પહોંચ્યો છે આપણી સંસ્કૃતિનું આપણે ગમે તેટલુ અભિમાન રાખીએ, તત્ત્વજ્ઞાનના વિષય પર આપણે ગમે તેટલુ પાડિત્ય ડહોળી શકતા હોઈએ તોપણ આપણી બધી કસોટી આપણી માનસિક સ્થિતિ પરથી, આપણા સદ્ગુણો પરથી અને આપણા દરરોજના આચરણ પરથી કરવામાં આવે છે બહુજનસમાજ આજે કઈ ભૂમિકા પર છે તે જોઈને એ પરથી સમાજની લાયકાત નક્કી થાય છે.

આ સ્થિતિ આપણને દુ ખદ લાગતી હોય અને આપણે મનુષ્ય છીએ અને મનુષ્ય તરીકે આપણે જીવવાનુ છે એમ ભક્તિનુ સાચુ સ્વરૂપ આપણને લાગતુ હોય તો વ્યક્તિગત સુખની તેમ જ ઈશ્વર વિષેના ભ્રામક ધ્યેયની કલ્પનાઓ આપણે છોડી દેવી જોઈએ. આપણે શુદ્ધ વિવેક જાગ્રત કરવો જોઈએ. આપણા પુરુષાર્થની અને સદ્ગુણોની વૃદ્ધિ થતી રહે એવુ વ્યાપક અને સામુદાયિક ધ્યેય આપણે અપનાવવું જોઈએ બધાના કલ્યાણનો માર્ગ આપણે સ્વીકારવો જોઈએ તે માટે ઈશ્વર વિષેની નિષ્ઠાને આપણે શુદ્ધ અને વ્યાપક બનાવવી જોઈએ તે નિષ્ઠામાજ ભક્તિનો અંતર્ભાવ થાય છે. તે નિષ્ઠાને જોરે જ આપણે પોતાનુ જીવન સાર્થક કરી શકીશું એવી શ્રદ્ધા આપણા અંતરમા દૃઢ થવી જોઈએ ચિત્તની શુદ્ધિ અને સદ્ગુણોની ઉપાસના અને તે ઉપાસના દ્વારા પ્રસંગાનુસાર બીજાઓ માટે પોતાના સુખનુ સમર્પણ એ જ પરમાત્માની શ્રેષ્ઠ ભક્તિ છે, એવી આપણને ખાતરી થવી જોઈએ નિષ્ઠા એ મહાન શક્તિ છે. જીવનમા કર્તવ્ય અને ધર્મને પ્રસંગે જ્યારે જ્યારે આપણું સામર્થ્ય ઓછું પડતું આપણને લાગે તે તે પ્રસગે અને તે તે ઠેકાણે આ મહાન શક્તિનો ઉપયોગ કરીને આપણે પોતાની સાત્ત્વિકતા અને સામર્થ્ય વધારી ધર્મ-માર્ગમા આગળ જવાનો પ્રયત્ન કરવો જોઈએ. તે માટે પરમ શુદ્ધ, અત્યંત વ્યાપક, મહા મગળ અને મહા સમર્થ એવી ઈશ્વરવિષયક ભાવના આપણે ધારણ કરવી જોઈએ તે આપણા હૃદયમાં ઊડે ઊતરીને આપણા લોહીમાં એકરસ થઈ ગયા પછી આપણી દ્વારા થનારા

દરેક કર્મમાં, આપણી વૃત્તિઓ અને ભાવનાઓ બધામાં, તે જ નિષ્ઠા, ભક્તિ ને શ્રદ્ધાનુ દર્શન થતું રહેશે. સદ્‌ગુણ અને સત્કર્મને રૂપે તે મહાશક્તિના અંશનુ યથાકાળે યથાયોગ્ય પ્રકટીકરણ આપણી મારફતે થયા કરશે પછી આપણને વારે વારે ઈશ્વરની સહાય માગવી નહી પડે. તે વખતે આપણા બધા વહેવારો માનવધર્મને પોષક અને સહાયક બનશે આપણુ આખું જીવન જ ધર્મમય, શ્રદ્ધામય, ભક્તિમય અને નિષ્ઠામય બની જશે ઈશ્વર સાથે તાદાત્મ્ય પામવાનો, તેને સમર્પણ થવાનો, આ જ માર્ગ છે. એમાં જ શ્રદ્ધા, ભક્તિ ને નિષ્ઠાની પરિસીમા છે. આ માર્ગ જો આપણને સિદ્ધ થાય તો વૈયક્તિક સુખની અને આનંદ-વિષયક ભક્તિની આપણી બધી કલ્પનાઓ લોપ પામશે આપણો પોતાનો ઉદ્ધાર, સમાજનો ઉદ્ધાર અને જગતનો ઉદ્ધાર એકબીજાથી જુદા નથી એવો આપણને અનુભવ થશે. આપણુ જીવન સહેજે પરમાત્મા સાથે સમરસ થયા જેવું હમેશ શુદ્ધ, ચેતનવંતુ અને વ્યાપક રહેશે. આ જ ભક્તિ, આ જ સમર્પણ અને આ જ માનવતાની પૂર્ણતા છે.

# ૧૧

# ભક્તિશોધન—૩

મહાશક્તિને શરણે

આપણા શરીરમાં જેટલી શક્તિ છે તેના કરતા સૃષ્ટિમાં એટલે કે આપણી બહાર જે શક્તિ છે તે અત્યંત પ્રચંડ અને અપાર છે; અને તે શક્તિ આગળ આપણું કાંઈ ચાલતું નથી અને ચાલશે નહીં એવું જ્ઞાન માનવ-જાતિના પ્રાથમિક કાળમાં પણ માણસને થઈ ચૂક્યું હશે. તે શક્તિના દુ:ખદાયી અનુભવને લીધે ભયભીત અને દીન બનેલા મનથી, તે શક્તિને દેવતા માની તેની આગળ પોતાની દીનતા પ્રકટ કરીને, તેની પ્રશંસા

કરીને, તેને શરણે જઈને તેનો કોપ શાંત કરવાનો પ્રયત્ન તે કાળે માણસો કરવા લાગ્યા હશે તેનો કોપ પોતાની ઉપર ફરી ન ઊતરે એટલા માટે પોતાને પ્રિય લાગતી વસ્તુઓ તેને વારવાર અર્પણ કરીને તેને સતુષ્ટ કરવાની કલ્પના તે જ વખતે તેમને સૂઝી હશે. એવી જ જાતની વિધિઓમાથી દેવતાની આરાધનાની શરૂઆત થઈ હશે ભયમાથી દીનતા, દીનતામાથી શરણાગતિ, તેમાથી જ કઈક અનિષ્ટ દૂર થવાના કે કઈક સુખપ્રાપ્તિના અનુભવ જેવુ લાગ્યું એટલે કૃતજ્ઞતા, કૃતજ્ઞતા પછી નમ્રતા, પ્રેમ, પ્રેમમાંથી શ્રદ્ધા, ભક્તિ, ભક્તિમાથી નિષ્ઠા — એમ લાંબા વખતના જુદા જુદા અનુભવ પરથી માનવી મનમાં જુદી જુદી ભાવનાઓ એક પછી એક નિર્માણ થતી આવી છે, તેમનો વિકાસ થતો આવ્યો છે

આદિ કાળે માણસને કુદરતના ધર્મોનું જ્ઞાન અલ્પ હતું. ધારણ-પોષણના સાધનો કુદરતી હતા તેટલાં જ પછી તેને વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન અને કુદરતના ધર્મોનુ જ્ઞાન જેમ જેમ થવા લાગ્યુ તેમ ભક્તિનો માનવજાતિના તેમ પોતાના પરિશ્રમથી અને બુદ્ધિથી ધારણપોષણના ઉત્કર્ષ માટે ઉપયોગ બીજાં સાધનો તે પ્રાપ્ત કરવા લાગ્યો આ જ ક્રમે જેમ જેમ તેનુ ભૌતિક જ્ઞાન વધતું ગયુ, માનવ-જાતિમાં જેમ જેમ સહકારવૃત્તિ વધતી ગઈ, પ્રેમ, વિશ્વાસ, આદર, પરોપકાર, ઉદારતા વગેરે ભાવનાઓ તેમ જ સામુદાયિક કલ્પનાઓ જેમ જેમ માણસમાં વધતી ગઈ, તેમ તેમ મહાશક્તિના – દેવતાના – સ્વરૂપ વિષેની તેની કલ્પના બદલાતી ગઈ અને તે શક્તિની મદદની પહેલા કરતાં તેને ઓછી જરૂર જણાવા લાગી. તેમ છતા આરાધનાની પડેલી ટેવ તેણે લાંબા કાળ સુધી ચાલુ રાખી તેમાં તેને એક જાતનુ માનસિક સાંત્વન મળતુ રહ્યુ

મહાશક્તિ, દેવતા, પરમેશ્વર વગેરે દરેક કલ્પનામાં જેમ તફાવત છે તે જ પ્રમાણે આરાધના, શ્રદ્ધા, ભક્તિ વગેરે દરેક ભાવનામા પણ અતર છે મહાશક્તિનો ભય લાગતો હોય એવી અવસ્થામાં તેને વિષે પ્રેમ કે ભક્તિભાવ માણસના મનમા પેદા થાય એ શક્ય નથી ભય અને આશા

માણસના મનમાં શરણાગતભાવ, દીનતા અને દાસ્યભાવ પેદા કરે છે. પરંતુ કૃતજ્ઞતા, નમ્રતા, પ્રેમ, ભક્તિ વગેરે ભાવો ઉત્પન્ન થવા માટે પરમેશ્વર વિષે થોડેઘણે અંશે પણ નિર્ભયતા અને આત્મીયતા લાગવાની જરૂર હોય છે તે દયાસિન્ધુ અને દીનવત્સલ છે એવી શ્રદ્ધા પેદા થવાની જરૂર હોય છે. એ જ શ્રદ્ધામાંથી પ્રેમ, ભક્તિ વગેરેનો ઉદય થાય છે. નિષ્ઠાનો ભાવ બધાના કરતાં પાછળથી નિર્માણ થાય છે, અને તેને માટે ઘણો વખત લાગે છે.

કુદરતના ધર્મોના વધતા જતા જ્ઞાનમાંથી જ આજનું વિજ્ઞાન નિર્માણ થયુ છે. એ જ કુદરતના ધર્મોની શોધ આગળ ચાલતાં સૃષ્ટિના આદિ કારણ સુધી વિચારની મજલ ગયા પછી તેમાંથી જ તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ થઈ છે વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનનો વિકાસ ઘણા લાંબા વખતથી માનવજાતિમાં ધીરે ધીરે થતો આવ્યો છે. તે બધાની અસર પરમેશ્વર વિષેની કલ્પના પર થઈ અને તેની ઉગ્રતા ઓછી થતાં થતાં તે હવે આપણને સૌમ્ય અને કૃપાળુ લાગવા માંડ્યો છે. વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન અને પરમેશ્વર વિષેનો ભાવ – એ બધાંનો માનવજાતિનાં સુખસગવડ, વિકાસ અને ઉન્નતિ માટે કેવી રીતે ઉપયોગ કરવો એનો વિચાર જગતના જ્ઞાની અને માનવજાતિના હિતની ચિન્તા કરનારા મહાપુરુષોએ વખતોવખત કર્યો છે તે વિચારમાંથી જ માનવધર્મનું જ્ઞાન વધારે ને વધારે સ્પષ્ટ થતુ આવ્યુ છે. એ માનવધર્મ જુદા જુદા દેશોમાં જુદા જુદા માનવસમૂહોમા, જુદે જુદે રૂપે પ્રચલિત છે.

જ્ઞાન, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, આરાધના, શ્રદ્ધા, ભક્તિ, નિષ્ઠા વગેરે બધી વસ્તુઓ માનવધર્મની સિદ્ધિ માટે છે

**જ્ઞાન-અજ્ઞાનયુક્ત માનવી મન**

માનવી મનમાં પોતાના અજ્ઞાનનું બુદ્ધિપૂર્વક ભાન થયુ ત્યારથી જ્ઞાનના ભાનની શરૂઆત થઈ છે. જ્ઞાનની પ્રગતિ સાથે જ અજ્ઞાનનુ ભાન પણ થતું રહ્યું છે. કોઈ પણ સમયના માનવી મનને તપાસીએ તો તે જ્ઞાન-અજ્ઞાન બનેથી યુક્ત છે એમ જણાઈ આવશે. તેમાં આટલી વાત વિશેષ લક્ષમા રાખવા

જેવી છે કે, માણસમાં જ્યારે જ્ઞાનવૃત્તિ જાગ્રત થાય છે ત્યારે પોતાના અજ્ઞાનનું ભાન દબાઈ જાય છે તે વખતે તેના મનમાં જ્ઞાન વિષે આનંદ અને અહંકારના ભાવો જાણ્યેઅજાણ્યે સ્ફુરે છે અજ્ઞાનના ભાનને જો તત્ત્વત જ્ઞાન કહીએ તો તે જ્ઞાનકાળે એટલે કે અજ્ઞાનના સ્પષ્ટ ભાનને વખતે માણસમાં નમ્રતા, કૃતજ્ઞતા, નિરહંકાર વગેરે ભાવો ઊઠે છે. માણસમા જ્ઞાનદશા સ્પષ્ટ થઈ ત્યારથી આ જ જ્ઞાન અને અજ્ઞાનની સ્થિતિમાં તેનો વહેવાર ચાલતો આવ્યો છે. તે પોતાની જ્ઞાનદશા પર આરૂઢ થાય છે ત્યારે પ્રાપ્ત જ્ઞાનને જ સર્વસ્વ અને સર્વશ્રેષ્ઠ માનીને પોતાના જ્ઞાન પર પોતે જ ખુશ થાય છે અને તે ખુશીમાં ક્યારેક પોતાના જ્ઞાનનુ મહત્ત્વ, તેની શ્રેષ્ઠતા અને તેને કારણે પોતાને લાગતી ધન્યતા બોલીને કે લખીને વ્યક્ત કરે છે. સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં તેનો જ્ઞાન-અહંકાર આ નિમિત્તે પ્રકટ થાય છે ઈશ્વરની બાબતમાં પણ માણસના મનના આવા જ જ્ઞાન-અજ્ઞાનનો પ્રકાર જોવામા આવે છે પોતાના અજ્ઞાનનુ ભાન તેને થાય છે ત્યારે ઈશ્વર આગળ તે પોતાને પામર અને મંદબુદ્ધિ માને છે. ઈશ્વરને કોઈ જાણી શકવાનું નથી, તે અનંત છે, અપાર છે, કલ્પનાતીત છે વગેરે કહે છે અને હૃદયમાં નમ્રતા, કૃતજ્ઞતા, નિરહંકારિતા વગેરે ભાવો ધારણ કરે છે, પણ એ જ માણસ જ્યારે જ્ઞાનાહંકારમાં પોતાના અજ્ઞાનને ભૂલી જાય છે ત્યારે મે ઈશ્વરને જાણ્યો છે, તેનો સાક્ષાત્કાર મને થયો છે વગેરે કહેવા લાગે છે કલ્પનાતીત પરમેશ્વરની સ્થિતિ, મતિ (માનસ) તે વર્ણવવા લાગે છે તેને શું પ્રિય છે, શું અપ્રિય છે, તે શાથી કોપ પામે છે, શાથી સતુષ્ટ થાય છે એ વિષે પોતાને ખાતરીલાયક જ્ઞાન છે એવો ભાસ ઉપજાવવાનો પ્રયત્ન કરે છે ક્યારેક તે પ્રેમના આવેશમાં આવે છે તો ક્યારેક હું પોતે જ ઈશ્વર છુ અથવા ઈશ્વર અને હુ એક જ છીએ એમ કહેવા લાગે છે આવી રીતે માણસ પોતામાં રહેલી જ્ઞાન અજ્ઞાન, અહંકાર-નિરહંકાર, મહાનતા ને નમ્રતા વગેરે વૃત્તિઓનું ક્યારેક પોષણ તો ક્યારેક શમન કરે છે. જ્ઞાનની કલ્પનાથી

જે ઉન્મત્ત બને છે તેને જ ક્યારેક ક્યારેક નમ્રતા સારી લાગે છે એ પરથી એમ જણાય છે કે માણસ પોતાના અજ્ઞાનનું ભાન સંપૂર્ણપણે નાબૂદ કરી શકતો નથી, તેમ જ જ્ઞાનનો અહંકાર પણ છોડી શકતો નથી.

अीश्वरना सपूर्ण ज्ञाननी अशक्यता

અનંત વિશ્વમાં ભરેલા સતતત્ત્વનું-પરમશક્તિનું-સંપૂર્ણ અને યથાર્થ જ્ઞાન માનવી મનને થાય એ શક્ય નથી આટલી મહાન શક્તિનું આકલન કરી શકે કે તેની યોગ્ય કલ્પના કરી શકે એવું સાધન જ માણસ પાસે નથી. માણસની બુદ્ધિ મર્યાદિત છે. તે બુદ્ધિને પૃથ્વી કરતાં અનંત ગણા વિશાળ ક્ષેત્રમાં પસરેલા અમર્યાદ મહાન તત્ત્વનું જ્ઞાન થાય એ સંભવિત લાગતું નથી. તે તત્ત્વનો વિચાર કરતાં કરતાં, કલ્પના કરતાં કરતાં, મન થાકીને સ્તબ્ધ થાય, લીન થાય કે નાશ પામે એટલે તે તત્ત્વનું જ્ઞાન થયું એમ માનવું એમાં જરાય સત્ય નથી. તર્ક કરવાની આપણી બુદ્ધિ કુંઠિત થઈ, મનનું મનપણું નાશ પામ્યું એટલે આપણે તે તત્ત્વમાં ભળી ગયા એમ માનવું એમાં જ્ઞાન નથી, પણ વિચારની ભૂલ છે અનંતના પ્રમાણમાં જે અણુ જેટલોય નથી એવો માણસ પોતાને અનંતનું જ્ઞાન થયું છે એમ કહે તેમાં તેના જ્ઞાનની સિદ્ધિ દેખાવાને બદલે અહંકારનું જ દર્શન થાય છે એમ કહેવું ઘટે.

ज्ञान-स्थिति विषे खोटी मान्यता

અત્યંત સૂક્ષ્મપણે વિચાર કરતાં તત્ત્વચિંતક લોકોએ એવો તર્ક કર્યો કે વિશ્વનો પસારો અનંતપણે આપણા અનુભવમાં આવતો હોય તોપણ તે બધો પસારો એક જ મહાન તત્ત્વને વિષે ભાસતો અને પ્રતિક્ષણે બદલાતો આવિર્ભાવ માત્ર છે શરીર, બુદ્ધિ અને મન સાથે સુખદુઃખ અહંને રૂપે વ્યાપાર કરનારા આપણે પણ તે તત્ત્વના જ ક્ષણિક આવિર્ભાવ છીએ આપણી કલ્પનામાં આવનારું ન આવનારું બધું જ એ મહાન તત્ત્વ છે. તેને આદિ નથી કે અંત નથી તે કદી ન હતું એમ

નથી અને કદી નહીં હોય એમ પણ નથી આવી રીતે અનંત અને પોતાની વચ્ચેના સબંધ વિષે તેમ જ બનેમાં રહેલા મૂળભૂત તત્ત્વ વિષે તર્ક કરીને તેમણે પોતાની જિજ્ઞાસાનુ શમન કર્યું. પછી આ જ તર્ક સાથે કોઈએ તાદાત્મ્ય પામવામા, કોઈએ તેનુ તીવ્ર અનુસધાન રાખવામા, કોઈએ આ સિદ્ધાંત પોતાના મન પર દૃઢપણે ઠસાવવામાં કે તે વિષેના પ્રયત્નમાં મનનુ મનપણુ થોડા વખત માટે લુપ્ત કર્યું કોઈનુ મન કુંઠિત થયુ, કોઈની વૃત્તિઓ થોડો વખત લય પામી, એટલે દરેક જણુ પોતાને ઈશ્વરનુ, આત્માનુ, બ્રહ્મનુ જ્ઞાન થયુ એમ માનવા લાગ્યો. કોઈ એ ને એ જ અવસ્થા ફરી ફરી અનુભવવાનો પ્રયત્ન કરવા લાગ્યો અને આપણે ઈશ્વરરૂપ, આત્મરૂપ, બ્રહ્મરૂપ થયા એમ માનવા લાગ્યો કોઈએ 'હુ કોણ ?' એનો અનુભવપૂર્વક ઉકેલ થયો એમ માની લીધુ એમા જાણીબૂજીને કરેલો સમજણનો ગોટાળો લાગે છે કોઈ મહાન વિચારકે કરેલા અનુમાનને – તર્કને – પૂર્ણ જ્ઞાન માનીને તેનુ સતત રટણ કરીને તે પ્રમાણે જ પોતાને વિષે ભાવના કરવાની સ્થિતિને જ્ઞાનસ્થિતિ સમજવી એમા જ્ઞાનજિજ્ઞાસા કરતાં અહંકાર અને મોક્ષની ઉતાવળ જ જણાઈ આવે છે

**ઈશ્વરભક્તિ અને સ્વાવલંબન**

આ બધા પરથી લાગે છે કે તત્ત્વજ્ઞાન, આત્મા, બ્રહ્મ વગેરે વિષે આપણી ભ્રામક માન્યતાઓ દૂર થયા વગર આપણો માનવતાનો માર્ગ સરળ નહી થાય ભક્તિને નામે પરાવલંબન, અને જ્ઞાનને નામે નિષ્ક્રિયતા જ સમાજમાં વધતાં ગયાં હોય તો તે ભક્તિ અને જ્ઞાન આપણે તપાસવા જોઈએ ભક્તિને લીધે ઈશ્વર પર પોતાનો બધો ભાર નાખવાનું શીખેલી પ્રજામાં જો દિવસે દિવસે દુર્બળતા જ વધતી હોય તો તે પ્રજા કદી પણ સ્વાવલબી અને સ્વતંત્ર થશે એવી આશા જ રાખી શકાય નહીં કોઈના પર પણ ભાર નાખીને જીવન વિતાવવાની જે પ્રજાને ટેવ પડેલી હોય છે, તે પ્રજા ક્યારેક ઈશ્વર પર તો ક્યારેક રાજા પર, ક્યારેક ગુરુ પર તો ક્યારેક મહાત્મા પર કે આગેવાન પર

અવલબીને રહે છે એટલે બધો વખત તે પરાધીન અને પરતંત્ર જ રહે છે. તેની મનોરચના જ એ જાતની બની ગયેલી હોય છે. તેને હમેશ કોઈના ને કોઈના આધારની જરૂર હોય છે ખરું જોતાં વિજ્ઞાનની મદદથી માણસને પોતાનાં અને બધાનાં ધારણપોષણ અને રક્ષણની બાબતમાં સ્વાધીન રહેતા આવડવું જોઈએ તે જ પ્રમાણે તત્ત્વજ્ઞાન, ભક્તિ, નિષ્ઠા વગેરેને લીધે પણ તેનામાં જિતેન્દ્રિયત્વ, ચિત્તની સ્થિરતા, ગંભીરતા, નિર્ભયતા, નિશ્ચિતતા વગેરે સદ્‌ગુણો આવવા જોઈએ અને એ બાજુથી પણ તેનામાં સ્વાધીનતા આવવી જોઈએ આવી રીતે વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, ભક્તિ વગેરેનો માનવતા સાધવામાં સતત ઉપયોગ થવો જોઈએ પણ તેમ ન થતાં જો તેને કારણે આપણે ઉત્તરોત્તર બળહીન, વિવેકહીન થતા હોઈએ, પરતંત્ર અને પરાધીન થતા હોઈએ, તો તે વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન કે ભક્તિનો ઉપયોગ કરવામાં આપણા તરફથી કોઈ ભારે મોટી ભૂલો થતી હોવી જોઈએ એમા શકા નથી ઇતિહાસ પરથી આખી માનવજાતિની અને જુદા જુદા માનવસમૂહોની સ્થિતિનો ક્રમશ અભ્યાસ કરીને આપણે આ બાબતમાં આપણા નિર્ણયો નક્કી કરવા જોઈએ. સુખી અને સ્વાધીન થવા માટે આપણે શુ કરવુ જોઈએ તેનો વિચાર આપણે કરવો જોઈએ વ્યક્તિગત સુખશાંતિની કલ્પના આપણે છોડી દેવી જોઈએ. સમૂહના કલ્યાણને મહત્ત્વ આપીને આપણે માનવી જીવનનો વિચાર કરીને તે વિષેના સિદ્ધાંતો નક્કી કરવા જોઈએ

**જ્ઞાનવિજ્ઞાનની મર્યાદા**

આ બાબતોનો વિચાર કરતી વખતે આપણે એટલુ નક્કી સમજવુ જોઈએ કે માણસ ગમે તેટલો જિતેદ્રિય, સયમી અને અપરિગ્રહી હોય તોપણ વિજ્ઞાન વગર, ધારણપોષણ અને રક્ષણ માટે જોઈતી વિવિધ વિદ્યાઓ અને કલાઓ વગર, તેમ જ માણસના તેમ જ બીજા પ્રાણીઓના સહકાર વગર, મદદ વગર, તેને ચાલશે નહી. તે જ પ્રમાણે વિજ્ઞાનમા આજના કરતા તે ગમે તેટલો આગળ વધે, ભૌતિક વિદ્યામા ગમે તેટલો પારંગત થાય અને પોતાની સમાજરચના તે ગમે તેટલી નિર્દોષ

અને સમર્થ બનાવે તોપણ જીવનમાં ધીરજ, શાતિ અને પ્રસન્નતા મેળવવી હોય અને જીવન પૂર્ણ બનાવવું હોય તો તત્ત્વજ્ઞાન, ભક્તિ, નિષ્ઠા, સયમ, જિતેદ્રિયત્વ, ત્યાગ, પરિગ્રહ વિષે મર્યાદા, વગેરે બાબતો સ્વીકાર્યા વગર તેને ચાલશે નહીં માણસની વૈયક્તિક શક્તિના પ્રમાણમાં તેના સબધો ઘણા વિશાળ થયેલા છે. તેનાં શરીર, બુદ્ધિ અને મનના ધારણ, પોષણ અને રક્ષણ માટે તેને સખ્યાબધ સ્થૂળ અને સૂક્ષ્મ દ્રવ્યોની જરૂર પડે છે 'હુ કોણ?' એની તપાસ કરતા કરતાં શરીર હુ નથી એમ તે માને તોપણ તેના શરીરના ભાવો નાશ પામતા નથી શરીરની જરૂરિયાતો સર્વાશે નાશ પામતી નથી. બુદ્ધિ અને મનને પોષણ આપ્યા વગર ચાલતુ નથી. માનવી સહાય વગર નિર્વાહ થતો નથી બીજી બાજુથી, કેવળ શરીરને જ 'અહ' સમજીને તે દ્વારા સુખી થવાનો માણસ ગમે તેટલો પ્રયત્ન કરે તોપણ મનની ગૂઢ શક્તિનો અને સૃષ્ટિમા રહેલી અવ્યક્ત શક્તિઓનો અને ગુણધર્મોનો આધાર લીધા વગર કોઈનુય જીવન ચાલી શકશે નહી માનવી શક્તિબુદ્ધિ ગમે તેટલી વધે અને આપણા સુખનાં બધા સાધનો આપણા હાથમાં આવી ગયા એમ માણસને લાગે તોપણ તેની શક્તિબુદ્ધિની અને સાધનોની મર્યાદા બહાર રહેલી વિશ્વશક્તિ અનત અને અપાર જ હોવાની, અને પોતાનામા વધેલી જણાતી તેની શક્તિબુદ્ધિનુ પોષણ અને સવર્ધન તે જ અપાર વિશ્વશક્તિમાથી થતુ રહેવાનુ આપણામા અને બહારના વિશ્વમાં સ્થૂળ, સૂક્ષ્મ, પ્રકટ, અને ગૂઢ બધી મળીને બનેલી સપૂર્ણ શક્તિ એ જ પરમ શક્તિ એટલે પરમાત્મ – શક્તિ છે. તે વ્યક્ત અને અવ્યક્ત એમ બને રૂપે નિત્ય નિરંતર કાર્ય કરે છે આપણા દ્વારા થતી દરેક ક્રિયા, વિચારધારા, વિચાર, વિચારસ્પદ, માનસિક બળ, પ્રેરણા, ભાવના, કલ્પના, તરગ – બધુ એ જ શક્તિમાથી અને એ શક્તિની સહાયથી જ પેદા થાય છે કોઈ પણ ભવ્ય કે સૂક્ષ્માતિસૂક્ષ્મ ક્રિયાને કે વિચારને તે શક્તિથી જુદો પાડવો શકય નથી. ગમે તેટલો મોટો જ્ઞાની અથવા વિજ્ઞાની પૃથ્વી પર પેદા થયેલા અન્ન, પાણી અને હવા

વગર પોતાના શરીરને નભાવી શકતો નથી. સૃષ્ટિમાંનાં બીજાં બધા શરીરોની માફક માનવ શરીર પણ પરમ શક્તિમાથી જ નિર્માણ થયેલું છે અને એ જ શક્તિમાથી પેદા થયેલાં દ્રવ્યો વડે તે પોષાય છે અને વૃદ્ધિ પામે છે. માનવરૂપે ઓળખાતો એ જ શક્તિનો આ અંશ એ જ પરમ શક્તિનાં જુદા જુદા રૂપો બતાવતો, મનબુદ્ધિ દ્વારા જુદી જુદી કલાઓ, વિદ્યાઓ અને ભાવો પ્રકટ કરતો, જુદી જુદી અવસ્થાઓ પાર કરતો છેવટે તે પરમ શક્તિમા જ વિલીન થાય છે. જન્મ અને મૃત્યુ વચ્ચેના કાળમા તેનામા જુદા ‘ આત્મત્વ’ નો – ‘ અહ પણા’ નો – ભાવ સતત ચાલુ હોય છે તે ‘અહં ’ જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિ – ત્રણે કાળમા અનુસ્યૂતપણે કાયમ હોય છે. તેનુ સ્વરૂપ ક્યારેક સ્પષ્ટ, ક્યારેક અસ્પષ્ટ, ક્યારેક પ્રકટ અને ક્યારેક સુપ્ત હોય છે તે જ ‘ અહ ’ અજ્ઞાનનુ ભાન હોય છે ત્યારે નમ્રતા, કૃતજ્ઞતા ને નિરહકારિતા બતાવે છે, અને જ્ઞાનનું ભાન કે અહકાર હોય છે ત્યારે આખા બ્રહ્માડને કે વિશ્વને વ્યાપનારી બ્રહ્મવાર્તા કરવા લાગે છે. માણસમાં અનેક પરસ્પર વિરોધી ભાવો, ગુણો ને ધર્મો છે, એ બધામાથી માનવી ‘અહ ’નું દર્શન અને પોષણ થાય છે. માણસમા જ્ઞાન અને અજ્ઞાન બને છે એમ આગળ કહ્યું જ છે તે કેવળ અજ્ઞાનમા રહી શકતો નથી અને સંપૂર્ણ જ્ઞાની પણ થઈ શકતો નથી. પણ બને દ્વારા ‘ અહં ’નુ પોષણ અને સમાધાન કરવાનો તેનો પ્રયત્ન ચાલુ હોય છે અનત પરમેશ્વરને જાણવો શક્ય નથી. આપણે તેની આગળ રજમાત્ર સુધ્ધા નથી એમ કહીને આ ભૂમિકા પરથી શરણાગતતા, નમ્રતા, કૃતજ્ઞતા, નિરહકારિતા વગેરે ભાવનાઓનુ સમાધાન માણસ મેળવે છે, તો ક્યારેક પરમેશ્વરનુ સ્વરૂપ, તેની સ્થિતિ, મતિ, તેનું સ્થાન, માપ વગેરે બધુ આપણે જાણીએ છીએ એમ માનીને જ્ઞાનનો આનંદ અને સમાધાન તે મેળવે છે. તેને સંપૂર્ણ જ્ઞાન છે એમ કહીએ તો જ્ઞાનના કરતાં અજ્ઞાન જ તેનામાં અપાર છે એમ સહેજે જણાઈ આવે છે. તેમ છતાં પોતાનામા જે જ્ઞાન છે એમ તેને લાગે છે તે જ્ઞાનથી તેનો ‘ અહં ’ એટલો વિસ્તૃત અને ગાઢ થઈ જાય છે કે તેની નીચે તેના અપાર અજ્ઞાનનુ ભાન પણ તે વખતે ઢંકાઈ જાય છે.

માનવીના સુપ્ત-પ્રકટ ભાવો

માણસમાં જ્ઞાન, અજ્ઞાન, વિકાર, ભાવના, કલ્પના, તર્ક, અનુમાન વગેરે બધી વસ્તુઓ સુપ્ત-પ્રકટ અવસ્થામાં છે. એકનું દર્શન થાય છે, ત્યારે બીજી છુપાયેલી, દબાયેલી કે સુપ્ત અવસ્થામાં હોય છે. વિકાર જાગ્રત હોય છે ત્યારે ભાવના સુપ્ત હોય છે, ભાવનાના ઉત્તાન કાળ દરમ્યાન વિકાર દબાયેલા હોય છે એક જાગ્રત હોય ત્યારે બીજો નાશ પામ્યો છે એમ લાગે તોપણ તે સંપૂર્ણ નાશ પામેલો હોતો નથી. ભાવના, કામના અને વિકારનાં સ્વરૂપો તથા માણસ પરત્વે તેમના પ્રકટ થવાના વિષયો જુદા જુદા હોય અને તેમાં તીવ્રતા–મંદતાનો ભેદ હોય તોપણ માણસમાત્રમાં આ બધા પ્રકારોનું ઓછાવત્તા પ્રમાણમાં અસ્તિત્વ હોય છે. માનવી દેહ આમાંથી જ નિર્માણ થયો છે આમાંની એકે વસ્તુ માનવી દેહમાંથી કે મનમાંથી સંપૂર્ણપણે નાશ પામે એ વિવેકદૃષ્ટિથી જોતા શક્ય લાગતુ નથી

ઈશ્વરને નામે થનારા અનર્થો

આપણે શા માટે જન્મ પામ્યા છીએ ? મનુષ્યપ્રાણી સૃષ્ટિમાં પ્રથમ અવતીર્ણ કેવી રીતે થયો ? તેના જન્મની પાછળ ક્યાં કારણો છે ? ક્યા ઉદ્દેશો છે ? પોતાના જીવન દરમ્યાન તેણે શું સાધ્ય કરવાનું છે ? તેનો જન્મ તેની ઇચ્છાથી થયો છે કે તેની ઇચ્છાઅનિચ્છાનો તેના જન્મ સાથે કશો સંબંધ નથી ? કઈ શક્તિએ તેને જન્મ લેવાની ફરજ પાડી ? જન્મ આપીને તે શક્તિએ તેના પર ઉપકાર કર્યો કે અપકાર ? સૃષ્ટિમાં પ્રતિક્ષણ ચાલતી અનંત ઘડભાંજનો કર્તા કોણ ? તે બધીમાં તેનો હેતુ શો ? આ સૃષ્ટિ કરતા લાખોગણી મોટી અગણિત સૃષ્ટિઓ, ગ્રહો, તારાઓ, સૂર્ય, ચંદ્ર જેવા ગોળાઓ, આકાશમાં દર્શન આપનારાં અને દર્શન તથા કલ્પનાની પેલે પાર રહેલાં અનંત વિશ્વો, એ બધાં કઈ શક્તિમાંથી નિર્માણ થયાં છે ? તે કઈ શક્તિ વડે શા માટે લાખો વરસ અવ્યાહતપણે ચાલેલાં છે ? આ બધાંનો આરંભ ક્યાંથી

થયો અને તેમનો અંત શામાં થશે? આવી જાતના કેટલાય પ્રશ્નો માનવી મનમાં ઊઠે છે તેમના યથાર્થ ઉત્તરો મળતા નથી. બુદ્ધિ મૂંઝાઈ જાય છે. તર્ક કુંઠિત થાય છે. કલ્પના બંધ પડે છે વિચાર અટકી પડે છે. પણ માનવી મનનું સમાધાન થતુ નથી. વિશ્વમાં વ્યાપીને રહેલુ સતતત્ત્વ આપણે પોતે જ છીએ; જે કદી નાશ પામતુ નથી, જેને આદિ નથી અને અંત નથી, એવા મૂળ પરબ્રહ્મના આપણે અંશ છીએ, એમ તર્કથી સમજીને, એ સમજણને દૃઢ કરીને તદાકાર વૃત્તિ કરવાથી પરમ શક્તિનુ અને વિશ્વનુ જ્ઞાન થયુ એમ સમજીને તેમાં જ આનંદ માનવાની ટેવ પાડીએ તો તેમાં એક પ્રકારનો આનંદ આવે છે એમાં શંકા નથી પરંતુ તેને પૂર્ણ જ્ઞાન કે માનવતાની પૂર્ણતા ન સમજતાં, તે પણ માનવી અહંકારનુ જ એક સ્વરૂપ છે એમ કહેવું યોગ્ય થશે પરમેશ્વરનુ સ્વરૂપ કેવું છે તે ન જાણતા હોવા છતાં તેને વિષે ખાતરીપૂર્વક જ્ઞાન આપનારાં શાસ્ત્રો કે ધર્મગ્રંથો જુદા જુદા દેશોમાં જુદી જુદી ભાષામાં નિર્માણ થયા છે. કોઈ જગાએ પરમેશ્વર માણસને પેટે અવતરીને તો કોઈ જગાએ પરમેશ્વરના પુત્ર કે તેણે મોકલેલા ફિરસ્તા કે દેવદૂત તરીકે આવીને તે લોકોનુ રક્ષણ કરે છે, લોકોને ઉપદેશ આપે છે, એવી જાતની શ્રદ્ધા લોકોમાં પ્રચલિત છે. ધર્મગ્રંથોમાં તેવાં વર્ણનો છે. આપણે બધાં 'એક જ પરમેશ્વરનાં બાળકો છીએ', 'આપણે બધા ભાઈ ભાઈ છીએ', એવા અર્થનાં બોધવચનો ધર્મ-પુરુષો કહેતા આવ્યા છે. પરંતુ અનંત વિશ્વમાં વ્યાપીને રહેલી શક્તિને જ જો પરમેશ્વરની સંજ્ઞા વાસ્તવિકપણે લાગુ પડતી હોય તો તે સંપૂર્ણ શક્તિ કોઈ માણસને પેટે જન્મ લે અથવા કોઈ માનવ તેને પેટે પુત્રરૂપે આવે એ શક્ય નથી. તેના દરબારમાંથી કોઈ દેવદૂત પૃથ્વી પર મનુષ્યજાતિના ઉદ્ધાર માટે મોકલવામાં આવે છે એ માન્યતા પણ વિવેકવાળી નથી આપણે બધા એક જ વિશ્વશક્તિમાંથી નિર્માણ થયા છીએ અને એ સંબંધને લીધે આપણે બધા એક જ છીએ અથવા ભાઈ ભાઈ છીએ એમ કહેવુ યોગ્ય થશે. પરંતુ માણસની સંતતિની

જેમ આપણે બધા સાચે જ જો ઈશ્વરનાં બાળકો હોત તો જુદા જુદા ધર્મોને કે ઈશ્વરને નામે ધર્મના અભિમાનને કે આશ્રયને કારણે પોતાના સ્વાર્થ ખાતર આજ સુધી જે ખુનામરકી થતી આવી છે તે કદાપિ ન થાત આપણે માનીએ છીએ તેમ આપણે જો સાચે જ ભાઈ ભાઈ હોત તો આપણી વચ્ચે થતા આવા ઘાતકી ઝઘડા અને તેથી થનારા અનર્થો આપણો પિતા નિરાંતે જોઈ ન રહ્યો હોત તે દયાળુ અને વાત્સલ્યપૂર્ણ છે એમ આપણે માનીએ છીએ તો તેને નામે ચાલતી આવેલી ગેરસમજણો અને ભયંકર રીતરિવાજો તેણે પોતે પ્રકટ થઈને ક્યારનાય બંધ કરી દીધા હોત પરંતુ આપણો ઈશ્વર સાથેનો સંબંધ એવી જાતનો નથી. આપણે માણસ છીએ એટલે માનવ-ધર્મની સિદ્ધિ માટે આપણા બધામાં અરસપરસ પ્રેમ, વિશ્વાસ, ઉદારતા ને એકતા નિર્માણ થવા જોઈએ, આપસમાં સદ્‌ભાવ પેદા થઈ તે વધતો જવો જઈએ આપણે એકબીજાના ભાઈ ન હોઈએ તોપણ આજે આપણામાં ભ્રાતૃભાવ ઉત્પન્ન કરીને આપણે તે વધારવાનો છે આ વાત આપણે સિદ્ધ કરી શકીશુ તો જ માનવજાતિ ક્યારે પણ સુખી થવાની આશા છે. આવી રીતે આપણે જ્યાં સુધી માનવજન્મનુ મહત્ત્વ નહી સમજીએ, જ્યાં સુધી માનવતા વિષે ખરું અભિમાન આપણામાં પેદા નહી થાય અને માનવધર્મના ઉપાસક બનવા આપણે નહીં ઇચ્છીએ ત્યાં સુધી પરમેશ્વર વિષેની આપણી બધી ભાવના, શ્રદ્ધા અને ભક્તિની કશી કિંમત નથી. આપણે માનીએ છીએ તેવા ગમે તેટલા ઈશ્વરી અવતાર આપણામા થતા રહે, ગમે તેટલા ઈશ્વરના પુત્રો આપણામા આવે અથવા ગમે તેટલા દેવદૂતો પૃથ્વી પર આટાફેરા મારે, તોય તેથી માનવજાતિની અરસપરસ શત્રુતા, આપણે આચરતા આવ્યા છીએ તે ઘાતકીપણુ, આપણી દુષ્ટતા, દગો, કપટ, જુલમ, અન્યાય વગેરે બાબતો ઓછી નહી થાય. ઊલટુ, ઈશ્વરી અવતારને, પરમેશ્વરના પુત્રને કે દેવદૂતને નામે એ જ વસ્તુઓ આપણે ભયંકર પ્રમાણમા કરતાં અચકાઈશુ નહી.

ઈશ્વરનિષ્ઠા

આ વસ્તુઓ – આ અનર્થો – ન થાય એમ આપણે ઇચ્છતા હોઈએ તો આપણી ચાલતી આવેલી ઈશ્વરવિષયક અને ધાર્મિક કલ્પનાઓ આપણે સુધારવી જોઈએ. માનવતાનુ ધ્યેય કેટલુ વિશાળ, પવિત્ર અને બધી રીતે શ્રેષ્ઠ છે તેનો વિચાર કરીને આપણે તે અપનાવવું જોઈએ. તે માટે ચિત્તની શુદ્ધિ અને સદ્ગુણોની વૃદ્ધિ એ બે મુખ્ય બાબતો પર આપણે ભાર મૂકવો જોઈએ. એ વસ્તુઓ સિદ્ધ કરવા માટે આપણને ઈશ્વરનિષ્ઠાની જરૂર છે તે આપણા જીવનમાં, આપણા ધર્મમાર્ગમાં, આપણને પ્રેરણા, બળ, ગતિ, સ્ફૂર્તિ અને હિંમત આપનારી છે તે વગર આપણુ કેવળ શારીરિક કે બૌદ્ધિક બળ અપૂર્ણ છે. તે નિષ્ઠા વડે જીવન વિષેનો આપણો ઉચ્ચ સંકલ્પ દૃઢ થવો જોઈએ પરમાત્મા વિષેની નિષ્ઠામાં અને આપણા સત્સંકલ્પમાં જે સામર્થ્ય છે તેવુ સામર્થ્ય બીજા કશામાં નથી પરમાત્માનું જ્ઞાન આપણને પૂર્ણપણે થવું શક્ય નથી. તેમ છતાં તેને વિષે આજે આપણને જેટલુ જ્ઞાન છે તે પરથી પણ આપણે તેના પર નિષ્ઠા રાખી શકીએ, તે નિષ્ઠા વધારી શકીએ અને દૃઢ કરી શકીએ. જીવનમા હમેશ ઉપયોગી થાય એવુ બળ એક નિષ્ઠામાં જ છે ઈશ્વર વિષેના પ્રેમ અને ભક્તિભાવમા એક પ્રકારનો આનદ છે એમા શંકા નથી પરંતુ જીવનમા કોઈ કઠણ પ્રસંગે જ્યારે ઈશ્વરવિષયક પ્રેમ, શ્રદ્ધા, ભક્તિભાવ વગેરે ડગી જાય છે ત્યારે માણસનુ મન સ્થિર રાખવામા એક નિષ્ઠા જ સમર્થ ઠરે છે. જ્યાં જ્ઞાન અસમર્થ નીવડે છે, જ્યાં વિવેક પાંગળો થાય છે ત્યાં નિષ્ઠા આપણી બધી શક્તિઓ જાગ્રત કરી આપણા મનને મક્કમ બનાવે છે, હૃદયને ધૈર્યથી ભરી દે છે, આસ્તિકતામા તેજ લાવે છે, સદ્ગુણોને બળ આપે છે. આવી રીતે નિષ્ઠા માણસને બધી રીતે ચેતના આપનારી શક્તિ છે. જીવનમાં તેની અત્યંત જરૂર છે

## ૧૨

# તત્ત્વજ્ઞાનનું સાધ્ય

જગતના કોઈ પણ પ્રાણી કરતાં માણસમા વિચારશક્તિ વધારે છે. માનવી જીવનના દરેક ક્ષેત્રમા તે શક્તિનો પ્રભાવ તત્ત્વજ્ઞાનની નિર્મિતિ દેખાય છે દુખનો નાશ કરી સુખની વૃદ્ધિ કરવાના ઉપાયો માણસે પોતાની બૌદ્ધિક શક્તિથી જે નિર્માણ કર્યા છે સુખદુખના કાર્યકારણસબંધો જાણવા અને એ જ્ઞાનની મદદથી સુખ વધારી દુખનો નાશ કરવા માટે ઉપાય શોધી કાઢવા, તેને અમલમા મૂકવા પ્રયત્ન કરવો, એ બધામાથી જ અનેક શાસ્ત્રો અને કલાઓનો વિકાસ થતો આવ્યો છે માણસજાત તદ્દન પ્રાથમિક કાળથી આ જ હેતુની પાછળ લાગેલી દેખાય છે. માનવી શરીરમા જે જે નવી નવી શક્તિઓ પ્રકટ થતી ગઈ તે બધી શક્તિઓ દ્વારા આ જ હેતુ સિદ્ધ કરવાનો પ્રયત્ન માણસ કરતો આવ્યો છે કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો દ્વારા જુદા જુદા વિષયોનો જેટલી જુદી જુદી રીતે રસાસ્વાદ લઈ શકાય તેટલી રીતે લેવાનો અને દરેક બાજુથી દુખ ટાળવાનો તેનો હમેશાં પ્રયત્ન ચાલુ છે આ પ્રયત્નમાંથી આગળ જતા વિચારી માણસના મનમાં એવી શંકા પેદા થઈ કે, આ શાસ્ત્રો, આ વિદ્યાઓ ને કળાઓ માણસનાં દુખ અને ભય દૂર કરીને તેને સાચે જ, કાયમનો સુખી બનાવી શકશે? ગમે તેટલા પ્રયત્નોથી પ્રાપ્ત કરેલુ સુખ છેવટે અશાશ્વત હોય છે સુખાનુભૂતિ ક્ષણિક હોય છે અને એક ભય કે દુખ ટાળીએ તો બીજુ આગળ ઊભુ જ હોય છે એવી જાતના માનવી જીવનમા અને પરિસ્થિતિમાં માણસ કદી પણ કાયમનો દુખ વગરનો અને સુખી થઈ શકશે ખરો? ગમે તેટલા પ્રયત્ન કરીએ અને જાતજાતની શોધો અને ઉપાય કરીએ તોયે માણસ ઘડપણને

ટાળી શકતો નથી, તેનો વ્યાધિ ટળતો નથી અને મૃત્યુ તો કોઈનાથી કદી પણ ટાળી શકાતુ નથી. તે કઈ ક્ષણે આપણા પર તરાપ મારશે તે કહી શકાય નહી જીવવાની આશા માણુસની કદી જ છૂટતી નથી. ઉપભોગની – ઇન્દ્રિયગ્રાહ્ય રસની – ઇચ્છા કદી ક્ષીણ થતી નથી શરીરસુખની ઇચ્છા તેને રહ્યા કરે છે આવી સ્થિતિમાં જરા, વ્યાધિ અને મૃત્યુનો ભય માણુસને હમેશાં લાગ્યા જ કરવાનો આ બાબતમાં વિદ્વાન-અવિદ્વાનનો ભેદ નથી, સબળ-નિર્બળ, શ્રીમંત ગરીબ, રાય-રંકનો ભેદ નથી. આખી માનવજાત આ દુ ખમા અને ભયમા કાયમની સપડાયેલી છે આ જાતની શંકાઓ અને પ્રશ્નોને લીધે વિચારી માણુસનુ મન વધારે વિચાર કરતું થયુ.

સુખ કરતાં દુ:ખને પ્રસગે માણુસનું મન વધારે જાગ્રત બને છે અને તેનાં કારણોની શોધ કરવા તરફ વળે છે આવા જ પ્રસગોને લીધે વિચારી માણુસ જરા, વ્યાધિ અને મૃત્યુ વિષે સૂક્ષ્મપણે વિચાર કરવા લાગ્યો. તેનાં કારણોની શોધ કરવા લાગ્યો મૃત્યુની સાથે સાથે જન્મનો પણ તેને સહેજે વિચાર કરવો પડચો. જન્મ, મૃત્યુ, જરા અને વ્યાધિ આ ચાર અવસ્થાઓ પૈકી ખાસ કરીને જન્મ અને મૃત્યુનો જ તેને વિચાર કરવો પડચો હશે; કારણ એક માનવી જીવનનો આરંભ છે ને બીજો તેનો અંત છે જરા અને વ્યાધિ એ અવસ્થાઓ જન્મને લીધે જ માણુસને પ્રાપ્ત થાય છે. જન્મમૃત્યુની જેમ તે અવસ્થાઓ પણ સ્પષ્ટ છે પરંતુ જન્મ પહેલાંની અને મૃત્યુ પછીની એ બે અવસ્થાઓ ગૂઢ છે મૃત્યુની અવસ્થા પણ જન્મને લીધે જ માણસને પ્રાપ્ત થાય છે માટે જરા, વ્યાધિ અને મૃત્યુ ન જોઈતા હોય તો જન્મ જ ટાળવો જોઈએ પણ જન્મમરણનુ રહસ્ય ઉકેલ્યા સિવાય અને તેના કારણો જાણ્યા સિવાય આ વાત સિદ્ધ ન થઈ શકે એમ વિચારી માણુસને જણાયુ હશે. દુ:ખ, હાનિ, ભય, ચિંતા, શોક વગેરે અનેક આપત્તિઓમાંથી કાયમનો છુટકારો જોઈતો હોય, જરા, વ્યાધિ અને મૃત્યુમાથી મુક્ત થવુ હોય તો જન્મ જ ટાળવો જોઈએ તેથી

વિચારી માણસ જન્મમૃત્યુનાં કારણોની શોધ કરવા તરફ વળ્યો માનવી જીવનમાં મૃત્યુ જેટલી ભયાનક, દુઃખરૂપ અને અનિવાર્ય બીજી કોઈ આપત્તિ નથી મૃત્યુએ જ માણસને જીવન વિષે સૂક્ષ્મ, ઊંડો અને ગંભીર વિચાર કરવા પ્રેર્યો હશે મૃત્યુનાં કારણોનો અને ત્યાર પછીની સ્થિતિનો વિચાર કરતાં કરતા, જન્મનો અને તેનાં કારણોનો, માનવી શરીર અને તેની જુદી જુદી અવસ્થાઓનો, સૃષ્ટિ, પંચમહાભૂતો, મન-બુદ્ધિ-ચિત્ત-પ્રાણ, ચૈતન્ય, કર્મેન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિયો, તેનાં કાર્યો અને પરિણામોનો વિચાર તેને કરવો પડ્યો હશે તે જ પ્રમાણે માનવી સ્વભાવ, વિકાર, ભાવના, સંસ્કાર, ગુણ, ધર્મ, જાગૃતિ-સ્વપ્ન-સુષુપ્તિ, ત્રિગુણ, પ્રાણીવર્ગ તથા વનસ્પતિવર્ગ, તેમના ભેદો, અવસ્થા, જીવન-માત્રનુ અરસપરસ આકર્ષણ-અપકર્ષણ વગેરે બધી સચેતન-અચેતન વસ્તુઓની શોધ કરતા, કરતાં તેને પોતાનો માર્ગ કાઢવો પડ્યો હશે. શરીરની ઘટના-વિઘટના, સૃષ્ટિની પ્રિય-અપ્રિય વડભાંજો, અને વિશ્વનો અખંડપણે ચાલનારો પ્રચંડ કારોબાર — આ બધાનો કર્તા કોણ? જન્મ અને મૃત્યુ કોની આજ્ઞાથી થાય છે? એ વિષેના વિચાર અને પ્રશ્ન વિચારી લોકોના મનમા સ્વાભાવિકપણે જ ઊઠ્યા હશે તેમનાં વિચારો, સવાલો, શંકાઓ અને શોધોમાંથી જ તત્ત્વજ્ઞાન નિર્માણ થયુ છે તેમાંથી જ ઈશ્વર-પરમેશ્વર, પ્રકૃતિ-પુરુષ, બ્રહ્મ-પરબ્રહ્મ, આત્મા-પરમાત્મા, પૂર્વ અને પુનર્જન્મ વગેરે કલ્પનાઓ અને વિચારો માણસને સૂઝ્યા છે

શોધને અંતે થનારી કૃતજ્ઞતાની લાગણી

દરેક વિચારકની જ્ઞાન વિષેની જિજ્ઞાસા, ઉત્કંઠા અને વ્યાકુળતા, તેનો વૈરાગ્ય, સચેતનઅચેતન સૃષ્ટિનું તેનું અવલોકન, નિરીક્ષણ, અને પરીક્ષણ, તેની બૌદ્ધિક સૂક્ષ્મતા અને વ્યાપકતા અને છેવટે નિર્ણયશક્તિના પ્રમાણમાં પોતાની શોધમાં તેને સિદ્ધિ પ્રાપ્ત થઈ હશે. તે પરથી તેણે જન્મમૃત્યુ વિષે અને એકંદરે જગત વિષે સિદ્ધાંત તારવ્યા હશે. તેમાં જ તેને તૃપ્તિ, સમાધાન, પ્રસન્નતા અને જીવન વિષે કૃતાર્થતા જણાઈ હશે આગળ જતા, વધતા જતા અનુભવ અને જ્ઞાનને

લીધે, નિરીક્ષણ અને નિર્ણયશક્તિને લીધે તેની પહેલી માન્યતામાં કાળે કરીને કોઈના મનમાં શંકા પેદા થઈ હશે અને એ નવી શંકાઓ સાથે તે ફરીને શોધ તરફ લાગ્યો હશે અથવા પછીના વિચારકને પહેલા સિદ્ધાંત માન્ય ન થતાં તે પોતાની શંકાઓ લઈને અધિક સૂક્ષ્મતાથી અને વ્યાપકતાથી તે જ શોધની પાછળ મંડી પડ્યો હશે આ રીતે બધા ચરાચર તત્ત્વોની ફરી ફરી શોધ કરતાં કરતાં વિશ્વના - આદિકારણ સુધી કોઈ વિચારકના તર્કની મજલ પહોંચ્યા પછી, બધાંનું આદિ કારણ એક જ સનાતન અવિભાજ્ય તત્ત્વ આખા વિશ્વમાં ભરેલું છે એમ તેને ખાતરી-પૂર્વક જણાયુ હશે, અને તેની સૂક્ષ્મતા, વિશાળતા અને વ્યાપકતા પરથી તેને જ તેણે બ્રહ્મતત્ત્વ કહ્યુ હશે અને વિશ્વના સજીવનિર્જીવ, અણુથી માંડીને ઠેઠ બ્રહ્માંડ સુધી જે જે કંઈ દૃશ્યઅદૃશ્ય, ગોચરઅગોચર, જ્ઞાત-અજ્ઞાત, કલ્પનામા આવનારુ ન આવનારું બધુ જ, – તે પોતે પણ – તે મહાન અને મૂળ તત્ત્વનો આવિર્ભાવ છે એવા દૃઢ તર્ક કે અનુમાન પર તે ચોક્કસપણે આવ્યો હશે અને તે જ્ઞાનને તેણે બ્રહ્મજ્ઞાન કહ્યું હશે વિચારક જે તત્ત્વમાં સ્થિર થયો, આગળ વિચાર કરવાની તેની ગતિ જ્યાં અટકી, જ્યાં તેની વ્યાકુળતા શાંત થઈ, તે તત્ત્વને કે તર્કને મુખ્ય માનીને તે તત્ત્વનુ બોધક કે સૂચક નામ તેણે પોતાના છેવટના નિર્ણયને આપ્યુ. સૃષ્ટિના આદિકારણમા જેને નિયામકપણું અને શક્તિમત્તા પ્રધાનરૂપે દેખાયા તેણે તેને ઈશ્વર એ નામ આપ્યું; જેને વ્યાપકતા અને અનંતત્વ દેખાયાં તેણે તેને બ્રહ્મ કહ્યુ, અને પોતાના જ્ઞાનને બ્રહ્મજ્ઞાન માન્યુ. આપણે પણ એ જ વિશાળ તત્ત્વના આવિર્ભાવ છીએ એમ જેને લાગ્યુ – શરીરનુ મુખ્ય તત્ત્વ એ જ છે એવો નિશ્ચય જેનામાં દૃઢ થયો – તેણે તેને આત્મતત્ત્વ માનીને તે જ્ઞાનને આત્મ-જ્ઞાન કહ્યું અસતત પરિશ્રમથી, સતત સૂક્ષ્મ અવલોકન, અભ્યાસ વગેરેની મદદથી જેમણે પોતાની શોધમાં ભારે કષ્ટથી યશ મેળવ્યો હશે, જેમને જીવનમા સત્ય જ્ઞાન સિવાય બીજો કોઈ હેતુ રહ્યો નહી હોય, જેઓ વાસનાતૃપ્ત, બધા ભૌતિક વિષયો પ્રત્યે અનાસક્ત, જ્ઞાન માટે અસતત

વ્યાકુળ, અને સમર્થ છતાયે વિરક્ત હોય તેમને પોતાની શોધમા છેવટે મળેલી સફળતાથી કેટલો આનંદ, કેટલી પ્રસન્નતા અને કૃતકૃત્યતા લાગી હશે તેની કલ્પના આપણા જેવાને કેવી રીતે આવી શકે ? એક જ ઉચ્ચ હેતુની પાછળ તન, મન, સર્વસ્વથી લાગ્યા પછી, તેને જ જીવનનો એકમાત્ર હેતુ બનાવીને તે માટે અપાર પરિશ્રમ કર્યા બાદ તેમા સિદ્ધિ મેળવ્યા પછી તેમને શું લાગ્યુ હશે ? જીવનનુ સાર્થક થયુ; જીવનમાં કોઈ પણ હેતુ બાકી રહ્યો નથી, કોઈ પણ કાર્ય કે કર્તવ્ય હવે કરવાનુ રહ્યુ નથી, એમ તેમને લાગ્યુ હોય અને પરમાનદ થયો હોય તો તેમાં શી નવાઈ ? સૃષ્ટિમા કે પોતાનામાં, અંદર કે બહાર હવે કશું જાણવાનુ રહ્યુ નથી એમ લાગતા તેમને પરમ કૃતાર્થતા જણાઈ હોય તો તેમાય શી નવાઈ ? જ્ઞાનથી પરિપૂર્ણ થયા પછી જીવનની ઇચ્છા નહી અને મૃત્યુનોય ભય નહી એવી તેમની અવસ્થા થઈ હોય તો તે અસ્વાભાવિક ન કહેવાય. કોઈ જાતનુ બધન નહી, કોઈ પ્રકારની ઇચ્છા નહી, એવી સ્થિતિમાં મોક્ષની કલ્પના તેમના મનમાં આવી હોય તો તેય સહજ છે. સત્યની શોધ થાય એ હેતુ, તે માટે કરેલાં પરિશ્રમ, ચિંતન, મનન, નિદિધ્યાસ, વિરક્ત સ્થિતિ, સ્વાર્થનો પૂરેપૂરો અભાવ, બધા તત્ત્વોની થયેલી શોધ, પ્રયત્નમા આવેલી સફળતા અને તેથી પ્રાપ્ત થયેલી જ્ઞાનાવસ્થા — એ બધાનુ તે સ્વાભાવિક પરિણામ હોવું જોઈએ એ વિષે શકા નથી આવી રીતે એક કરતા એક ચડિયાતા, પ્રખર, સૂક્ષ્મ અને ગાઢ વિચારશીલ શોધકોએ કરેલા પ્રયત્નમાથી નિર્માણ થયેલુ તત્ત્વજ્ઞાન આપણને મળ્યુ છે આ બધી તે મહાભાગોની કમાણી છે.

દર્શનકારાનો માનવ-જાતિ પર ઉપકાર

તે મૂળ દાર્શનિકો વિષે વિચાર કરતા તેમની સત્યજ્ઞાન વિષેની જિજ્ઞાસા, ઉત્કંઠા અને વ્યાકુળતા, તેને માટે તેમને લેવો પડેલો પરિશ્રમ, તેમની સૂક્ષ્મ, કુશાગ્ર, મર્મસ્પર્શી પણ વ્યાપક બુદ્ધિમત્તા, વિષયને આરપાર ભેદીને તેની પેલે પાર ઠેઠ સત્ય સુધી જઈ પહોચનારી તેમની દીર્ઘ, ભેદક અને પવિત્ર દૃષ્ટિ વગેરે બાબતો મનમા આવતા તેમને

વિષે ખૂબ માન ઊપજ્યા વિના રહેતું નથી ભૌતિક ઇંદ્રિયજન્ય સુખ વિષે તેમનો વૈરાગ્ય, કુદરત, પંચમહાભૂતોથી માંડીને માનવી શરીર, મન, પ્રાણ, ચિત્ત, જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, વગેરે સુધી બધી ચરાચર સૃષ્ટિનું તેમનુ સૂક્ષ્મ અવલોકન ને નિરીક્ષણ, તેમ જ એ બધાના ગુણ, ધર્મ અને સંસ્કારનું જ્ઞાન વગેરે બાબતો બહુ જ આશ્ચર્યકારક લાગે છે. આખુ જગત મોહ અને અજ્ઞાનમાં ગોથાં ખાતું હતું ત્યારે તત્ત્વ-શોધનની પાછળ પડીને જે મહાપુરુષોએ સત્યની ઉપાસના કરી અને પોતાને જોઈતુ જ્ઞાન પ્રાપ્ત કર્યું તે ખરેખર ધન્ય છે. માનવજાતિ પર તેમના ભારે ઉપકાર છે આખી માનવજાતિએ આ બાબતમાં તેમના સદૈવ ઋણી રહેવુ જોઈએ.

તત્ત્વज्ञाननो विकास पाछळथी शाथी अटक्यो ?

પરંતુ તત્ત્વશોધનનો આ પ્રયત્ન ભારતવર્ષમાં પહેલાં જેવો ચાલુ રહ્યો નહી ક્યારનોય તે અટકી ગયો છે એથી તત્ત્વજ્ઞાનનો જેવો વિકાસ આગળ ચાલુ રહેવો જોઈતો હતો તે આપણા દેશમાં રહી શક્યો નહી એમ જણાય છે. એના કારણોનો વિચાર કરતાં લાગે છે કે તત્ત્વજ્ઞાન અને મોક્ષનો સંબંધ કોઈ કાળે આપણે જોડી દીધો અને ત્યારથી આપણું શોધકપણુ નાશ પામ્યુ અને કેવળ શ્રદ્ધાળુપણું વધતુ ગયુ અને જ્ઞાનની ઉપાસના બંધ પડી. મૂળ શોધકોને અને દાર્શનિકોને તેમની જિજ્ઞાસા અને પરિશ્રમનું ફળ જ્ઞાન, શાતિ અને પ્રસન્નતાને રૂપે મળ્યું. તે પરથી તેમની તત્ત્વજ્ઞાન વિષેની વિચારસરણી કેવળ માની લઈએ એટલે આપણને પણ તેવુ જ જ્ઞાન, શાતિ અને પ્રસન્નતા મળશે એવો ખોટો ખ્યાલ આપણામા કોઈક કાળે પેદા થયો અને તેનું જ આ બધું પરિણામ હોવુ જોઈએ એવી શકા જાય છે. અને એક વાર આવો દૃઢ ખ્યાલ બંધાઈ ગયા પછી તેમાથી જ બ્રહ્મજ્ઞાન, આત્મ-જ્ઞાન, બ્રહ્મસાક્ષાત્કાર, આત્મસાક્ષાત્કાર વગેરે કલ્પનાઓ નિર્માણ થઈ છે અને તત્ત્વશોધક દાર્શનિકોના આનંદ પરથી બ્રહ્માનંદ, આત્માનંદ,

નિત્યાનંદ વગેરે જુદા જુદા આનંદો કલ્પીને આપણે આનંદની ઉપાસના શરૂ કરી છે. જ્ઞાન, આનંદ, કૃતાર્થતા તથા બંધનરહિત અવસ્થા એ બધાં શાના પરિણામ છે એનો વિચાર ન કરતા દાર્શનિકોએ અને વિચારકોએ રજૂ કરેલી વિચારસરણી જ આ બધી બાબતોનું સાધન છે એમ આપણે માન્યું. અનેક પ્રકારના પરિશ્રમો સહન કર્યા પછી, હેતુ સિદ્ધ થયા પછી અને શોધકના જ્ઞાનની તાલાવેલી શાંત થયા પછી તેના ચિત્તની જે સ્વાભાવિક અવસ્થા થઈ તે એ બધાના પરિણામરૂપ હતી, એ વાત લક્ષમાં ન લેતા કેવળ વિચારસરણીથી કે આનંદની કલ્પનાથી આપણે કૃતાર્થતા માનવા લાગ્યા અને મોક્ષ સાધવાનો પ્રયત્ન કરવા લાગ્યા. ક્યારેક પણ આ જાતનો ભ્રામક વિચાર આપણામાં નિર્માણ થયો અને પરંપરાથી દૃઢ થતા થતાં તેણે શ્રદ્ધાનું સ્વરૂપ ધારણ કર્યું.

અમેરિકાનું પ્રથમ દર્શન થતા કોલંબસને અતિશય આનંદ થયો અને એ ભૂમિ પર પહેલું પગલું મૂકતા તેણે કૃતાર્થતા અનુભવી. ન્યૂટને પોતાની શોધમાં યશ મળતાં આનંદ અને ધન્યતા અનુભવી. આજે પણ મોટા મોટા શોધકો અને વૈજ્ઞાનિકો પોતપોતાની શોધોમાં અને પ્રયત્નોમાં યશ મળતા આનંદ અનુભવે છે. એટલા પરથી અમેરિકાના દર્શનમાં અને તે ભૂમિ પર પગ મૂકવામાં જ આનંદ અને કૃતાર્થતા લાગવાનો ગુણ છે અથવા ન્યૂટનનો સિદ્ધાંત સમજી લેવાથી તેને મળેલો આનંદ પ્રાપ્ત થાય છે અથવા આજના શોધકોની શોધોની ઉપપત્તિ સમજી લેવાથી તે શોધકોને થનારો આનંદ અને કૃતાર્થતા આપણને પણ મળશે એમ માનીને તે પ્રમાણે કોઈ પ્રયત્ન કરવા લાગે તો તે યોગ્ય થશે ખરું? આપણે તે બધું યોગ્ય માનીશું? જ્ઞાનનાં બીજાં ક્ષેત્રોમાં આપણે જે યોગ્ય માનતા નથી અથવા કદી માનીશું નહી તે, તત્ત્વજ્ઞાનની બાબતમાં તેને આપેલા આધ્યાત્મિક સ્વરૂપને લીધે યોગ્ય માનીએ છીએ, તે પર શ્રદ્ધા રાખતા આવ્યા છીએ અને તે પર આજે મોટા મોટા સંપ્રદાયો ચાલી રહ્યા છે.

નથી પરંતુ તેમના અભ્યાસનું ધોરણ નક્કી થયેલું હોય છે. તે પોતાની મૂળ શ્રદ્ધાને સાચવીને અભ્યાસ કરતા હોવાથી તેમનામા શોધકવૃત્તિ હોવાનો ઘણો જ ઓછો સભવ છે જે ખરેખર શોધક હોય છે તે કેવળ શ્રદ્ધાથી કોઈ પણ વસ્તુ માનવાને તૈયાર નથી હોતા. તે દરેક વાતને અનુભવસિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે. જેટલી શકાઓ અને તર્ક ઊઠે તે બધાંને દૂર કરી તેમને સત્યજ્ઞાન મેળવવાનુ હોય છે, તેથી તેઓ શંકા, અને તર્કથી બીતા નથી. પણ જેમની તત્ત્વજ્ઞાન પરની શ્રદ્ધા પાછળ મોક્ષની આશા હોય છે તેઓ, ભાવિક ભક્ત જેમ પોતાની પૂજ્ય મૂર્તિને સાચવે છે તેમ, પોતાના તત્ત્વજ્ઞાનને સાચવે છે એ ભક્ત જેમ પોતાની મૂર્તિને જુદી જુદી રીતે શણગારીને કે સજાવીને પોતાનામાં આનંદ નિર્માણ કરવાનો પ્રયત્ન કરે છે, તેમ આ તત્ત્વજ્ઞાનીઓ પણ પોતે માનેલા તત્ત્વજ્ઞાનને જુદાં જુદા રૂપકોથી અને આલંકારિક ભાષાથી રસપ્રદ બનાવીને આનંદ નિર્માણ કરવાનો પ્રયત્ન કરે છે. અને તે આનદ પરથી આત્મા, બ્રહ્મ, આનંદરૂપ છે વગેરે વગેરે વર્ણન કરે છે.

તત્त्वज्ञान अने कल्पनाजन्य आनद वच्चेनो तफावत

સત્યશોધન તત્ત્વજ્ઞાનનો મુખ્ય હેતુ છે તેમાં આનંદ છે તે સત્યજ્ઞાનનો છે તે સત્યને શબ્દોથી સજાવવું પડતું નથી કે ઉપમા, અલંકાર વડે તેમાં માધુર્ય લાવવુ પડતુ નથી. જ્ઞાનમાંથી આનદ મેળવવા માટે પ્રથમ જ્ઞાન માટે ઝંખનાની જરૂર હોય છે. તે મેળવવા માટે પરિશ્રમ કરવો પડે છે. જીવનનો એ જ એક ઉદ્દેશ રાખીને સર્વસ્વનો ત્યાગ કરીને તેની પાછળ પડવુ પડે છે. પ્રખર બુદ્ધિની અને અત્યંત ચીવટની આ માર્ગમાં જરૂર હોય છે. ઉપરાંત, સત્યની પારખ અને નિર્ણયશક્તિની જરૂર હોય છે. આ વસ્તુઓ જેટલા પ્રમાણમાં આપણામાં હોય તેટલા પ્રમાણમાં આપણને જ્ઞાનમાંથી આનંદ મળે છે. વેદાંત અથવા બીજી કોઈ પણ વિચારસરણી કેવળ માનવાથી, વિશ્વની ઉત્પત્તિનો અને સંહારનો ઊલટોસૂલટો ક્રમ ગ્રંથમાંથી સમજી લેવાથી, પંચીકરણ પદ્ધતિ પરથી પંચમહાભૂતોની જુદી જુદી પદ્ધતિની

વહેંચણી સમજવાથી અને છેવટે 'આત્મા કે બ્રહ્મ હું જ છું' એવી ધારણા ચિત્ત પર સતત ઠસાવતા રહેવાથી શોધને અંતે મળેલી સફળતા-માંથી જે આનંદ થાય છે તે આપણને મળી શકશે નહીં મોક્ષની આશાથી 'હું કોણ છું?' એની તપાસ કરવાનો પ્રયત્ન કરનાર શ્રદ્ધાળુ માણસ ઉપર જણાવેલી વિચારસરણી વડે પોતાના મનને સમજાવતો અને મનાવતો છેવટે 'હું જ આત્મા, હું જ બ્રહ્મ છું, બાકીનો બધો કારભાર શરીર, મન, બુદ્ધિ, પ્રાણ વગેરે બધી પ્રકૃતિનો ખેલ છે' એ સમજણ પર આવીને 'अहं ब्रह्माऽस्मि' એ મહાવાક્ય પર પોતાની ચિત્તવૃત્તિ દૃઢ કરવાનો પ્રયત્ન કરે છે સતત અભ્યાસથી તેની એ વૃત્તિ એટલી દૃઢ થઈ જાય છે કે તે જ સત્યનો અનુભવ છે અને તે જ આત્મબોધ છે એવી તેની મતિ થાય છે. પરંતુ તે આત્મબોધ નથી પણ વેદાંતપ્રણાલી પરથી આપણે પોતે જ બનાવેલી તે આપણી એક ચિત્તવૃત્તિ છે એ તેના ધ્યાનમાં આવતું નથી જન્મમૃત્યુના ભયને લીધે 'હું કોણ?' તેની તપાસ થવી જોઈએ એવી વ્યાકુળતાથી અને સાધક-દશાની વૈરાગ્યનિષ્ઠાથી તેનામાં કાઈક સંયમ અને સદ્ગુણ આવેલા હોય છે. પછી તત્ત્વજ્ઞાનના એક સિદ્ધાંતને પકડીને 'તે જ હું' એવી સમજણ દૃઢ કરી લેવાથી તેના ચિત્તની વ્યાકુળતા શાંત થાય છે, એવી સ્થિતિમાં શ્રદ્ધાળુ અભ્યાસીને મને આત્મસાક્ષાત્કાર થયો એમ લાગે છે અને તેથી સમાધાન થાય છે.

તત્ત્વજ્ઞાનનો એકાદ સિદ્ધાંત આ પ્રમાણે માની લઈને આપણે તેને જુદાં જુદાં રૂપકોથી સજાવીને તેમાંથી જુદા જુદા રસ અને આનંદ નિર્માણ કરી પોતાની જાતનું મનમાં ને મનમાં રંજન કરવા લાગ્યા અને આપણી ચારે બાજુ ભેગા થતા ભાવિકોના મનમાં તેવા આનંદની ઇચ્છા ઉત્પન્ન કરવા લાગ્યા ભૂતકાળમાં અધ્યાત્મજ્ઞાનમાં શ્રેષ્ઠ મનાયેલી કે અવતારી તરીકે ગણાયેલી વિભૂતિઓ આપણે પોતે જ છીએ એમ કલ્પીને અને માનીને કોઈ મસ્તીનો તો કોઈ શ્રેષ્ઠતાનો ડોળ કરવા લાગ્યા. આવી રીતે પોતાની ભ્રામક વૃત્તિનું જ આપણે તત્ત્વજ્ઞાનને નામે પોષણ કરવા લાગ્યા, અને તે માટે તે તત્ત્વજ્ઞાનમાંથી

માર્ગો કાઢવા લાગ્યા. આપણામાં શોધકપણું હોત તો જ્ઞાનને નામે આવા ભ્રામક પ્રકારો ન થાત અને આપણે તે શાસ્ત્રનો વિકાસ કર્યો હોત અને તેથી આપણને અનેક ભૌતિક તથા સાત્વિક લાભો થયા હોત અને આપણે ઉન્નત થયા હોત. પણ તત્ત્વજ્ઞાનનો સંબંધ કેવળ મોક્ષ સાથે જોડવામાં આવ્યાથી તેવા લાભ થઈ શક્યા નહીં. દરેક સંપ્રદાયે તત્ત્વજ્ઞાનની કોઈ ને કોઈ પ્રણાલી સ્વીકારી જ છે એનું કારણ તત્ત્વજ્ઞાન સિવાય મોક્ષ નથી એવી આપણા મહાપુરુષોની અને સર્વ-સાધારણ લોકોની ચાલતી આવેલી શ્રદ્ધા છે અને તેથી જ આ માર્ગમાં જ્ઞાનની શોધ ન થતાં શ્રદ્ધાળુપણું વધતું ગયું છે.

તત્ત્વજ્ઞાનની સિદ્ધિ

સાચે જ, આપણે તત્ત્વોના શોધક અને અભ્યાસી થઈએ તો પંચભૂતાત્મક સૃષ્ટિના બધા સ્થૂળસૂક્ષ્મ પદાર્થોનું તેમ જ તેના ગુણધર્મોનું જ્ઞાન આપણને થયા વગર રહેશે નહીં; ધ્વનિ, પ્રકાશ, વિદ્યુત જેવાં ગૂઢ અને મહાન તત્ત્વોના કાર્યકારણભાવોનું જ્ઞાન આપણને થશે, મનુષ્ય અને બીજાં પ્રાણીઓના ગુણધર્મ, સંસ્કાર, સ્વભાવ વગેરેનું જ્ઞાન પણ આપણને થશે, મન, બુદ્ધિ, ચિત્ત, પ્રાણ, ચૈતન્ય એ બધાં વિષેનું સૂક્ષ્માતિસૂક્ષ્મ જ્ઞાન આપણી આગળ પ્રકટ થશે, આખી ચરાચર સૃષ્ટિના તેમ જ તેનાં સૂક્ષ્મ તત્ત્વોના આપણે જાણકાર થઈશું. આ પ્રમાણે બધા તત્ત્વોની શોધ કરતાં કરતા આપણે જો તત્ત્વજ્ઞાનના છેવટ સુધી પહોંચીશું તો આ વિશ્વમાં આપણને કંઈ પણ અજ્ઞાત રહેશે નહીં, અને એ બધા જ્ઞાનનો માનવજાતિના ઉત્કર્ષ અને કલ્યાણ માટે આપણે સહેજે ઉપયોગ કરી શકીશું. તે જ્ઞાનથી ભૂતમાત્રનું હિત સાધવા તરફ જ આપણા જીવનનું સહજ વલણ અને ધોરણ રહેશે. પરંતુ આમાંના કોઈ પણ તત્ત્વની શોધ આપણને લાગી ન હોય અને માનવજાતિનું કલ્યાણ અને ભૂતમાત્રનું હિત એમાંની કોઈ બાબત આપણે કરી શકતા ન હોઈએ ત્યાં કેવળ આત્મતત્ત્વનું જ્ઞાન થઈને આપણને બ્રહ્મસાક્ષાત્કાર થઈ શકે છે એ વાત જ્ઞાનમાર્ગમાં સંભવનીય લાગતી નથી. સત્યદૃષ્ટિથી

તપાસવામાં આવે તો આ પ્રકાર કેવળ કલ્પિત અને શ્રદ્ધાનો ઠરે. તેને જ્ઞાનની સિદ્ધિ ન કહી શકાય

**તત્ત્વજ્ઞાનનુ જીવન-સિદ્ધિમા પર્યવસાન**

આ બધા પરથી વિચાર કરતાં લાગે છે કે તત્ત્વજ્ઞાનનો સંબંધ મોક્ષ સાથે ન માનતાં આપણી જીવનશુદ્ધિ અને સિદ્ધિ સાથે જોડવો જોઈએ. માનવતા માટે આવશ્યક જણાતી દરેક બાબતને અધિક શુદ્ધ, અધિક તેજસ્વી અને અધિક પ્રભાવશાળી કરવાનુ સામર્થ્ય તત્ત્વજ્ઞાનમાં હોવુ જોઈએ માનવી જીવનમાં ધર્મ, અર્થ અને કામ એ ત્રણ મોટા પુરુષાર્થો છે. માણસમાત્રનુ આખું જીવન આ ત્રણ પુરુષાર્થોમા વહેચાયેલુ છે આ ત્રણેની શુદ્ધિ વડે જ જીવનશુદ્ધિ અને જીવનસિદ્ધિ સાધી શકાશે. જ્ઞાન સિવાય શુદ્ધિ અને સિદ્ધિ શક્ય નથી. તેથી ધર્મ, અર્થ અને કામને શુદ્ધ કરવાનું સામર્થ્ય જ્ઞાનમા હોવું જોઈએ. વ્યક્તિ અને સમષ્ટિનું કલ્યાણ પરસ્પર વિરોધક કે વિઘાતક ન થતા એકબીજાને સહાયક થતું રહે એ દૃષ્ટિથી ધર્મ, અર્થ અને કામનો વિચાર થાય તે માટે તત્ત્વજ્ઞાનની ખાસ જરૂર છે એ આવશ્યકતા પૂરી કરવાની શક્તિ તત્ત્વજ્ઞાનમાં હોય તો જ ધર્મ, અર્થ અને કામની શુદ્ધિ થશે અને માનવધર્મની સિદ્ધિ થશે આપણે જેને તત્ત્વજ્ઞાન કહીએ છીએ તેમાં આ શક્તિ ન હોય તો તે તત્ત્વજ્ઞાનનો જ વિકાસ કરીને તેમાં તે શક્તિ લાવવી જોઈએ જ્ઞાનમાં જો પુરુષાર્થ ન હોય, શક્તિ નિર્માણ કરવાનો ગુણ જો જ્ઞાનમાં ન હોય, તો તે જ્ઞાનમા અને અજ્ઞાનમા કશો ફરક નથી દીવામાં અને અગ્નિમા પ્રકાશ આપવાની શક્તિ હોવાની જ. તે શક્તિ દીવામાં અને અગ્નિમાં નથી એવો અનુભવ થતો હોય તો ત્યાં દીવો અને અગ્નિ નથી પણ તે વિષે કંઈક ભ્રાંતિ જ હોવી જોઈએ એમ ચોક્કસ સમજવુ

ટૂંકમાં, તત્ત્વજ્ઞાનના આભાસ પર વિશ્વાસ ન રાખતાં, માનવી જીવનને બધી બાજુથી સફળ કરવાનું સામર્થ્ય જેમા હોય એવા તત્ત્વજ્ઞાનનો

આપણે આશ્રય લેવો જોઈએ ભ્રમની પાછળ ન પડતાં આપણે સાચે જ જ્ઞાનની પ્રાપ્તિ કરી લઈએ તો તેની સાથે સાથે આપણામાં પુરુષાર્થ આવવો જ જોઈએ. જ્ઞાન મેળવ્યા પછી તેનો ઉપયોગ કરવો એ તે જ્ઞાનનું સ્વાભાવિક પરિણામ છે.

## ૧૩

## સાધ્યસાધન વિવેક–૧

ભક્તિ, યોગ, જ્ઞાન એ આધ્યાત્મિક ઉન્નતિના માર્ગો આપણામાં માનવામાં આવે છે આ માર્ગોની ઉત્પત્તિ એક જ કાળે થયેલી નથી. સમાજમાં આવી જાતના કોઈ પણ માર્ગની કે સાધનની કલ્પના વ્યક્તિના કે સમાજના કોઈ દુઃખનુ શમન, સુખનું સાધન કે મનનુ સાંત્વન અને ઉન્નતિને નિમિત્તે થાય છે. અને તેની જ આગળ વૃદ્ધિ થઈને તેમાંથી જુદા જુદા બૌદ્ધિક અને માનસિક આનંદ પ્રાપ્ત કરવાની કલ્પનાઓ નીકળે છે આ માર્ગોનું છેવટનું ધ્યેય મોક્ષ હોવાથી મોક્ષેચ્છુ સાધકો પોતાને રુચે તે માર્ગ ગ્રહણ કરીને પોતાની ઉન્નતિનો પ્રયત્ન કરતા આવ્યા છે. આ માર્ગો અને તેનાં સાધનો ઓછાવત્તા પ્રમાણમાં વૈયક્તિક વિકાસને સહાયક થયાં છે એમા શંકા નથી. પરંતુ તેમાની વ્યક્તિગત કલ્યાણની કલ્પનાને લીધે સામાજિક અને સામુદાયિક કલ્યાણની જે ભાવના પેદા થયા વિના માનવજાતિની પ્રગતિ થવી શક્ય નથી તે આપણામાં આવી નથી ઉપરાંત, ભક્તિ જ્ઞાન વગેરે માર્ગોમાં પ્રત્યક્ષ કર્મના કરતાં આપણી ભાવના ને કલ્પનાનુ જ મહત્ત્વ હોવાથી તેનાથી પ્રાપ્ત થનારા જુદા જુદા લાભો પણ વિચાર કરતાં કાલ્પનિક લાગે છે તે માર્ગમાં આનંદ નથી એમ નથી. પરંતુ તે આનન્દના ઘણાખરા પ્રકારો આપણે જ આપણી કલ્પનાથી ને ભાવનાથી નિર્માણ કરેલા હોય છે, એનુ તે માર્ગના સાધ્યસાધનનો વિચાર કરતાં દેખાઈ આવે છે આપણી

ભક્તિના અનેક પ્રકારો, આત્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાન વિષેની આપણી માન્યતાઓ અને શ્રદ્ધા પરથી આ બધી બાબતોમા આપણે જુદી જુદી કાલ્પનિક સૃષ્ટિઓ નિર્માણ કરીને તેમાથી પોતાની ભાવનાઓનુ પોષણ, વર્ધન અને શમન કરતા આવ્યા છીએ એમ લાગે છે

भक्तनी मन स्थितिनु परीक्षण

અવતારવાદ અને ઈશ્વર વિષેની આપણી સગુણ–સાકારની કલ્પનાને લીધે ભક્તિમાર્ગમાં ઘણી જ કાલ્પનિકતા પેદા થયેલી જોવામાં આવે છે. નવવિધા ભક્તિથી આપણી ભાવતૃપ્તિ થઈ નહી તેથી મધુરભક્તિ જેવા પ્રકાર આપણે નિર્માણ કર્યાં છે. ઈશ્વર કેવો છે એની માહિતી ન હોવા છતા, તેનાં રંગરૂપ વિષે કશું જ્ઞાન ન હોવા છતાં, આપણે તેને રંગરૂપ આપીને, તેને મન, બુદ્ધિ, ચિત્ત ને ઇચ્છા વળગાડીને તેની ભક્તિ કરવાનો રિવાજ પાડચો છે ઈશ્વરે લીલામાત્રે કરીને અનત બ્રહ્માડો નિર્માણ કર્યાં એ વાત ખરી કે ખોટી એ વિષે શંકા હશે, પણ આપણી ઈશ્વર વિષેની કલ્પનાઓનો વિચાર કરતા આપણે ઈશ્વરને પોતાની સગવડ પ્રમાણે ભાવના અને કલ્પના પ્રમાણે, આપણને જ્યારે જેવો જોઈએ તેવો બનાવીએ છીએ એ વાત માત્ર પ્રત્યક્ષ અને ખરી છે ઈશ્વરના દર્શન માટે વ્યાકુળ થયેલો ભક્ત તેને કહે છે.

काय तुझें वेंचे मज भेटी देता । वचन बोलता एक दोन ॥
काय तुझें रूप घेतों मी चोरोनि । त्या भेणें लपोनि राहिलासी ॥
काय तुझें आम्हा करावें वैकुंठ । भेवों नको भेट आता मज ॥
तुका म्हणे तुझी न लगे दसोडी । परि आहे आवडी दर्शनाची ॥

(હે પ્રભુ! મને દર્શન આપતા અને મારી સાથે એક બે વચન બોલતાં તારું શું ખર્ચાઈ જાય છે? તારુ રૂપ શુ હું ચોરી લેવાનો છુ કે એ બીકે તું સતાઈને બેઠો છે? તારા વૈકુંઠને મારે શુ કરવુ છે? બીશ મા. હવે મને દર્શન દે તુકારામ કહે છે કે તારી પાસેથી મારે કશાનીયે જરૂર નથી. ફક્ત દર્શનની જ મને ઇચ્છા છે)

આવી સ્થિતિમાં ઈશ્વરને શું લાગે છે, શું નહીં, તે ભક્ત જ બધું નક્કી કરે છે. તેને કેવી શંકાઓ આવતી હશે તે પોતે જ કલ્પીને તેનું નિરસન પણ પોતે જ કરે છે. એવી રીતે દેવની અને ભક્તની બંને ભૂમિકાઓ તે એકલો જ ભજવે છે. દર્શનોત્સુક અવસ્થાવાળા ભક્તોના આવા અનેક ઉદ્ગાર મળે છે. એવી વ્યાકુળ અવસ્થામાં પોતાની ઇચ્છા પ્રમાણે, નિદિધ્યાસ પ્રમાણે, તેમને કશો આભાસ થાય તો તેને તેઓ ઈશ્વરનો સાક્ષાત્કાર કે દર્શન માનીને પોતાને ધન્ય અને કૃતકૃત્ય ગણે છે. કોઈ ભક્તોને ધ્યાન–અનુસંધાનને લીધે તાદાત્મ્ય સિદ્ધ થયું અથવા તે સાધ્ય કરતા કરતાં ચિત્તની ગતિ કુંઠિત થઈ અગર ચિત્તનો લય થયો એટલે પોતે ઈશ્વર સાથે તદ્રૂપ થયા એમ સમજીને તેઓ સાયુજ્યતાની અને મોક્ષની ખાતરી માને છે. આ બધા પ્રકારોમાં રહેતી ચિત્તસ્થિતિનું પરીક્ષણ કરતાં પોતાની કલ્પનામાં જ રમ્યા કરવાના અને છેવટે તેમાં જ મગ્ન થવાના આ બધા પ્રકારો લાગે છે.

**આત્મજ્ઞાનીની મન:સ્થિતિનું શોધન**

આત્મજ્ઞાન માટે 'હું કોણ?' એ શોધવાને નીકળેલા સાધકો સાંખ્યવિચારસરણી પ્રમાણે સ્થૂળ, સૂક્ષ્મ, કારણ, અને મહાકારણ શરીરોનો વ્યતિરેક કરતા કરતા, આ તત્ત્વો 'હું' નથી, એમ ચિત્તને સમજાવતા–ઠસાવતા, તે તત્ત્વો વિષે લાગતા અહંપણાને દૂર કરવાનો પ્રયત્ન કરતા કરતા છેવટે કેવળ 'પોતાપણા'નું ભાન કરાવનારી વૃત્તિ સુધી જઈ પહોંચે છે અને તે સ્થિતિને જ તેઓ પૂર્ણ સ્થિતિ સમજે છે. 'હું કોણ?' એ આપણે જાણ્યું એમ તેમને તે સ્થિતિમાં લાગે છે. અને તેમાં જ તેઓ આનંદ અને સંતોષ અનુભવે છે. તે 'હું' ચાર દેહ, ત્રણ ગુણ, પાંચ ભૂતો, એ બધાથી અલિપ્ત છે, જુદો છે, દેહના અધ્યાસને લીધે તે દેહ સાથે બંધાઈ ગયો છે, તે દેહાધ્યાસ છૂટીને 'હું કોણ?' એ જાણ્યા પછી હવે આપણને ફરીને દેહ પ્રાપ્ત થશે નહીં; એ જ મુક્તિ એમ તેઓ સમજે છે. આપણે પોતે અલિપ્ત

છીએ એવો અભ્યાસ કરીને પ્રાપ્ત થયેલી સ્થિતિને એટલે તુર્યાવસ્થાને તેઓ આત્મસ્થિતિ માને છે કોઈ બધી વૃત્તિઓનો નિરાસ કરીને ચિત્તનો લય સાધે છે અને ત્યાર પછી જે બાકી રહે છે તે 'હું' છુ એમ સમજીને તેને જ આત્મજ્ઞાનની છેવટની ભૂમિકા માને છે—એટલે કે ઉન્મન સ્થિતિને આત્મસ્થિતિ માને છે આને જ આત્મ-સાક્ષાત્કાર માનીને તે પરથી મોક્ષની બાબતમાં ખાતરી રાખે છે પોતાનામાં સ્ફુરતુ સત્-તત્ત્વ જ આખા વિશ્વમા ભરેલુ છે, તે જ બ્રહ્મ છે, એવી શ્રદ્ધાથી જેઓ આત્મસ્થિતિ પરથી 'अह ब्रह्माऽस्मि' એ ભૂમિકા પર જાય છે, તેઓ પોતાને બ્રહ્મસાક્ષાત્કાર થયો એમ સમજે છે એવી રીતે પોતાને રુચે તે સાધનથી અને પોતે સાધી શકે તે ધારણાથી સાધકો પોતાની ગતિ અને શક્તિ પ્રમાણે ચિત્તની ભૂમિકા પ્રાપ્ત કરે છે અને તેને જ જ્ઞાનની છેવટની અવસ્થા સમજે છે, અને તેમા થતા અનુભવને છેવટનો જીવનસિદ્ધાંત માને છે. એ જ ભૂમિકાને અને અવસ્થાને તેઓ પ્રયત્નપૂર્વક દઢ કરે છે. પરતુ આમાંનો કોઈ પણ સાધક મોટે ભાગે પોતાની ભૂમિકાને તપાસતો નથી, ચિત્તવૃત્તિનુ પરીક્ષણ કરતો નથી તેથી જેને આપણે અનુભવ સમજીએ છીએ તે ખરેખર આત્માનો અનુભવ છે કે આત્માને વિષે આપણે કરેલી કલ્પના હોઈ તે કલ્પના પર સ્થિર અને દઢ કરેલી ચિત્તની વૃત્તિ છે, એ તેમના ધ્યાનમાં આવતુ નથી કે એવી શંકા પણ તેમના મનમા ઊઠતી નથી તે જ પ્રમાણે ચિત્તવૃત્તિનો લય થયા પછી ચિત્તની નિર્વ્યાપાર સ્થિતિમાં રહેલી જે 'કેવળ' અવસ્થા તે જ આત્માનુ ખરુ સ્વરૂપ છે એમ જેઓ માને છે તેમને પણ એવી શકા નથી થતી કે આ સ્થિતિમાં આપણને આત્માનુ જ્ઞાન થાય છે કે પોતાના દેહનુ કેવળ વિસ્મરણ થાય છે? ધ્યાન કે યોગને માર્ગે જેઓ ચિત્તવૃત્તિઓનો નિરોધ કરતાં કરતાં છેવટે ચિત્તનો લય કરીને નિર્વિકલ્પ અવસ્થા સાધે છે તેઓ તેને જ આત્માની શુદ્ધાવસ્થા માને છે. ચિત્તનો લય સાધવાથી કર્મક્ષય થાય છે ને પુનર્જન્મ ટળે છે અને મોક્ષની પ્રાપ્તિ થાય છે એવી આ સાધકોની શ્રદ્ધા હોય છે તેથી

લયાવસ્થાનો કાળ શક્ય તેટલો લંબાવવાનો તેમનો પ્રયત્ન હોય છે. આત્માની શુદ્ધાવસ્થામાં સતત રહેવાય તો સારું એવી તેમની ઇચ્છા હોય છે. પરંતુ 'હું કોણ?' એની શોધ કરીને તે પ્રયત્નમાં સિદ્ધિ પ્રાપ્ત કરેલા આત્મજ્ઞાનીઓ, 'अहं ब्रह्मास्मि'ના અનુભવથી થયેલા બ્રહ્મ-જ્ઞાનીઓ, તેમ જ નિર્વિકલ્પ દશા પ્રાપ્ત કરીને જેમણે સમાધિ સિદ્ધ કરી છે એવા મહાનુભવીઓ — એ બધાનું ધ્યેય મોક્ષ જ હોય છે, અને પોતપોતાનાં સાધનોથી અને તેની છેવટની સિદ્ધિથી પુનર્જન્મ ટળશે અને મોક્ષ મળશે એવી તે પૈકી દરેકની દૃઢ શ્રદ્ધા હોય છે. પરંતુ કયા અચિંત્ય અને અતર્ક્ય કારણથી આપણને સૌથી પહેલો જન્મ પ્રાપ્ત થયો એ વિષે અનુભવાત્મક જ્ઞાન કોઈને નથી હોતું છતાં દરેક જણ મોક્ષ વિષે શ્રદ્ધા કે ખાતરી કેમ રાખી શકે છે તે વિવેકી માણસથી સમજાય તેવું નથી 'આત્મા' નામનું તદ્દન જુદું જ તત્ત્વ શરીરના બંધનમાં અસંખ્ય જન્મોથી સપડાયેલું છે, તેને કોઈ પણ ઉપાય કે સાધન વડે જુદું પાડી શકાય તો આપણી મૂળની શુદ્ધ, બુદ્ધ સ્થિતિ પ્રાપ્ત થશે એવું આ માર્ગના સાધકોને લાગે છે. તેથી તે પૈકી કેટલાક આત્માનું, કેટલાક ઈશ્વરનું અને કેટલાક બ્રહ્મનું સતત ચિંતન કરવાનો કે અનુસંધાન રાખવાનો પ્રયત્ન કરી તાદાત્મ્ય કે ચિત્તનો લય સાધે છે; અને તે સ્થિતિમાં દેહનું વિસ્મરણ થાય, સંકલ્પવિકલ્પ બંધ પડે, ચિત્તવૃત્તિઓ નાશ પામે એટલે આપણે દેહથી જુદા થયા, દેહથી જુદા એવા આત્મતત્ત્વનો આપણને અનુભવ કે સાક્ષાત્કાર થયો એમ તેઓ માની લે છે. પરંતુ આમાં ખરું જોતાં પરંપરા અને ગ્રંથપ્રામાણ્ય પર શ્રદ્ધા રાખીને કરેલા અભ્યાસથી થોડો વખત દેહની વિસ્મૃતિ કેવળ સધાય છે. યમ, નિયમ, સદાચાર વગેરે દ્વારા ચિત્તની શુદ્ધાવસ્થા, જે જીવનની દૃષ્ટિથી અત્યંત મહત્ત્વની બાબત છે તે આમાં સધાય છે એ વિષે શંકા નથી પરંતુ આ સાધનથી આત્મજ્ઞાન થાય છે અને તેથી માણસ જન્મમરણમાંથી મુક્ત થાય છે, એ માન્યતામાં અને શ્રદ્ધામાં વિવેકનો તેમ જ નિરીક્ષણનો અભાવ જણાય છે.

ચૈતન્યનુ સતત પ્રકટીકરણ

બધી ઇન્દ્રિયોને ચેતના આપનારી, બાળપણ, જુવાની, ઘડપણ, જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિ વગેરે બધી અવસ્થાઓમાં અખંડપણે કાયમ રહેનારી, મન, બુદ્ધિ ચિત્ત, પ્રાણ — બધાને પ્રેરણા આપનારી જે શક્તિ, તે શક્તિ જ જો આપણે પોતે છીએ, તો તે શક્તિની પ્રતીતિ ચિત્તની લય-અવસ્થામાં જ કેવળ થાય છે અને બીજી વખતે થતી નથી એમ કહેવુ એનો વિવેક અને અનુભવ સાથે મેળ બેસતો નથી. તે શક્તિ આપણે પોતે જ હોવાથી ચિત્તનો લય કર્યાથી આપણુ જ આપણને દર્શન કે સાક્ષાત્કાર થાય એ પણ સંભવિત નથી. મન બુદ્ધિ-ચિત્ત સહિત બધી ઇન્દ્રિયોના બધા કાર્યો ચાલુ હોવાથી તે નિમિત્તે તે શક્તિનું જ પ્રકટીકરણ અને દર્શન સતત ચાલુ છે. તે પ્રકટીકરણ હમેશ શુદ્ધપણે થતુ રહે તે માટે જે સાધનોની અને ઉપાયોની જરૂર છે તેમનો આપણે ઉપયોગ કરવો જોઈએ દેહના અધ્યાસથી આત્મા ક્યારેક પણ દેહના બંધનમાં સપડાયો છે અને 'હું જ આત્મા છુ,' એ અધ્યાસ દૃઢ કરવાથી અથવા ચિત્તનો લય સાધી દેહનુ અસ્તિત્વ ભુલાવી દેવાયા તે જન્મમરણમાથી મુક્ત થાય છે — આ બે કલ્પના અને શ્રદ્ધા પર આને અગેની બધી વિચારસરણી અને સાધન-ઉપાય રચેલાં છે. પણ આ વિચારસરણી અને સાધનોને લીધે થયેલા અનુભવો શોધક દૃષ્ટિથી તપાસતાં તેમા વિચારની સુસંગતિ અને અનુભવોનુ નિરીક્ષણ દેખાતાં નથી દેહ અને આત્મા અથવા પ્રકૃતિ અને પુરુષ એ બે તત્ત્વો એકબીજાથી અત્યંત ભિન્ન ગુણધર્મવાળાં હોવા છતાં તેમનુ ઐક્ય શી રીતે થયુ ? ક્યા સુખની આશાથી, શુદ્ધ-બુદ્ધ, નિત્ય નિરંતર, સત ચિત્-આનંદ-સ્વરૂપ આત્મા અશાશ્વત દેહનો અધ્યાસ લઈને તેના મોહમાં સપડાયો ? અને આત્મા વિષેના કે બ્રહ્મ વિષેના અધ્યાસથી થોડો વખત દેહને કેવળ ભૂલી જવાથી તે તેમાથી કાયમનો કેવી રીતે છૂટવાનો ? દેહના જ આધાર વડે દેહનુ ભાન વિસારે પાડવાનો ક્રમ સાધક રોજ રાખે તોપણ તે જ દેહના અધિષ્ઠાન પર વ્યુત્થાન દશા કુદરતી રીતે

આવ્યા જ કરવાની અને તે જ વધારે વખત સહેજે રહેવાની ચિત્તની આવી રોજની પ્રવૃત્ત અને નિવૃત્ત સ્થિતિમા આત્મા પોતાની મૂળ શુદ્ધ-બુદ્ધ અવસ્થા કેવી રીતે પ્રાપ્ત કરી શકે અને જન્મમરણમાથી મુક્ત થાય વગેરે શંકાઓ અને પ્રશ્નોના યોગ્ય જવાબો અભ્યાસ પછીના અનુભવમાંથી પણ વિવેકી માણસને મળતા નથી. આ પરથી આ બધી માન્યતાઓને પરંપરાગત શ્રદ્ધા સિવાય બીજો આધાર દેખાતો નથી. આત્માની અસલ અવસ્થા નિર્વિકાર છે. અભ્યાસથી તે અવસ્થામાં ગયા પછી તેને પોતાની મૂળ સ્થિતિ પ્રાપ્ત થાય છે એવી જાતની સમજણ આ બધા પ્રયત્નના મૂળમાં છે પરંતુ અભ્યાસમાં થતા અનુભવને તપાસતા જણાશે કે, સવિકલ્પ-નિર્વિકલ્પ અવસ્થાઓ આત્માની નથી પણ ચિત્તની છે. સર્વ પ્રેરક શક્તિને જો 'આત્મા' એ શબ્દ લાગુ પડતો હોય તો તે શકિત સવિકલ્પ નથી, તેમ જ નિર્વિકલ્પ પણ નથી સૂર્ય જેમ સતત પ્રકાશમાન હોવાથી પ્રકાશ આપવાનુ કાર્ય તેના તરફથી સતત અખંડપણે ચાલુ જ હોય છે, તે જ પ્રમાણે સર્વ પ્રેરક અને સ્વયંભૂ શક્તિનુ કાર્ય પણ સતત ચાલુ જ હોય છે. નિર્વિકલ્પ સ્થિતિના અભ્યાસકો આ વિષયનુ કદાચ જુદી જ દૃષ્ટિથી શાસ્ત્રીય રીતે સમર્થન કરી શકશે. અન્નમય, પ્રાણમય વગેરે કોશોમાંથી સાધના વડે આત્માને મુક્ત કરી શકાય છે એમ તેઓ આગ્રહપૂર્વક કહી શકશે. પરંતુ આ બધા કોશોની પેલી પાર ગયેલો આત્મા દેહને સંપૂર્ણ રીતે છોડી શકે છે અથવા તેની દેહવિષયક જરૂરિયાતો મટી જાય છે કે કેમ, એ તેમણે પોતાનાં અનુભવ અને સ્થિતિને તપાસીને જોવું જોઈએ. તેમ ન થઈ શકતુ હોય તો મોક્ષની આશાથી અભ્યાસ કે અભ્યાસ દ્વારા પ્રાપ્ત કરેલી અવસ્થાનુ ખોટું મહત્ત્વ કોઈએ માનવું જોઈએ નહી.

**પરંપરાગત ધ્યેયોની અપૂર્ણતા**

ભક્તિ, જ્ઞાન, યોગ વગેરે માર્ગોમાં જેઓ યમ, નિયમ, સદાચાર વગેરે વડે પોતાની ઉન્નતિ સાધવાના પ્રયત્નમાં હોય છે તેમને વિષે મનમાં ખૂબ આદર અને સદ્ભાવ હોવા છતાં જીવન વિષેના કેવળ પારંપરિક અને શ્રદ્ધામાન્ય ધ્યેય વિષે ઉપર પ્રમાણે વિચારો દર્શાવવા

પડ્યા છે. ચિત્તની શુદ્ધિ સાધવામાં જેઓ યશસ્વી થયા હશે તેઓ ક્યારેય પણ આદરને પાત્ર છે એમા શંકા નથી. માનવી જીવન શુદ્ધ રાખવામાં અને એવી જાતનુ વાતાવરણ સમાજમા નિર્માણ કરીને તે પોષવામા તેમનો જેટલો ઉપયોગ થતો હોય તે પ્રમાણમા તેઓ સાચે જ ધન્ય છે, એમા પણ શકા નથી. પરતુ માનવી જીવનની વિશાળતા અને પૂર્ણતાનો વિચાર કરતાં આપણે આજ સુધી જે ધ્યેયો શ્રદ્ધાપૂર્વક માનતા આવ્યા છીએ તે ધ્યેયો હવે અપૂર્ણ પુરવાર થઈ રહ્યાં છે, તેથી એ દૃષ્ટિથી હવે આપણી બધી આધ્યાત્મિક ભાવનાઓ ને ધ્યેયોનો વિચાર કરવો એ જરૂરી બન્યુ છે તે માટે આ બધા માર્ગોથી અને સાધનોથી આપણામાં માનવી સદ્‌ગુણોની વૃદ્ધિ થાય છે કે નહી તે આપણે જોવું જોઈએ. તેમાંની કોઈ પણ કલ્પનાથી, ભાવનાથી કે સાધનથી સમાજમાં અસત્યને ને દભને નિર્માણ થવાનો કે ફેલાવાનો અવકાશ મળતો હોય, તેને કારણે કોઈ પણ ભ્રામક કલ્પનાઓને મહત્ત્વ પ્રાપ્ત થતુ હોય; સમાજમાં જડતા, અંધશ્રદ્ધા, પામરતા અને પરાવલબન વધતાં હોય, તો એ બધી બાબતોમાં આપણે સુધારણા કરવી જોઈએ. તેમાં યમનિયમનુ અને સદાચારનું મહત્ત્વ છે. ફક્ત તેમાનાં આપણાં ધ્યેયો વિવેકપૂર્વક તપાસી જોવાની જરૂર છે

**दिव्य सामर्थ्यनो भ्रम**

કોઈ ગૂઢ સાધનથી પોતાનામાં પરમેશ્વરી સામર્થ્ય પેદા કરીને તે વડે પોતાનુ, બીજાઓનુ અને સમસ્ત જગતનું કલ્યાણ કરવાની મહત્ત્વાકાંક્ષા કેટલાક સેવે છે. કોઈ વિશેષ સાધનથી અને ક્રિયાથી ઈશ્વર સંતુષ્ટ થાય છે અને માણસને દિવ્ય સામર્થ્ય આપે છે અથવા તે સાધનથી અને ક્રિયાથી માણસમાં જ ઈશ્વરી શક્તિ પ્રકટ થાય છે, એવી જાતની કલ્પનાઓ આ મહત્ત્વાકાંક્ષાની પાછળ હોય છે આવી જાતની મહત્ત્વાકાંક્ષાથી પ્રેરાઈને કોઈ વિશિષ્ટ પ્રકારની સાધના કરનાર સાધકો મળી આવે છે. પરંતુ તેમાના કોઈને પણ સિદ્ધિ મળી છે અને તેનામાં જગતનું કલ્યાણ કરવાની શક્તિ આવી છે એવું હજુ ક્યાય જોવામાં આવ્યું નથી.

આવી જાતના સાધકોના પૂર્વજીવનની માફક તેમના પાછલા જીવનને મહત્ત્વ પ્રાપ્ત થાય છે. સાધક પૂર્વજીવનમાં જ કોઈક વિશેષતાને લીધે પ્રખ્યાત હોય તો તેના સાધકપણાને મહત્ત્વ મળે છે અને તેના પ્રયત્ન તરફ મોટા મોટા લોકોનું લક્ષ ચોટેલું રહે છે. પરંતુ આવા સાધકોનો જેમ જેમ સાધનામાં કાળ જાય છે અને સિદ્ધિની દૃષ્ટિથી કશું પ્રાપ્ત થવાની તેમની આશા જેમ જેમ નાશ પામતી જાય છે તેમ તેમ તેમની સાધનાને અને જીવનને જુદું રૂપ મળવા લાગે છે અને પછી કેવળ સાધનના નામ પર જ તેમનું જીવન ચાલવા લાગે છે સિદ્ધિની આશામાં તેમનો ઘણો કાળ વહી જાય છે એટલા વખતમાં બાહ્ય પરિસ્થિતિ, જગતની સ્થિતિ, લોકમાનસ, કલ્પના, આદર્શ વગેરે બાબતોમાં ખૂબ ફેરફાર થઈ ગયેલો હોય છે. તેથી સાધકના ચિત્ત પર તેની અસર પડીને તેની પહેલાંની મનસ્થિતિ બદલાવા માંડે છે. સિદ્ધિની દૃષ્ટિથી કશું જ પ્રાપ્ત થયું ન હોય તોપણ ઘણો વખત જનસંપર્કથી—પ્રવૃત્તિથી—દૂર રહ્યા પછી તેઓ સમાજમાં ભળી શકતા નથી. સામર્થ્યહીન અને મહત્ત્વહીન સ્થિતિમાં એકાંત છોડીને બહાર આવવાની ઇચ્છા તેમને થતી નથી. આવે વખતે ખરું જોતાં પોતાની સાધના, અનુભવ, મનઃસ્થિતિ, પ્રયત્નને અને પોતાને મળેલા યશ-અપયશ—એ બધું શાસ્ત્રીય શોધની અને સમાજના હિતની દૃષ્ટિથી પ્રકટ કરવું એ તેમનું કર્તવ્ય બને છે. પણ ભ્રમને લીધે પ્રતિષ્ઠાના મોહને લીધે અથવા દંભને કારણે તેઓ તેમ કરવાની હિંમત કરી શકતા નથી. ભક્તિ, જ્ઞાન અને યોગ માર્ગના કેટલાયે સાધકો જેમ પોતાના યશ-અપયશ કશું ન જણાવતાં પોતાના ધ્યેયની સિદ્ધિ થયાનો દંભ કરે છે, તે જ પ્રમાણે દિવ્ય સામર્થ્યની પાછળ પડેલા સાધકો પણ સિદ્ધિની બાબતમાં મળેલો અપજશ પ્રકટ ન કરતા દંભ કરવા લાગે છે. જનસમુદાયમાં તેઓ ભળી શકતા નથી અને એકાંત પણ તેમનાથી સહન થતું નથી. ત્યારે લોકો જ પોતાની પાસે આવતા માંડે એવી પ્રથા તેઓ શરૂ કરે છે. આપણા સમાજમાં મૂળથી જ પુષ્કળ અંધશ્રદ્ધાળુપણું છે. તેથી ભાવિક લોકો

તેમને દર્શને જવા લાગે છે. અને વખત જતાં તેમની આજુબાજુ સમુદાય વધતો જાય છે, અને આવી રીતે સમાજમાં ભ્રમ ફેલાવા માંડે છે.

આવા સાધકોને સિદ્ધિની દૃષ્ટિથી કશું પ્રાપ્ત થયેલું ન હોય તોપણ કેટલાક વખતના એકાંતને લીધે અને હમેશ સૂક્ષ્મ વિચાર અને નિરીક્ષણ કરવાની ટેવને લીધે તેમના વિચારમાં સૂક્ષ્મતા અને માર્મિકતા સહેજે આવે છે. તે મૂળથી જ વિદ્વાન હોય તો તેમની વિચારશક્તિ સારી પેઠે ખીલે છે. તેથી તેઓ વિદ્વત્તાભર્યા લેખો લખી શકે છે. ગીતા અને ઉપનિષદનાં વચનો પર તેઓ એટલાં ગૂઢ અર્થવાળાં લખાણો કરે છે કે મૂળ ગીતા અને ઉપનિષદકારથી પણ તે સમજી ન શકાય, એટલું જ નહી પણ તેઓ પોતે પણ તેમાથી કશું સમજી શકે છે કે નહી એ વિષે શકા પેદા થાય છે. તે વાંચીને બુદ્ધિમાન અને ભાવિક લોકોની શ્રદ્ધા બમણી થાય છે લખાણના ન સમજાતા ભાગને તેઓ દિવ્ય માને છે અને એ તેમની સિદ્ધિનો પ્રતાપ છે એમ તેઓ માને છે. આવા સાધકોની આજુબાજુ અનુયાયીઓ અને ભક્ત લોકોની સૃષ્ટિ નિર્માણ થાય છે. કોઈ પણ દિવ્ય શક્તિ તેમને પ્રાપ્ત થયેલી નથી હોતી, તેમ જ પોતાના ઉદ્ધારનો માર્ગ પણ તેમને પ્રાપ્ત થયેલો નથી હોતો, છતાં તેઓ ધીમે ધીમે જગદોદ્ધારક બને છે ભક્ત લોકો તેમનુ મહત્ત્વ વધારી મૂકે છે. તેમા તેમનુ પોતાનુ મહત્ત્વ પણ વધે છે. સર્વસમર્પણ, કૃપા, પ્રસાદ, શક્તિસચરણ, સાક્ષાત્કાર, ચમત્કારની ભાષા ત્યા શરૂ થાય છે. આવા દરેક સાધકના ભક્તો પોતાની ભાવિકતાને પોષવા માટે તે સાધકને ભગવાન બનાવી દે છે અને પોતાને આનદ થાય અને અદ્‌ભુતતા લાગે એવા કાલ્પનિક ચમત્કારો તેને નામે પ્રસિદ્ધ કરે છે મોટા મોટાં યુદ્ધો, તેમાં થતા જયપરાજયો, જુદા જુદા દેશોની રાજ્યક્રાન્તિઓ, પ્રતાપી રાજકારણી પુરુષોના મૃત્યુ વગેરે જગતની બધી મહાન ઘટનાઓ પોતાના ગુરુની ઇચ્છાથી, આજ્ઞાથી અને સામર્થ્યથી બને છે એમ તે ભક્તો માને છે. જગતના બધા સારા કાર્યોનુ કર્તૃત્વ પોતાના ગુરુનુ છે એમ

તેઓ દુનિયાને દર્શાવે છે. ટૂંકમાં, પોતાનો ગુરુ જ એક જગાએ બેસીને જગતના સૂત્રો ચલાવી રહ્યો છે એવી ભાવના લોકોમાં ફેલાવવાનો તેઓ પ્રયત્ન કરે છે. આ બધા પ્રકારેથી જગતનો કે કોઈનોય ઉદ્ધાર ન થતાં કેવળ એક નવો સંપ્રદાય માત્ર નિર્માણ થાય છે. દુનિયામાં પહેલેથી જ ચાલતા આવેલા ભ્રમ અને દંભમાં વૃદ્ધિ થાય છે કોઈનામાય દિવ્ય તો શું, પણ થોડુંય સામર્થ્ય વરતુ નથી ભક્ત કહેવડાવનારાઓમાં પણ ખરી શ્રદ્ધા ભાગ્યે જ હોય છે. પરંતુ જીવન અને મનના આધાર તરીકે એક પ્રકારની શ્રદ્ધા દૃઢ કરવાનો તેઓ પ્રયત્ન કરે છે સંપ્રદાયનું મહત્ત્વ વધારવાનો પ્રયત્ન બન્ને બાજુથી ચાલુ હોય છે પરંતુ તે બધા પ્રયત્નમાંથી બોધ એટલો જ નીકળે છે કે, ભ્રમ છે ત્યાં દંભ છે, દંભ છે ત્યાં આડંબર અને આડંબર છે ત્યા શબ્દચાતુર્ય જરૂરી હોય છે.

માણસના મનમાં કેટલીયે ગૂઢ શક્તિઓ છે તે શક્તિઓનો વિકાસ થાય અને તે સાથે જ સદ્‌ગુણોની વૃદ્ધિ થાય તો માનવજાત સુખી થાય એમા શંકા નથી. પરંતુ શક્તિને નામે જ્યાં વહેમ અને દંભ વધતા હોય છે, એવા સમાજની ઉન્નતિ થાય એ શક્ય લાગતુ નથી. આપણા લોકોને માનવતાની કિંમત નથી કોઈને ભગવાન બનવાની મહત્ત્વાકાંક્ષા હોય છે, તો બહુજનસમાજમાં કોઈને પણ ભગવાન બનાવીને તેની આરાધના કરવાનો રસ હોય છે. આ સ્થિતિને લીધે તત્ત્વજ્ઞાન અને મન શક્તિના શોધકો અને માનવતાના ઉપાસકો આપણામાં જોવામાં આવતા નથી. આપણામાં હજુ સત્ય જ્ઞાનની ભૂખ ઊઘડી નથી. તેથી સાધક-દશામાં ઘણો વખત ગાળ્યો હોય એવા સાધકો પણ પોતાનો ખરો અનુભવ દુનિયા આગળ રજૂ કરતા નથી. ઊલટું, પહેલાના જ ભ્રમને તેઓ વધારે દૃઢ કરે છે શ્રદ્ધા પ્રમાણે આગળ જતાં અનુભવ ન થાય ત્યારે તેમ કહેવાની હિંમત પોતાનામાં ન હોય તો સત્યની ઉપાસના થઈ શકતી નથી. સિદ્ધાર્થ ગૌતમે કશો સંકોચ અને ભય રાખ્યા વિના પોતાના અનુભવો જગતને સ્પષ્ટપણે કહ્યા. તેની માફક દરેક સાધક પોતાના ખરા અનુભવ જો પ્રકટ કરે તો આ વિષયને અંગેનું આપણું અજ્ઞાન દૂર

થશે અને આપણી બધાની ખરી પ્રગતિ થશે, ભ્રમ અને દંભમાંથી આપણે બધા છૂટી જઈશું, જ્ઞાનનો આપણો માર્ગ સરળ થશે અને માનવજાત સુખી થશે જગતની અંધશ્રદ્ધા, વહેમ, અજ્ઞાન, ભ્રમ, દંભ અને આ બધાને લીધે થનારા પાતકો અને અનર્થોનું કારણ સાધકોની સત્ય વિષેની અવહેલના, વિવેક અને શોધકપણાનો અભાવ, તેમની અધીરાઈ, તેમનું આળસ, સુખ વિષેની તેમની લોલુપતા અને જનહિત વિષે બેપરવાઈ એ જ છે, એમ અત્યંત દુઃખ સાથે કહેવું પડે છે.

શુષ્ક વેદાતનો ભ્રમ

આધ્યાત્મિક વિષયમાં સૌથી ભ્રમાત્મક અને તેથી જ અનર્થકારી માર્ગ છે 'હું જ બ્રહ્મ છું' એમ માનીને સાધના સિવાય સ્વયં-સિદ્ધ બનવાનો આ માર્ગમાં સાધન નથી, વિધિ નથી, નિષેધ નથી, કષ્ટ નથી, કોઈ પણ જાતની જવાબદારી નથી, કર્તવ્ય નથી. હું જ 'આત્મા' કે 'બ્રહ્મ' છું એમ હમેશાં મનને મનાવતા અને ભાવના કરાવતા રહેવા સિવાય બીજું કશું સાધન જેમાં નથી એવો આ માર્ગ છે. કોઈ પણ એક તત્ત્વજ્ઞાન સ્વીકારીને તેમાં જ પોતાનો તર્કવાદ સામેલ કરીને તે દ્વારા સાધક પોતે જ આ માર્ગમાં સાધ્ય બની જાય છે. सर्वं खल्विद ब्रह्म જેવા કોઈ મહાવાક્યનો આધાર માત્ર તેણે લીધેલો હોય છે "આપણે પોતે અને આપણા સિવાય જે કાંઈ ગોચર-અગોચર, કલ્પનામાં આવનારું ન આવનારું, સ્થિર-ચર, જ્ઞાત-અજ્ઞાત છે તે બધું એક જ મહાન તત્ત્વ પર કરાયેલો આભાસ માત્ર છે. ગમે તેવા બાહ્ય ફેરફારથી, સ્થિત્યંતરથી, મૂળ તત્ત્વમાં કશો ફેરબદલ થતો નથી. તે વિકાર જાણતું નથી, પ્રકાર જાણતું નથી તેમાંથી જ વિશ્વનો આભાસ સતત ચાલુ છે. તેમાં માયાને અવકાશ નથી. તે તત્ત્વનો જ આવિર્ભાવ સર્વત્ર ભાસે છે. ત્યાં માયા આવવાની ક્યાંથી અને રહેવાની ક્યાં? અજ્ઞાનના નિરસનની અહીં જરૂર નથી વિશેષ જ્ઞાનની કે જ્ઞાનસ્થિતિની આવશ્યકતા નથી અહીં કશું થયું જ નથી એટલે કર્મનો કે કાર્યનો આગ્રહ નથી. આમાં કોઈ કર્તા નથી. ભૂત, વર્તમાન કે ભવિષ્યનો આમાં ભેદ નથી. દરેક વ્યક્તિ,

દરેક વસ્તુ, કોઈ અણુરેણુ પણ આવિર્ભાવની દૃષ્ટિથી પોતપોતાની રીતે પૂર્ણ જ છે. તે પોતાની યોગ્ય જગાએ યોગ્ય સ્થિતિમાં અને યોગ્ય ગતિમાં છે. માણસ કર્મ કરે તોયે ઠીક, ન કરે તોયે ઠીક. આવિર્ભાવની દૃષ્ટિથી ઉન્નતિ-અવનતિ, નીતિ-અનીતિ એ કેવળ કલ્પનાઓ છે. માયા ન હોવાથી અહીં ભ્રાન્તિ નથી. બંધન ન હોવાથી મોક્ષ નથી. બધુ આવિર્ભાવ જ છે ત્યાં કોને બંધન અને કોને મોક્ષ કહેવો? આવિર્ભાવનુ જ્ઞાન થવું અથવા ન થવું બંને આવિર્ભાવની જ સ્થિતિઓ છે, તેથી બંને એક જ છે. શુદ્ધ, બુદ્ધ, નિત્ય સનાતન એક જ તત્ત્વ અનેક રૂપોથી સજાયેલું છે. તેનું ભાન રહે અને ચિત્તની શાંતિ જળવાય એ માટે મહાવાક્યનુ સ્મરણ રાખવું જોઈએ. પણ તે ન રાખીએ તોય મૂળભૂત તત્ત્વમાં કે તેના આવિર્ભાવમાં ફેરફાર થતો નથી." તેમના આ તત્ત્વજ્ઞાનમાં સદ્‌ગુણોનો આગ્રહ ન હોવાથી જેવા હોય તેવા જીવનને પૂર્ણ માનવા માટે એવા જ પ્રકારની વિચારસરણી પ્રસ્થાપિત કરવામાં તેમની તર્કશક્તિ કામ કરતી હોય છે બળદ, ઘોડો, ઝાડ, પાન, ફૂલ, ઘાસનું તણખલું જે કંઈ તેમની નજર આગળ દેખાય તે પર પોતાની તાર્કિકતા ચલાવીને તેઓ પોતાનું તત્ત્વજ્ઞાન અને પોતાનો મત દૃઢ કરતા રહે છે. આ પ્રાણીઓ, આ વસ્તુઓ તેના કરતાં વધારે સારી કેમ નથી? આ પ્રશ્ન કે શંકા અજ્ઞાન છે. કોઈ પણ વસ્તુ બહારથી ગમે તેવી દેખાતી હોય તોપણ તે તેનુ સ્વરૂપ નાશવંત છે. બધી વસ્તુના બાહ્ય આવિર્ભાવો ક્ષણે ક્ષણે બદલાતા હોય છે અને તે તેવા જ બદલાતા રહેવાના. એટલે વિશ્વની બધી વસ્તુઓનુ આ ક્ષણે જે સ્વરૂપ હોવું જોઈએ, જે સ્થાને તે હોવી જોઈએ તે જ સ્વરૂપે અને તે જ જગાએ તે છે. હું પણ આ દેહના આવિર્ભાવ રૂપે જ્યાં જેવો હોવો જોઈએ ત્યાં અને તેવો જ છું. આ સૃષ્ટિ અને હું — બધાં યથાતથ છીએ. એમાં જ સમાધાન છે. હું આવો કેમ અને તેવો કેમ નહીં એ વિચાર જ અજ્ઞાન, દુઃખ અને અસમાધાનનુ કારણ છે તેને ચિત્તમાં ઊઠવા ન દેવો એ જ ખરું સાધન અને તે ન ઊઠે એ જ સાચી જ્ઞાનાવસ્થા આ ઘાસનુ તણખલું કદી કહે

છે કે હું અપૂર્ણ છું? તો પછી હું માણસ હોવા છતાં મારે પોતાની જાતને અપૂર્ણ શા માટે સમજવી? ઉપનિષદમાં કહ્યું છે.

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

(આ પૂર્ણ છે, એ પૂર્ણ છે, પૂર્ણમાંથી પૂર્ણ નીકળે છે, પૂર્ણમાંથી પૂર્ણ લેવાથી પૂર્ણ જ અવશેષરૂપે રહે છે) આ શ્લોકનું રહસ્ય ચિત્ત પર પૂર્ણપણે ઠસ્યું નથી ત્યાં સુધી જ પૂર્ણ–અપૂર્ણ, જ્ઞાન–અજ્ઞાન, ઉન્નતિ–અવનતિ, સદ્ગુણ–દુર્ગુણ, શુદ્ધિ–અશુદ્ધિ, એવા ભેદો રહેવાના. આ રહસ્ય ઠસ્યા પછી ભેદ શાના અને તે કોણે માનવા? સત્ય જ્ઞાન, સત્ય સિદ્ધાંત, 'सर्वं खल्विदं ब्रह्म' છે

આવા સાધકો પોતાની મનઃસ્થિતિ આવી જાતની બનાવતા હોય છે તેમને આ સ્થિતિને લીધે એક પ્રકારનો સંતોષ મળે છે, કારણ આ સ્થિતિમાં બધાં કર્તવ્યોમાંથી, બધી જવાબદારીમાંથી, કશું ન કરતાં તેમને છૂટયા જેવું લાગે છે. આ સ્થિતિમાં મરજી પડે તો ઉપાધિ લેવી, ન પડે તો ન લેવી, પ્રિય લાગે તે વિષયમાં મનને જવા દેવું; રમ્ય અને આનંદપ્રદ લાગે તે કરવું, કોઈ પણ બાબત, કોઈ પણ કાર્ય આગ્રહપૂર્વક પૂરું કરવું જોઈએ, એમ આ સ્થિતિમાં મનને કદી લાગતું નથી. ચિત્તનું સ્વાસ્થ્ય જાય એવી ભાંજગડમાં પડવાનું નહીં. આવી જીવનપદ્ધતિ રાખ્યા પછી તેમાં દુઃખ અને ચિંતાને અવકાશ રહેતો નથી તેથી એ જ્ઞાનની પરમાવસ્થા છે એમ માનવાનો ભ્રમ સહેજે થાય આપણા દેશમાં આવી જાતની વિચારસરણીવાળા પંથો ચાલુ છે. તેમાં કોઈ જ બુદ્ધિમાન હોતું નથી એમ નથી પરંતુ તેમાં સામાન્ય રીતે આળસુ, જડબુદ્ધિ, પુરુષાર્થહીન અને પોતાનામાં રહેલો કોઈ પણ દોષ દૂર ન કરતાં કોઈ આધ્યાત્મિક વિશેષતા પ્રાપ્ત કરવાની મહત્ત્વાકાંક્ષા રાખનારાઓ મોટા પ્રમાણમાં હોય છે. આ માર્ગમાં તેમને નિરુપાધિકતા લાગે છે અને પ્રતિષ્ઠાની મહત્ત્વાકાંક્ષાની પણ કંઈક અંશે તૃપ્તિ થાય છે.

પરંતુ આ વિચારસરણીથી ગમે તેવા દોષને આશ્રય મળે છે અને તેનુ પોષણ થવાને પણ તેમાં ભરપૂર અવકાશ રહે છે.

जीवनकर्तव्य

તેથી જે વિચારસરણીથી આપણે પોતાની માણસાઈ, તેનાં કર્તવ્યો અને પોતાનુ ધ્યેય ભૂલી જઈએ છીએ, તે તત્ત્વજ્ઞાન નહીં પણ ભારે મોટો ભ્રમ છે એમ કહેવું પડે છે. ચિત્તની શુદ્ધિ અને સદ્‌ગુણોનુ સંવર્ધન જેનાથી સાધી શકાતાં નથી, જેમાં આપ-પરભાવ પ્રત્યક્ષ આચરણમાં ઓછો કરવાની શક્તિ નથી, વિવેક, નમ્રતા, સેવાવૃત્તિ જેવા સદ્‌ગુણોનુ જેમા મહત્ત્વ નથી, જેમાં કર્તૃત્વ અને પુરુષાર્થની વૃદ્ધિ માટે અવકાશ નથી તે વિચારસરણી કે તત્ત્વજ્ઞાન અથવા સાધન ગમે તેટલું દિવ્ય, આકર્ષક કે રમ્ય લાગે તોય માનવી જીવનને સફળ કરવાનુ સામર્થ્ય તેમાં નથી એ વાત આપણને સહેજે સમજાવી જોઈએ. માનવી મનમાં અનેક પ્રકારના મોહ પ્રગટ કે સુપ્તપણે વાસ કરે છે. અંતર્મુખ થયા સિવાય, શુદ્ધ વિવેક સૂઝ્યા સિવાય આપણો મોહ આપણે ઓળખી શકતા નથી. માનવ શરીરમાં રહેલી બધી શક્તિઓની શુદ્ધિ અને વૃદ્ધિ કરીને પોતાની પૂર્ણતા સાધવી એ જીવનનો હેતુ છે. ચિત્તને શુદ્ધ કરતાં કરતાં અને સદ્‌ગુણોની વૃદ્ધિ કરતાં કરતાં પોતાનો અહંકાર નાશ પામે ત્યા સુધી અને તે સદ્‌ગુણો જ પોતાનો સ્વભાવ બની જાય ત્યાં સુધી આપણે આગળ જવાનુ છે. આપણે એકલા જ કોઈ શ્રેષ્ઠ ભૂમિકા પર આરૂઢ છીએ એવી કલ્પનામા ન રહેતા, આપણે અને આપણી આજુબાજુનો માનવ સમાજ સતત ઉન્નત થતો રહે એવા પ્રકારનો કર્મયોગ આપણે સિદ્ધ કરવો જોઈએ. એ કર્મયોગ તે જ માનવ ધર્મ. તે કર્મયોગનું આચરણ કરતા રહીને આપણે બધાએ પોતાની ઉન્નતિ સાધવી એ જ આપણું જીવનકર્તવ્ય છે.

# ૧૪

# સાધ્યસાધન વિવેક – ૨

**निर्विकारतानो भ्रम**

માનવતાના માર્ગમાં ધર્મવિરુદ્ધ ભોગ, લાલસા અને વૈયક્તિક સ્વાર્થ જેમ બાધક છે, તેમ જ વૈરાગ્ય અને જિતેન્દ્રિયત્વની ખોટી કલ્પનાઓ પણ બાધક છે બધી ઇન્દ્રિયોની બાબતમા માણસે સ્વાધીનતા પ્રાપ્ત કરવાની છે, તેથી દરેક બાજુનો વિચાર કરીને તેને અંગે માણસે પોતાના નિર્ણયો વિવેકપૂર્વક કરવા જોઈએ. વિશેષત બ્રહ્મચર્યને અંગેના આપણા આદર્શમા કેવળ કાલ્પનિકતા હોય તો તેના અનિષ્ટ પરિણામ થતાં જરાય વાર લાગતી નથી. કારણ એ બાબતમાં ભૂલનુ પર્યવસાન છેવટે દંભમાં થાય છે અને એ બાબતમાં ભ્રમ અને દંભની જેટલી વૃદ્ધિ થઈ શકે છે તેટલી બીજા વિષયોને લગતી ખોટી માન્યતાઓને કારણે થઈ શકતી નથી

બ્રહ્મચર્ય અને જિતેન્દ્રિયત્વ વિષેની ખોટી વિચારસરણીમાંથી સંપૂર્ણ નિર્વિકારતાની અતિશયતાનુ કાલ્પનિક ધ્યેય નિર્માણ થયુ છે. કેટલાક સાધકો આવી જાતની કલ્પનામાં પડીને તે સાધવા પાછળ મંડી પડે છે આત્મા નિર્વિકાર છે અને આપણે જ આત્મા છીએ, તેથી બધી બાજુએથી પોતાની નિર્વિકારતાનો અનુભવ થયા વિના આપણે મોક્ષને લાયક થઈશું નહી એવી તેમની શ્રદ્ધા હોય છે. એ શ્રદ્ધાને લીધે તેઓ ખોટા આદર્શમાં અને સાધનમાં ફસાઈ પડે છે તેમણે આને અંગેનો પોતાનો આદર્શ ઠરાવતા પહેલા મનુષ્યમા કામ, ક્રોધ, લોભ, એ શી વસ્તુઓ છે તેનો વિચાર કરવો જોઈએ એ વિકૃતિઓ જ છે કે પ્રકૃતિ-સ્વભાવ છે? તેમની દ્વારા માનવી શક્તિનુ પ્રકટીકરણ થાય છે કે તેની શક્તિનો કેવળ હ્રાસ જ થાય છે? આ શક્તિઓને યોગ્ય વલણ

આપવામાં આવે અને તેનો યોગ્ય કાર્યમાં ઉપયોગ કરવામાં આવે તો માણસ ઉન્નત થઈ શકશે કે નહીં? યોગ્ય વિચારથી અને યોગ્ય સાધનથી આ શક્તિઓની શુદ્ધિ કરી શકાય કે નહીં? આપણે જેને વિકાર કહીએ છીએ તેની પાછળ નિસર્ગનો કોઈ હેતુ છે કે નહીં? હોય તો શો છે? તેને માનવી જીવન માટે ઉપયોગી અને લાભદાયક બનાવી શકાય કે નહીં? વિકારોનો સંપૂર્ણ નાશ કરવાની જરૂર છે કે તેમને ક્ષીણ અને શુદ્ધ કરીને સ્વાધીન રાખવાની જરૂર છે? અને આમાંથી કઈ બાબત માણસને પ્રયત્નસાધ્ય છે? વગેરે પ્રશ્નો પર તેણે ઊંડો વિચાર કરવો જોઈએ

વિકારોનુ વર્ચસ્વ આપણા પર જામીને તેની ધૂનમાં ગમે તેમ વર્તવાને લીધે થયેલા અનર્થ અને તે બદલ થતા પશ્ચાત્તાપમાંથી તેની પ્રતિક્રિયારૂપે જે વૈરાગ્ય નિર્માણ થાય છે તેમાંથી આપણે ક્યારેક પણ નિર્વિકારતાની અતિશયતાના ધ્યેય પર આવ્યા છીએ એમ લાગે છે. આ વિષે આપણે અનુભવાત્મક દૃષ્ટિથી ફરી ફરી વિચાર કરવાની જરૂર હોવા છતાં પરંપરાથી ચાલતી આવેલી શ્રદ્ધાને લીધે તેમ જ શોધકપણાના અભાવને લીધે એ આપણાથી થઈ શકતું નથી તેથી એક વાર માનેલા ખોટા આદર્શોને આપણે એમ ને એમ માનતા આવ્યા છીએ. સયમ, બ્રહ્મચર્ય ને જિતેન્દ્રિયતાની પાછળ પડેલા પ્રામાણિક સાધકને પોતાના વિકારોનું બળ ક્ષીણ દશાએ જઈ પહોચ્યુ છે એટલી હદ સુધીની સફળતા યોગ્ય પ્રયત્નથી પ્રાપ્ત થઈ શકે છે તે સ્થિતિમાયે યમ, નિયમ ને સદાચારનુ સતત પાલન કરીને તે પોતાનો અભ્યાસ ચાલુ રાખે તો તેના વિકારોના અવશિષ્ટ સંસ્કાર પણ અત્યંત ક્ષીણ થાય છે અને તેનું ચિત્ત સહેજે સ્વાધીન રહી શકે છે. એવી સ્થિતિમા પણ કોઈ સાધકના ચિત્તમા કોઈ અંતર્બાહ્ય કારણથી વિકારનો આવર્ત ઊઠે તોય તેણે ગભરાયા વિના સંયમશીલ રહી ચિત્તને શાંત કરવુ જોઈએ. આ રીતે તે પોતાનો નિશ્ચય અને પ્રયત્ન ચાલુ રાખે તો તેના જીવનમાં સહજતા આવવા લાગે છે જીવનમા શુદ્ધ વહેવાર માટે અને ઉન્નતિ માટે આટલી નિર્વિકારતા જરૂરની છે

અને તે પૂરતી છે. પણ આથી આગળ જઈને જે સાધકો જાણી-બૂજીને પ્રતિકૂળ સંયોગો નિર્માણ કરે છે અને તેમાંથી પોતાની નિર્વિકારતાની પરીક્ષા અને કસોટી કરવાના ભ્રમમાં પડે છે તેઓ યમ, નિયમ, સદાચાર અને નીતિના પાલનમાં શિથિલ થાય છે અને તેનું પરિણામ આગળ જતાં તેમને પોતાને અને બીજાને પણ અનર્થકર જ થાય છે. આવી રીતે અતિશયતાની પાછળ પડેલા સાધકો પોતાના સાધનમાં ફસાઈ જાય છે. ફસાયા પછી વધારે ને વધારે મોહમાં પડી દંભને આશ્રય લે છે. તેમાંથી જ કોઈ કોઈ વાર વામમાર્ગના સંપ્રદાય પેદા થાય છે. આ બધાનુ કારણ ધ્યેય વિષેની આપણી ખોટી માન્યતાઓ છે એમાં શંકા નથી.

**संभाव्य ध्येय अने तेनी साधना**

તેના કરતાં જીવનનુ ધ્યેય યોગ્ય હોય, સંભાવ્ય હોય, તે માટે પાત્રતા અનુરૂપ યોગ્ય માર્ગ અને સાધન મળ્યા હોય તો તેથી કોઈ પણ માણુસ કદી ભ્રમમાં ન પડે ભ્રમ ન હોય તો પછી દંભનું કારણ ન રહે, અને તેની ધાસ્તી પણ ન રહે માટે જીવનનુ ધ્યેય યોગ્ય હોવું જોઈએ. વિવેકથી પારખી લીધેલુ અને ન્યાય્ય અને ધર્મ્ય હોવું જોઈએ તે તરફ જતા માનવી સદ્‌ગુણોનો સહેજે ઉત્કર્ષ થાય એવું તે ઉદાત્ત હોવું જોઈએ. પોતાનુ તેમ જ માનવસમાજનુ તે ક્યારે પણ કલ્યાણ જ કરે એવી તેને વિષે ખાતરી હોવી જોઈએ તેનુ સાધન જનસમાજની નીતિમત્તાની ભાવનાને કોઈ પણ પ્રકારે બાધક કે વિઘાતક ન હોવું જોઈએ. ઊલટુ ચાલુ નીતિમત્તાને વધારે ને વધારે શુદ્ધ કરતા રહેવાનુ સહજ સામર્થ્ય તેમા હોવુ જોઈએ સાધનમા કઠણતા હોય, મર્યાદા હોય અને નિયમન હોય તોયે વાંધો નહીં, પણ તેમા અસભ્યતા, ઉચ્છૃંખલતા કે અશુદ્ધતા ન હોવી જોઈએ તેને લીધે આળસ, જડતા અને અહંકાર પેદા ન થવાં જોઈએ પોતપોતાની પાત્રતા અનુસાર સાધન સ્વીકારીને કોઈ પણ માણુસ ધ્યેયની દિશામાં પ્રગતિ કરી શકે એવી સરળતા તેમા હોવી જોઈએ. આવી રીતે ધ્યેય અને સાધન વિષે સ્પષ્ટતા અને શુદ્ધતા હોય

આપવામાં આવે અને તેનો યોગ્ય કાર્યમાં ઉપયોગ કરવામાં આવે તો માણસ ઉન્નત થઈ શકશે કે નહીં? યોગ્ય વિચારથી અને યોગ્ય સાધનથી આ શક્તિઓની શુદ્ધિ કરી શકાય કે નહીં? આપણે જેને વિકાર કહીએ છીએ તેની પાછળ નિસર્ગનો કોઈ હેતુ છે કે નહી? હોય તો શો છે? તેને માનવી જીવન માટે ઉપયોગી અને લાભદાયક બનાવી શકાય કે નહીં? વિકારોનો સંપૂર્ણ નાશ કરવાની જરૂર છે કે તેમને ક્ષીણ અને શુદ્ધ કરીને સ્વાધીન રાખવાની જરૂર છે? અને આમાંથી કઈ બાબત માણસને પ્રયત્નસાધ્ય છે? વગેરે પ્રશ્નો પર તેણે ઊંડો વિચાર કરવો જોઈએ.

વિકારોનું વર્ચસ્વ આપણા પર જામીને તેની ધૂનમાં ગમે તેમ વર્તવાને લીધે થયેલા અનર્થ અને તે બદલ થતા પશ્ચાત્તાપમાથી તેની પ્રતિક્રિયારૂપે જે વૈરાગ્ય નિર્માણ થાય છે તેમાથી આપણે ક્યારેક પણ નિર્વિકારતાની અતિશયતાના ધ્યેય પર આવ્યા છીએ એમ લાગે છે. આ વિષે આપણે અનુભવાત્મક દૃષ્ટિથી ફરી ફરી વિચાર કરવાની જરૂર હોવા છતાં પરંપરાથી ચાલતી આવેલી શ્રદ્ધાને લીધે તેમ જ શોધકપણાના અભાવને લીધે એ આપણાથી થઈ શકતું નથી. તેથી એક વાર માનેલા ખોટા આદર્શોને આપણે એમ ને એમ માનતા આવ્યા છીએ સંયમ, બ્રહ્મચર્ય ને જિતેન્દ્રિયતાની પાછળ પડેલા પ્રામાણિક સાધકને પોતાના વિકારોનું બળ ક્ષીણ દશાએ જઈ પહોચ્યુ છે એટલી હદ સુધીની સફળતા યોગ્ય પ્રયત્નથી પ્રાપ્ત થઈ શકે છે. તે સ્થિતિમાયે યમ, નિયમ ને સદાચારનું સતત પાલન કરીને તે પોતાનો અભ્યાસ ચાલુ રાખે તો તેના વિકારોના અવશિષ્ટ સંસ્કાર પણ અત્યંત ક્ષીણ થાય છે અને તેનુ ચિત્ત સહેજે સ્વાધીન રહી શકે છે. એવી સ્થિતિમા પણ કોઈ સાધકના ચિત્તમાં કોઈ અંતર્બાહ્ય કારણથી વિકારનો આવર્ત ઊઠે તોય તેણે ગભરાયા વિના સંયમશીલ રહી ચિત્તને શાંત કરવું જોઈએ. આ રીતે તે પોતાનો નિશ્ચય અને પ્રયત્ન ચાલુ રાખે તો તેના જીવનમાં સહજતા આવવા લાગે છે જીવનમાં શુદ્ધ વહેવાર માટે અને ઉન્નતિ માટે આટલી નિર્વિકારતા જરૂરની છે

અને તે પૂરતી છે. પણ આથી આગળ જઈને જે સાધકો જાણી-બૂજીને પ્રતિકૂળ સંયોગો નિર્માણ કરે છે અને તેમાંથી પોતાની નિર્વિકાર-તાની પરીક્ષા અને કસોટી કરવાના ભ્રમમાં પડે છે તેઓ યમ, નિયમ, સદાચાર અને નીતિના પાલનમાં શિથિલ થાય છે અને તેનુ પરિણામ આગળ જતાં તેમને પોતાને અને બીજાને પણ અનર્થકર જ થાય છે. આવી રીતે અતિશયતાની પાછળ પડેલા સાધકો પોતાના સાધનમા ફસાઈ જાય છે ફસાયા પછી વધારે ને વધારે મોહમા પડી દંભને આશ્રય લે છે. તેમાંથી જ કોઈ કોઈ વાર વામમાર્ગના સંપ્રદાય પેદા થાય છે. આ બધાનુ કારણ ધ્યેય વિષેની આપણી ખોટી માન્યતાઓ છે એમાં શંકા નથી

સંભાવ્ય ધ્યેય અને તેની સાધના

તેના કરતાં જીવનનુ ધ્યેય યોગ્ય હોય, સંભાવ્ય હોય, તે માટે પાત્રતા અનુરૂપ યોગ્ય માર્ગ અને સાધન મળ્યા હોય તો તેથી કોઈ પણ માણસ કદી ભ્રમમાં ન પડે. ભ્રમ ન હોય તો પછી દંભનુ કારણ ન રહે, અને તેની ધાસ્તી પણ ન રહે માટે જીવનનુ ધ્યેય યોગ્ય હોવું જોઈએ. વિવેકથી પારખી લીધેલુ અને ન્યાય્ય અને ધર્મ્ય હોવુ જોઈએ તે તરફ જતા માનવી સદ્ગુણોનો સહેજે ઉત્કર્ષ થાય એવુ તે ઉદાત્ત હોવું જોઈએ. પોતાનુ તેમ જ માનવસમાજનુ તે ક્યારે પણ કલ્યાણ જ કરે એવી તેને વિષે ખાતરી હોવી જોઈએ તેનુ સાધન જનસમાજની નીતિમત્તાની ભાવનાને કોઈ પણ પ્રકારે બાધક કે વિઘાતક ન હોવું જોઈએ. ઊલટું ચાલુ નીતિમત્તાને વધારે ને વધારે શુદ્ધ કરતા રહેવાનુ સહજ સામર્થ્ય તેમાં હોવું જોઈએ. સાધનમા કઠણતા હોય, મર્યાદા હોય અને નિયમન હોય તોયે વાંધો નહી, પણ તેમાં અસભ્યતા, ઉચ્છૃંખલતા કે અશુદ્ધતા ન હોવી જોઈએ તેને લીધે આળસ, જડતા અને અહંકાર પેદા ન થવા જોઈએ. પોતપોતાની પાત્રતા અનુસાર સાધન સ્વીકારીને કોઈ પણ માણસ ધ્યેયની દિશામાં પ્રગતિ કરી શકે એવી સરળતા તેમાં હોવી જોઈએ. આવી રીતે ધ્યેય અને સાધન વિષે સ્પષ્ટતા અને શુદ્ધતા હોય

તો તેમાં ભ્રમ અને દંભ પેદા થવાનું કે વધવાનું કારણ જ રહેતું નથી.

પ્રકૃતિગત તત્ત્વોની શુદ્ધિ

માણસ જે મૂળભૂત તત્ત્વોનો બનેલો છે, જે પ્રકૃતિધર્મ અનુસાર તેનાં શરીર, મન, બુદ્ધિ અને પ્રાણ બનેલા છે અને જે ધર્મ પ્રમાણે તેમનું પોષણ-સંવર્ધન થાય છે, તે તત્ત્વો અને તે ધર્મો કોઈ ને કોઈ રૂપે તેની પ્રકૃતિમાં હંમેશ હોવાનાં જ. જે વૃત્તિઓ, જે વાસનાઓ, જે વિકારો માણસના અસંખ્ય પૂર્વજો પાસેથી ચાલ્યાં આવીને તેની પોતાની ઉત્પત્તિનું કારણ બન્યાં છે તે એક કે બીજે રૂપે તેનામાં દેખાઈ આવવાનાં જ. માતપિતાની જે વૃત્તિઓ આપણા જન્મનું કારણ બની છે તેમનો આપણા લોહીમાંથી કાયમનો નાશ થઈ શકે છે એમ સમજવું એ ભ્રમ છે, અને તે થઈ ગયો છે એમ સમજવું એ મહાભ્રમ છે. આ ભ્રમમાંથી જ દંભ નિર્માણ થાય છે. ભ્રમનું કારણ મોક્ષ વિષેની મહત્ત્વાકાંક્ષા અને દંભનું કારણ ક્ષુદ્ર અભિલાષા અને અહંકાર છે. આપણા પૂર્વજો તરફથી જે તત્ત્વોનો અને વૃત્તિઓનો વારસો આપણને મળ્યો છે તે પૈકી કોઈનોયે આપણે સંપૂર્ણ નાશ કરી શકતા નથી. તે પૈકી જે વૃત્તિઓ આપણને અનિષ્ટ લાગે છે તેમને આપણે બહુ તો ક્ષીણ કરી શકીએ, શુદ્ધ કરી શકીએ. ચિત્તવૃત્તિઓનો થોડો સમય આપણે લય કરી શકીએ, પણ તેમનો સંપૂર્ણ નાશ આપણે કદી પણ કરી શકતા નથી સૃષ્ટિનો તે ધર્મ નથી, પ્રકૃતિનો તે નિયમ નથી. શુદ્ધ વિવેક, પોતાના અને બીજાના અનુભવોનું સૂક્ષ્મ નિરીક્ષણ, પરીક્ષણ, પૃથક્કરણ, વર્ગીકરણ વગેરે કર્યા વિના આ બાબતો આપણા ધ્યાનમાં આવશે નહીં.

માનવી મનના શોધનની જરૂર

નિર્વિકારતાના ખોટા આદર્શ અને મોક્ષની અભિલાષાને લીધે માનવી મનનું જેવું સંશોધન, નિરીક્ષણ, પૃથક્કરણ વગેરે થવું જોઈએ તેવું કરવા તરફ હજુ આપણા મનની પ્રવૃત્તિ નથી. તેથી નિર્વિકાર કે જિતેંદ્રિય થવાનો પ્રયત્ન કરનારાઓના તે વિષેના ખરા અનુભવો,

તેમને નડેલાં વિઘ્નો, કે તેમની સફળતાનિષ્ફળતા વગેરેની આપણને કશી ખબર પડતી નથી ભ્રમ, અજ્ઞાન, દંભ, શોધકપણાનો અભાવ વગેરે કારણોને લીધે આ વિષયનુ શાસ્ત્ર નિર્માણ થઈ શકતુ નથી. અવિવાહિત અધ્યાત્મવાદી, બ્રહ્મચારી ગણાય છે, અને તે પણ પોતે નિર્વિકારી છે એમ દર્શાવે છે. કારણ તે પરથી જ તેને આત્મપ્રાપ્તિ કે બ્રહ્મપ્રાપ્તિ થઈ છે એમ સમજીને લોકો તેને મોક્ષનો અધિકારી માને છે. પણ તેથી તેને વિષેનો નિર્વિકારિતાનો ભ્રમ કાયમ રહે છે અને દભને અવકાશ મળે છે. જ્યાં સુધી આપણી તેમ જ લોકોની નીતિમત્તા વિષે ખરી કાળજી આપણા ચિત્તમાં પેદા થઈ નથી અને શુદ્ધ વિવેક કરવાનુ આપણે શીખ્યા નથી, ત્યાં સુધી ધાર્મિક, ઈશ્વરવિષયક અને આધ્યાત્મિક બાબતોમાં આપણાં કાલ્પનિક ધ્યેયો આવાં જ રહેવાના. વૈરાગ્ય, નિર્વિકારિતા, બ્રહ્મચર્ય અને જિતેન્દ્રિયત્વ વિષેની આપણી ખોટી કલ્પનાઓ આવી ને આવી જ રહેવાની ભ્રમ અને દંભ આમ જ ચાલ્યા કરવાના આ સ્થિતિ બદલાવી જ જોઈએ એમ આપણને લાગતુ હોય તો જીવનના ધ્યેય વિષે આપણે પારંપરિક દૃષ્ટિ છોડીને વિચાર કરવો જ જોઈએ.

આપણો આદર્શ અને આપણો આજનો ધર્મ આપણને ઠરાવતાં આવડવુ જોઈએ તે માટે આપણે માનવજાતિનો ઇતિહાસ, માનવજાતિની આજની સ્થિતિ અને માણસનુ માનસ – એ બધાનો વિચાર કરવો જોઈએ

### मानवधर्म

માણસમાં રહેલી બધી શારીરિક, બૌદ્ધિક અને માનસિક શક્તિઓ; તે બધીનો વૈયક્તિક, કૌટુબિક, સામાજિક, ધાર્મિક કે રાષ્ટ્રીય હેતુથી તે તે ક્ષેત્રમાં થનારો ઉપયોગ અને તેના પરિણામો, માણસના સુખદુ ખ, તેની આશાઓ, આકાક્ષાઓ ને અભિલાષાઓ; માણસ માણસ વચ્ચેનો અને છેવટે મોટા મોટા માનવસમૂહો વચ્ચેનો સહકાર અને સંઘર્ષ વગેરે અનેક બાબતો લક્ષમા લઈને મનુષ્યમાત્રનુ ધ્યેય શું હોવુ જોઈએ તેનો વિચાર આપણને કરતા આવડવું જોઈએ કયા ધ્યેયથી અને સાધનથી માનવજાતિનુ દુઃખ ઓછું થશે અને તેને કાયમના સુખ

તરફ – ઓછામાં ઓછું લાભો કાળ ચાલે એવા સુખ તરફ – વાળી શકાશે, મનુષ્ય માત્રની શક્તિનો યથાયોગ્ય વિકાસ થતો રહેશે, તેની વૃદ્ધિ સાથે શુદ્ધિ પણ સાધી શકાશે; પોતાની યોગ્ય જરૂરિયાતો પ્રામાણિક માર્ગે સંતોષવા માટે દરેકને યોગ્ય સાધનો અને તક મળતાં રહેશે, બધાને અરસપરસ ઉન્નતિ સાધનારો, સમાધાન અને પ્રસન્નતા આપનારો સહકાર અને સહવાસ મળ્યા કરશે, એકબીજા સાથેનો સંઘર્ષ ઓછો થશે — એ બધુ આપણે શોધી કાઢવુ જોઈએ આવી જાતની પરિસ્થિતિની અને તે નિર્માણ કરી શકાય એવી યોજનાની માનવસમાજને આજે જરૂર છે. એ યોજના એટલે જ માનવધર્મ. તે માનવધર્મ આચરવા માટે આપણો જન્મ છે માણસની શક્તિઓની વૃદ્ધિ અને શુદ્ધિ માનવધર્મથી જ થશે. માણસમાત્રમા રહેલી સંઘર્ષ, દ્વેષ, વેર વગેરે દુર્ભાવનાઓ નાશ પામીને તેને સ્થાને સામૂહિક પ્રેમ, સામૂહિક કલ્યાણ, સામૂહિક ઉન્નતિ વગેરે સદ્‌ભાવનાઓ જાગ્રત થઈને તેમનો વિકાસ પણ એ માનવધર્મથી જ થઈ શકશે. એ ધર્મને અનુસરવાથી જ માણસ વૈયક્તિક સુખ અને ઉત્કર્ષની સંકુચિત કલ્પનામાથી નીકળીને દરેક બાબતનો વ્યાપકપણે – સામૂહિક કલ્યાણની દૃષ્ટિથી – વિચાર કરતાં શીખશે મનુષ્યમાં રહેલી વિધવિધ શક્તિબુદ્ધિનો, સદ્‌ભાવનાઓને અને માનવી જીવનના ધ્યેયનો આ દૃષ્ટિએ વિચાર કરતાં ભક્તિ, જ્ઞાન, યોગ વગેરે માર્ગો અને સાધનોથી પ્રાપ્ત થનારા વૈયક્તિક લાભો સંકુચિત અને કાલ્પનિક લાગે છે.

आस्तिकता अने नास्तिकतानी व्याख्याओ

ધન, વિદ્વત્તા, કીર્તિ, સ્ત્રીપુત્ર આદિ પરિવાર દ્વારા સુખી થવાની ઇચ્છા કરનારાઓને આપણે અજ્ઞાની અને મોહવશ કહીએ છીએ. જુદી જુદી ઇંદ્રિયો દ્વારા સુખાનુભવ લેતા રહેવાથી જીવન કૃતાર્થ થશે એમ માનનારાઓને આપણે વિષયોના અને વાસનાઓના ગુલામ માનીએ છીએ. સત્તાની મદદથી બધા સુખો પોતાના હાથમાં રાખવાની અભિલાષા કે મહત્ત્વાકાંક્ષા રાખનારા સત્તાના મદમાં છે એમ આપણે સમજીએ છીએ પરંતુ ઈશ્વરદર્શન, ઈશ્વરપ્રાપ્તિ, આત્મદર્શન, નિર્વિકાર અવસ્થા વગેરેની

પાછળ લાગેલા લોકો પરંપરાને લીધે, અથવા પૂર્ણ વિવેક ન કરવાને લીધે જીવનનું ધ્યેય ઠરાવવામાં ભૂલ કરે છે એમ કહેવામાં આવે તો તે આપણને માન્ય થતું નથી આ બધાં ધ્યેયોમાં ક્યાં અને કેવી રીતે ખોટી માન્યતાઓ રહેલી છે તેની આપણે કદી તપાસ કરતા નથી, કારણ કે આ ધ્યેયો તેમ જ તે જેને માટે ધારણ કરવાનાં તે મોક્ષ, એ બધા વિષે આપણા મનમાં અત્યંત શ્રદ્ધા હોય છે, તેથી તે વિષે શંકા લેવામાં કોઈને નાસ્તિકતા લાગે છે, શ્રદ્ધાહીનતા લાગે છે, તો કોઈને પોતાની દુર્ગતિ થવાનો ભય લાગે છે. પરંતુ આ બાબતમાં આપણે ખાતરી રાખવી જોઈએ કે, જીવન વિષેનાં આપણે માનેલા ધ્યેયો તપાસી જોવામાં અનિષ્ટનો કશો જ ડર નથી. જ્ઞાન અને વિવેકનું જીવનમાં ઘણું જ મહત્ત્વ છે. ધ્યેય તપાસવાથી જો આપણા જ્ઞાનની વૃદ્ધિ થતી હોય, આપણી ગેરસમજો આપણા ધ્યાનમાં આવતી હોય, તો તેથી આપણી દુર્ગતિ થશે એવો ડર રાખવાનું કારણ નથી જ્યાં સુધી આપણે ચિત્તશુદ્ધિને મહત્ત્વ આપીએ છીએ; વિવેક, નમ્રતા, ક્ષમા, દયા, સંયમ વગેરે ગુણોના આપણે આરાધક છીએ; ઈશ્વરનિષ્ઠા આપણા હૃદયમાં જ્યાં સુધી જાગ્રત છે, અને સૌથી મહત્ત્વનું, જ્યાં સુધી આપણે માનવતાના ઉપાસક છીએ, ત્યાં સુધી આપણને કોઈ પણ અનિષ્ટનો ડર નથી, તેમ જ નાસ્તિકતાની શંકા રાખવાનું કારણ નથી. નાસ્તિક તે છે જે પોતાના દેહને જ સર્વસ્વ માને છે, અને તેને સુખી કરવા માટે જેના મનમાં દુષ્ટતા, ક્રૂરતા, અન્યાય કે કોઈ પણ નીચ કામ કરતાં કશું ખટકતું નથી જેને જીવ કરતાં જડની કિંમત વધારે લાગે છે તે નાસ્તિક છે. પછી તે કોઈ પણ ધર્મગ્રંથમાં કે ઈશ્વર, આત્મા, પરમાત્મા વગેરે કોઈમાં પણ માનનારો હો કે ન હો, તે ઈશ્વરપૂજન કરનારો હો કે ન હો. આસ્તિકતાનાસ્તિકતાને આની સાથે કશો સંબંધ નથી. જે બીજાનું દુઃખ જાણતો નથી, વિવેક, નમ્રતા, દયા, સેવાવૃત્તિ એ ગુણો જેના હૃદયમાં નથી, બીજાનું સુખ જોઈને જેને સંતોષ થતો નથી, ઊલટું, મત્સરથી જેનું હૃદય બળવા માંડે છે તે જ ખરેખર નાસ્તિક છે. માનવતાની દૃષ્ટિથી નાસ્તિકતાની આ વ્યાખ્યા

છે એ પરથી વિચાર કરતાં સર્વોચ્ચ અને પવિત્ર માનેલાં આપણાં ધ્યેયો તપાસીને તે વધારે શુદ્ધ, ઉદાત્ત અને સત્યપૂર્ણ બનાવવામાં આપણું અકલ્યાણ નથી, પણ ચોક્કસ કલ્યાણ જ છે.

કેવળ મોક્ષ વિષેની કલ્પનાનો વિચાર કરતાં લાગે છે કે આપણામાં મોક્ષસિદ્ધિમા માનનારા અનેક સપ્રદાયો છે તે બધાના મોક્ષસિદ્ધિ વિષે શકા તાત્ત્વિક વિચારોમાં અને સાધનોમાં એકવાક્યતા નથી. સત્ય, બ્રહ્મચર્યાદિ પાંચ મહાવ્રતોનુ નિરપવાદ પાલન થયા વગર મોક્ષ મળતો નથી એમ એક કહે છે, તો બીજો નિષ્કામ-બુદ્ધિથી હિસા કરવાથી અથવા અલિપ્તપણે બધા ભોગો ભોગવતા રહેવાથી પણ મોક્ષપ્રાપ્તિમાં બાધ આવતો નથી એમ ચોક્કસ માને છે. કર્મક્ષય વગર જન્મ મરણ ટળતાં નથી એમ એક કહે છે, તો બીજો સંસારમા કમળપત્રવત્ રહીએ તો મોક્ષમાં બાધ આવતો નથી એમ પ્રતિપાદન કરે છે. મોક્ષ માટે એક વૈરાગ્યની પરાકાષ્ઠા કરે છે તો બીજો તે જ મોક્ષ વામમાર્ગ વડે જ મળશે એમ માને છે. એક નૈષ્ઠિક બ્રહ્મચર્યને મોક્ષપ્રાપ્તિના સાધન તરીકે ખૂબ જ મહત્ત્વ આપે છે તો બીજો પરિપૂર્ણ ઐશ્વર્યમાં અને અનેક સ્ત્રીપુત્રના પરિવારમાં મરતાં સુધી રહીને મોક્ષની ખાતરી રાખે છે. આ બધા પરથી એવી શંકા થાય છે કે, મોક્ષ એ અમુક એક વિશિષ્ટ પ્રકારની રહેણીથી કે આચરણથી મરણ પછી પ્રાપ્ત થનારી નિશ્ચિત અવસ્થા નહી પણ પોતપોતાની પારપરિક શ્રદ્ધાથી માનેલી કેવળ કલ્પના તો નહીં હોય? વળી, મરણ પછી કોને મોક્ષ પ્રાપ્ત થયો અથવા કોની શી ગતિ થઈ તે સમજવાનું કશુ જ સાધન કે જ્ઞાન કોઈને પણ ઉપલબ્ધ ન હોવા છતાં દરેક સાપ્રદાયિક પોતપોતાની સાધનપ્રણાલીને જોરે મોક્ષ વિષે ખાતરી રાખે છે, એનુ કારણ તેણે માની લીધેલી કલ્પના પરની તેની શ્રદ્ધા જ નથી શું? આ બધી શંકાઓનો આપણે વિચાર કરવો જોઈએ અને આપણી માન્યતામા, ધ્યેયમા અને સાધનમા જે જે ઇષ્ટ ફેરફારો કરી શકાય તે કરવા જોઈએ કેવળ પોતાની કલ્પનામાં કે અનુભવમાં

મગ્ન થવાથી આ વસ્તુ સિદ્ધ નહીં થાય અનુભવ જાગ્રત રાખીને, તેને તટસ્થપણે અને શોધકપણે તપાસવાનુ કાર્ય આપણે કરવુ જોઈએ વૃત્તિ, કલ્પના, તર્ક, અનુમાન, અનુભવ એ બધાનો ભેદ આપણે જાણવો જોઈએ સત્યની શોધ કરનારે, ધર્મમય જીવનનો આગ્રહ રાખનારે, આનંદના ઉપાસક થયે ચાલતુ નથી સાધનને અંતે થનારા અનુભવમાં કે અનુભવના આનંદમાં જે રમી જાય છે તેનાથી સત્યશોધન થતુ નથી. તેથી આપણે આ વિષયના શોધક બનવું જોઈએ

मनुष्यत्व ए ज आपणी कायमनी अवस्था

દુખ ટાળવાના અને સુખ મેળવવાના લાંબા વખતના પ્રયત્નથી માણસને જણાયુ કે, તદ્દન દુખરહિત સુખ માણસને મળે એ શક્ય નથી દુખ ન જોઈતુ હોય તો તેણે સુખ પણ છોડવુ જોઈએ અને સુખ છોડી શકાતું ન હોય તો દુખ પણ સ્વીકારવું જોઈએ. તે પણ કબૂલ ન હોય તો સુખ અને દુખ સમાન માનતાં શીખવુ જોઈએ આ અનુભવ પરથી માણસે તાત્કાલિક અને વ્યક્તિગત સુખદુખને મહત્ત્વ ન આપતા, સામુદાયિક સુખદુખનો વિચાર કરીને ચિત્તની શુદ્ધિ અને સદ્ગુણોની વૃદ્ધિનો આગ્રહ રાખીને માનવતા સાધવાનો વિચાર અને પ્રયત્ન કરવો જોઈતો હતો. સુખદુખની સંકુચિત કલ્પનાઓ ફેંકી દઈને તેણે આત્મીયતાની વ્યાપક કલ્પના ધારણ કરવી જોઈતી હતી પરંતુ તેમ ન કરતા ઊલટુ તેણે પોતે જ જન્મમરણમાંથી મુક્ત થઈને સુખદુખમાંથી છૂટવાનો પ્રયત્ન ચલાવ્યો ચાલુ જન્મના મનુષ્યપણાનુ ભાન નષ્ટ કર્યા વગર જન્મમરણ ટળશે નહી એમ માનીને માણસે ઈશ્વરવિષયક કલ્પના સાથે તદ્રૂપ થવાનો પ્રયત્ન કરીને ઈશ્વર સાથે આપણે સમરસ થયા એમ માની જોયુ, પોતે આત્મરૂપ, સત્-ચિત્-આનંદસ્વરૂપ, છે એમ નક્કી કરી જોયુ, ચિત્તનો લય કરીને મનુષ્યપણાનુ ભાન વિસારે પાડી જોયુ, આપણે જ અનંત બ્રહ્માંડને – વિશ્વને – વ્યાપીને રહ્યા છીએ એવી ધારણા ધરીને પોતે બ્રહ્મરૂપ છે એમ માની જોયુ, પોતાના મનુષ્યપણાનો વિચાર છોડી દઈ બીજી મોટી મોટી વિશાળ અને દિવ્ય કલ્પનાઓ પોતાને

વિષે કરીને તે ચિત્ત પર ઠસાવવા માટે જાતજાતના પ્રયત્નો તેણે કરી જોયા, પણ તે પૈકી એકે પ્રયત્નથી તે પોતાના મૂળ મનુષ્યપણાને વીસરી શક્યો નહી. એ બાબતમા તેને હજુ જરાયે યશ મળ્યો નથી આ ઉપરથી આપણી માનવતા એ જ આપણી ખરી, કાયમની અને કદી પણ છોડી કે ભૂલી ન શકાય એવી અવસ્થા છે, તેથી તે જ માનવતાને પૂર્ણતા સુધી લઈ જવાનો પ્રયત્ન કરવો એ આપણું કર્તવ્ય છે અને તેમાં સિદ્ધિ પ્રાપ્ત કરવી એ જ માનવજન્મનુ ધ્યેય છે એ વિષે શંકા નથી. આમા કોઈ પણ પ્રકારની કેવળ માની લીધેલી કલ્પના નથી. આમાં મરણ પછી પ્રાપ્ત થનારા ધ્યેયની વાત નથી આમાં કોઈ પણ જાતનો ભ્રમ નથી, તેથી એમાં દંભને પણ સ્થાન નથી, ગેરસમજને અવકાશ નથી. પોતાની શક્તિબુદ્ધિનો ને માનસિક ભાવનાઓનો ઉત્કર્ષ કરતાં કરતાં, ચિત્તની શુદ્ધિ સાધતા સાધતાં અને સદ્ગુણોની વૃદ્ધિ કરતાં કરતા પોતાની માનવતાનો વિકાસ કરવો એ જ આપણું જીવનકાર્ય છે.

**માનવતાની શુદ્ધિ અને વૃદ્ધિ એ ધ્યેય**

આ પ્રયત્નમાં દુ ખને સદંતર ટાળવાનું માણસથી ન બની શકે તોય તેણે નિરાશ થવાનુ કારણ નથી તેટલાથી તે મનુષ્યપણાથી કંટાળે એ ન ચાલે. આપણે પોતે અજ્ઞાન, મોહ, લાલચ, ક્ષણિક અને ક્ષુદ્ર સુખની ભ્રાંતિ તેમ જ પોતાના દોષો ને દુર્ગુણોને કારણે કેટલાં દુ:ખો નિર્માણ કરીએ છીએ તેનો આપણે વિચાર કરવો જોઈએ. તે જ પ્રમાણે પોતાના જેવા જ સમાજ તરફથી કેટલાં દુઃખો નિર્માણ થાય છે તેનોય આપણે વિચાર કરવો જોઈએ આપણા અને બીજાઓના દોષોને લીધે તેમ જ આપણા બધામાં માનવતાનો વિકાસ ન થવાથી જે દુ ખો આપણે બધાને ભોગવવાં પડે છે તેનો કર્તા કોણ? પરમેશ્વર કે આપણે? તેનો આપણે વિચાર કરવો જોઈએ. તે દુ:ખોના આપણે જ બધા મળીને જો કર્તા હોઈએ તો આપણે જ નિર્માણ કરેલાં દુ ખોથી બીને અને ત્રાસીને મરી ગયા પછી મોક્ષની ઇચ્છા અને આશા કરવામા શો અર્થ છે? માટે દુઃખમાંથી છૂટવા માટે ઈશ્વરસ્વરૂપ, આત્મરૂપ કે બ્રહ્મરૂપ બનવાનો

પ્રયત્ન ન કરતાં, આપણે પોતે તેવા છીએ એમ ન માનતાં, જન્મથી પ્રાપ્ત થયેલું મનુષ્યત્વ કાયમ રાખીને તેની જ શુદ્ધિવૃદ્ધિ કરવાનો આપણે બધા પ્રયત્ન કરીએ તો માનવી દુઃખોનો સંપૂર્ણ અંત થઈ ન શકે તોપણ આપણા જ દોષોને કારણે નિર્માણ થનારાં કેટલાંયે દુઃખો નાશ પામશે, કેટલાંય અસહ્ય દુઃખો સહ્ય થશે, અને કેટલાંય દુઃખોમાં રહેલી દુઃખવિષયક કલ્પનાઓ નાશ પામશે અજ્ઞાન જાય, જ્ઞાન જાગ્રત થાય, કર્તવ્યનિષ્ઠા સ્થિર થાય, ચિત્તની શુદ્ધિ થાય, અને સદ્‌ગુણ અને પુરુષાર્થની વૃદ્ધિ થવા માંડે તો સુખદુઃખો વિષેની આપણી પહેલાની કલ્પના ને વ્યાખ્યાઓ પણ બદલાઈ જશે માનવી જીવન કેવળ સુખમય જ હોવું જોઈએ એ કલ્પના આપણે છોડી દેવી જોઈએ. પ્રામાણિકપણે જીવન ગુજારવા માટે કરવાં પડતા કષ્ટો ને પરિશ્રમોને આપણે દુઃખ માનવું યોગ્ય નથી કર્મેન્દ્રિયો કે જ્ઞાનેન્દ્રિયોને પડનારી તાણ અને તેને પરિણામે થનારી કેટલીક પ્રતિકૂળ સંવેદનાઓને આપણે દુઃખ ન સમજવું જોઈએ, તેને અયોગ્ય માર્ગે ટાળવાનો આપણે પ્રયત્ન ન કરવો જોઈએ તે તાણને લીધે તેમ જ પ્રતિકૂળ સંવેદનાઓને પરિણામે આપણે ઉન્નત થઈએ છીએ કે નહી તે આપણે જોવું જોઈએ ઉન્નત વિચારોથી જો તે તાણ અને પ્રતિકૂળ સંવેદનાઓ આપણે શાંત કરી શકીશું તો તેનાથી આપણી ઉન્નતિ જ થઈ એમ ચોક્કસ સમજવામાં કશી હરકત નથી આવી રીતે માનવી જીવનનો, તેનાં દુઃખોનો અને મુસ્કેલીઓનો વિચાર કરીને તેમાંથીયે પોતાની ઉન્નતિ સાધવાનો માર્ગ આપણે કાઢી શકીએ તો આજનાં દુઃખો આપણને ભયંકર નહી લાગે માનવતા પ્રાપ્ત કરવી એ જ આપણું ધ્યેય છે એની આપણને ખાતરી થશે મરણોત્તર અવસ્થા વિષે આપણે નિશ્ચિંત થઈશું. આવી રીતે સાચા માનવધર્મનું આપણને દર્શન થશે એટલે તેનું જ આચરણ કરીને આપણે બધા કૃતકૃત્ય થઈશું એમાં શંકા નથી.

# વ્યક્ત-અવ્યક્ત વિચાર — ૧

ચાલક શક્તિ વિષે શંકા અને પ્રશ્ન

જ્ઞાનપૂર્વક અને ઇચ્છાપૂર્વક વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારી ચાલક અને શાસક શક્તિ છે કે નહીં? હોય તો તેનુ સ્વરૂપ શું છે? તેને માટે યોગ્ય સંજ્ઞા કઈ વાપરી શકાય? વગેરે પ્રશ્નો ઘણા પ્રાચીન કાળથી ચાલતા આવ્યા છે આ શક્તિ વિષે વિચાર કરનારાઓએ તેને માટે ઇશ્વર, પરમેશ્વર, પરમાત્મા, બ્રહ્મ વગેરે સંજ્ઞાઓ વાપરી છે કેટલાક વિચારકો એમ કહે છે કે વિશ્વમાં અનંત શક્તિ છે ખરી, પરંતુ તે શક્તિ જ્ઞાનપૂર્વક કે ઇચ્છાપૂર્વક કશું કરતી નથી તેનામાં જ્ઞાન, બુદ્ધિ, ભાવના, ઇચ્છા વગેરે ન હોવાથી તેનાં બધાં કાર્યો જડવત્ ચાલે છે—જેમ પાણીનાં પ્રવાહથી અને અગ્નિથી કેટલાક કાર્યો થાય છે, પણ તે કાર્યો પાણી કે અગ્નિ દ્વારા બુદ્ધિપૂર્વક થતા નથી અથવા તેમની પાછળ તેમની પોતાની ઇચ્છા હોઈ શકતી નથી. વિશ્વમાં શક્તિ છે અને તે આપણા શરીરમાં સમાયેલી શક્તિ કરતાં ઘણી વધારે, અમર્યાદ છે, એમ બધા કબૂલ કરે છે. તે અપાર શક્તિને પોતાને અનુકૂળ કરી લીધા વગર આપણું જીવન સુખરૂપ થઈ શકતું નથી એ પણ બધા કબૂલ કરે છે પણ તે શક્તિ પોતાની મેળે તેની ઇચ્છા પ્રમાણે આપણું જીવન અને વિશ્વનાં કાર્યો કરે છે કે તે જડ હોવાથી તેને આપણે આપણી બુદ્ધિથી, જ્ઞાનથી અને સામર્થ્યથી અનુકૂળ કરી લઈ આપણને જોઈએ તેવું આપણુ જીવન આપણે ઘડીએ છીએ અને વિશ્વના કાર્યો કુદરતી રીતે ચાલે છે? એ જ મોટો પ્રશ્ન છે.

શરીરવિષયક 'अहं'नो विचार

આ બાબતનો વિચાર કરતાં એમ લાગે છે કે માણસ પોતાને વિશ્વથી જુદો માનીને આ પ્રશ્ન ઉકેલવાનો પ્રયત્ન કરે છે પરંતુ તેણે જરા જુદી રીતે વિચાર કરીને વિશ્વની અને પોતાની એકતા અને જુદાપણાની મર્યાદાઓ શી છે, તે નક્કી કરવાનો પ્રયત્ન પ્રથમ કરવો જોઈએ આપણામાં હમેશ સ્ફુરતા 'અહં'ને લીધે આપણે વિશ્વથી જુદા છીએ એમ આપણને લાગે છે આપણા શરીર દ્વારા થનારાં સુખદુઃખનું જ્ઞાન એ 'અહં'ને લીધે જ આપણને થાય છે અને આવી જ જાતના સતત અનુભવને લીધે આપણું શરીર એ જ આપણે અને તે જ આપણી પોતાપણાની મર્યાદા છે એમ આપણે સમજીએ છીએ ઊંઘમાં તે 'અહં' સુપ્ત થાય છે તેથી તેટલા વખત પૂરતું આપણને આપણું ભાન નથી હોતું આપણાથી નિર્માણ થયેલાં છોકરાનો પરિવાર મમતાને કારણે આપણને પોતાનો લાગે છે. તેનાં સુખદુઃખોની આપણી ઉપર અસર થાય છે તેમ છતા પોતાના દેહ વિષેના પોતાપણાનુ ભાન આપણને સૌથી વધારે હોય છે. માણસ ઉપરાંત બીજા પ્રાણીઓની સ્થિતિ જોતા તેમનામાં પણ પોતાના શરીર વિષે મમત્વ, અને પોતાપણાની ભાવના હોય છે. આ દૃષ્ટિથી જોતાં માણસને પણ પોતાના શરીરપૂરતુ પોતાપણુ લાગતુ હોય તો તેમા તેની કશી વિશેષતા નથી. જીવદશાની દૃષ્ટિથી જોતા પણ તેમા તેનો કશો વિકાસ થયો છે એમ કહી શકાય નહીં પરંતુ માણસ વિશ્વમા – સૃષ્ટિમાં – અવ્યાહતપણે ચાલતા વ્યાપાર તરફ નજર નાખે અને તે પરથી 'પોતાપણા'નો વિચાર કરે તો તેની દૃષ્ટિ કઈક વિશાળ થયા વગર રહેશે નહીં જે શરીરની મર્યાદા અનુસાર આપણે આપણુ પોતાપણું મર્યાદિત કરીએ છીએ તે શરીર આપણે વેચાતુ આણ્યુ છે કે કોઈ પાસેથી માગી લાવ્યા છીએ? વેચાતું કે માગી લાવ્યા હોઈએ તો આના કરતાં સારુ, નીરોગી, સુંદર, બળવાન ને કાર્યક્ષમ શરીર આપણે કેમ ન લાવ્યા? જો આપણે પોતે જ તેને ધારણ કર્યું હોય તોય એ જ સવાલ ઊઠે છે આના

કરતાં સારું શરીર આપણે કેમ ધારણ કર્યું નહીં? શરીર દ્વારા શું સિદ્ધ કરવા માટે આપણે તે ખરીદ્યું? શું મેળવવા માટે તે માગી લાવ્યા? અથવા કયા સુખને માટે આપણે તે ધારણ કર્યું? અને ગમે તે રીતે આપણે તે પ્રાપ્ત કર્યું હોય અથવા ગમે તે કામ માટે તે ધારણ કર્યું હોય તોય તે પ્રાપ્ત કરતાં પહેલાં આપણે કઈ સ્થિતિમાં હતા? સૃષ્ટિનો ક્રમ અને વ્યવહાર જોતાં આપણે આપણું શરીર વેચાતું આણેલું નથી, માગી આણેલુ નથી અથવા આપણી ઇચ્છાથી ધારણ પણ કર્યું નથી, પરંતુ વિશ્વની અતર્ક્ય અને અજબ કલામાથી તે નિર્માણ થયુ છે એમાં શંકા નથી આપણા શરીરની શરૂઆત પણ આપણે કઈ ક્ષણથી માનવી? આપણા 'અહં'નુ આપણને સ્પષ્ટ ભાન થયુ ત્યારથી કે આપણે જગતમાં અવતર્યા ત્યારથી? 'गरभपनोमें हाथ जुडाया' એવી સ્થિતિ હતી ત્યારથી કે માતપિતાના શરીરમાં અણુમાત્ર હતા ત્યારથી? કે તેનીયે પહેલાં આ વિશ્વમાં – સૃષ્ટિમા – આપણી ઉત્પત્તિનુ કારણ બનનારાં સૂક્ષ્માતિ-સૂક્ષ્મ તત્ત્વો અગોચર સ્થિતિમાં સંચરતાં હતાં ત્યારથી? ક્યારથી આપણા શરીરનો આરંભ થયો એમ આપણે સમજવું? કઈ સ્થિતિ તરફ આંગળી ચીંધીને અહીંથી આપણા શરીરનો પ્રારંભ થયો એમ આપણે માનવું? આપણા શરીરમાં જે લોહી વહે છે તે બધું આપણું જ છે એમ આપણે માનીએ છીએ; પરંતુ તે લોહીમા આપણા કેટલાય પૂર્વજોનું લોહી રૂપાંતર પામતુ પામતુ આપણા સુધી આવી પહોંચ્યુ છે એનીયે આપણને ખબર છે કે? આપણાં સંસ્કાર, સ્વભાવ, ગુણ, દોષ, આરોગ્ય ને વ્યાધિ સાથે કેટલી વ્યક્તિઓનો અને કેટલા બાહ્ય પદાર્થોનો સંબંધ છે તે પણ આપણે જાણી શકીએ છીએ ખરા? આપણી એકલાની નોખી ભાષા જેમ આપણે સ્વતંત્રપણે બોલી બનાવી શકતા નથી, કારણ બધાની ભાષાઓના અનુકરણનું તે મિશ્રણ હોય છે, તે જ પ્રમાણે આપણા એકલાનુ એવુ નોખું જ્ઞાન આપણે બનાવી શકતા નથી. આપણું શરીર રોજ થોડુંક ઘસાય છે, તેના કેટલાક પરમાણુઓ નાશ પામે છે તો બીજી બાજુથી સૃષ્ટિમાંથી જુદાં જુદાં દ્રવ્યો આપણે

સતત આત્મસાત્ કરીને પોતાનુ શરીર આપણે રોજ નવું બનાવીએ પણ છીએ તેની ધારણાશક્તિ કાયમ રાખીએ છીએ તાત્ત્વિક દૃષ્ટિથી જોતાં આપણા શરીરમા દરેક ક્ષણે ઉત્પત્તિ, સ્થિતિ અને લય ચાલુ છે આપણી બુદ્ધિ, ભાવના ને સંસ્કારમા સ્પષ્ટ કે અસ્પષ્ટ ફેરફાર સતત ચાલુ છે આપણે નાનાના મોટા, મોટાના વૃદ્ધ જોતજોતામાં બનીએ છીએ. થોડા જ વખતમા કાળાના સફેદ બનીને આપણું રૂપ બદલાય છે આપણામાં 'અહ'નુ ભાન શરૂ થયુ ત્યારથી જ આપણે કદી કોઈ એક જ સ્થિતિમાં સ્થિર નથી રહ્યા, પણ કોઈ અજ્ઞાત દશા તરફ આપણુ ગમન દિનરાત ચાલુ છે ચદ્ર, સૂર્ય, તારા, ગ્રહો, નક્ષત્રો, પૃથ્વી પૈકી એકે સ્થિર નથી. તેમની માફક જ આપણે પણ સ્થિર નથી, સતત કોઈ એક દિશામાં ચાલ્યા કરીએ છીએ. ક્યારેક પણ આપણો રસ્તો પૂરો થાય છે જેને આપણુ પોતાનું માન્યુ તે આપણુ શરીર વિપરીત સ્થિતિએ જઈ પહોચે છે અને એક ક્ષણમાં આપણુ 'અહ' કાયમનુ લુપ્ત થાય છે અને પછી શરીરની રજેરજ ક્યાં ગઈ, તેનું પછી શુ થયુ, એનો કોઈ નેય પત્તો લાગતો નથી અગ્નિમાંથી નીકળેલો ધુમાડો થોડો વખત દેખાય છે, પણ પછી તેમાના કણ—તેમાના સૂક્ષ્મ દ્રવ્યો—વિશ્વમા ક્યા ગયા, ક્યા જઈને વસ્યા, તેમની શી ગતિ થઈ એનો જેમ પત્તો લાગતો નથી તેવું જ જે શરીરને આપણે 'અહ' ગણીને પાળીએ છીએ, પોષીએ છીએ, સભાળીએ છીએ, તેની બાબતમાં થાય છે તેની શરૂઆતની આપણને ખબર નથી, અને તેની છેવટની ગતિ પણ આપણે જાણતા નથી વચલા કાળના 'અહ' પૂરતુ જ આપણને તેને વિષે પોતાપણાનુ ભાન હોય છે

તે 'અહ'ની દૃઢતા ઓછી કરીને, તેને કંઈક મૃદુ કરીને વિશ્વ અને આપણી વચ્ચેનો સબધ કે વ્યવહાર કેવો ચાલે નિમિત્તમાત્ર 'अह' છે તેને આપણે સૂક્ષ્મપણે જોઈએ તો આપણને શુ જણાશે? વિશ્વના અપરંપાર અવકાશમાં—વિશ્વ-વ્યાપી કારભારમાં—જેની રચનાની ક્યારે શરૂઆત થઈ તેની ખબર

નથી, જેની નિર્મિતિ કયા નિયમ અનુસાર થઈ તેનું કોઈને જ્ઞાન નથી, તે ક્યારે નાશ પામશે અને શામાં ભળી જશે એની ખબર નથી એવા અશાશ્વત શરીરને આધારે આ 'અહં'નો અનુભવ થાય છે. દીવો જેમ પ્રતિક્ષણે નવાં નવાં દ્રવ્યો બાળે છે છતાં અનુસ્યૂતપણે બળતો દેખાય છે, પાણીના પરમાણુ સતત બદલાતા હોય છે છતાં નદીનો પ્રવાહ જેમ એકસરખો અખંડિત વહેતો જણાય છે, તે જ પ્રમાણે જેને આધારે 'અહં'નું સ્ફુરણ ચાલુ છે તે શરીરના પરમાણુ નિત્ય બદલાતા હોય છે છતાં તે અખંડપણે એક જ છે એમ લાગ્યા કરે છે. દીવો ને નદી જડ વસ્તુઓ હોવાથી બીજાં દ્રવ્યોને આત્મસાત્ કરીને પોતાની વૃદ્ધિ કરવાનું સામર્થ્ય તેમનામાં નથી. પરંતુ માનવી શરીરમાં એ જાતની વિશેષ શક્તિ અમુક મર્યાદામાં છે વિશ્વમાંથી આ શરીરની ઉત્પત્તિ થાય છે. તેમાંનાં દ્રવ્યોથી તેનું પોષણ થતાં થતાં અમુક મર્યાદા સુધી તેની વૃદ્ધિ થાય છે. પાછળથી વિશ્વનાં દ્રવ્યોને આત્મસાત્ કરવાની તેની શકિત કે ધર્મ મંદ પડે છે અને તેનો ક્ષય થતાં થતાં આખરે બધી ક્રિયા બંધ પડી તે નાશ પામે છે અને તેના પરમાણુ વિશ્વમાં વિલીન થઈ જાય છે આપણા શરીરના વ્યાપારો ચાલે–શરીર કેવળ જીવતું રહે–તેમાં પણ તેનાં દ્રવ્યો રોજ ને રોજ ખર્ચાય છે અને રોજના ખાનપાનથી તેમાં નવા પ્રરમાણુ નિર્માણ થાય છે. રોજ ખર્ચાતાં અને શરીરમાંથી બહાર પડતાં દ્રવ્યો અજાણતાં દરરોજ વિશ્વમાં ભળી જાય છે અને વિશ્વનાં નવાં દ્રવ્યોથી શરીરનાં અસ્થિ, માંસ ને લોહી બને છે. આ દૃષ્ટિથી વિચાર કરતાં વિશ્વનો આ લેવડદેવડનો વ્યવહાર તેના પોતાનામાં જ અખંડ ચાલુ છે. વિશ્વમાં અનંત શરીરો, અનંત પદાર્થો, નિર્માણ થયા છે, થાય છે વિશ્વના પ્રમાણમાં એક અણુમાત્રમાં સ્ફુરનારા 'અહં'ને લીધે, તેમાના એક શરીરને, આપણે પોતાનું કહીએ છીએ. તે અણુની ઉત્પત્તિ, સ્થિતિ ને લય વિશ્વના ધર્મ પ્રમાણે ચાલે છે વિશ્વના લેવડદેવડના કારભારમાં આપણું શરીર વચગાળાના થોડા સમય માટે એક નિમિત્તમાત્ર છે.

ચિત્ત-ચૈતન્યની વિલક્ષણત

આ નિમિત્તમાત્ર શરીરમાં સ્પષ્ટ દશાએ પહોંચેલી જુદી જુદી ઇન્દ્રિયો, બુદ્ધિ, મન, ચિત્ત અને તેમની શક્તિઓ દેખાઈ આવે છે; તે જ પ્રમાણે આ બધાને ચેતના અને પ્રેરણા આપનારું જે ચેતન તત્ત્વ છે તેનો વિચાર કરીએ તો વિશ્વમાનાં બીજાં તત્ત્વોની સરખામણીમાં આ તત્ત્વો અદ્‌ભુત લાગે છે 'અહ' તરીકે ઓળખાતા શરીરમા મન, બુદ્ધિ, પ્રાણ, ચિત્ત અને ચેતનનુ જ મહત્ત્વ છે ચિત્તને લીધે જ 'અહ'નુ સ્પષ્ટ ભાન છે અને ચેતનને લીધે જ બાહ્ય વિશ્વના દ્રવ્યોને આત્મસાત્ કરીને શરીર, બુદ્ધિ, પ્રાણ — બધાંનું વ્યવસ્થિત ધારણ થઈ શકે છે તેથી વિશ્વના આ પ્રચંડ અને અખંડ કારભારમાં એ ચેતનને લીધે જ માનવી શરીરનુ મહત્ત્વ છે. તેને લીધે જ આપણને વિશ્વનો અનુભવ થાય છે તેને લીધે જ વિશ્વનો વ્યાપાર અને તેમાંની આપણી નિમિત્તમાત્રતા આપણે જાણી શકીએ છીએ વિશ્વની અપારતા જાણવાની મહત્ત્વાકાક્ષા પણ આ અણુમાં આ ચેતન અને ચિત્તને લઈને જ રહેલી છે નહી તો કેટલુ મોટુ આ અનંત વિશ્વ, તેનો કેટલો અપરંપાર વ્યાપાર, તેના પ્રમાણમાં માનવ તો કેવળ અણુ-રેણુ જેવો! પણ આ અણુરેણુ તેમાંના રહેલા એ ચેતનતાના પ્રભાવને લીધે જ ચિત્તાદિ ઇન્દ્રિયો દ્વારા અનંત પર પોતાનો કાબૂ મેળવવાની અથવા વિશ્વને પોતાને અનુકૂળ બનાવવાની મહાન આકાક્ષા સેવે છે. વિજ્ઞાનના બળ પર આજે તેણે મેળવેલી સિદ્ધિ, જળ, સ્થળ, ભૂગર્ભ, આકાશ—બધે જ તેનો થતો સંચાર; તેણે અનેક બાજુથી વધારેલી પોતાની શક્તિ; તે જ પ્રમાણે વિશ્વનાં જે તત્ત્વોમાથી પોતે નિર્માણ થયો તે મૂળતત્ત્વોની શોધ કરવાની અને પોતાની ઉત્પત્તિનો ક્રમ અને ઇતિહાસ જાણવાની તેની જિજ્ઞાસા, તે તત્ત્વો સાથે એકરૂપ થવા તરફ તેને કોઈ કોઈ વાર થતું આકર્ષણ અને ઉત્કંઠા વગેરે બાબતોનો વિચાર કરીએ એટલે વિશ્વ તરફ, તેના અફાટ વ્યાપાર તરફ જોઈને તેનુ અનતત્વ લક્ષમા આવતાં જેમ આપણુ મન આશ્ચર્યમાં ડૂબી જાય છે, તે જ પ્રમાણે આટલા

નાનકડા શરીરમાં રહેલા ચિત્ત-ચૈતન્યની વિલક્ષણ શક્તિ જોઈને પણ મન આશ્ચર્યથી ભરાઈ જાય છે સૂક્ષ્મમાં સૂક્ષ્મ તેમ જ મહાન તત્ત્વોથી ભરેલું આ વિશ્વ, તેમાંના નાનાં મોટાં સ્થલચર જલચર પ્રાણીઓથી ઊભરાતી પ્રાણીસૃષ્ટિ, વનસ્પતિસૃષ્ટિ, તેમાંની મૃદુ, સુંદર, આકર્ષક તેમ જ વિચિત્ર અને વિકરાળ ઘટનાઓ ને વસ્તુઓ, જુદી જુદી ઇન્દ્રિયો દ્વારા અનુભવાતા સૃષ્ટિના પરસ્પરવિરોધી ગુણધર્મો — એટલે એકંદરે સૂર્યના પ્રકાશમાં અને રાત્રીના અંધારામાં આપણને અનંત પ્રકારે થનારા વિશ્વરૂપદર્શનથી જેમ આપણે આશ્ચર્યચકિત થઈએ છીએ, તે જ પ્રમાણે માનવી ચિત્તચૈતન્યની વિલક્ષણતા, તેમનો વિશ્વને પોતાને અનુકૂળ બનાવી લેવાનો પ્રયત્ન, તેમની જ્ઞાનશક્તિની સૂક્ષ્મતા તીવ્રતા અને વ્યાપકતા જોઈને પણ મન આશ્ચર્યમાં ગરકાવ થઈ જાય છે.

आदिकारणमाथी विश्वनो विकास

આ પરથી એવો પણ વિચાર આવે છે કે ચિત્તચૈતન્ય દ્વારા આજે જે ગુણોનું અને ધર્મોનું દર્શન થાય છે તે બધા ગુણધર્મો વિશ્વમાં અપ્રકટ અવસ્થામાં મૂળના જ હોવા જોઈએ. શરીર, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, ચેતન વગેરે બધી વસ્તુઓ વિશ્વમાંથી જ કોઈ વિશિષ્ટ ક્રમે અગણિત સંયોગોમાંથી જુદાં જુદાં રૂપો લેતાં લેતાં આજના સ્વરૂપમાં આવી હોવી જોઈએ એટલું જ નહીં, પણ વિશ્વ પણ તેની પેલે પારના અવ્યક્ત અને અગોચર આદિકારણમાંથી, અગણિત સમય પછી વ્યક્ત અને ગોચર સ્થિતિમાં આવ્યું હોવું જોઈએ આજના જ્ઞાત વિશ્વમાં સૌથી આશ્ચર્યકારક વસ્તુઓ ચિત્ત અને ચેતન એ જ છે એને કારણે જ વિશ્વનું વિશ્વપણું છે, વસ્તુનું વસ્તુપણું છે ચિત્ત અને ચેતન આજના સ્વરૂપમાં ન હોત તો વિશ્વની ચર્ચા પણ કોણ કરત? ચિત્તચૈતન્યની આ જોડીને ખરેખર જ વિશ્વના વિકાસનો અદ્ભુત પ્રકાર માનીએ તો તેમાં આજે સ્પષ્ટ દેખાતા ગુણધર્મો ગુપ્તપણે વિશ્વમાં અને તેના અવ્યક્ત અગોચર આદિકારણમાંય હોવા જોઈએ એમ તર્કની દૃષ્ટિથી લાગે છે વિશ્વમાં રહેલાં તત્ત્વોનો વિકાસ થતાં થતાં

તે ચેતન દશાએ આવી પહોચ્યા પછી પણ તેની પ્રકટ અવસ્થાનો હજુ વિકાસ થઈ રહ્યો છે એવો અનુભવ થાય છે તેથી ઊલટું, ચેતન દશાએ આવ્યા પહેલાના અત્યંત પૂર્વતર વિશ્વનો અને તેના આદિકારણનો વિચાર કરતાં તેમા પણ આ બધા ગુણધર્મો હોવા જોઈએ એ વિષે શકા નથી અનત કાળથી વિશ્વની આ સુપ્તાવસ્થા તૂટતા તૂટતાં આજે પ્રકટ દશાએ આવી છે

विश्व ने आपणी वच्चे भेद अने अभेद

આજેય દુનિયામા જે પદાર્થો જડ છે એમ લાગે છે તેમા પણ જીવમાં રહેલા બધા ગુણધર્મ, શક્તિ, બુદ્ધિ, મન, પ્રાણ ચેતન વગેરે સુપ્ત અને સુપ્તતર અવસ્થામા હોવા જોઈએ તે પદાર્થોમાથી જ આપણને આ તત્ત્વો દરરોજ પૂરા પાડવામા આવે છે અને તે આપણા શરીર સાથે ભળી જઈને તેમાંના સુપ્ત ગુણધર્મો આપણી દ્વારા પ્રકટ થાય છે બહારના પદાર્થોનો આપણે ખાન-પાન તરીકે ઉપયોગ ન કરીએ અને બહારનો પ્રાણવાયુ ન લઈએ તો આપણુ શરીર ટકી શકશે નહી આપણા શરીરનો જેટલો અશ દરરોજ નાશ પામે છે તે બાહ્ય પદાર્થોના ગુણધર્મોથી પુરાઈ જાય છે દરરોજ એક બાજુથી શરીરનો નાશ અને બીજી બાજુથી તેમા ઉમેરણ — એ નિયમથી આપણુ શરીર ચાલે છે. આમાથી એકેમાં પણ કઈક બગાડ થાય તો શરીરનુ સ્વાસ્થ્ય નાશ પામે છે તે બગાડ લાબો વખત રહે તો અનેક વ્યાધિથી શરીર પીડાય છે અને છેવટે નાશ પામે છે આ પરથી વિચાર કરતા લાગે છે કે ઘઉના કે ચોખાના દાણામા પણ આપણામા રહેલા બધા ગુણધર્મો સુપ્તાવસ્થામા હોવા જોઈએ તેમા પણ ચેતન તત્ત્વ હોવુ જોઈએ જે પ્રાણીના શરીરમા ઘઉં કે ચોખાને રૂપે તે જાય છે તે પ્રાણીના રગ, રૂપ, આકારને અને ગુણધર્મને પોષક બનીને તે દ્વારા તે પ્રકટ થાય છે ઘાસ, લાકડુ, અને માટીમા પણ આ બધા ગુણધર્મો અને ચેતન તત્ત્વ હોવા જોઈએ. જેમાથી કોઈ પણ જીવનુ પોષણ થાય છે તેમા તે તત્ત્વો હોવા જોઈએ

એમાં શંકા નથી. પછી તે જીવ મનુષ્ય હોય, ઇતર પ્રાણી હોય કે વૃક્ષવનસ્પતિ હોય. જેને ક્ષય અને વૃદ્ધિની અવસ્થાઓ છે તેનામાં લેવડદેવડનો અને પોતાની વિશેષતા મર્યાદિત કાળ સુધી ટકાવી રાખવાનો ધર્મ છે જ આ બધી બાબતો અને તેમનો ધર્મ-ક્રમ ધ્યાનમાં લેતાં વિશ્વના જ ગુણ, ધર્મ ને ચેતન આપણામાં ઊતરીને આપણું અસ્તિત્વ ટકી રહે છે. અને આપણામાંથી જે બહાર જાય છે તેનો પણ વિશ્વમા પોષણને રૂપે ઉપયોગ થાય છે અને તે પણ બીજા જીવોના ગુણ, ધર્મ અને ચેતનને પોષક અને પૂરક થાય છે. વિશ્વના આ અખંડ કારભારમાં દરેક જીવ પોતાના 'અહં'ને કારણે પોતાનુ જુદાપણું અનુભવે છે. તેનું શરીર નાશ પામે તોપણ તેનાથી નિર્માણ થયેલી પ્રજાને રૂપે, તેની જાતિને રૂપે તેની પરંપરા કાયમ રહે છે. તેના 'અહં'નો વારસો પણ ચાલુ રહે છે. આ 'અહં' પણ વિશ્વમાંના સુપ્ત ગુણધર્મોનુ એક સ્પષ્ટ સ્વરૂપ હોવું જોઈએ એમ વિચાર કરતાં લાગે છે. એ 'અહં'-માં જ એ વિશેષતા ટકાવી રાખવાનો ધર્મ અને શક્તિ છે એ 'અહં'માં જ વંશતંતુ આગળ ચલાવવાનો ધર્મ હોવો જોઈએ અને જીવની દ્વારા તે પ્રકટ થતો હોવો જોઈએ. આ દૃષ્ટિથી જોતાં વિશ્વમા છે તે આપણામા છે અને આપણામા છે તે જ વિશ્વમાં છે ગર્ભમાં રહેલા સુપ્તતર અવયવો અને ગુણધર્મો યથાકાળે પ્રકટ થતાં- થતાં તેમનુ પૂર્ણ સ્વરૂપ માણસમા દેખાઈ આવે છે, તે પ્રમાણે વિશ્વમા રહેલા ગુણ-ધર્મો ચેતનમાં અને ચેતનના વધતા જતા પ્રભાવમાં દેખાઈ આવે છે આ પરથી વિશ્વમાં અને આપણામા ફરક એટલો જ કે એક સુપ્ત ચેતન છે અને બીજું પ્રકટ ચેતન છે તત્ત્વત એમાં કશો ફરક જણાતો નથી. એકમાં સુપ્ત ચેતનતત્ત્વનો અગાધ અને અનંત સંગ્રહ છે, અને બીજાની પ્રકટ અવસ્થા ગમે તેટલી વધે તોય તેને મર્યાદા છે. આપણી વધતી જતી પ્રકટ અવસ્થાને ક્યારે પણ મૂળ સંગ્રહમાથી જ પોષણ મળે છે. મેઘમંડળમાં રહેલું અગાધ જળતત્ત્વ અને તેમાંથી પડેલું આપણે પોતાના ઘરમા સુંદર ચાંદીના પાત્રમાં રાખેલુ વરસાદનુ પાણી – આ દૃષ્ટાંત

વિશ્વ અને આપણી એકતા અને ભેદ લક્ષમા આવવા માટે કંઈક અંશે ઉપયોગી થશે.

एका अहंकारें नासियेलें घर । नातरी संसार ब्रह्मरूप ॥ (કેવળ એક અહંકારને લીધે ઘરનો – આપણા શરીરનો, આપણો – નાશ થયો છે, નહી તો આખો સંસાર બ્રહ્મરૂપ જ છે) આ ‘અહં’ને કારણે જ આપણે બધા એકબીજાથી ભિન્ન છીએ એવુ આપણને લાગે

विश्वनो अखंड कारभार

છે, એમ સંતો કહે છે કદાચ આ ભિન્નપણામાય આપણું કંઈક કલ્યાણ હશે એ ભિન્નપણાને લીધે જ આપણામા પુરુષાર્થ, જ્ઞાન વગેરે વધારવાની મહત્ત્વાકાક્ષા અને બીજા સદ્‌ગુણો જાગ્રત થઈ વૃદ્ધિ પામતા હશે, અને તે બધાની પૂર્ણાવસ્થા થયા પછી તે ‘અહં’ પોતાનું કાર્ય પૂર્ણ કરીને યથાકાળે પોતાની મૂળ સ્થિતિમાં વિલીન થવાનુ હશે વિશ્વની મૂળ અવ્યક્ત સ્થિતિમા પણ તેમાં કંઈક ને કંઈક સ્પંદન ચાલુ હશે જ. એ સ્પંદન-પ્રતિસ્પંદનની અવસ્થામાથી વિશ્વ વ્યક્ત દશાએ આવ્યા પછી એ જ સ્પંદન વધારે સ્પષ્ટ દશાએ આવતાં આવતાં એનુ જ રૂપાંતર સ્ફુરણમાં થયુ હશે. તે સ્ફુરણ-પ્રતિસ્ફુરણમાંથી કાળાંતરે અસ્પષ્ટ ચેતન અને તેમાંથી જ સ્પષ્ટ ચેતન આવિર્ભૂત થયુ હશે આગળ જતા ચેતનમા રહેલી ભાનની શક્તિનો વિકાસ થતાં થતાં તેને અનુરૂપ ચિત્ત અને બીજી ઇન્દ્રિયો નિર્માણ થયાં હશે ઇન્દ્રિયોના સાધન વડે ભાન-શક્તિની વૃદ્ધિ અને ભાનશકિત અનુરૂપ ઇન્દ્રિયોની ક્ષમતા, એમ એકબીજાની મદદથી ચૈતન્યમાં – જીવમા – માણસમાં વિશ્વને પોતાને અનુકૂળ કરી લેવાની આકાંક્ષા નિર્માણ થઈ છે. વધતાં વધતાં તે આજની સ્થિતિએ આવી પહોંચી છે આ રીતે જોતા વિશ્વમાં અને આપણામાં ભિન્નતા નથી અપ્રકટમાંથી પ્રકટ અને પ્રકટમાથી ફરી અપ્રકટ એવો આ ખેલ છે વિશ્વમાં સુપ્ત રહેલાં તત્ત્વો ને ગુણધર્મો આપણા સુધી આવી પ્રકટ અવસ્થાએ પહોંચ્યા પછી તેમાંથી જ જુદું

સ્વરૂપ પામી આપણી રોજની શરીરની યાત્રા ચલાવે છે અને પછી ફરી રૂપાંતર પામીને રોજેરોજ વિશ્વમાં વિલીન થાય છે ત્યાં પણ કાયમનાં વિલીન ન થતાં પ્રકટ દશાએ આવવા તરફ તેમનો ક્રમ પહેલાંના જેવો ચાલુ જ છે. આ રીતે આ વિશ્વચક્ર – વિશ્વનો આ કારભાર સતત – અખંડપણે – ચાલુ છે.

વિશ્વનો અને આપણો આવી જાતનો અખંડ સંબંધ છે. આપણે એકબીજામાં ભળેલા કે ભરેલા છીએ. 'અહં'ને લીધે જ આપણને કંઈક જુદાપણું લાગે છે બાકી બધા વહેવાર જોતાં તેને ક્યાંય જુદાપણાની મર્યાદા મૂકી શકાતી નથી પૃથ્વીથી લાખો માઈલ દૂર રહેલા સૂર્ય, ચંદ્ર અને નક્ષત્રોની પણ અસર આપણા પર સતત થયા કરે છે. જુદી જુદી ઋતુઓની સારી માઠી અસર આપણા પર થાય છે. વૃક્ષ, વેલ અને વનસ્પતિની અસર અજાણતા આપણા પર થાય છે આપણું કુટુંબ, સમાજ, દેશ, રાષ્ટ્ર, માનવજાત – આ બધાની આપણા પર અને આપણી બધા પર ઓછીવધતી, સારી નરસી, પણ બધાની બધા પર અસર સતત થયા જ કરે છે. પોતાના કેવળ શરીર વિષેના 'અહં'ને થોડું ભૂલી જઈને સૂક્ષ્મ અને વ્યાપક દૃષ્ટિથી આપણે વિશ્વનો કારભાર અને આપણા પોતાના શરીર, મન, બુદ્ધિનો વહેવાર, એ બંનેનો સંબંધ તપાસી જોઈએ, તો આપણને આવી જ જાતનું કંઈક જ્ઞાન થશે એમ ચોક્કસ લાગે છે.

## ૧૬

# વ્યક્ત-અવ્યક્ત વિચાર – ૨

વિશ્વમાથી નિર્માણ થયેલા આપણને 'પોતાપણા'નુ ભાન ચેતન અને ચિત્તને લીધે છે. ચેતન અને ચિત્ત નિર્માણ વિશ્વમાથી સકલ્પસિદ્ધિ થયા તે પહેલાં વિશ્વની સ્થિતિ શી હશે એની થોડી સુધી આવેલુ ચૈતન્ય કલ્પના આપણી ગાઢ નિદ્રાવસ્થા પરથી આપણે કરી શકીએ. ચેતન અને ચિત્તનો પ્રાદુર્ભાવ થવાથી સૃષ્ટિની ક્રિયાશક્તિમાં કંઈક વિશેષ પ્રકારનો અને જ્ઞાનપૂર્વક ફરક પડવા લાગ્યો છે અને જેમ જેમ મનુષ્યના ચિત્તનો મનબુદ્ધિના ધર્મો દ્વારા વિકાસ થાય છે, તેમ તેમ સૃષ્ટિમા રહેલાં જ્ઞાન અને ક્રિયાશક્તિ ઝપાટાથી વધી ગયાં છે. વિશ્વના મૂળનાં સ્પંદનો અને સ્ફુરણો માનવી જગતમા વિશેષ તીવ્રતાથી, દૃઢતાથી અને વ્યાપકપણે ચાલુ થયા હોય એમ લાગે છે. ચિત્ત અને ચેતનતાની અધિક સ્પષ્ટ અને જાગ્રત દશાને લીધે જ માનવીને આ સૃષ્ટિમા વિશેષતા અને મહત્ત્વ મળ્યાં છે, અને જ્ઞાન, ભાવ, ક્રિયા, વગેરેની દૃષ્ટિથી તેના ચિત્તચૈતન્યની વ્યાપકતા વધતી જાય છે. વિશ્વમાંથી વિકાસ પામતાં પામતાં ચેતનતાને પામીને ચિત્તની સ્પષ્ટ દશા મળ્યા પછી માણસમા રહેલુ 'અહ' દૃઢ થયુ છે તેથી તેનું જુદાપણુ પણ તેને અધિક સ્પષ્ટપણે જણાવા લાગ્યું છે. ચિત્તની સ્પષ્ટ દશાને લીધે તેનામાં સવેદના અને સકલ્પશક્તિ જાગ્રત થઈ છે જ્ઞાન અને ક્રિયાશક્તિની મદદથી તે પોતાના કોઈ કોઈ સકલ્પો સિદ્ધ કરી શકે છે. પોતાની ભાવનાશક્તિથી સમુદાયને અનુકૂળ કરી લઈને કોઈ મહાન સકલ્પ પણ પાર પાડી શકે છે તે પાર પાડવાના કામમા તેને સમુદાયમાંના બધાનાં જ્ઞાન, ક્રિયા, ભાવ અને સકલ્પશક્તિની મદદ મળે છે. તેને પરિણામે પોતાની અને સમુદાયની ઇચ્છાઓ ને હેતુઓ પાર પાડવાની શક્તિ પોતાનામાં આવી છે એમ

માણસને લાગવા માંડયું ત્યારથી ઈશ્વર જેવી કોઈ કર્તુંમકર્તું સમર્થ એવી શક્તિ દુનિયામાં છે કે નહીં એવી શંકા અને સવાલ તેના મનમાં ઊઠવા લાગ્યા. વિશ્વમાં રહેલી શક્તિ જડ છે કે ચેતન અને જ્ઞાનપૂર્ણ છે?

विश्वना पोष्यपोषक धर्मो

ચેતન, ચિત્ત તેમ જ ઇન્દ્રિયોની વધતી જતી શક્તિઓ, તે શક્તિઓ માટે જોઈતાં જરૂરી સાધનોની પ્રાપ્તિ, ભાવ, ગુણ, જ્ઞાન વગેરેની મદદથી માણસ પોતાને જ પોતાનાં સુખદુ:ખનો કર્તા માનવા લાગ્યો હોય તો તેમા આશ્ચર્ય નથી. સંકલ્પશક્તિ એ માણસને પ્રાપ્ત થયેલી એક મહાન શક્તિ છે. તે શક્તિને આધારે કેટલાક કઠણ હેતુઓ પણ માણસ પાર પાડી શકતો હોવાથી તેનામાં આત્મવિશ્વાસ પેદા થયો છે. પરંતુ એને લીધે જોકે તેને પોતાનું જુદાપણું અને કર્તાપણું જણાવા લાગ્યુ હોય તોપણ તેણે પોતાનું 'અહં' થોડું ભૂલી જઈને વિશ્વના કારભારનો અને પોતાની બધી શક્તિઓનો વિચાર કરવો જોઈએ. તેના કાર્યકારણભાવ તપાસવા જોઈએ પોતાનું ચિત્ત, ચેતન અને સંકલ્પશક્તિ તેને જુદાં લાગતા હોય તોપણ મૂળ વિશ્વ જ કંઈક સચેતન અને સ્પષ્ટ દશામાં આવ્યું ત્યાર પછી તેમાથી જ તે વધારે જાગ્રત અને સચેતન થઈને આપણે ભાગે આવેલાં છે એ માણસે જાણવું જોઈએ. આપણા શરીર દ્વારા તેમનું પ્રકટીકરણ થાય છે અને તે શરીરને વિષે આપણામાં 'અહં'ભાવ સ્ફુરે છે, તેથી તે બધી કમાણી અને પુરુષાર્થ કેવળ આપણા એકલાનાં જ છે એમ આપણને લાગે છે પરંતુ એમ લાગવું તે સત્ય અને જ્ઞાનની દૃષ્ટિથી ઘણે ભાગે અજ્ઞાન ઠરવાનોય સંભવ છે. માતાના પેટમાં ગર્ભગોલ વધે છે ત્યારે તેનામાં આકાર, વિકાર દેખાવા માંડે છે, માતાના શરીરમાંથી તેનું પોષણ થાય છે, તે વખતે માતા તેનું પોષણ કરે છે કે તે પોતે પોતાનું પોષણ મેળવી લે છે? એનો એકદમ જવાબ આપવો કઠણ છે અને તેનો કોઈ પણ એકતરફી જવાબ ભૂલ-ભરેલો ઠરવાનો પણ સંભવ છે. તે વેળાએ માતાનું ઉદર એ જ તેનું બ્રહ્માંડ હોય છે. તે બ્રહ્માંડમાંથી સ્વતંત્ર જીવ તરીકે બાહ્ય વિશ્વમાં આવ્યા

પછી પણ તે પોતાની શક્તિ વડે વધે છે કે વિશ્વની પરિપાલન શક્તિ, ધર્મ અને ભાવના વડે તેનુ પોષણ અને સગોપન થાય છે, એ નક્કી કરવુ પણ મુશ્કેલ છે પછી એ જીવ કે માણસ મોટો થઈને જ્ઞાન ને કર્તૃત્વમાં માતા કરતા ચડિયાતો થયા પછી તેને ન ગણકારતો થાય તો તેટલા પરથી તે માતા કરતા શ્રેષ્ઠ છે એમ કહેવું યોગ્ય નહી થાય તે સ્થિતિમાં બહુ તો એટલુ જ કહી શકાય કે, તેનો 'અહં' ઘણો દૃઢ થયો છે જેમ કેવળ બીજ એકલુ ઝાડની ઉત્પત્તિ અને વૃદ્ધિનુ કારણ નથી હોતુ, પણ તેની સાથે જ પાણી, ખાતર, હવા, માટી, સભાળ અને બીજી અનુકૂળતાઓ પણ કારણ હોય છે અને તે બધાંના સુપ્ત ગુણધર્મોનું પ્રકટીકરણ ઝાડને રૂપે સપૂર્ણપણે થાય છે એમ કહેવું જેમ યોગ્ય થશે તે જ પ્રમાણે ગર્ભગોલ, માણસ ને ઝાડ એ બધાની ઉત્પત્તિ અને વૃદ્ધિ મૂળ-વિશ્વશક્તિમાથી અને વિશ્વમા રહેલા ગુણધર્મોને કારણે જ થાય છે એમ કહેવું વાસ્તવિક થાય વિશ્વની સૃજનશક્તિ અને ધર્મમાથી બધાની ઉત્પત્તિ થાય છે પાલનશક્તિ અને વાત્સલ્યભાવનામાથી બધાંનુ પોષણ અને સગોપન થાય છે વિશ્વશક્તિમાથી પ્રકટ દશાએ આવેલા ધર્મોની મદદથી આપણા બધાનો વિકાસ થાય છે વિશ્વમા રહેલા પોષ્યપોષક ધર્મો માતામા અને ગર્ભમાં ઊતરે છે અને તે દ્વારા તે ધર્મોનું દર્શન અને કાર્ય થાય છે. પરસ્પરાવલબી ગુણધર્મોમા કોનું મહત્ત્વ વધારે અને કોનું ઓછુ માનવુ ? એટલે, આવી સ્થિતિમા આ બંને ગુણધર્મોનું મૂળ જે વિશ્વશક્તિમાં છે તે વિશ્વશક્તિને જ મહત્ત્વ આપવું યોગ્ય અને ન્યાય્ય છે.

**'अहं' अने विश्वनु कर्तृत्व**

આપણા કર્તૃત્વને લીધે આપણો અહંકાર વધ્યો હોય તોય આપણુ કર્તૃત્વ ખરેખર જ આપણું પોતાનુ છે કે નહી એ આપણે તપાસવુ જોઈએ. આપણુ શરીર જેમ વિશ્વના કારભારમા એક નિમિત્તમાત્ર વસ્તુ છે, તેમાં કંઈક પૂરવામાં આવે છે તેથી તે વધે છે અને તેમાથી કંઈક રોજ વિશ્વમા ફેંકાતું પણ જાય છે; આ વહેવારમાં શરીર વચમાં

કેવળ એક સચેતન કોડી જેવું લાગે છે. ચેતનાને લીધે આ કોડી થોડો વખત વધે છે અને પછી ક્ષીણ થઈને સંપૂર્ણ નાશ પામે છે એમાં વચમાં જે પોતાપણું લાગે છે તે નામમાત્ર છે, બાકી ખરું જોતાં વિશ્વપ્રકૃતિનો એ એક ખેલ છે તે જ પ્રમાણે આપણાં ચિત્ત, ચેતન, પ્રાણ, સંકલ્પ, જ્ઞાન, વિવેક, ભાવ, સંસ્કાર, ગુણ, વિચાર વગરે વિશેષે કરીને અનુભવમાં આવનારા ગુણો—એ બધા વિશ્વમાંથી જ આપણને પ્રાપ્ત થયાં છે માનવજાતિના વારસામાંથી તે આપણા સુધી આવી પહોંચ્યા છે અને એ બધાનું પોષણવર્ધન પણ વિશ્વના તે જ તત્ત્વોમાંથી થઈને આપણી દ્વારા તેમનું અધિક સ્પષ્ટ દશામાં પ્રકટીકરણ થાય છે વિશ્વના એકંદર અપરંપાર વ્યાપારના પ્રમાણમાં આ સાવ નજીવી વાત છે પરંતુ આપણા 'અહં'ને લીધે આપણું કર્તૃત્વ આપણને એટલું મહાન અને ભવ્ય લાગે છે કે તેની આગળ વિશ્વનું અગાધ કર્તૃત્વ આપણને દેખાતું નથી સાચું જોતા, વિશ્વના કર્તૃત્વ આગળ આપણું અહં ને કર્તૃત્વ અણુપ્રમાણ જેટલું પણ થશે કે નહીં એ વિષે શંકા લાગે છે

વિશ્વના આદોલનોના પરિણામ

આપણા પ્રાણ, સંકલ્પ, જ્ઞાન વગેરે ઉપર દર્શાવેલી બધી બાબતો આપણને વારસામાં મળેલી હોવાથી તે બધી આપણી જ કમાણી છે એવો અહંકાર રાખવો યોગ્ય નથી તે જ પ્રમાણે આપણામાં થનારું તેમનું વર્ધન કે વિકાસ એ પણ કેવળ આપણું એકલાનું કર્તૃત્વ છે એમ પણ આપણે ન કહી શકીએ ફેફસાંમાની ખરાબ હવા ફેંકી દઈ બહારની સારી લઈને જ આપણે જીવીએ છીએ તે માટે બહાર સારી હવા હોવી જરૂરી છે તે જ પ્રમાણે વિશ્વમાં પણ સારાં તત્ત્વો હોય તો જ તે આપણામાં દાખલ થઈ આપણી દ્વારા પ્રકટ થઈ શકે આપણા શરીરમાં ચેતન, ચિત્ત, પ્રાણ ને સંકલ્પની સ્પષ્ટ દશા કેવળ છે. પરંતુ તેમનો સંચય આપણી પાસે ઘણો થોડો છે. શરીરને જેમ દરરોજ સારા અનુકૂળ દ્રવ્યોનું પોષણ ન મળે તો તે ટકી શકતું નથી, તે જ પ્રમાણે આપણાં ચેતન, ચિત્ત, પ્રાણ વગેરેને પણ બહારથી પોષણ ન મળે તો તેમની સ્થિતિ પણ કાયમ

ન રહે. આપણામાં દેખાઈ આવતા આ બધાં સ્પષ્ટ તત્ત્વો વિશ્વમા અસ્પષ્ટ દશામા અપરપાર હમેશ પડેલા જ છે દષ્ટિને દેખાતા કે કોઈ પણ ઇંદ્રિયોને ગોચર થતા વ્યક્ત પદાર્થોમા તે તત્ત્વો અવ્યક્તપણે છે પદાર્થોમાં કેટલા વિલક્ષણ ગુણધર્મો અવ્યક્તપણે વાસ કરે છે તે વનસ્પતિનો અને ઔષધીનો થોડો અભ્યાસ કરતા જણાઈ આવે છે. વાયરલેસ, રેડિયો કે ધ્વનિશાસ્ત્ર પરથી હવે આપણી ખાતરી થઈ છે કે, ધ્વનિના તરગો હજારો માઈલ સુધી દૂર જાય છે વીજળીની અને વિશિષ્ટ યંત્રોની મદદથી તે આપણને ગોચર થઈ શકે છે આ પરથી આપણને ગોચર ન થનારા અવ્યક્ત તરગોના અપાર આંદોલનો પૃથ્વી પર સતત ચાલુ છે એમ સિદ્ધ થાય છે તે જ પ્રમાણે વિશ્વમા સર્વત્ર પ્રાણતત્ત્વ, મનતત્ત્વ, બુદ્ધિતત્ત્વ, ચેતન, સકલ્પ, સસ્કાર, જ્ઞાન, વિચાર — આ બધાના તરગોના આંદોલનો પણ સતત ચાલુ છે એ આંદોલનો સારાં નરસા બને પ્રકારના છે સૃષ્ટિમા જેમ સુગધ અને દુર્ગંધ છે તે જ પ્રમાણે સત્સકલ્પ અને અસત્સંકલ્પ, સદ્વિચાર અને દુર્વિચાર, સદ્ગુણ અને દુર્ગુણ, સત્કર્મ અને અસત્કર્મ, એ બધાંના આંદોલનો હમેશ ચાલુ છે વિશ્વમાં જ ઉત્પત્તિ, સ્થિતિ ને લયનો ધર્મ હોવાથી તેમા હમેશ સક્રમણ ચાલુ જ છે. વિશ્વનો એ જ ધર્મ ચિત્ત અને ચૈતન્યમાં જુદા જુદાં સત્-અસત્ કર્મ, વિચાર અને સકલ્પને રૂપે માનવી જગતમાં પ્રકટપણે દેખાઈ આવે છે. વિશ્વમા સતત થનારા સક્રમણોના અવ્યક્ત આંદોલનો અને માણસ અને ઇતર ચેતન જગત દ્વારા થતા જુદા જુદાં કર્મના, સંકલ્પના, વિચારના અને સસ્કારનાં અસખ્ય આંદોલનો અને એ બધાંના મળીને અનંત પ્રકારના તરગો વિશ્વમા સતત ચાલુ જ છે આવા કલ્પનાતીત અસખ્ય તરગોમાથી દરેક જીવ પોતપોતાની જીવદશા અનુસાર પોતાને અનુકૂળ તરગો પોતાનામાં ધારણ કરીને પોતાના ચિત્ત, ચેતન, પ્રાણ ને સકલ્પનું પોષણ કરે છે આ ક્રિયા તેની દ્વારા જ્ઞાનપૂર્વક ન થતી હોય તોપણ ઝાડ જેમ પોતાને અનુકૂળ તત્ત્વો કુદરતમાથી – માટી, પાણી, હવા વગેરે-માથી – કુદરતના નિયમ પ્રમાણે ખેચી લઈને પોતાની વૃદ્ધિ કરે છે,

અથવા ગર્ભ જેમ માતાના શરીરમાંથી પોતાને જોઈતાં તત્ત્વો, સંસ્કાર, બીજા ગુણધર્મ અને માનવજાતિનો વારસો અજાણતાં લે છે અને પોતાની વિશેષતા વધારે છે, તે જ પ્રમાણે બીજા જીવો કે માણસ પણ બહારના આંદોલનોમાંથી સજાતીય તરંગોને ખેંચી લઈ તે તે તત્ત્વોને આત્મસાત્ કરે છે. જુદા જુદા સ્વાદ અને ગુણધર્મવાળી વનસ્પતિ એક જ જમીન અને પાણીમાંથી પોતાને અનુકૂળ દ્રવ્યો ખેંચી લઈને પોતપોતાના સ્વાદને અને ગુણધર્મને પોષે છે. આ પ્રક્રિયા બુદ્ધિપૂર્વક ન થતાં બીજના મૂળ ગુણધર્મની વૃદ્ધિ બહારના તે જ પ્રકારનાં તત્ત્વોથી કુદરતી રીતે જ થાય છે. માણસનાં પ્રાણ, ચિત્ત, ચેતન, સંકલ્પ, વિચાર વગેરેને પણ જરૂરી અનુરૂપ તત્ત્વો વિશ્વમા ચાલતાં કલ્પનાતીત આંદોલનો અને તરંગોમાંથી મળે છે. આપણે શુદ્ધચરિત થવાનો સંકલ્પ કરીએ તો વિશ્વમાં આંદોલન પામતા એ જ જાતના તરંગો આપણા ચિત્ત તરફ વળશે તે આપણામાં એકરસ થશે અને આપણા મૂળ સંકલ્પમાં બળ પૂરશે. અને આપણા સંકલ્પ, વિચાર, હેતુ અશુદ્ધ અને હીન હોય તો વિશ્વના અપવિત્ર તરંગો આપણા ચિત્તને શોધતા આવશે અને આપણામાં ભળી જઈ આપણને વધારે હીન બનાવશે વિશ્વના આ જ નિયમ અનુસાર આપણા શુદ્ધઅશુદ્ધ વિચાર અને સંકલ્પોના તરંગો પણ સતત બહાર ફેલાતા હોય છે અને વિશ્વના શુદ્ધઅશુદ્ધ આંદોલનોમાં અને તરંગોમાં ઉમેરો કરે છે આ પરથી વિચાર કરતાં, શુદ્ધ કે અશુદ્ધ વિચાર અને સંકલ્પ ધારણ કરનાર અને કર્મ કરનાર માણસ પોતે શુદ્ધ કે અશુદ્ધ થતો રહીને વિશ્વમાં પણ તે જ પ્રકારના આંદોલનો અને તરંગોની વૃદ્ધિ કરે છે. વિશ્વનો આ નિયમ છે સૃષ્ટિનો આ ધર્મ છે. પરમેશ્વરનો આ કાયદો છે આ દૃષ્ટિથી જોતાં વિશ્વમાં સદૈવ ચાલતાં આંદોલનોમાંથી જ શુદ્ધ કે અશુદ્ધ તરંગો આપણામાં આવે છે અને ત્યાં અધિક સ્પષ્ટરૂપ ધારણ કરીને આપણી દ્વારા બહાર પડે છે. અત્યારે આ ક્ષણે મારા દ્વારા પ્રકટ થતા આ વિચારો કેવળ મારા જ છે એમ મારાથી કહી શકાય નહીં. અસંખ્ય લોકોના અસ્પષ્ટ સંકલ્પ અને વિચારોના તરંગ વિશ્વનાં

આંદોલનમાંથી કુદરતી રીતે જ મારા સુધી આવીને એ જ કદાચ મારા દ્વારા વધારે સ્પષ્ટપણે બહાર પડતા હશે પરંતુ આ કાર્ય મારા હૃદયમાં કંઈક શુભેચ્છા હોય તો જ વિશ્વના નિયમ અનુસાર આ રીતે થાય સંત તુકારામે કહ્યું છે કે

> आपुलिया वळे नाहीं मी बोलत । सखा कृपावत वाचा त्याची ।
> काय म्या पामरें बोलावीं उत्तरें । परि त्या विश्वंभरें बोलविलें ॥

(હું મારા પોતાના સામર્થ્યથી બોલતો નથી. મારો સખા કૃપાળુ હરિ છે, તેની આ વાણી છે મારા જેવા પામરે શા બોલ બોલવા ? પણ તે વિશ્વંભર પ્રભુએ મારી પાસે બોલ બોલાવ્યા ) આ અનુભવપૂર્ણ ઉદ્ગારમાથી વિશ્વનો આ જ નિયમ – પરમેશ્વરનો આ જ કાયદો – દેખાઈ આવે છે

**માનવતાનો પ્રારંભ**

વિશ્વના કારભારમાં આપણે કેવળ નિમિત્તમાત્ર હોઈએ તોપણ તે વિશ્વશક્તિમાથી આપણા ચિત્ત – ચૈતન્યમા કેટલીક વિશેષ શક્તિઓ આવેલી છે વિવેક, સંકલ્પ, સંયમ, નિગ્રહ – એ તે શક્તિઓ છે. આપણામાં રહેલા 'અહં'-ને લીધે તે વિશેષ શક્તિઓનુ આપણને ભાન થાય છે. તે શક્તિઓનું પોષણ વિશ્વના એ જ અવ્યક્ત તત્ત્વોમાથી થતુ હોય તોપણ તે શક્તિઓનો આપણી ઇચ્છા પ્રમાણે આપણે કંઈક અંશે ઉપયોગ કરી શકીએ છીએ — એટલી છૂટ અને સ્વતંત્રતા આપણને વિશ્વશક્તિના કોઈ ચોક્કસ નિયમથી જ મળેલી છે તેનો ઉપયોગ કરીને આપણે પોતાનું ચિત્ત જો શુદ્ધ રાખવાનો પ્રયત્ન કરતા રહીએ તો વિશ્વના શુદ્ધ તરંગો આપણા હૃદયમાં દાખલ થાય અને આપણી પાસે સત્કર્મો કરાવવામા સહાયભૂત થાય વિશ્વની અવસ્થામાં સદૈવ સંક્રમણ અને તેમાંથી જ વિકસન થતા થતા આપણને માનવી સ્વરૂપ પ્રાપ્ત થયુ છે આ સ્વરૂપ તે વિશ્વમાંનો કેવળ આવર્ત કે આવિર્ભાવ નથી. તે સ્વરૂપની નિર્મિતિનો કોઈ ચોક્કસ ક્રમ છે. વિશિષ્ટ પરંપરામાંથી તે આ સ્થિતિએ આવેલું છે.

તેની પાછળ વિશ્વનો કોઈ અટળ નિયમ છે તેથી આવી રીતે નિર્માણ થયેલા માનવના ચિત્ત–ચૈતન્યમા કોઈ વિશેષ સામર્થ્ય આવ્યુ છે. અને તે સામર્થ્ય વાપરવાની થોડીક સ્વતત્રતા તેને છે. તે સામર્થ્ય અને તે સ્વતત્રતા એ વિશ્વવ્યાપારનુ વિશિષ્ટ પરિણામ છે. વિશ્વના ગુણધર્મમાથી જ તે સામર્થ્યનુ પોષણ થાય છે. સસ્કાર અનુસાર વિચાર પેદા થવાનો સ્પષ્ટ ધર્મ માનવી ચિત્તમા દેખાઈ આવે છે તેમાના કોઈ વિચારને સકલ્પનુ રૂપ પ્રાપ્ત થતા તેને દૃઢપણે વળગી રહેવાની શક્તિ પણ તેમાં આવેલી છે તે શક્તિની સાથે જ વિવેક, સયમ વગેરે પોતાની બીજી શક્તિઓનો ઉપયોગ કરીને માણસે પોતાની માનવતા પોષતા રહેવુ, એ વિશ્વના નિયમ અનુસાર તેનો સહજ ધર્મ બનેલો છે આપણુ ચિત્ત આપણે હમેશા સત્સકલ્પમય રાખીએ અને સત્કર્મરત રહીએ તો વિશ્વના એ જ પ્રકારના શુદ્ધ આદોલનોના તરગો ગ્રહણ કરવા માટે તે હમેશ સહેજે તૈયાર અને લાયક રહેશે વિશ્વના નિયમ પ્રમાણે તે તેનો ધર્મ થઈ જશે તે અવસ્થામા અશુદ્ધ સકલ્પ કે અશુદ્ધ કર્મ આપણા ચિત્તને સ્પર્શ પણ કરી શકશે નહી જેમ કસ્તૂરી, કેસર વગેરે પદાર્થો વિશ્વનાં તે તે પરમાણુઓ નિસર્ગનિયમથી ભેગા થઈને તેના બનેલા ઘન સ્વરૂપો છે, તે જ પ્રમાણે આપણુ ચિત્ત શુદ્ધ રાખવાનો આપણો સકલ્પ હોય તો આપણી ગ્રહણશીલતા અને વિશ્વના આદોલનોનો વ્યાપાર – એ બનેને લીધે વિશ્વના કેવળ સારા સકલ્પ અને સત્કર્મના તરગો આપણા ચિત્તમા દાખલ થઈ આપણામાથી પણ એ જ જાતના તરગો બહાર પડયા કરશે સૃષ્ટિમાના અમુક સુગધી તત્ત્વો કસ્તૂરીને રૂપે એકત્ર થાય છે અને તેમાથી ફરી તે સૃષ્ટિમા ફેલાતાં રહે છે એવો જ પ્રકાર આપણા શુદ્ધ સકલ્પથી આપણા ચિત્તચૈતન્યનો થશે માનવી ચિત્તમા વિશેષપણે રહેલી સકલ્પશક્તિનો ઉપયોગ માણસ વિવેકપૂર્વક કરે તો માનવોચિત તત્ત્વો તેનામા ઊતરતા રહેશે અને તેમનુ શુદ્ધ પ્રકટીકરણ તેની દ્વારા થતુ રહેશે કોઈ પણ પાતળો અથવા પ્રવાહી પદાર્થ અંદર ખેંચાઈ આવે એવી યોજના પિચકારીમા

હોય છે. પરંતુ તે વડે કયો પ્રવાહી પદાર્થ અંદર ખેંચવાનો છે એ આપણે વિવેકપૂર્વક નક્કી કરવાનું હોય છે પિચકારીથી સ્વચ્છ કે અસ્વચ્છ બન્ને જાતનું પાણી ખેંચી શકાય છે અને દુનિયામાં બન્ને જાતનું પાણી છે. આપણી સંકલ્પશક્તિમાં પિચકારીના જેવો જ સાધારણપણે ગુણધર્મ છે. તેથી કેવળ સંકલ્પની દૃઢતા આપણામાં હોય એટલું માનવતાની દૃષ્ટિએ બસ નથી, પણ તે સાથે જ વિશ્વના શુદ્ધ તરંગોને ખેંચવામાં આપણે પોતાની સંકલ્પશક્તિ વાપરવી જોઈએ આવી રીતે હંમેશા આપણે માનવોચિત ગુણો અપનાવીને પોતાનામાં તેમ જ જગતમાં તેની વૃદ્ધિ કરવી જોઈએ. આવો આપણો સંકલ્પ અને હેતુ હોય તો વિશ્વના નિયમો અને ગુણધર્મો આપણને હંમેશ સહાયભૂત થતા રહેશે આપણે આપણી માનવતા વધારતા રહી ઉન્નતિનો પ્રયત્ન કરતા રહીએ તો જગતમાં એક બાજુથી પ્રત્યક્ષ માનવતા વધતી રહેશે – વિશ્વશક્તિના સુપ્ત ગુણોનું અને ધર્મોનું તે દ્વારા પ્રકટીકરણ થતું રહેશે અને બીજી બાજુથી આપણા શુદ્ધ સંકલ્પો અને સત્કર્મોને લીધે વિશ્વના શુદ્ધ આંદોલનોમાં ઉમેરો થઈને તેને ગતિ મળ્યા કરશે અને તે બધાનું પરિણામ આપણા બધા માટે શુભદાયક થશે.

**પરમ શક્તિ વિષે કૃતજ્ઞતા**

વિશ્વમાં અશુદ્ધ સંકલ્પ અને અશુદ્ધ કર્મોના તરંગો અને આંદોલનોનું જોર ઘણું છે એમાં શંકા નથી. તેમ છતાં જેને જેને પોતાની માનવતા ભૂષણરૂપ લાગતી હોય, વિશ્વની અનંત ઘડભાંજમાંથી માનવ એક વિશેષ સામર્થ્યશાલી જીવ નિર્માણ થયેલો છે એમ જેમને લાગતું હોય, તે દરેકે વિશ્વમાં માનવતા વધારવાનો સતત પ્રયત્ન કરવો જોઈએ આ વિશ્વમાં આપણા એકલાનું નોખું કર્મ નથી. વિશ્વમાં બધાના કર્મો, બધાના સંકલ્પો, બધાને – એકબીજાને – સુખદ કે દુઃખદ, ઉન્નતિકારક કે અવનતિકારક થાય છે તત્ત્વતઃ કોઈનું કર્મ જુદું નથી વિશ્વશક્તિમાંથી આપણે બધા નિર્માણ થયા છીએ તેમાંથી જ આપણા બધાનાં શરીર બંધાયપોષાય છે અને વધે છે. અને છેવટે

તેમાં જ તે બધાં ભળી જવાનાં છે. આપણને બધાને એ જ વિશ્વ-શક્તિનાં ચેતન, પ્રાણ, ચિત્ત, મન વગેરે સુક્ષ્મ તત્ત્વોમાંથી તે તે તત્ત્વો પૂરાં પાડવામાં આવે છે. અને આપણી દ્વારા તેમનુ સ્પષ્ટ પ્રકટીકરણ થાય છે. આપણા બધા ગુણધર્મો તે જ વિશ્વશક્તિના સ્પષ્ટ સ્વરૂપો છે. જે વિશ્વમાં છે તે જ આપણામા પ્રકટપણે દેખાય છે અને આપણામાં જે કંઈ છે તે બધું વિશ્વમાં સુપ્ત દશામા છે. આપણો અને વિશ્વની અનંત શક્તિનો આવો અન્યોન્ય સંબંધ છે. તેમા માનવની વિશેષતા એટલી જ છે કે વિશ્વના કેટલાક નિયમો જાણવા જેટલી જ્ઞાનશક્તિ તેનામાં પ્રકટ થયેલી છે. પોતાની અપૂર્ણતા તે વિશ્વશક્તિની આરાધનાથી, શ્રદ્ધાથી, ભક્તિથી અને તેના પરની નિષ્ઠાથી તે દૂર કરી શકે છે. તે શ્રદ્ધા-ભક્તિનુ અને નિષ્ઠાનુ સૂત્ર આપણી સંકલ્પશક્તિમાં છે. એ સંકલ્પશક્તિની મદદથી માણસ પોતાને જરૂરી તત્ત્વો, જરૂરી ગુણધર્મો વિશ્વમાંથી પોતાનામાં લાવી શકે છે એ પણ તેની વિશેષતા છે. આપણને જોઈએ તે બધાં તત્ત્વોનો અપર પાર સંચય અનંત શક્તિમાં ભરેલો છે. તેમાંથી જ જે જે જોઈએ તે તે લઈને આપણે આપણા બધાનાં દુ:ખોનો નાશ કરીને બધાની માનવતાની વૃદ્ધિ કરવાની છે. વિશ્વનો ક્રમ અને ધર્મ આપણને અનુકૂળ છે. તે ધર્મની મદદથી આપણા સંકલ્પ અનુસાર એ બધુ થવાનુ છે આ બધામા આપણે કેવળ નિમિત્તમાત્ર છીએ. એ જ્ઞાન માણસને જ થઈ શકે છે તેથી એ જ્ઞાન, એ શક્તિ, મતિ, ગુણ, ધર્મ, વગેરેની પ્રાપ્તિ આપણને જેમાંથી થાય છે, અને જેમાંથી આપણા બધાની નિર્મિતિ થઈ છે તે વિશ્વશક્તિ વિષે—પરમ શક્તિ વિષે—સતત કૃતજ્ઞ અને ભક્તિવાળા રહેવું, તેના પર નિષ્ઠા રાખવી એ આપણું મુખ્ય કર્તવ્ય છે. એ નિષ્ઠામાં કલ્પનાતીત સામર્થ્ય છે. અનંતશક્તિ સાથે સમરસ થઈને તેના ગુણોનુ આપણી દ્વારા પ્રકટીકરણ કરવાનું સામર્થ્ય એ નિષ્ઠામાં જ છે જે શક્તિમાંથી ચિત્ત અને ચેતન સ્પષ્ટ દશાએ આવીને આજે બધી જળસ્થળ સૃષ્ટિ અસંખ્ય માનવ અને માનવેતર નાનાંમોટાં પ્રાણીઓથી ભરેલી દેખાય છે અને તે બધાનુ ધારણપોષણ થાય છે, જે

શક્તિમાંથી ચિત્ત અને ચેતન વધારે ને વધારે વિકસિત થતાં થતાં માનવ પેદા થયો અને આજની સ્થિતિએ આવી પહોંચ્યો છે, જે બધાની બધી શક્તિઓને પોષનારી અને તેમની નિયામક છે, જે શક્તિને લીધે માનવીના ચિત્તચૈતન્યનો પ્રભાવ વધુ ને વધુ વિશાળ ક્ષેત્ર પર પડતો જાય છે તે શક્તિ જડ છે કે ચેતન ? તેનામાં જ્ઞાન, ગુણ, ભાવ અને કર્તૃત્વ છે કે નહી ? એ નક્કી કરવુ માણસની નમ્રતા, કૃતજ્ઞતા, પ્રેમ, ભક્તિ, નિષ્ઠા વગેરે પર અવલબે છે. માતૃભક્ત અને પિતૃભક્ત પુત્ર માતપિતા કરતાં ગમે તેટલો જ્ઞાની અને પુરુષાર્થવાળો થયો હોય તોયે તે તેમની સાથે નમ્રતાથી વર્તીને તેમની પ્રત્યે કૃતજ્ઞ અને નિષ્ઠાવંત રહે છે, અને એવાને જ આપણે આદરણીય માનીએ છીએ. વિશ્વની અનત શકિત અને આપણી વચ્ચે માતાપિતા અને પુત્રના સંબધ કરતાં અનંતગણો તફાવત છે, કારણ વિશ્વશક્તિ સાથેનો આપણો સબંધ તેના કરતા અધિક ગાઢ, એકરસ અને જીવનવ્યાપી છે એવી સ્થિતિમા તે પરમશક્તિ વિષે – પરમાત્મા વિષે – આપણા હૃદયમાં કૃતજ્ઞતા, નમ્રતા અને પૂજ્યતાના ભાવો રહે તો તેમાં આપણે વિશેષ શું કર્યું ?

## ૧૭

# સામુદાયિક કર્મ અને કર્મફળ

वैयक्तिक मोक्षनी अशक्यता

છેલ્લાં બે પ્રકરણની વ્યક્ત-અવ્યક્ત વિચારસરણી જો વાચકોને ગળે ઊતરી હોય તો તે પરથી તેમના ધ્યાનમાં આવ્યુ હશે કે, આપણે અને વિશ્વ તેમ જ આપણે જે કર્મો, સંકલ્પો, વિચારો કરીએ છીએ તે અને વિશ્વનો કારભાર, ઉત્પત્તિ, સ્થિતિ, લય વગેરે એટલુ સેળભેળ અને એકત્ર થયેલુ હોય છે કે તેમાંથી આપણું પોતાનું એવું કશું જ જુદું પાડી શકાય તેમ નથી શરીરથી માંડીને ચૈતન્ય સુધી જે જે કઈ આપણે પોતાનુ ગણીએ છીએ તે બધાની નિર્મિતિ વિશ્વશક્તિમાંથી થાય છે અને તે જ શક્તિની સંપૂર્ણ મદદથી તેનુ પોષણ થાય છે અને તેના ગુણધર્મ અનુસાર તે બધાનો તેમાં જ લય થાય છે. જેને આપણે ઉત્પત્તિ, સ્થિતિ, લય કહીએ છીએ તેનો થોડો વિચાર કરતાં જણાશે કે, ઉત્પત્તિ એટલે કશાકનો પણ લય છે અને લય એટલે કશાકની પણ ઉત્પત્તિ છે; અને ક્ષણે ક્ષણે થતી સંક્રમણ અવસ્થામાં સ્થિતિ કોને કહેવી એ એક સવાલ જ છે. બીજ નાશ પામ્યા વગર ઝાડ થતુ નથી. લાકડું બળવા લાગ્યા વગર અગ્નિ પ્રકટ થતો નથી અને તે ઓલવાયા સિવાય કોલસો કે રાખ બનતાં નથી. ખરું જોતાં આ વિશ્વમાં કશું જ નાશ પામતું નથી. એક જ વસ્તુનાં કેવળ રૂપાંતરો માત્ર થાય છે વિશ્વમા આ ફેરફાર સતત ચાલુ છે. વિશ્વનો આ વ્યવહાર છે. તેમાથી – તે સંક્રમણ અવસ્થામાંથી – જ માનવ નિર્માણ થયો છે. અજ્ઞાન અવસ્થામા તે સૃષ્ટિમાની જ કોઈક શક્તિને દેવતા માનવા લાગ્યો આગળ જતાં તેને વિષે તેનામાં સદ્ભાવ પેદા થયો તેમાથી તેણે ભક્તિ, આત્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાન વગેરેની કલ્પના કરીને બંધમોક્ષ નિર્માણ કર્યા. જીવશિવ, આત્માપરમાત્મા, બ્રહ્મપરબ્રહ્મ

વગેરે વિચારો કે કલ્પનાઓમાંથી તેણે શાંતિ મેળવવાનો પ્રયત્ન કર્યો. કર્મવાદ, પુનર્જન્મવાદ નિર્માણ કર્યા. લખચોરાશીની કલ્પના કરી. પણ વિશ્વશક્તિ અને માણસ વચ્ચેના વ્યકત-અવ્યક્ત સંબંધનો વિચાર કરતાં દરેક માણસનાં જુદાં જુદાં કર્મો અને તેના ફળ ભોગવવા માટે તેને પુનર્જન્મ હોય — એવી યોજના વિશ્વમા હોય એમ લાગતુ નથી આપણા બધાનાં અને વિશ્વના કર્મો એટલાં બધાં સેળભેળ છે અને એક-બીજા સાથે ગૂચવાયેલાં છે કે તેમાંનું કયુ કર્મ આપણુ એકલાનુ અને તેમાંના કયા કર્મનુ કયુ પરિણામ, એનો કોઈ પણ રીતે શોધ કરી શકાય એમ લાગતુ નથી કોઈ પણ કર્મ સ્વતંત્ર, એકલું, કે જુદું હોતુ નથી પણ અનેક નાનાંમોટાં કારણોનું એટલે કે જુદાં જુદાં કર્મોનુ અને ક્રિયાઓનું પરિણામ હોય છે. અને તે કારણો અને કર્મો પણ તેના પહેલાંનાં અનેક કારણોનાં પરિણામ હોય છે. આવી સ્થિતિમા કોઈ પણ કર્મ તત્ત્વત કોઈનુ એકલાનુ હોઈ શકતુ નથી જેને આપણે આપણું પોતાનું ગણીએ છીએ તે શરીર પણ આપણું એકલાનું નથી તેનું ધારણ, પોષણ, રક્ષણ આપણા એકલાથી થવુ શકય નથી કુદરત, પ્રાણીઓ તેમ જ અનેક માનવીઓનાં કાર્યનો, પરિશ્રમનો, જ્ઞાનનો ને ભાવનાઓનો તેમાં ફાળો છે. અનેક કારણસંયોગોનુ મળીને એ કાર્ય બને છે, તે બધા કારણસંયોગો આપણા એકલાના હાથમાં નથી હોતા. આ જ ન્યાયે કર્મનાં ફળ અને કર્મનાં પરિણામોનો તત્ત્વતઃ વિચાર કરતા કોઈ પણ કર્મના પરિણામ સૃષ્ટિમાં અગણિત રીતે ફેલાય છે એક પરિણામમાથી બીજાં અનેક પરિણામોની પરંપરા ચાલુ જ રહે છે તે બધાંને આપણે કર્મનાં ફળ ગણતા નથી પરંતુ આપણે કર્મનુ જે પરિણામ ઇચ્છીએ છીએ અથવા તેનું તાત્કાલિક સુખદુ ખાત્મક જે પરિણામ આપણા પર થાય છે તેને જ આપણે તેનુ ફળ કહીએ છીએ અથવા વિશેષ તીવ્રપણે અનુભવાતી કોઈ પણ સુખદુઃખાત્મક ઘટના આવી પડતા, તેનાં તાત્કાલિક કારણો સમજાતા નથી ત્યારે તેના પહેલાંના કર્મનું કે તેથી પણ આગળ જઈને

પૂર્વજન્મનાં કર્મોનું તે ફળ છે એમ આપણે માનીએ છીએ પુણ્યનું ફળ સુખ અને પાપનું ફળ દુઃખ, એ ન્યાય આપણે ઠરાવેલો છે; અને તેની અમલબજાવણી આ જન્મમાં ન થઈ શકે તો તેને માટે નવા જન્મની કલ્પના ઉપયોગી નીવડી છે. સામાજિક નીતિના રક્ષકોને પણ સમાજની સુવ્યવસ્થા જાળવવાના કામમાં આ લોકશ્રદ્ધાનો થોડોક ઉપયોગ થતો આવ્યો છે; તેથી તેમણે પણ આ કલ્પનાને અને શ્રદ્ધાને પોષી છે. પણ જગતમાં જુદા જુદા માનવસમૂહની પાપપુણ્યની કલ્પનાઓ જુદી જુદી છે. એવી સ્થિતિમાં પાપપુણ્યના ફળનો ન્યાય તે તે માનવ-સમૂહની કલ્પના કે શ્રદ્ધા પ્રમાણે થાય છે કે તેની પાછળ મનુષ્યમાત્રને લાગુ પડનારો, કર્મફળનો સૃષ્ટિનો કોઈ નિશ્ચિત અને અટળ ધર્મ કે ઈશ્વરી કાયદો છે કે કેમ એની શોધ હજુ થઈ નથી તે જ પ્રમાણે મનુષ્યને આ જન્મે ભોગવવાં પડતાં સુખદુ:ખો પૂર્વજન્મના તેના કયા કર્મનાં પરિણામ છે એ પણ હજુ કોઈ શોધી કાઢી શક્યું નથી તેમ છતાં આ જન્મનાં કર્મો પછીના જન્મમાં ભોગવવાં પડે છે, બલ્કે આપણો આ જન્મ આ પહેલાંના જન્મનાં કર્મો પર ચાલે છે, એવી શ્રદ્ધા આપણામાં પેઢી દર પેઢી ચાલતી આવી છે પરંતુ વિચાર કરતાં લાગે છે કે કર્મ અને તેના ફળ વિષેની આ દૃષ્ટિ ઘણી સંકુચિત છે માનવજાતિની વિશાળતાનો, મનુષ્યમનુષ્ય વચ્ચેના અરસપરસ સંકળાયેલા તેમ જ બધાના એકબીજા સાથે સેળભેળ થયેલા ને ગૂંચવાયેલા સંબંધનો અને વાસ્તવિક સ્થિતિનો તેમાં વિચાર કરાયો નથી આપણા પોતાના કર્મનું જ ફળ આપણને મળે છે એ કલ્પનામાં ને શ્રદ્ધામાં ‘સ્વ’ વિષેની આપણી કલ્પના આપણા દેહને છોડીને જરા પણ વ્યાપક બની દેખાતી નથી. માણસના વ્યાપક મનની, સંબંધની અને વાસ્તવિક સ્થિતિની દૃષ્ટિથી તે માન્ય થઈ શકે તેવી નથી ખરું જોતાં, કોઈ પણ કર્મ આપણા એકલાનું નથી અને આપણે ઇચ્છેલું પરિણામ કે તેનું તાત્કાલિક થનારું પરિણામ એટલું જ તેનું ફળ પણ નથી આપણાં બધાનાં કર્મો સંકલ્પો, ભાવનાઓ, વિકારો વગેરે બધાનાં આંદોલનો વિશ્વમાં અવ્યક્તપણે સતત ચાલુ છે. આ

આંદોલનોનાં પરિણામ બધા પર થાય છે અને તેમાંથી પછીના સંકલ્પની અને કર્મની પ્રેરણા બધાને થાય છે આ દૃષ્ટિથી જોતાં આપણાં કર્મો સામુદાયિક છે અને તેના ફળ કે પરિણામ પણ સામુદાયિક હોઈ તેમની પરંપરા વિશ્વમા સતત ચાલુ છે તેથી આપણા એકલાનો કર્મક્ષય થાય અને કેવળ એકલાને જ મોક્ષ મળે એવી આશા કરવાને કશો આધાર કે અવકાશ નથી.

'अह'ने लीधे अमरत्वनी इच्छा

આમ છતાં માણસમા સ્પષ્ટ દશાએ આવેલો 'અહ' એટલો જબરદસ્ત છે કે તેને એક વસ્તુ પરથી ખેચી લઈએ તો તે બીજાને દૃઢપણે વળગે છે. સ્થૂળ શરીર આપણુ નથી, તે શાશ્વત નથી, એ બરાબર ઠસી જતા સ્થૂળ પરનો 'અહં' સૂક્ષ્મને વળગે છે તે પરથી તેને કાઢવામાં આવે તો કારણ પર, ત્યાથી મહાકારણ પર, અને છેવટે આપણો 'આત્મા' બધાથી જુદો છે, એ વિચાર કે કલ્પના પર આવીને એને જ દૃઢપણે વળગીને બેસે છે, અને તેની મુક્તિનો આગ્રહ રાખે છે. અને મુક્તિમા પણ વિશેષતાની આશા રાખે છે આપણામાના 'અહં'નો આવો પ્રભાવ છે. એક વાર નિર્માણ થયેલો 'અહં', આત્મવિચારથી કેમ ન હોય, અમરત્વની જ ઇચ્છા સેવે છે પોતાના 'ન હોવાની' કલ્પના માણસથી સહન થતી નથી 'આત્મા' ખરેખર જ અમર, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત છે કે નહી એ વિષે શંકા હોય તોપણુ માણસ 'સ્વ' વિષેની કોઈ પણ કલ્પનાથી અમર, નિત્ય, શુદ્ધ, બુદ્ધ; મુક્ત રહેવા ઇચ્છે છે એમાં શકા નથી

सामुदायिक न्याय

દુનિયાનો ન્યાય જોતાં કર્મનુ ફળ કર્મ કરનારને જ મળે છે એમ દેખાતુ નથી. મહેનત એક કરે છે અને તેનુ ફળ સુખસ્વાસ્થ્યને રૂપે બીજાને પણ મળે છે સંપત્તિનુ સુખ તે સપત્તિ કમાનારો જ ભોગવે છે એવું નથી. વ્યક્તિનુ ધન છોકરાને કે તેના વારસદારને પણ મળે છે એ જ નિયમ દુ:ખની બાબતમાં પણ દેખાઈ આવે છે. સત્કર્મનુ ફળ આત્મપ્રસાદને

રૂપે–સંતોષને રૂપે–માત્ર જેનું તેને જ મળે છે. જ્ઞાનની શાંતિ શોધકને અને વિચારકને જ મળે છે ભૌતિક સુખની બાબતમાં બધાના સારાંનરસાં કર્મોનાં ફળો બધાને જ ભોગવવા પડે છે એમ જણાય છે. તેમાં દેશ, કાળ વગેરેની મર્યાદા રહેવાની જ. તેમાંયે છેવટે ન્યાય સામુદાયિક જ હોવાનો. સત્કર્મનું ફળ સંતોષને રૂપે જેનુ તેને જ મળે છે એમ લાગે તોય તે બાબતમાં પણ સૂક્ષ્મ વિચાર કરતાં તે સત્કર્મ વિશ્વમાં થતાં કેટલાંય અવ્યક્ત આંદોલનો, તરંગો, ઇચ્છાઓ ને સંકલ્પો તે જ પ્રમાણે કેટલાય લોકોના પૂર્વપ્રયત્નો, કેટલાય માણસો પાસેથી મળેલા સંસ્કાર ને પ્રેરણા વગેરેનું પરિણામ હોય છે. કર્મનું ફળ જેનુ તેને જ મળવું જોઈએ એ ન્યાય-દૃષ્ટિ એકાકી રહેનારા પ્રાણી પૂરતી ઠીક છે, પરંતુ જે પ્રાણીઓ સમુદાય કરીને રહે છે, જેમનું જીવન સામુદાયિક હોય છે તેમનામાં વૈયક્તિક સ્વરૂપનો ન્યાય હોવો એ અકુદરતી છે. જે પશુપક્ષીપ્રાણીઓ એકલાં રહે છે તેમનામાં દરેકના પરિશ્રમ પ્રમાણે ખાવાપીવાનુ મળે છે એવો નિયમ છે પણ માનવી જીવન કેવળ નિસર્ગ પર ચાલેલુ નથી, પણ તેમાં માનવી શક્તિ, બુદ્ધિ, ભાવ, નીતિ એ બધાંનો સમાવેશ છે. આપણા દરેક પ્રયત્નમાં આપણી પહેલાંની અનેક પેઢીઓના જ્ઞાનનો અને પુરુષાર્થનો સંબંધ છે. આપણા શરીરમાં આપણા અનેક પૂર્વજોનુ લોહી છે. આપણા કર્મમાં અનેક વ્યક્તિઓના, પ્રાણીઓના જ્ઞાનનો ને પરિશ્રમનો સંબંધ છે. ભાવના, પ્રેમ, મૈત્રી વગેરેને લીધે બધાની સાથે આપણા સામાજિક સંબંધો છે. માણસ વગર કુટુંબ નહી. કુટુંબ વગર ગામ નહીં ગામ વગર પ્રાંત નહીં. એમ એક કરતાં એક ચઢિયાતા અને જુદી જુદી જાતના સંબંધથી આપણે બધા એકબીજા સાથે એકત્ર બંધાયેલા છીએ. માનવ સમાજથી વેગળો નથી તેથી તેનુ પોતાનુ જુદું એવુ મહત્ત્વનું કર્મ નથી તે વિશ્વમાંથી પેદા થયો છે અને તેમાં જ મિશ્રિત થયેલો છે 'અહં' ને લીધે એક વખત તેનામાં નિર્માણ થયેલી જુદાપણાની ભાવનાને તે અનેક રીતે પોષતો અને દૃઢ કરતો આવ્યો છે. એ 'અહં'ની શુદ્ધિ કરીને તે પોતા તરફ જોશે, વિશ્વનો બધો કારભાર ઓળખશે, તો તે સામુદાયિક

ભાવ પર આવશે અને વૈયક્તિક 'આત્મત્વ' અને મોક્ષ વગેરે કલ્પનાના બંધનમાંથી છૂટી પોતાની ખરી સ્થિતિ પર આવશે

કર્મની પરિણામ-પરંપરા

કર્મના ફળ માટે કે પરિણામ માટે કર્તાએ આવતા જન્મ સુધી રાહ જોવાનુ ખરેખર કારણ નથી. કારણ કે, કર્મના સંકલ્પની સાથે જ કર્તાના ચિત્ત પર તેનાં પરિણામ શરૂ થયેલા હોય છે અને તેના તરંગો પણ ત્યારથી જ વિશ્વમાં પ્રસરવા લાગે છે. કર્મ થયા પછી તેનાં સારાંનરસાં પરિણામ પણ કર્તાને અને તે પરિણામ જ્યાં જ્યાં જઈને પહોચે છે ત્યા ત્યા બધાને પ્રત્યક્ષ ભોગવવાં પડે છે એ પરિણામ પરથી આગળ અનેકવિધ પરિણામોની પરંપરા જગતમા ચાલુ રહે છે. વિશ્વનો વ્યાપાર આ જ રીતે અખંડપણે ચાલે છે કર્મના સંકલ્પ ને ભાવ વિશ્વના તે તે પ્રકારના તરંગમા અને આંદોલનમાં તરત ભળી જઈને તે તે તત્ત્વમાં ઉમેરો કરે છે. દરેક માણસ કે બીજો કોઈ પ્રાણી પોતપોતાના સંકલ્પ પ્રમાણે કે ચિત્તના ધર્મ પ્રમાણે તે તે આંદોલનના તત્ત્વો આત્મસાત્ કરીને તેમને એ જ પ્રકારના સંકલ્પ કે કર્મ દ્વારા પુન. પ્રકટ કરે છે તેમાથીયે નવા તરંગો ઊઠે છે અને ફરી વિશ્વમા પસરવા લાગે છે સ્થૂળ કર્મો અને તેનાં ભૌતિક પરિણામ વિશ્વમાં વ્યક્તપણે થાય છે, અને સંકલ્પ ને કર્મના ભાવના તરંગો વિશ્વના વ્યક્તઅવ્યક્તને મદદ કરે છે આવી રીતે ક્રિયાપ્રતિક્રિયાને ન્યાયે કર્મ, સંકલ્પ અને ભાવનુ ચક્ર વ્યક્તઅવ્યક્તને આધારે વિશ્વમા સતત ચાલુ જ હોય છે વ્યક્તિના મરણથી આ ચક્ર બંધ પડતુ નથી તે આગળ વારસાને આધારે ચાલુ રહે છે. વારસો એટલે કેવળ વંશ-પરંપરાનો કે લોહીનો સબંધ અહી ન માનતાં કર્મ અને સંકલ્પની સજાતીયતાનો સમજવો જોઈએ માણસના મૃત્યુ સમયે તેના ચિત્તમા જે સંકલ્પો તીવ્રપણે વસતા હોય, જે ઇચ્છાઓ, ભાવનાઓ ને હેતુઓ ઉત્કટપણે રહેલાં હોય, તેના તરંગો અને આંદોલનો મૃત્યુ પછી વિશ્વમા અધિક તીવ્રપણે ફેલાવાનો કે ચાલુ રહેવાનો સંભવ છે શરીરની રજેરજ જેમ

પંચ મહાભૂતમાં ભળી જાય છે તે જ પ્રમાણે આખા જીવન દરમ્યાન તેણે જે સત્ત્વ કે તત્ત્વ પ્રાપ્ત કર્યું હોય તે વિશ્વમાં રહેલાં સજાતીય સત્ત્વ કે તત્ત્વમાં ભળી જાય છે વિશ્વનાં મૂળ આંદોલનોમાં તેને લીધે ઉમેરો થાય છે. સંતપુરુષના મૃત્યુથી વિશ્વના સત્ત્વમાં ઉમેરો થઈ તેના આંદોલનોના તરંગો સાત્ત્વિક વ્યક્તિના હૃદયમાં દાખલ થઈ તેમની સાત્ત્વિકતાની વૃદ્ધિ કરે છે અને ત્યાંથી સત્કર્મની પ્રવૃત્તિઓ ચાલુ રહે છે. દુષ્ટ માણસના મરણથી તેનામાં રહેલાં તત્ત્વો વિશ્વમાં રહેલા સજાતીય તરંગોમાં ભળી જઈ દુષ્ટ હૃદયોની મારફત પોતાનું કાર્ય કરે છે. આ આંદોલનો પાસેના ક્ષેત્રમાં જલદી અસર કરે છે. તેનાં પરિણામ દૂર સુધી થવા માટે લાંબા સમયની જરૂર પડે છે.

**વિચારસંશોધનની જરૂર**

આપણાં સારાંનરસાં કર્મોનું ફળ આ જન્મે નહીં તો બીજા જન્મમાં પણ સુખદુઃખને રૂપે આપણને જ ભોગવવું પડે છે, આવી જાતની શ્રદ્ધાને લીધે ઈશ્વરને ઘેર કે કુદરતમાં ન્યાય છે એવી લોકસમજણ હતી. અને તેની કેટલોક સમય સમાજ પર સારી અસર પણ થઈ. પણ તે સ્થિતિ પાછળથી રહી નથી. હવે ફરીથી આ બાબતમાં સંશોધનનો સમય આવ્યો છે. આપણાં કર્મોનું ફળ આપણને પોતાને જ ભોગવવું પડે છે કે નહીં એ વિષે હવે શંકા ઊઠી છે, એટલું જ નહીં, પણ પુનર્જન્મ, કર્મવાદ વગેરે બધી માન્યતાઓ ખોટી છે એવું ઘણા લોકોને હવે લાગવા માંડ્યું છે તેની બહુજનસમાજ પર માઠી અસર શીઘ્ર થવાનો સંભવ છે. એવે સમયે ઈશ્વર, ભક્તિ, પુનર્જન્મ, મોક્ષ વગેરે વિષે લોકોની શ્રદ્ધા નાશ પામે તે પહેલાં જ વિચારી અને જન-હિતચિંતક વ્યક્તિઓએ સમાજને યોગ્ય વિચાર આપીને તેનામાં નીતિની અને સદાચારની ભાવનાઓ જાગ્રત કરી તે દૃઢ કરવી જોઈએ નહી તો પહેલાંની શ્રદ્ધામાંથી બહાર પડેલો લોકસમાજ નાસ્તિકતામાં દાખલ થઈને સ્વૈરાચારી થવાનું મોટું જોખમ છે. એમ થાય તે કરતાં ધર્મની ખોટી અને ભ્રામક માન્યતાઓ સારી એમ કેટલાકને લાગે તો તેમાં નવાઈ નહીં.

કર્મ અને તેના ફળની વિશાળ કલ્પના

આપણા કર્મનુ ફળ આપણે પોતે તો ભોગવવું જ પડે છે, પણ સાથે સાથે બીજાઓને પણ ભોગવવું પડે છે, એ નિયમ પર આપણે હવે વિશ્વાસ રાખવો જોઈએ. માનવી જગતનો ન્યાય સામુદાયિક પદ્ધતિએ ચાલે છે તેથી આપણાં કર્મોનુ ફળ કેવળ આપણને ન મળતાં સમુદાયને મળવાનુ છે અને સમુદાયનાં કર્મોનુ ફળ પણ સમુદાયની સાથે જ આપણને મળવાનુ છે. આ કે હવે પછીના જન્મના દેહપૂરતી પોતાપણાની સંકુચિત કલ્પના છોડી દઈને આપણે પોતાપણાની વિશાળ કલ્પના ધારણ કરવી જોઈએ. એમાં માનવતાનો વિકાસ છે એમાં ન્યાયની વિશાળ ભાવના છે. આપણો આત્મભાવ જેમ જેમ વ્યાપક થતો જશે તેમ તેમ આ ન્યાય આપણને યોગ્ય જણાવા લાગશે માનવી જીવન, માનવી સંબંધ, માનવી સંકલ્પ અને વિશ્વના વ્યક્તઅવ્યક્ત વ્યાપાર—એ બધાની દૃષ્ટિથી આ માન્યતા અને આ ન્યાય અધિક ઉદાત્ત, સત્ય અને શ્રદ્ધેય છે આ ન્યાયનિષ્ઠાથી આપણે વર્તીએ તો આપણામાં અરસપરસ પ્રેમ, વિશ્વાસ અને એકતા વધશે આપણામા સમભાવ પેદા થશે અને એક દરે આપણે બધા માનવતા તરફ પ્રગતિ કરીશુ. તે માટે આપણે આપણાં કર્મો અને સંકલ્પોનો વિચાર કરીને તેમા રહેલી અશુદ્ધતા કાઢી નાખવી જોઈએ આપણે શુભ કર્મો કરવાં જોઈએ અને શુભ સંકલ્પ ધારણ કરવા જોઈએ. આપણા બધાની શુદ્ધિ અને ઉન્નતિ માટે આપણે સત્કર્મ-રત અને સદ્‌ગુણી થવું જોઈએ પોતાના સંતાન પર સારા સંસ્કાર પડે અને તેમની ઉન્નતિ થાય તે માટે પ્રેમાળ અને કલ્યાણેચ્છુ માત-પિતા જેમ પોતે સંયમી, સદ્‌ગુણી અને સદાચારી રહે છે તે જ પ્રમાણે આખી માનવજાતિ પર જો આપણો પ્રેમ હોય, બધાં વિષે આપણા મનમાં લાગણી હોય તો સમસ્ત માનવજાતિને માટે ધર્મ્યમાર્ગે સહન કરવામાં આપણને ધન્યતા લાગશે કેવળ પોતા વિષેની સંકુચિત ભાવનાથી સહન કરવા કરતા માનવતાની અને એકતાની વિશાળ ભાવનાથી સહન કરવામાં જીવનનુ ખરું સાર્થક છે

# ૧૮

# સંતસજ્જનોના ઉપકાર

દરેક વિવેકી અને શ્રેયાર્થી માણસ પોતાની સાથે જ બીજાની માનવતાનો વિકાસ સાધે છે. પણ વિવેકી સંત-સતસજ્જનોનો પ્રયત્ન સજ્જનોએ અત્યંત કષ્ટ વેઠીને, પ્રસંગ પડ્યે પોતાના પ્રાણ આપીનેય માનવતાની વૃદ્ધિ કરી છે. આવા સંતસજ્જનોના માનવજાતિ પર અપાર ઉપકાર છે. માણસની પશુતા, જડતા, અજ્ઞાન, ક્રૂરતા, વગેરે મહાન દુર્ગુણો દૂર કરી તેનામાં માનવતા જાગ્રત કરવા માટે તેમણે આખું જીવન પ્રયત્નો કર્યા છે. આપસમાંના લૌકિક ભેદો ભૂલી જઈ, ઊંચનીચપણાનો ભાવ છોડી દઈ, ધન, વિદ્યા, બળ અથવા જાતિ વિષેનો ક્ષુદ્ર અહંકાર તેમ જ માન, પ્રતિષ્ઠા વગેરેનો મોહ ટાળીને બધાએ એકબીજા સાથે પ્રેમથી, સરળતાથી અને સમતાથી વર્તવું, આપસમાં કલહ, મત્સર કે વેર કરવુ નહીં, એવો ઉપદેશ તેમણે માનવજાતિને વખતોવખત આપ્યો છે. એ ઉપદેશ બધાના હૃદયમાં ઠસે તે માટે કેટલાક સંતોએ આપણા બધામાં એક જ 'આત્મ-તત્ત્વ' વિલસે છે એમ કહ્યુ, તો કેટલાકે આપણે બધા એક જ પરમેશ્વરના બાળકો છીએ એમ આપણને સમજાવ્યુ. કેટલાકે આપણે બધા એકબીજાના ભાઈભાઈ છીએ એમ કહ્યું, તો કેટલાકે ઘટઘટમાં એક જ 'રામ' રમે છે એવો ઉપદેશ આપણને આપ્યો. એ બધાનો સાર એ જ હતો અને છે કે, આપણા બધાની માનવતા જાગ્રત થાય, વૃદ્ધિંગત થાય, આપણે બધા નિર્દોષ થઈએ અને આપણા બધામાં સમભાવ પેદા થાય. આ સમભાવ જ માનવજાતિની ખરી સિદ્ધિ છે એવી તેમની ખાતરી હતી. એટલા માટે પોતાના મનની પવિત્રતા

તેમણે સાધી, પોતાનામાં સદ્ગુણોની વૃદ્ધિ કરી અને આખી માનવ-જાતિને પોતાના જેવી બનાવવાનો પ્રયત્ન કર્યો

દ્વૈતબુદ્ધિ દૂર કરીને સમતા સાધવી એ જ માનવજીવનની અંતિમ સિદ્ધિ હોય તોય તે સાધવા માટે દેશ, કાળ, પરિસ્થિતિ અનુસાર આચાર, વહેવાર, અરસપરસ વર્તવાના નિયમો વગેરે સાધનમાં ફેરફાર કરવા પડે છે, એ વાત જાણીને સંતસજ્જનોએ તેવો પ્રયત્ન કર્યો છે. સમાજની સુસ્થિતિ માટે એક વાર કરેલી વ્યવસ્થામા લાબા વખત પછી કાયમના વર્ણો કે વર્ગભેદ પડચા અને પરિણામે સત્તા અને સંપત્તિ કેટલાક વિશેષ વર્ગોના હાથમાં ગઈ એ સત્તા ને સંપત્તિને લીધે થનારા અનર્થોમાથી સમાજને બચાવીને તેને માનવતા તરફ વાળવા માટે તેમને પોતપોતાના જમાનામા ઘણુ સહન કરવુ પડયું છે. એ બધાની પાછળ માનવજાતિની ક્ષુદ્રતા અને હીનતાનો નાશ થાય અને તે પોતાની અંતિમ સિદ્ધિ સાધે એટલો જ તેમનો ઉદ્દેશ હતો તે માટે તેમણે કોઈ વાર ભક્તિને તો કોઈ વાર જ્ઞાનને, કોઈ વાર વૈરાગ્યને તો કોઈ વાર કર્મને મહત્ત્વ આપીને ભાવ, જ્ઞાન, ધારણા અને કર્મકૌશલ દ્વારા માણસમા પવિત્રતા અને સદ્ગુણોનો વિકાસ સાધ્યો નીતિ, સદાચાર, શીલ, ચારિત્ર્ય એ જ જીવનને શોભાવનારી સાચી સંપત્તિ છે એ વાત દરેક માનવીના હૃદય પર ઠસાવવાને તેમણે પોતાનાથી બનતુ કર્યું. પોતાના માધુર્ય અને વૈરાગ્ય વડે, તેમ જ ભક્તિભાવ અને પ્રેમાળપણા વડે જગતની કટુતા અને સંતાપ, સ્વાર્થ અને કપટ ઓછા કરવામાં તેમણે પોતાનુ જીવન ખર્ચી નાખ્યુ. પોતાની શાંતિથી અને સૌજન્યથી તેમણે જગતના ત્રિવિધ તાપ હળવા કર્યા, ભોગવશ અને ભોગલુબ્ધ જગતને તેમણે સંયમના પાઠ આપ્યા; વિલાસમાથી તેને તેમણે વૈરાગ્ય તરફ વાળ્યુ; મોહમાથી કર્તવ્ય પર આણ્યુ પાપીઓને તેમણે પુણ્યવાન બનાવ્યા, પતિતોને પાવન બનાવ્યા. પોતે માનવી બનીને જગતને માનવતા શીખવી આજે દુનિયામા જે થોડીઘણી માણસાઈ દેખાય છે, જે સદ્ગુણો જોવા મળે છે તે બધુ તેમના જ પુરુષાર્થનુ

ફળી છે. એક સજ્જનતા બાદ કરીએ તો ધન, બળ, વિદ્યા, સત્તા, ઐશ્વર્ય કે બીજી કોઈ પણ સિદ્ધિમાં માણસની પશુતા, અજ્ઞાન, મોહ, જડતા વગેરે દુર્ગુણોનો નાશ કરવાનુ સામર્થ્ય નથી. સત્ય, બ્રહ્મચર્ય, અહિંસા વગેરે મહાવ્રતો ધારણ કરવાનુ સામર્થ્ય સજ્જનતા સિવાય બીજા કશામાં નથી, એ વાત તેમણે આપણે ગળે ઉતારી, એટલા માટે આપણે બધા તેમના અત્યંત ઋણી છીએ. આવા સંતસજ્જનોનો જન્મ થયો ન હોત તો આજે આપણી સ્થિતિ હજીયે હિંસ્ર પ્રાણીઓના જેવી જ હોત કે કેમ એવી શંકા મનમાં ઊઠે છે. સત કબીરે આ પરથી જ કહ્યુ હોવું જોઈએ કે, હરિભક્ત સતસજ્જનો પેદા ન થયા હોત તો 'जल मरता ससार' સંસારના લોકો તાપત્રયથી બળીને મરી ગયા હોત. આજે પણ આધ્યાત્મિક ક્ષેત્રમાં અને માર્ગમાં પગ મૂકવા માટે અને આપણા તાપત્રયને ઓછા કરવા માટે તેમના ગ્રથો અને વચનો સિવાય આપણી પાસે બીજો ઉપાય નથી.

સતોની उन्नतिनो क्रम अने विवेक

આવા સજ્જનોનો સહવાસ જેમને મળ્યો હોય અને મળતો હોય તેઓ ધન્ય છે ભારતવર્ષમાં અનેક સંતસજ્જનો થઈ ગયા છે એ બાબતમાં આપણે ભાગ્યશાળી છીએ તેમના ગ્રથોમાંનાં તેમના સ્વાનુભવનાં વચનો, તેમના ઉદ્ગારો એ સાધકની મહામૂલી સંપત્તિ છે. દેશ, કાળ, આપણી આજની પરિસ્થિતિ, આપણા આદર્શો અને આપણી મુશ્કેલીઓ – એ બધાનો વિચાર કરીને આપણે તેનો ઉપયોગ કરવો જોઈએ એ બધાં વચનો એકસરખાં મહત્ત્વનાં નથી હોતાં એક જ સર્વશ્રેષ્ઠ ભૂમિકા પરથી તે ઉચ્ચારેલાં નથી હોતાં, અથવા એક જ સ્થિતિના અનુભવમાંથી નીકળેલા સર્વમાન્ય સિદ્ધાંત પણ તે નથી હોતા. સંત સજ્જનો પણ જુદી જુદી અવસ્થાઓમાંથી, જુદા જુદા અનુભવોમાંથી બોધ લેતાં લેતાં, જીવનને યોગ્ય વલણ આપતાં આપતાં માનવતાના વિકાસ સુધી જઈ પહોચેલા હોય છે. તેમનાં વચનોમાંનાં કેટલાંક તેમની સાધક દશાની શરૂઆતનાં હોય છે તે વખતે અનુભવ કરતાં કલ્પના, ભાવના,

કે શ્રદ્ધાનો જ પ્રભાવ મોટે ભાગે તેમના ચિત્ત પર વધારે હોય છે. અને તેથી તે સમયનાં તેમનાં વચનોમાં એ જ વસ્તુઓ વિશેષ જણાઈ આવે છે. એ વખતે વૈરાગ્ય, દુનિયાનો કંટાળો, આપણું કોઈ નથી એવી ભાવના, ક્રિયાકાંડ, મનની વ્યાકુળ અવસ્થા, સાધનની બાબતમાં કટ્ટરપણું, એકાંત-પ્રિયતા, વગેરે પર ભાર હોય છે અને ચિત્તમા જ્ઞાન કરતાં અજ્ઞાન જ વધારે હોય છે ત્યાર પછીના મધ્યકાળમાં કલ્પના, ભાવના વગેરેનો વેગ મંદ પડે છે. વિવેક અને જ્ઞાન તરફ ચિત્ત વળે છે તે વિષે રુચિ પેદા થાય છે શોધક વૃત્તિ માણસમાં આવે છે. સત્યઅસત્યનો નિર્ણય કરનારી બુદ્ધિ જાગ્રત થાય છે. સયમ સધાવા લાગે છે ચંચલતા ઓછી થામ છે કંઈક સ્થિરતા આવે છે. જગત તરફ જોવાની દૃષ્ટિ બદલાય છે. જગતના દુઃખનો, તેની વિપરીત પરિસ્થિતિનો, કોઈ ઉપાય મળે તો સારું, એમ લાગવા માંડે છે લોકો વિષેનો કટાળો ઓછો થાય છે કોઈ પણ એક જ્ઞાનની ભૂમિકા દૃઢ કરવાનો પ્રયત્ન ચાલે છે. અને પછી છેવટના કાળમાં મન સ્થિર અને શાત થાય છે યોગ્ય વિવેક સૂઝે છે કલ્પનાઓ લુપ્ત થાય છે ભાવનાઓ વિવેકને અનુસરીને ચાલે છે શ્રદ્ધામા રહેલાં અજ્ઞાન અને ભોળપણુ નાશ પામે છે સદેહ ઓછા થાય છે જગત વિષે આત્મીયતા લાગવા માંડે છે ક્રિયાકાંડનો અત આવે છે વૈરાગ્યની બાબતમાં અતિશયતા અને કટ્ટરપણુ જઈને સયમમાં સ્વાભાવિકપણું આવે છે. ઉગ્રતા નષ્ટ થાય છે કરુણા આવે છે. वसुधैव कुटुम्बकम् ની વ્યાપકતા આવે છે. સમતા સ્થિર થાય છે અને આ બધા દ્વારા પ્રાપ્ત કરવાની જે વસ્તુ તે માનવતા લાધે છે. આ રીતે જુદી જુદી ભૂમિકાઓમાથી અને અવસ્થા-ઓમાંથી પસાર થતાં થતાં સતોની ઉન્નતિ થયેલી હોય છે તેથી તેમનાં બધાં જ વચનો પ્રમાણ કે સિદ્ધાંતરૂપ ન માનતાં આપણા સાધ્ય અને સાધન(ના)ની દૃષ્ટિથી ઉપયોગી થાય એવા વચનો તેમાંથી આપણે વિવેક-પૂર્વક શોધી કાઢવા જોઈએ એવી રીતે આપણે જો ન કાઢી શકીએ તો તેમના અનુભવનો અને જ્ઞાનનો આપણને સાચો ઉપયોગ ન થતાં ક્યારેક ક્યારેક તેમના અજ્ઞાનને જ જ્ઞાન સમજીને તેમાં જ કદાચ

આપણે સમાધાન માનીને રહીએ એટલા માટે વિવેક જાગ્રત કરીને, બુદ્ધિ કુશાગ્ર કરીને, તેમનાં વચનોનો આપણા કલ્યાણ માટે આપણને ઉપયોગ કરતા આવડવુ જોઈએ. આપણને પોતાને તેમ જ અખિલ માનવજાતિને ચાલુ પરિસ્થિતિમાંથી શ્રેષ્ઠ આદર્શ તરફ પહોંચવા માટે આજે કયા સાધનની જરૂર છે તે આપણને નક્કી કરતાં આવડવું જોઈએ. ભાવભક્તિથી કેવળ ગ્રંથોનુ પ્રામાણ્ય કે ચાલતી આવેલી પરંપરા માનીને આપણું નહી ચાલે. દરેક સંત-સજ્જને પોતપોતાના સમયની પરિસ્થિતિમાથી વિવેકપૂર્વક પોતાનો માર્ગ કાઢ્યો છે તે માટે જોકે તેમને ઘણું સહન કરવુ પડયું છે તોપણ તેમણે વિવેક અને વિચારનો મહિમા ગાયો છે. विवेकासहित वैराग्याचें बळ (વિવેક સાથે વૈરાગ્યનુ બળ) પોતાને પ્રાપ્ત થાય એવી ઇચ્છા કરીને सारीन विचारें आयुष्या या (આ જિંદગી વિચાર વડે પૂરી કરીશ) એવો નિશ્ચય સત તુકારામે કર્યો હતો. અને न धरावी भ्माली करावा विचार (રૂઢિને વળગી ન રહેતાં વિચાર કરવો જોઈએ) એવો ઉપદેશ તેઓ લોકોને પણ કરતા. સમર્થ રામદાસે પણ વિવેકને જ જીવનનો સર્વશ્રેષ્ઠ ગુણ માન્યો છે सर्वेन्द्रिया अगर्णी। विवेक करी राबणी (તેની બધી ઇન્દ્રિયોને ત્યાં વિવેક કામ કરે છે), એવી સ્થિતિ પૂર્ણ સત્ત્વગુણી પુરુષની હોય છે એમ સંત જ્ઞાનેશ્વર કહે છે. सत तेथ विवेक (સત-ત્યાં વિવેક), એવો સંત અને વિવેકનો નિત્ય સંબધ તેઓ દર્શાવે છે એટલે આપણે પણ વિવેકને જીવનનો પ્રધાન ગુણ માનીને આખા જીવનમા તેનો ઉપયોગ કરવાની ટેવ પાડવી જોઈએ.

તત્ત્વજ્ઞાન, ભક્તિ અને મોક્ષની બાબતમાં આપણી અને કોઈ સતની માન્યતામા ફરક હોય તોય તેથી તેમને વિષે આપણને થતો આદર જરાય ઓછો થવાનું કારણ નથી. નીતિ, સદાચાર, ચારિત્ર્ય, શીલ, પવિત્રતા વગેરેના જેઓ ઉપાસક હોય છે, સત્ય વિષે જેમને જિજ્ઞાસા હોય છે, લોકહિતની જેમને તાલાવેલી હોય છે, ભૂતમાત્ર વિષે જેમના મનમાં ભારે કરુણા હોય છે, જેમના હૃદયમાં આપપરભાવ નથી હોતો, જેમના અંતરમાં ઈશ્વર વિષે અપાર નિષ્ઠા હોય છે,

એવા વૈરાગ્યશીલ સંતસજ્જનો ક્યારે પણ બધાને પરમ વંદ્ય જ છે. પોતપોતાના સમયમાં તેમને ઉપલબ્ધ થયેલાં સાધનો દ્વારા બની શકે તેટલું જ્ઞાન પ્રાપ્ત કરીને તે તેમણે નિસ્વાર્થપણે બધાને આપ્યુ. આવુ મહાન કાર્ય કરતા હોવા છતા તેનુ અભિમાન ન ધરાવતા તેઓ सकळाच्या पायां माझे दंडवत । आपलालें चित्त शुद्ध करा એમ નમ્રતાથી આપણી વિનવણી કરે છે આ પ્રમાણે નિરહંકારપણે માનવજાતિની સેવા કરતી વખતે તેમણે દ્રવ્ય, માન, કીર્તિ, પ્રતિષ્ઠા, કશાનીયે અપેક્ષા રાખી નહીં. પોતાના સુખની પરવા કરી નહીં. દુખને ગણકાર્યું નહીં. લોકલાજ માની નહીં પોતાના જ્ઞાનનો ડોળ કર્યો નહી ગુરુપણાનો દંભ કર્યો નહીં પરમાત્માનું સ્મરણ કરીને તેમણે લોકસેવા કરી અને કરેલી સેવા તે પરમેશ્વરને જ અર્પણ કરી. ગરીબાઈ, અપમાન, વિડંબના, ભૂખતરસ, હાડમારી, મરણ—બધુ તેમણે પોતાના અને માનવજાતિના કલ્યાણ માટે સહન કર્યું તેમણે આવી રીતે સહન ન કર્યું હોત, તેમનાં ચરિત્રો કે વચનોની આપણને માહિતી ન હોત તો સંકટને વખતે હિંમતપૂર્વક શીલ સાચવીને વર્તવા માટે આપણને કયો આધાર હતો અને હવે પછીયે છે? આવી રીતે વિચાર કરતા આપણા પર અને આખી માનવજાતિ પર તેમણે કરેલા અનંત ઉપકાર મનમાં આવે છે અને કૃતજ્ઞતાથી ગળગળા થઈ જવાય છે અને સંત તુકારામની પેઠે આપણા હૃદયમાંથી પણ આ જ ઉદ્‌ગાર બહાર પડે છે:

काय द्यावें त्यासी व्हावें उतराई ।
ठेविता हा पायीं जीव थोडा ॥

તેમના ઋણમાંથી મુક્ત થવા તેમને શુ આપવું? આ જીવ તેમના ચરણમાં અર્પણ કરીએ તોય એ ઓછું જ છે.

આપણે સમાધાન માનીને રહીએ એટલા માટે વિવેક જાગ્રત કરીને, બુદ્ધિ કુશાગ્ર કરીને, તેમનાં વચનોનો આપણા કલ્યાણ માટે આપણને ઉપયોગ કરતાં આવડવું જોઈએ. આપણને પોતાને તેમ જ અખિલ માનવજાતિને ચાલુ પરિસ્થિતિમાંથી શ્રેષ્ઠ આદર્શ તરફ પહોંચવા માટે આજે કયા સાધનની જરૂર છે તે આપણને નક્કી કરતાં આવડવું જોઈએ. ભાવભક્તિથી કેવળ ગ્રંથોનું પ્રામાણ્ય કે ચાલતી આવેલી પરંપરા માનીને આપણું નહીં ચાલે. દરેક સંત-સજ્જને પોતપોતાના સમયની પરિસ્થિતિમાંથી વિવેકપૂર્વક પોતાનો માર્ગ કાઢ્યો છે. તે માટે જોકે તેમને ઘણુ સહન કરવુ પડ્યું છે તોપણ તેમણે વિવેક અને વિચારનો મહિમા ગાયો છે. विवेकासहित वैराग्याचें बळ (વિવેક સાથે વૈરાગ્યનું બળ) પોતાને પ્રાપ્ત થાય એવી ઇચ્છા કરીને सारीन विचारें आयुष्या या (આ જિંદગી વિચાર વડે પૂરી કરીશ) એવો નિશ્ચય સત તુકારામે કર્યો હતો. અને न धरावी खाली करावा विचार (રૂઢિને વળગી ન રહેતાં વિચાર કરવો જોઈએ) એવો ઉપદેશ તેઓ લોકોને પણ કરતા. સમર્થ રામદાસે પણ વિવેકને જ જીવનનો સર્વશ્રેષ્ઠ ગુણ માન્યો છે. सर्वेन्द्रिया अगर्णी । विवेक करी रावणी (તેની બધી ઇન્દ્રિયોને ત્યાં વિવેક કામ કરે છે), એવી સ્થિતિ પૂર્ણ સત્ત્વગુણી પુરુષની હોય છે એમ સંત જ્ઞાનેશ્વર કહે છે. सत तेथ विवेक (સત ત્યાં વિવેક), એવો સત અને વિવેકનો નિત્ય સંબંધ તેઓ દર્શાવે છે એટલે આપણે પણ વિવેકને જીવનનો પ્રધાન ગુણ માનીને આખા જીવનમાં તેનો ઉપયોગ કરવાની ટેવ પાડવી જોઈએ

તત્ત્વજ્ઞાન, ભક્તિ અને મોક્ષની બાબતમા આપણી અને કોઈ સતની માન્યતામા ફરક હોય તોય તેથી તેમને વિષે આપણને થતો આદર જરાય ઓછો થવાનું કારણ નથી. નીતિ, સદાચાર, ચારિત્ર્ય, શીલ, પવિત્રતા વગેરેના જેઓ ઉપાસક હોય છે, સત્ય વિષે જેમને જિજ્ઞાસા હોય છે, લોકહિતની જેમને તાલાવેલી હોય છે, ભૂતમાત્ર વિષે જેમના મનમા ભારે કરુણા હોય છે, જેમના હૃદયમાં આપપરભાવ નથી હોતો, જેમના અંતરમાં ઈશ્વર વિષે અપાર નિષ્ઠા હોય છે,

એવા વૈરાગ્યશીલ સંતસજ્જનો ક્યારે પણ બધાને પરમ વંદ્ય જ છે. પોતપોતાના સમયમાં તેમને ઉપલબ્ધ થયેલાં સાધનો દ્વારા બની શકે તેટલું જ્ઞાન પ્રાપ્ત કરીને તે તેમણે નિસ્વાર્થપણે બધાને આપ્યુ. આવુ મહાન કાર્ય કરતા હોવા છતા તેનુ અભિમાન ન ધરાવતા તેઓ सकळांच्या पायां माझे दंडवत । आपलालें चित्त शुद्ध करा એમ નમ્રતાથી આપણી વિનવણી કરે છે આ પ્રમાણે નિરહંકારપણે માનવજાતિની સેવા કરતી વખતે તેમણે દ્રવ્ય, માન, કીર્તિ, પ્રતિષ્ઠા, કશાનીયે અપેક્ષા રાખી નહીં. પોતાના સુખની પરવા કરી નહી. દુઃખને ગણકાર્યું નહીં. લોકલાજ માની નહીં પોતાના જ્ઞાનનો ડોળ કર્યો નહી. ગુરુપણાનો દંભ કર્યો નહી. પરમાત્માનું સ્મરણ કરીને તેમણે લોકસેવા કરી અને કરેલી સેવા તે પરમેશ્વરને જ અર્પણ કરી. ગરીબાઈ, અપમાન, વિડંબના, ભૂખતરસ, હાડમારી, મરણ—બધુ તેમણે પોતાના અને માનવજાતિના કલ્યાણ માટે સહન કર્યું તેમણે આવી રીતે સહન ન કર્યું હોત, તેમનાં ચરિત્રો કે વચનોની આપણને માહિતી ન હોત તો સંકટને વખતે હિંમતપૂર્વક શીલ સાચવીને વર્તવા માટે આપણને કયો આધાર હતો અને હવે પછીયે છે? આવી રીતે વિચાર કરતાં આપણા પર અને આખી માનવજાતિ પર તેમણે કરેલા અનંત ઉપકાર મનમાં આવે છે અને કૃતજ્ઞતાથી ગળગળા થઈ જવાય છે અને સંત તુકારામની પેઠે આપણા હૃદયમાંથી પણ આ જ ઉદ્‌ગાર બહાર પડે છે :

काय द्यावें त्यासी व्हावें उतराई ।
ठेविता हा पायीं जीव थोडा ॥

તેમના ઋણમાથી મુક્ત થવા તેમને શુ આપવું? આ જીવ તેમના ચરણમા અર્પણ કરીએ તોય એ ઓછુ જ છે.

# વિભાગ ૧ : ગુણદર્શન

## ૧

## વિવેક અને સંયમ

માનવી જીવન ઉન્નતિ કરવા માટે છે, તેથી તેને હંમેશાં બધી બાજુથી ઉન્નત કરવાનો આપણો પ્રયત્ન હોવો જોઈએ તે માટે આપણામા પ્રથમ વિવેકની જરૂર છે. જીવન સરળતાથી ચાલતુ હોય, તેમા વિશેષ કશી મુશ્કેલીઓ ન આવતી હોય, ત્યારે આપણને વિવેકની જરૂર જણાતી નથી. પણ કઠણ પ્રસંગ આવતા કઈ રીતે વર્તવુ યોગ્ય અને કલ્યાણ-કારક થાય તે આપણે એકદમ નક્કી કરી શકતા નથી ત્યારે પોતાના પૂર્વ અનુભવ પરથી તેમ જ બીજાના એવા પ્રસંગોના અનુભવ પરથી ભવિષ્યમાં શુ પરિણામ થશે તેનો દીર્ઘદૃષ્ટિથી વિચાર કરીને પોતાના વર્તનનુ ધોરણ આપણે નક્કી કરવું પડે છે એવે વખતે આપણને વિવેકશક્તિની જરૂર પડે છે. યોગ્ય નિર્ણય કરવાની શક્તિ એટલે જ શુદ્ધ વિવેક જેને આવા વિવેકના પ્રસગો વારંવાર આવે છે, જે પૂર્વ અનુભવોનું સૂક્ષ્મપણે નિરીક્ષણ કરી શકે છે અને તે બધા પરથી યોગ્ય નિર્ણય કરી શકે છે તેની નિર્ણયશક્તિ બીજાઓ કરતાં વધારે વિકાસ પામેલી અને પ્રખર હોય છે આટલી વિવેકશક્તિ જેનામા ન આવી હોય તેણે કઠણ પ્રસગ આવી પડે ત્યારે પોતાના કરતા શ્રેષ્ઠ, વિવેકશીલ અને અનુભવી માણસ પર શ્રદ્ધા રાખી સંકટમાથી માર્ગ કાઢવો જોઈએ. છતા તેણે પણ આવી જાતની શ્રદ્ધા પર હંમેશાં પરાધીન જીવન ગાળવાની ઇચ્છા ન રાખવી જોઈએ વિવેકશીલ માણસ પાસે આપણે પોતે વિવેકી થવાનું શીખવુ જોઈએ, આપણે યોગ્ય વિવેક કરતા થઈએ તો જીવનની અનેક

વિવેકની જરૂર

અડચણો સહેજે દૂર કરી શકીએ અને એવી રીતે આપણી ઉન્નતિના માર્ગમાં નડતી કેટલીય મુશ્કેલીઓ મટી જાય.

સંયમ અને સાત્त्विक सुख

સદ્‌ગુણી થવા માટે આપણને વિવેકની જેવી જરૂર છે તેવી જ સંયમનીય છે આપણા જીવનને મળેલા હંમેશના વલણ પ્રમાણે આપણી ઇચ્છાઓ અને વૃત્તિઓ ઇન્દ્રિયો દ્વારા સુખાનુભવ લેવા તરફ દોડ્યા જ કરે છે, એ વાત ધ્યાનમાં રાખી આપણે એ બાબતમાં સતત સાવધ રહેવું જોઈએ. અયોગ્ય દિશા તરફ જતી આપણી મનોવૃત્તિઓને આપણે કાબૂમાં લાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. સુખ વિના માણસ રહી શકતો નથી, તેથી આપણે સાત્ત્વિક સુખની ટેવ પાડવી જોઈએ. સુખમાં પણ અનેક ભેદો છે. જે સુખ આપણને વધારે ને વધારે લાલચુ અને લંપટ બનાવતું હોય, આપણી સ્વાધીનતાનો ને આરોગ્યનો નાશ કરતુ હોય, તેમ જ આપણી મનોવૃત્તિઓને વધારે ને વધારે ચંચળ બનાવીને ઇન્દ્રિયો અને મન પરના આપણા કાબૂનો નાશ કરતુ હોય તે સુખને આપણે ત્યાજ્ય સમજી તેની બાબતમા સયમશીલ થવું જોઈએ. પરંતુ જે સુખથી આપણુ આરોગ્ય વધતુ હોય, આપણામા શાંતિ અને પ્રસન્નતા આવતી હોય અને જેમાં તેને વધુ સમય ટકાવવાનુ સામર્થ્ય હોય, જે સુખથી શરીરનો ઉત્સાહ, મનની પવિત્રતા અને બુદ્ધિની તેજસ્વિતા વધતી રહે, જે સુખને લીધે આપણામાં જડતા, ગ્લાનિ કે શિથિલતા આવવાની ધાસ્તી નથી, જે સુખમાં પશ્ચાત્તાપનો ડર નથી, જે સુખમાં પરિશ્રમનો કંટાળો નથી અને જે સુખથી આપણા અને બીજાના સુખની ને જ્ઞાનની વૃદ્ધિ થાય છે તે સુખ સાત્ત્વિક છે આવા સુખથી કોઈનુય અકલ્યાણ થાય એ શક્ય નથી; એટલુ જ નહીં પણ આવી જાતના સુખની માનવી ઉન્નતિ માટે જરૂર છે. એટલા માટે માણસે સાત્ત્વિક સુખની ઇચ્છા અને પ્રયત્ન રાખવાં, અને સુખ વિષેના બીજા ખ્યાલો છોડી દેવા. તે માટે માણસે સંયમી બનવું જોઈએ. અયોગ્ય અને હાનિકારક સુખની પાછળ લાગવાથી આપણી શક્તિ નકામી ખર્ચાય છે.

એ શક્તિ નકામી ખર્ચાવા ન દેતાં તેને ઉન્નતિકારક કાર્યમાં લગાડવી એ આપણુ કર્તવ્ય છે. સંયમથી સાચવી રાખેલી અને સગૃહીત કરેલી શક્તિનો ઉપયોગ આપણે સદ્‌ગુણોની વૃદ્ધિમા કરવો જોઈએ તેમ ન કરીએ તો આપણા વિવેકમા ઊણપ આવશે ઉન્નત થવા માટે આપણે સદ્‌ગુણી થવું જોઈએ. સદ્‌ગુણ વધારવા માટે આપણે સંયમી બનવું જોઈએ સયમ વિના શક્તિસચય નહી થાય સચય વિના શક્તિ નહી વધે શક્તિ વધ્યા વિના સદ્‌ગુણમાં પૂર્ણતા નહી આવે જ્યા સુધી આપણી શક્તિ કોઈ પણ અયોગ્ય કાર્યમા, ક્ષુદ્ર સુખમા ખર્ચાતી હોય ત્યાં સુધી આપણે આપણી બધી શક્તિથી ઉન્નતિના માર્ગ પર નથી એમ સમજવુ જોઈએ આપણા જીવનનું તે એક લાંછન છે આપણી તે ખામી છે આવી ખામી આપણામાં ન રહે તે માટે આપણે વિવેકી, સંયમી અને પુરુષાર્થી બનવું જોઈએ

સયમી માણસ જ ચારિત્ર્યવાળો અને શીલવાન રહી શકે છે. દુનિયામા તે જ બધાના આદર અને વિશ્વાસને પાત્ર બને છે. માણસ વ્યસની ભાઈ પર કે મિત્ર પર વિશ્વાસ રાખતો નથી, પણ સયમી, નિર્દોષ અને નિર્વ્યસની નોકર પર નિશકપણે રાખે છે. આમ દુનિયામાં સદ્‌ગુણો માટે આદર અને દુર્ગુણો માટે અનાદર હોય છે દુરાચારી કે દભી માણસ પણ બીજા દુરાચારી કે દભી માણસ પર વિશ્વાસ ન રાખતાં સદાચારી અને સયમી માણસ પર વિશ્વાસ રાખે છે. પોતે દારૂ પીનારો હોય તોય તે દારૂ પીનારને નોકર તરીકે રાખવા તૈયાર નથી હોતો. પોતાની દુર્બળતાને લીધે જે સદાચારી કે નિર્વ્યસની રહી શકતો નથી તેના મનમા પણ સદાચાર અને નિર્વ્યસનિતા માટે આદર તથા દુરાચાર અને વ્યસન માટે અનાદર અને અવિશ્વાસ હોય છે.

સત્સગતિ

સામાન્યપણે આપણી એવી માન્યતા હોય છે કે, સંયમશીલ થવું ઘણું કઠણ છે પણ દુનિયામા કઈ સારી વસ્તુ કઠણ નથી તેનો આપણે થોડો વિચાર કરવો જોઈએ કોઈ પણ સારી વિદ્યા કે કળા પરિશ્રમ કર્યા વગર સિદ્ધ થાય છે ? તેથી કઠણાઈ કે પરિશ્રમથી ડર્યે આપણું નહી ચાલે.

ખરું જોતાં, સંયમ, સદાચાર ઇત્યાદિ જેટલા કઠણ લાગે છે તેટલા તે વસ્તુતઃ કઠણ નથી. શરૂઆતમા એમા જેટલી કઠણાઈ લાગે છે તેટલી પાછળથી નથી લાગતી. પરંતુ આમાં મુખ્ય વાત એ છે કે માણસને સંયમ અને સદાચારમા રસ નથી, તે તેને ગમતા નથી. એ માર્ગે પોતાની ઉન્નતિ સાધવાની તેને ઇચ્છા નથી. એવી ઇચ્છા હોય તો આ માર્ગમા લાગે છે તેટલી કઠણાઈ આગળ જતા નથી હોતી. આજે આપણું જીવન જે વાતાવરણમાં પસાર થાય છે, નાનપણથી આપણને જે શિક્ષણ અને સસ્કાર મળે છે, તે આ એથી વિરુદ્ધ છે. આવી સ્થિતિમાં આપણે વિવેકી, સંયમી ને સદાચારી થઈએ, સદ્ગુણસંપન્ન થઈ જીવન કૃતાર્થ કરીએ, એવી ઇચ્છા થાય એ જ લગભગ અશક્ય છે. એવી મુશ્કેલ સ્થિતિમાં કંઈક વાચનથી અથવા ક્યાંકથી મળેલા કોઈ સંસ્કારને લીધે જેમને થોડીઘણી સદિચ્છા થાય તેમણે સારી સોબત રાખી પોતાની સદિચ્છા દૃઢ કરવી, વધારવી સારી સોબત વગર સારા સંસ્કાર મળતા નથી, તેમને પોષણ મળતુ નથી, તેમ જ તેમાં બળ આવતુ નથી. પ્રતિકૂળ વાતાવરણમાં સુસંસ્કાર ટકી રહેવા મુશ્કેલ હોય છે. તેમાં તે જોતજોતામાં લુપ્ત થઈ જાય છે. એટલા માટે બહારના ખરાબ વાતાવરણને લીધે ચિત્ત પર થતા અનિષ્ટ સંસ્કારોમાંથી બચવુ હોય અને પોતાના સુસંસ્કારોને સાચવીને તેમને વધારવા હોય તો માણસે હમેશ સારી સોબત રાખવી જોઈએ. દરરોજ સ્નાન કરવુ એ જેમ સ્વચ્છતાની દૃષ્ટિથી જરૂરનુ છે તેવી જ રીતે આપણા ચિત્ત પર નિત્ય પડતા કુસંસ્કારોને કાઢી નાખી તેમને શુદ્ધ કરવા માટે સારી સોબતની જરૂર છે એવી સોબત પ્રાપ્ત કરીને આપણે આપણા સુસંસ્કારોનુ પોષણ કરીએ તો આપણામાં ઉન્નતિની ઇચ્છા જાગ્રત થશે, તે પ્રબળ થશે અને તેને પરિણામે સંયમશીલ, વિવેકી અને સદાચારી થવાની મહત્ત્વાકાંક્ષા આપણામાં વધતી જશે.

## ૨

# વિવેક અને સાવધતા

વૃત્તિપરીક્ષણ

પોતાનું શ્રેય સાધવાની ઇચ્છા રાખનારે અતિશય જાગ્રત રહેવું જોઈએ. તેને પોતાની મનોવૃત્તિઓનું પરીક્ષણ કરતાં આવડવું જોઈએ. ઉન્નતિનો મુખ્ય આધાર આપણું ચિત્ત છે તેની વૃત્તિઓ શુદ્ધ કરવાનો આપણો પ્રયત્ન હોવો જોઈએ. તે માટે જેમ વિવેક અને સંયમની જરૂર છે તેમ સાવધતાની પણ જરૂર છે. સંસ્કારાનુરૂપ આપણી ઇચ્છાઓ દોડે છે અને તે ઇચ્છાઓ પ્રમાણે ચિત્તના તરંગો ચાલે છે. શ્રેયાર્થીએ જૂના અનિષ્ટ સંસ્કારો નાબૂદ કરીને નવા ઇષ્ટ સંસ્કારો ગ્રહણ કરવા જોઈએ. આ પ્રયત્નમાં તેણે કદી કંટાળવું ન જોઈએ તે માટે તેનામાં ઘણી ધીરજ, દૃઢતા અને ચીવટ હોવાં જોઈએ કામ, ક્રોધ, લોભ અને અહંકારનાં શુદ્ધઅશુદ્ધ સ્વરૂપો ઓળખતા તેને આવડવું જોઈએ. ભાવના ને વિકાર, પોતાની સ્વાભાવિક જરૂરિયાતો ને આશાતૃષ્ણા, તેમ જ લોભ એ બધા વચ્ચેનો ફરક તેણે સમજવો જોઈએ. અહંકાર, સદ્હંકાર ને નિરહંકાર વચ્ચેનો ભેદ પણ તેણે સમજવો જોઈએ. મદ એટલે શું, ગર્વ એટલે શું, આત્મસંમાન એટલે શું, તેમ જ આત્મ-વિશ્વાસ એટલે શું, એ ઓળખતાં તેને આવડવું જોઈએ. ક્રોધ અને તેજસ્વિતા, દીનતા અને નમ્રતા, દુર્બલતા અને ક્ષમા, અવિચારીપણું અને સાહસ વચ્ચેનો ભેદ તેના ધ્યાનમાં આવવો જોઈએ. કલ્પના, ભાવના અને યોજના, અનુમાન અને અનુભવ, તર્ક અને સિદ્ધાંત, વિલાસ અને વિકાસ, ત્યાગ અને વૈરાગ્ય, જડતા અને શાંતિ, ભોળપણ અને શ્રદ્ધા, સદાગ્રહ અને દુરાગ્રહ—આ બધાં વચ્ચેના ભેદો ઓળખતાં તેને આવડવું જોઈએ. વિચાર, તરંગ અને સંકલ્પ, તેમ જ આભાસ અને

જ્ઞાન વચ્ચેનો ફરક પણ તેને સમજાવો જોઈએ. આરાધના, ઉપાસના, ભક્તિ, નિષ્ઠા — એ બધાની ઓળખ તેને હોવી જોઈએ. સુખ, આનંદ, સમાધાન, સંતોષ, શાંતિ, પ્રસન્નતા — એ બધા વચ્ચેના ભેદનું તેને જ્ઞાન હોવું જોઈએ. માનવી ચિત્તની સુપ્તપ્રકટ, સારીનરસી વૃત્તિઓ તેને ઓળખતાં આવડવી જોઈએ અને તે પૈકી હિતકર વૃત્તિઓ તેણે અપનાવવી જોઈએ

योग्य जरूरियातो अने निर्दोष परिग्रह

યોગ્યઅયોગ્યની, હિતકરઅહિતકરની પરખ સાધકને કરતાં ન આવડે તો તેનો પરિશ્રમ ફોકટ જવાનો સંભવ હોય છે. પોતાની યોગ્ય જરૂરિયાતો અને લોભ, તેમ જ સદોષ અને નિર્દોષ પરિગ્રહ વચ્ચેનો ભેદ સાધકને ઓળખતાં આવડવો જોઈએ પોતાના નિર્વાહ માટે જરૂરી વસ્તુ પ્રાપ્ત કરવામાં લોભ નથી, દોષ નથી. તેમ જ એવી વસ્તુઓનો મર્યાદિત સંગ્રહ કરવામાંયે કશો દોષ નથી. મનુષ્ય તરીકે સદાચારથી જીવવા માટે, કુટુંબના નિર્વાહ માટે અને મુશ્કેલીના સમય માટે આપણને અગાઉથી જે જોગવાઈ કરવી પડે છે, જે સંગ્રહ કરવો પડે છે, તેને લોભ કે સદોષ પરિગ્રહ ન કહી શકાય. જરૂર કરતાં વધારે વસ્તુઓ પ્રાપ્ત કરવામાં લોભ છે અને વાપરવામાં ઉડાઉપણું છે જે વસ્તુઓની બીજાઓને અત્યંત જરૂર હોય તે વખતે આપણે પણ તેનો યોગ્ય ઉપયોગ ન કરતા કેવળ લોભથી સંગ્રહ કરી રાખીએ તો તેમાં કૃપણતા છે, દુષ્ટતા છે. પરિગ્રહની બાબતમાં સાધકે હંમેશ વિવેક અને તારતમ્યથી વર્તવું જોઈએ.

इंद्रियविषयक संयम अने सावधानता

ખાનપાન, વસ્ત્ર, રહેઠાણ વગેરે બાબતમાં પણ સાધકે ખૂબ વિવેકથી વર્તવું જોઈએ એ બાબતમાં તેણે આરોગ્ય, મિતવ્યય, નિરલસતા અને આવશ્યક સગવડોનું મહત્ત્વ ઓળખીને વર્તવું જોઈએ. પોતાની જરૂરિયાતો પૂરી કરતી વખતે બીજા પર અન્યાય ન થાય એ તરફ તેણે લક્ષ આપવું જોઈએ ખાવાપીવાને વખતે તેણે ભૂખનો

સંયમ જાગવવામાં સાવધ રહેવુ જોઈએ આરોગ્ય, બળ, ચપળતા, બુદ્ધિની તેજસ્વિતા અને મનની પવિત્રતા અને પ્રસન્નતા જેનાથી રાખી શકાય અને વધતી રહે એવી જાતના ખાનપાન તેણે પસંદ કરવાં જોઈએ. તેમ કરતી વખતે તેણે પોતાની આર્થિક સ્થિતિનોય વિચાર કરવો જોઈએ કપડાં ઠંડી, ગરમી અને લજ્જાના નિવારણ માટે છે એ વાત લક્ષમા લઈને તેણે વર્તવુ જોઈએ કેવળ શોખ માટે અને ગમે છે એટલા માટે કપડાની જુદી જુદી ભાતો અને પદ્ધતિઓનો મોહ ગખવામાં તેનો દુરુપયોગ છે એ તેણે સમજવુ જોઈએ. તેની વાણીમા અવ્યવસ્થિતપણુ, વિસંગતિ, અસત્ય, કર્કશપણુ, અસભ્યતા વગેરે દોષો ન હોવા જોઈએ; કોઈની નિંદા ન હોવી જોઈએ, તેમ જ આત્મસ્તુતિ કે પોતાના કાર્યની પ્રશસા પણ ન હોવી જોઈએ કોઈને કંટાળો આવે એવુ તેનુ બોલવું કે ભાષણ ન હોવુ જોઈએ ઊલટુ, તેના બોલવામાં મધુરતા, સત્ય, પ્રેમળતા, સુસંગતિ અને મુદ્દાસરપણુ હોવું જોઈએ તે મિતભાષી હોવો જોઈએ બોલતી વખતે નકામા હાથપગ હલાવવાની કે સાભળનારને વચ્ચે વચ્ચે હાથે ઘોંચવાની ખોટી ટેવ ન હોવી જોઈએ બીજાનુ બોલવાનું પૂરું થાય ત્યા સુધી મૌન રાખવા જેટલી ધીરજ તેનામા હોવી જોઈએ. આવી રીતે વાણીની બાબતમાયે તેણે સંયમી અને સાવધ ગ્હેવું જોઈએ

આપણી દ્વારા થતી બધી ક્રિયાઓ મળીને આપણુ જીવન બને છે. તે સર્વાંગસુંદર થાય એમ આપણે ઇચ્છતા હોઈએ અત શુદ્ધિનુ પરિણામ તો આપણે પોતાની દરેક વૃત્તિ ને ક્રિયાની બાબતમાં વિવેકી, સંયમી અને સાવધ રહેવુ જોઈએ માટીની કે પથ્થરની પણ જો સુંદર મૂર્તિ બનાવી શકાય છે, જડ પદાર્થમાથી પણ જો ચિત્તાકર્ષક, ભાવદર્શક અને બોધપ્રદ ચિત્ર તૈયાર કરી શકાય છે, તો જેના અણુઅણુમા ચૈતન્ય ભરેલું છે અને જે પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત તેમ જ અનેક કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોથી યુક્ત છે એવા શરીરને આપણે બધી રીતે નિર્દોષ અને ગુણસંપન્ન શું ન બનાવી શકીએ ? અનેક વિદ્યા, કળા, સદ્‌ભાવ વગેરેથી તેને બધી બાજુથી સુશોભિત

અને સુયોગ્ય આપણે ન બનાવી શકીએ? મહાન સંત જ્ઞાનેશ્વરે સત્ત્વગુણોથી યુક્ત એવા માણસનું એક જગાએ વર્ણન કર્યું છે તે અત્યંત બોધપ્રદ છે. તેઓ કહે છે: "વસંત ઋતુમાં કમળો વિકસિત થયા પછી તેમની સુગંધ જેમ સહેજે ચારે બાજુએ પ્રસરે છે તેવી રીતે જેના હૃદયમાં પ્રજ્ઞા ઓતપ્રોત ભરાઈ ગયા પછી તે અંદર રહી શકતી નથી અને પછી સહેજે ઇન્દ્રિયો દ્વારા બહાર પસરવા માંડે છે તેની ઇન્દ્રિયોને આંગણે વિવેક કામ કરે છે, અને જાણે તેના હાથપગને પણ જ્ઞાનદૃષ્ટિ ફૂટી હોય એમ લાગે છે. સત્કર્મ અને દુષ્કર્મનો ભેદ તેની ઇન્દ્રિયો જ સમજી શકે છે. વિચાર કરીને નક્કી કરવાની જરૂર તેને પડતી નથી. તેની ઇન્દ્રિયો જ સારાનરસાની પારખ કરી શકે છે. ન જોવા જેવી વસ્તુ તરફ તેની આંખ જતી જ નથી. ન સાંભળવા જેવા શબ્દો તેના કાનમાં જતા જ નથી ન બોલવા જેવા શબ્દો તેની જીભ ઉચ્ચારી જ શકતી નથી. દીવા સામે જેમ અંધારું રહી શકતું નથી, તેમ નિષિદ્ધ વસ્તુઓ તેની ઇન્દ્રિયો આગળ આવી શકતી નથી"

આ બધાનો સાર એટલો જ કે, અખંડ વિવેકથી અને સાવધપણે વર્તવાથી માણસની ઇન્દ્રિયોના ધર્મો જ પરમ શુદ્ધ બને છે નિરંતર સાવધતાથી અને આંતરિક શુદ્ધ બુદ્ધિથી, સદૈવ પ્રયત્નશીલ રહેવાથી માણસ આવી સ્થિતિએ જઈ પહોંચે છે અને પહોંચ્યા પછી પણ વિવેકી માણસ સાવધપણું છોડીને કદી ગાફેલ રહેતો નથી.

**अखंड जागृति**

આ જાતની ચિત્તશુદ્ધિ અને ઇન્દ્રિયશુદ્ધિ આપણે સાધવી હોય તો આપણે સતત સાવધપણે વર્તવું જોઈએ. વિવેકથી યોગ્યઅયોગ્યની પારખ, જાગ્રતપણે બધી વૃત્તિઓનુ નિરીક્ષણ અને પરીક્ષણ અને નિશ્ચયપૂર્વક અયોગ્ય વૃત્તિઓનો નિરોધ — આ બાબતો આપણે સિદ્ધ કરવી જ જોઈએ. શ્રેય-સાધનના પ્રયત્નમા જાગૃતિનુ ઘણું મહત્ત્વ છે આ જાગૃતિ આપણને સતત રાખતાં આવડવી જોઈએ ઇન્દ્રિયોના ધર્મો અને ચિત્તના પૂર્વ

સંસ્કારો પૂરેપૂરા નાશ પામ્યા છે એમ માનીને આપણે કદી પણ ગાફેલ કે અસાવધ ન રહેવું જોઈએ. કારણ કે જીવમાં રહેલા મૂળ સ્વભાવધર્મો બીજ રૂપે આપણામાં રહેલા હોય છે. તે ક્યારે, કયે વખતે અને કેવી રીતે ફરીથી જાગ્રત થશે એનો ભરોસો નથી. માટે સતત સાવધતા આપણો સ્વભાવ બનવો જોઈએ

સત કબીરે કહ્યુ છેઃ

"सूर सग्राम है पलक दो चारका, सती घमसान पल अेक लागे ।
साघ सग्राम है रैन दिन झूझना, देह परजतका काम भाअी ॥"

(શૂરોનો સંગ્રામ બેચાર પળનો હોય છે સતીનું યુદ્ધ એકાદ પળમાં ખલાસ થાય છે જ્યારે સાધુનો સગ્રામ એવો છે કે દેહ છે ત્યાં સુધી રાત ને દિવસ ઝૂઝવાનુ હોય છે )

(રોજના પ્રવચનમાથી)

## ૩

## સદ્ગુણોપાસના

આપણે આપણુ જીવન અત્યંત વિચારપૂર્વક ચલાવવું જોઈએ. આપણી શક્તિઓનો પ્રયત્નપૂર્વક વિકાસ કરીને તેમનો સતત સદુપયોગ કરવો જોઈએ. તે શક્તિઓનો આપણે કેવળ વિકાસ કરીએ પણ તેમનો સદુપયોગ કરવાનુ આપણને ન આવડે તો તે શક્તિઓ આપણને તેમ જ બીજાઓને પણ અનર્થકારી બને. તેથી શક્તિની વૃદ્ધિની સાથે જ તેની શુદ્ધિનો વિચાર, આગ્રહ અને પ્રયત્ન ચાલુ રાખવાની અત્યંત જરૂર છે આવી રીતે વર્તતાં આપણા સદ્ગુણોને લીધે બીજાઓને થોડોક ઐહિક લાભ થતો હોય, કે તેમનુ કંઈક કલ્યાણ થતુ હોય તોયે આપણે તેમના પર મોટો ઉપકાર કરીએ છીએ એવો ભાવ કે અહંકાર

शक्ति साथे ज सद्गुणोनी शुद्धि

આપણામાં ઉત્પન્ન ન થવો જોઈએ કારણ કે, સદ્‌ગુણી થવામાં ખરેખર આપણે પોતાનું જ સૌથી વધારે કલ્યાણ સાધીએ છીએ સદ્‌ગુણોના ઉપાસકને સદ્‌ગુણોમા જ તૃપ્તિ રહે છે તે માટે બીજાઓ તરફથી માન, પ્રતિષ્ઠા મેળવવાની તે કદી ઇચ્છા રાખતો નથી. સદ્‌ગુણ આપણો સ્વભાવ બન્યો છે કે નહીં તે ઓળખવાની આ મહત્ત્વની નિશાની છે. સદ્‌ગુણ વિષે કંઈક વિશેષતા લાગવી ને તેથી અહંકાર થવો, તેને લીધે બીજાઓને તુચ્છ માનવા—આ બધી ક્ષુદ્ર મનોવૃત્તિઓ હોઈ તે ક્યારેક પણ આપણા પતનનું કારણ બને છે. આપણી ઉન્નતિને તે બાધક છે આ મનોવૃત્તિઓ આપણામા છે ત્યાં સુધી આપણે સદ્‌ગુણોના સાચા ઉપાસક બન્યા નથી એમ આપણે સમજવું સદ્‌ગુણી થવાના કરતાં આપણે સદ્‌ગુણી છીએ એમ બતાવવામાં આપણને સંતોષ જણાતો હોય તો આપણામાં દંભ છે એમ સમજવું, અને સદ્‌ગુણ વિષે આપણને અહંકાર થતો હોય તો કેવળ સદ્‌ગુણમાં આપણને તૃપ્તિ થતી નથી પણ તે માટે હજી અહંકારની જરૂર છે એમ સિદ્ધ થાય છે તેથી જે પ્રમાણમાં આપણામાં અહંકાર હોય તે પ્રમાણમા સદ્‌ગુણમાં ખામી છે એમ આપણે સમજવું જોઈએ. સદ્‌ગુણનું વાસ્તવિક પરિણામ આત્મસંતોષ છે. તે આત્મસંતોષના કરતાં અહંકારથી મળતું સુખ કે આનંદ જેને શ્રેષ્ઠ કોટિનો લાગતો હોય તેનામાં સદ્‌ગુણો ઊતર્યા છે, તે તેનો સ્વભાવ બન્યા છે, એમ શી રીતે કહી શકાય? અને એ અહંકાર તેનામાં બીજા કયા દુર્ગુણો પેદા કરશે તેનું શું ઠેકાણું? આપણા જ્ઞાનમાં, સદ્‌ગુણોમાં અને નીતિમત્તામાં સહજતા અને પૂર્ણતા આવી નથી ત્યા સુધી તેમાથી આપણું પતન થવાની ધાસ્તી હોય છે માન, પ્રતિષ્ઠા, દંભ, અહંકાર—એ બધા પતનના રસ્તા છે શ્રેયની ઇચ્છા કરનારે તે માર્ગે કદાપિ ન જવું જોઈએ. સદ્‌ગુણ આપણો સ્વભાવ બની જાય તો નિરહંકારપણું આપોઆપ આવશે. સદાચારી અને સદ્‌ગુણી થવામા જ આપણું ખરું કલ્યાણ છે અને તેથી જ આપણને સાચી શાંતિ મળશે, એ આપણે કદી ન ભૂલવું જોઈએ. ક્ષુદ્ર મોહમાં આપણે ન સપડાવું જોઈએ. સદ્‌ગુણોને કારણે આપણામાં મદ પેદા થાય, અહંકાર

નિર્માણ થાય, તો તે સદ્ગુણો આપણને પચ્યા નથી એમ આપણે સમજવું જોઈએ

**બીજાઓને પારખવાની ખરી પાત્રતા**

જેમ જેમ આપણી વિવેકશક્તિ વધશે, આપણું ચિત્ત શુદ્ધ થશે, તેમ તેમ આ બધી બાબતો આપણા લક્ષમાં સહેજે આવવા માંડશે અને આપણે આપણા ચિત્તને, તેની વૃત્તિઓને, સદ્ગુણદુર્ગુણોને સહેજે ઓળખી શકીશું આપણે પોતાની જાતને ઓળખી શકીશુ તો જ જગતને ઓળખી શકીશું. આપણી પોતાની જ પરીક્ષા આપણને કરતા ન આવડે તો દુનિયાની પરીક્ષા આપણે કેવી રીતે કરી શકવાના? એક ઘડિયાળની કે યંત્રની રચના આપણને બરાબર સમજાયા પછી તેવા બીજા ઘડિયાળો કે યંત્રોની રચના લક્ષમાં આવતા વાર લાગતી નથી એવી જ રીતે આપણું ચિત્ત, તેની વૃત્તિઓ, તેની સુપ્તપ્રકટ અવસ્થાઓ, તેમની ઉત્પત્તિ, વૃદ્ધિ ને ક્ષય, તેની સુસંગતિવિસંગતિ, તેમનું પરીક્ષણ, પૃથક્કરણ અને વર્ગીકરણ, તે વૃત્તિઓના અંતર્બાહ્ય સ્થૂળસૂક્ષ્મ પરિણામો વગેરે બધુ આપણે જાણી શકીએ, અને તેની શુભ વૃત્તિઓનો અને સદ્ગુણોનો આપણામા નિરહંકારિતા આવે ત્યાં સુધી વિકાસ કરીએ અને એ બધામાથી પસાર થઈને છેવટની અલિપ્ત અવસ્થા આપણે સાધી શકીએ તો જગતને ઓળખવા માટે આપણે લાયક થઈએ આપણી જાતને શુદ્ધ કર્યા વિના આપણે જગતની પરીક્ષા કરીએ તો તે ખોટી નીવડવાનો જ સંભવ છે. પોતાની દૃષ્ટિ શુદ્ધ અને નિર્દોષ ન હોય ત્યારે જગતના ગુણદોષો નક્કી કરવા બેસીએ તો તેમાં ભૂલ થવાનો સંભવ વધારે હોવાનો. જે રંગનાં ચશ્માં આપણે પહેરીએ તેવા રંગની દુનિયા આપણને દેખાવા માંડે છે. તેવું જ આ બાબતમાં થવાનું આપણે વિકારવશ હોઈએ તો જગત તરફ આપણે તે જ દૃષ્ટિથી જોવાના અને તે જ દૃષ્ટિથી તેની પરીક્ષા કરવાના. આપણે ભાવનાવશ હોઈએ તો આપણી દૃષ્ટિ અને પરીક્ષા એવી જ હોવાની લોભી, લાલચુ અને દંભી હોઈએ તો તેવી થવાની. એટલે આપણી માનસિક અવસ્થા જેવી હોય તેવું જગત આપણને

દેખાવાનું અને આપણી વૃત્તિઓ અને ભાવનાઓના શમન માટે આપણે તેનો ઉપયોગ કરવાના. એમાં આપણી અને જગતની સાચી પરીક્ષા નથી અને કોઈની સલામતી પણ નથી. આપણી પોતાની ઉન્નતિમાં જ આપણી અને જગતની પરીક્ષા અને સૌ કોઈની સલામતી છે, એ વાત આપણે નિશ્ચિત સમજીએ તો બીજા વિષેના તેમ જ જગત વિષેના ખોટા તર્કમાં પડીને છેતરાવાની કે બીજાઓને છેતરવાનુ કારણ બનવાની આપણને ધાસ્તી નહીં રહે

चित्तशुद्धि अने सद्‌गुणोनो संबध

આ પરથી તમારી એવી સમજણ ન થવા દેતા કે, જ્યાં સુધી આપણે પૂર્ણ શુદ્ધ, નિર્વિકાર અને પ્રજ્ઞાવંત થયા નથી ત્યાં સુધી બીજાઓની આપણે કશી જ સેવા નહીં કરી શકીએ હું તમને આગ્રહપૂર્વક કહું છુ કે તમે પોતાનુ ચિત્ત શુદ્ધ કરવાનો પ્રયત્ન કરતા હો તે વખતે જ સદ્‌ગુણી થવાનો પણ પ્રયત્ન કરજો તમારામાં સેવાપરાયણતા ન હોય અને એ દિશામાં તમે પુરુષાર્થ ન કરો તો તમારામાં સદ્‌ગુણો આવશે નહીં. બીજાઓ સાથેના આપણા સારા કે નરસા વર્તન પરથી જ સદ્‌ગુણ કે દુર્ગુણ નક્કી થાય છે. આપણુ જે વર્તન ન્યાયને માર્ગે પરદુઃખનિવારણ કરનારું, આપણી તેમ જ બીજાઓની ઉન્નતિ કરનારું, અને નૈતિક દૃષ્ટિથી બંનેને લાભકારક હોય તે સદ્‌વર્તન અને એથી ઊલટું હોય તે દુર્વર્તન સદ્‌અસદ્‌વર્તનની આ સાદી અને ધોરી વ્યાખ્યા છે. એ પરથી સદ્‌ગુણદુર્ગુણનો નિર્ણય કરી શકાશે. સદ્‌ગુણો સિવાય તમારામાં સેવાપરાયણતા ટકી શકશે નહીં બીજાઓ સાથેના આપણા સબંધો જે પ્રમાણમા ઉન્નતિપ્રદ થતા રહેશે તે પર સદ્‌ગુણોના વિકાસનો આધાર છે કોઈ પણ સદ્‌ગુણનો ચિત્તની શુદ્ધિ વગર કદી પણ સંપૂર્ણ વિકાસ થઈ શકતો નથી. શુદ્ધિ અને સદ્‌ગુણસંપન્નતાનો અન્યોન્યપોષક અને સહાયક સંબધ ઓળખીને તમારે આ બાબતમા પ્રયત્નશીલ રહેવું જોઈએ, એ જ મારા ઉપરના કહેવાનો અર્થ છે સદ્‌વર્તનના પ્રયત્નથી જ તેમાના દોષ કે પૂર્ણતા આપણા ધ્યાનમાં આવે છે, તેથી હંમેશ

સદાચારી રહેવાનો પ્રયત્ન રાખશો. વૃત્તિઓ અને કર્મોનું સતત પરીક્ષણ કરીને તેના દોષ શોધી કાઢવા જોઈએ અને તે સુધારવાનો પ્રયત્ન કરવો જોઈએ તો જ આપણા ચિત્તની અને સાથે સાથે કર્મોની પણ શુદ્ધિ થતી રહેશે, કર્મોમાં કુશળતા, વ્યવસ્થિતપણુ અને ઔચિત્ય આવતાં જશે અને તે અવશ્ય યશસ્વી થતા જશે એમ કરતા કરતા આપણે શુદ્ધિ અને પુરુષાર્થ બને દૃષ્ટિથી પૂર્ણતા તરફ પ્રગતિ કરીશું બંને મળીને માનવપ્રકૃતિની પૂર્ણતા છે અને સાર્થકતાની સીમા છે.

**सद्‌गुणो द्वारा मानवतानी सिद्धि**

શુદ્ધિની સાથે સદ્‌ગુણો પર હું એટલા માટે ભાર મૂકું છુ કે પુરુષાર્થ વગર સદ્‌ગુણોની પ્રાપ્તિ થતી નથી અને પુરુષાર્થ અને સદ્‌ગુણો વગર કેવળ શુદ્ધિને જીવન-વિકાસની દૃષ્ટિથી મહત્ત્વ નથી સદ્‌ગુણો અને પુરુષાર્થ સિવાયની ચિત્તશુદ્ધિ એક પ્રકારની જડતા નીવડવાનો પણ સંભવ છે પૂર્ણ શુદ્ધિની સ્થિતિમા નિષિદ્ધ ક્રિયાઓનો અને તે જાતની વૃત્તિઓનો અભાવ માનેલો છે. પરતુ માણસમા ચેતન છે, ચિત્ત છે, બુદ્ધિ છે, પ્રાણ છે, કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો છે અને એ બધામાં અગાધ શક્તિ ભરેલી છે અનાદિ કાળથી માનવજાતિમા સતત વિકાસ પામતા જ્ઞાનનો અને સુસંસ્કારોનો, સદ્‌ભાવનાઓનો અને સદ્‌ગુણોનો, તેમ જ શીલનો અને પુરુષાર્થનો વારસો માણસને મળેલો છે માનવી બુદ્ધિ, ચિત્ત અને મનમા કેટલી શક્તિ સુપ્તપણે રહેલી છે એનો હજુ પૂરો તાગ લાગ્યો નથી. તેની પ્રકટ શક્તિમાથી શાસ્ત્રો, વિદ્યાઓ અને કળાઓ નિર્માણ થયેલા છે અને થઈ રહ્યા છે આ બધી શક્તિઓનો, બધી જાતની વિદ્યા, કળા, સપત્તિ અને એકદરે મળેલા વારસાનો ઉપયોગ કેવળ નિષ્ક્રિય કે નિવૃત્ત થવામા કરવો અને બધી ભાવનાઓ અને પુરુષાર્થનો સકોચ કરતા કરતાં છેવટે તેમનો સપૂર્ણ અભાવ કરવો, એટલે કે કેવળ જડતા સિદ્ધ કરવી એ માનવતાનુ સાધ્ય નથી ચૈતન્યની પૂર્ણતા એમાં નથી પરતુ પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત, કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો દ્વારા પ્રકટ થતી અનેકવિધ શક્તિઓની શુદ્ધિવૃદ્ધિ સાધીને ચૈતન્ય વધારે ને વધારે

શુદ્ધ અને વ્યાપકપણે પ્રકટ થતુ રહે, એમાં માનવતાની સીમા અને ચૈતન્યની પૂર્ણતા છે આ મહાન ઉદ્દેશ સિદ્ધ કરવા માટે શુદ્ધિ અને પુરુષાર્થ તેમ જ પાવિત્ર્ય અને કર્તૃત્વની જરૂર છે. જીવનસિદ્ધિ એમાં જ છે.

(રોજના પ્રવચનમાંથી)

## ૪

# ગુણવિકાસ અને ગુણાતીતતા

સદ્‌ગુણોની શ્રેષ્ઠતા-કનિષ્ઠતા

દરેક માણસને જન્મથી જ ગુણોનો થોડોઘણો વારસો મળેલો હોય છે ત્યાર પછી સંસ્કાર, શિક્ષણ, પરિસ્થિતિ, સોબત, અનુકૂળપ્રતિકૂળ સંજોગો, અનુભવ, જ્ઞાન, વિવેક, ઇચ્છા ને સંકલ્પનુ ઓછુવત્તું પ્રમાણ, ઇત્યાદિ અનેક કારણોને લીધે તેના ગુણોની ઓછાવત્તા પ્રમાણમાં વૃદ્ધિ થાય છે. કોઈ એક જ ગુણની સ્વતંત્રપણે વૃદ્ધિ માણસમાં કદી થતી નથી, પરંતુ ગુણોના પરસ્પર આધારે થાય છે. આ વૃદ્ધિ કઈ રીતે થાય છે તેની સામાન્ય લોકોના જીવન પરથી આપણને ખબર પડતી નથી, પણ શ્રેયાર્થી અને પ્રયત્નશીલ માણસના જીવનનુ પરીક્ષણ કરવાથી સદ્‌ગુણોની વૃદ્ધિનો ક્રમ આપણે જાણી શકીએ છીએ સદ્‌ગુણોની પરીક્ષા એ સદ્‌ગુણો માટે વ્યક્તિને જ્ઞાનપૂર્વક અને સદ્‌હેતુપૂર્વક કેટલું સહન કરવુ પડે છે તે પરથી થાય છે, તેમ છતાં તે પરીક્ષા પણ સર્વાંશે બરોબર નથી. તે માટે વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના પૂર્વ સંબંધનોય વિચાર કરવો પડે છે. કારણ પ્રિય સંબંધવાળી વ્યક્તિ માટે ઘણો ત્યાગ કરવા માટે જોઈતી મનોવૃત્તિ અને તદ્દન અપરિચિત વ્યક્તિ માટે તેથી ઓછો ત્યાગ કરવા માટે જોઈતી મનોવૃત્તિ એ બેમાં માનસિક દૃષ્ટિથી ઘણો જ ફેર હોવાનો સંભવ છે દાખલા તરીકે, પોતાના માતપિતા માટે અથવા

પોતાની સાથે નિકટનો પ્રેમનો સંબંધ ધરાવનાર વ્યક્તિ માટે કોઈ માણસ ઘણું સહન કરી શકે, તો તેટલા પરથી તદ્દન અપરિચિત વ્યક્તિ માટે સહાનુભૂતિપૂર્વક સહન કરવા તે તૈયાર થશે એમ ખાતરીપૂર્વક કહી શકાય નહી; કારણ કે મૂળનો જ પ્રેમનો સંબધ હોય ત્યાં એકબીજાને એકબીજા પાસેથી સુખની પ્રાપ્તિ થયેલી હોય છે, અને પ્રેમ, કૃતજ્ઞતા, વાત્સલ્ય વગેરે ભાવનાઓની વૃદ્ધિ પણ થયેલી હોય છે એવી સ્થિતિમા એકબીજા માટે સહન કરવા માટે જેવી મનની અવસ્થા જરૂરી હોય છે તેના કરતાં પહેલાંનો કશો સંબંધ ન હોય એવા અપરિચિત માણસ માટે સહન કરવા તૈયાર થવા માટે મનની વધારે ઊંચી અવસ્થા હોવાની જરૂર હોય છે. તેથી કૃતજ્ઞતા, વાત્સલ્ય વગેરેના કરતાં દયા, ઉદારતા, પરોપકાર વગેરે ગુણો શ્રેષ્ઠ છે આ દૃષ્ટિથી વિચાર કરતાં પહેલાંના પ્રિય સબધવાળી વ્યક્તિ વિષેની સહાનુભૂતિ કરતાં અપરિચિત વ્યક્તિ વિષેની સહાનુભૂતિનો ભાવ એ શ્રેષ્ઠ ગુણ છે. અને અપ્રિય અને દુખ દેનારી વ્યક્તિ વિષે પ્રસંગવશાત્ સહાનુભૂતિ લાગવી એ ભાવ તેના કરતાય વધારે ઊંચો ગુણ છે. આ પરથી ગુણોની શ્રેષ્ઠતા-કનિષ્ઠતા જે પ્રસગે તે ગુણો દેખાય છે તે પ્રસંગ પરથી, વ્યક્તિના એકબીજા સાથે પૂર્વ સબંધ પરથી, તે માટે વ્યક્તિને જે ત્યાગ, સંયમ, વિવેક, પુરુષાર્થ કરવો પડ્યો હોય અને છેવટે તેથી કોને શો લાભ થયો વગેરે પરથી ઠરાવવી યોગ્ય થશે. આ પ્રમાણે સદ્‌ગુણોના વિકાસનો સાધારણ ક્રમ છે. કનિષ્ઠ ગુણોની અમુક હદ સુધી વૃદ્ધિ થયા પછી તેના કરતાં શ્રેષ્ઠ ગુણોની ચિત્તમાં જાગૃતિ થાય છે અને તે પછી બને પ્રકારના સદ્‌ગુણોનો વધારે ને વધારે ઉત્કર્ષ એકી વખતે થઈ શકે છે. એટલુ જ નહી, પણ તે બધા એકબીજાને પોષક થાય એ રીતે વિકાસ પામે છે

**સદ્‌ગુણોની પરીક્ષા**

સદ્‌ગુણોની પરીક્ષા કેવળ બાહ્ય પરિણામ પરથી કરવામાય ભૂલ થવાનો સભવ છે બાહ્ય પરિણામો ઘણી વાર કેવળ પરિસ્થિતિ અને સંજોગો પર જ આધાર રાખે છે, અને તે પરિસ્થિતિ અને સંજોગો વ્યક્તિને અધીન હોતાં નથી. તેથી સદ્‌ગુણોની પરીક્ષા, તે વ્યક્તિની તે ગુણો વિષેની નિષ્ઠા, તે

માટે તેને કરવો પડેલો ત્યાગ, વિવેક અને પુરુષાર્થ, તેને સહન કરવા પડેલા અંતર્બાહ્ય પરિશ્રમ વગેરે પરથી કરવી યોગ્ય ગણાય. આ બાબતો વિવેકી અને આત્મપરીક્ષક વ્યક્તિ પોતે જ બીજાના કરતાં યથાર્થ રીતે જાણી શકે છે સદ્‌ભાવનાઓનો ચિત્તમાં ઊઠેલો વેગ, તેને લીધે ચિત્તની થયેલી અવસ્થા, તે વખતે વેઠવાં પડેલાં શારીરિક કષ્ટો અને તે પછીનું ભાવનાઓનુ શમન વગેરે બાબતોનો ક્રમ અથવા ઇતિહાસ બાહ્ય જગત ન જાણે તોયે વ્યક્તિ પોતે એ બધી વસ્તુઓ સ્વાનુભવથી જાણે છે સદ્‌ગુણોની સાથે જ દુર્ગુણોની વૃદ્ધિ પણ માણસમા એક જ કાળે થતી જણાય તો તે સદ્‌ગુણો વિષે ખાતરી રાખી શકાય નહી, એટલુ જ નહીં, પણ તે સદ્‌ગુણો ખરેખર જ સદ્‌ગુણો છે કે કેમ તે વિષે ભારે શકા પેદા થાય છે. પરસ્પરવિરોધી ગુણ-અવગુણોની વૃદ્ધિ એક જ સમયે થઈ શકતી નથી. દાખલા તરીકે, દયા, પરોપકાર, ઉદારતા, સરળતા એ બધા પરસ્પરપોષક ગુણો હોવાથી તે બધાની વૃદ્ધિ એકી વખતે થઈ શકે છે. તે જ પ્રમાણે દુષ્ટતા, કપટ, અન્યાય, વિશ્વાસઘાત વગેરે દોષો પણ એકબીજાને પોષક છે. પણ કપટ અને પરોપકાર એ બેની એકી વખતે વૃદ્ધિ કે વિકાસ ન થઈ શકે. તેમ થતુ દેખાય તો તે પરોપકારવૃત્તિ સાચી નહીં પણ કાર્ય સાધવાની યુક્તિ હોવાનો જ સભવ છે સાધારણ રીતે ગુણો ગુણોના અને અવગુણો અવગુણોના પોષક બને છે. માણસના ચિત્તમાં ગુણ-અવગુણોનો વિચાર અવારનવાર ઊઠ્યા જ કરે છે. એવી જાતના કર્મો પણ તેને હાથે થયા જ કરે છે. માણસ જોકે ગુણદોષના મિશ્રણથી બનેલો છે, છતાં એક સમયના ગુણદોષ કે એક સમયની ચિત્તસ્થિતિ તદ્દન તેવી ને તેવી બીજે સમયે જોવા મળે એ શક્ય નથી. તેમાં સતત ફેરફાર થયા જ કરે છે. આ વાત ઝટ જણાઈ આવતી નથી, પરતુ લાંબે વખતે અવલોકન પરથી ધ્યાનમાં આવે છે, કારણ કે પરિવર્તનની ક્રિયા ઘણી જ સૂક્ષ્મ ગતિથી ચાલે છે. સ્થૂળ અને સ્પષ્ટ રીતે તેનુ પરિણામ નજરે પડતા કેટલોક વખત જાય છે. પણ સદ્‌ગુણોનુ પ્રયત્નપૂર્વક અનુશીલન કરનારા સાધકને આ બાબતમાં લાંબો વખત રાહ જોવી પડતી નથી. અભ્યાસની મદદથી

અવગુણોનો નાશ કરી સદ્‌ગુણોની વૃદ્ધિ કરવા તરફ તે પોતાની માનસિક શક્તિનો ઉપયોગ કરતો રહે છે, તેથી તેના ચિત્તની સ્થિતિમાં ઝપાટાભેર ફરક પડતો જાય છે, અને પરીક્ષણ દ્વારા આ વાત તે જાણતો પણ હોય છે. આવી રીતે પ્રયત્ન ચાલુ હોય છે ત્યારે તેનો જે ગુણ પૂર્ણતાને પામે છે, તેને વિષેનો તેનો અહંકાર નાશ પામે છે. તેની પ્રકૃતિની, ચિત્તની, આગળ વધવાની ગતિ મંદ થતાં થતાં સાવ બંધ પડે છે. તે ગુણની બાબતમાં તે ગુણાતીત થાય છે. માણસમાં કોઈ ગુણ દૃઢપણે અને પૂર્ણપણે હોવા છતાં તે વિષે અહંકાર ન હોવો એ તે ગુણની છેવટની એટલે તેની પેલી પારની અવસ્થા છે તેથી તેને જ ગુણાતીત અવસ્થા કહેવી જોઈએ ગુણો વિષે નિરહંકારતાનો અર્થ પોતાના 'અહં'નો કે ગુણોનો નાશ કે લોપ નહી, પણ ગુણો વિષે અભિમાન, ગર્વ, ઘમંડ ન હોવો તે,– પોતાના ગુણને કારણે – વિશેષતાને કારણે – બીજાને હીન કે તિરસ્કારપાત્ર ન સમજવા તે અને આ સ્થિતિ કોઈ પણ ગુણની બાબતમાં એ ગુણ સાથે માણસમાં નમ્રતાનો વિકાસ થયો હોય તો સાધી શકાય છે. સારાંશ, ગુણાતીત એટલે ગુણહીન કે ગુણશૂન્ય નહી, પણ ગુણ હોવા છતાં તેનો ગર્વ ન રાખવો તે

## ૫

# અન્યાયપ્રતિકાર

न्यायसवेदनानो अभाव

માનવતાની દૃષ્ટિથી વિચાર કરતાં આપણામાં જણાઈ આવતી એક ખામી વિષે તમારી આગળ કંઈક કહેવુ જોઈએ એમ લાગે છે દુર્જન, લોભી કે ઉન્મત્ત માણસ તરફથી કોઈ વ્યક્તિની કે સમાજની કનડગત થતી હોય તો તેનો પ્રતિકાર કરી પીડિત વ્યક્તિને કે સમાજને દુ:ખમુક્ત કરવાની વૃત્તિ આપણામાં લગભગ નથી જ એમ કહીએ તો ચાલે આનું કારણ આપણી અનેક જાતની દુર્બળતા તો છે જ, પરંતુ એ સિવાય પણ બીજાના દુ:ખ વિષે જેટલી સહાનુભૂતિ થવી જોઈએ તેટલી આપણને થતી નથી એ પણ છે. આપણી 'પોતાપણા'ની વ્યાખ્યા અને મર્યાદા ઘણી સંકુચિત છે. તેથી બીજા તરફથી કોઈને દુ:ખ થતુ હોય તો તે જોઈને આપણા ચિત્તમાં કશી લાગણી પેદા થતી નથી. કદાચને થાય તોય દુ:ખનિવારણ કરવા માટે જોઈતાં ધૈર્ય, પુરુષાર્થ, અને સામર્થ્ય પણ આપણામાં નથી. બીજી વાત એ કે આપણામાં સામુદાયિક ભાવ નથી તેમ છતાં કોઈ પ્રસંગે ન્યાયનો પક્ષ લઈને બીજા પર થતા અન્યાયનો પ્રતિકાર કરવા કોઈ ઊભો થાય તો તેને મદદ કરવા જેટલી ન્યાયસંવેદના સમાજમાં નથી અને તેથી આવા ઝઘડામાં આપણે એકલા પડી જવાના, અન્યાય કરનારને તેના સાથીદારોની મદદ હોવાથી બધાની સામે આપણુ એકલાનુ કશું ચાલવાનુ નહી એમ બધી બાજુથી તેને અસહાયતા લાગવાથી તેની ન્યાય અને પ્રતિકાર વૃત્તિ પણ દબાઈ જાય છે, અને એવા પ્રસંગો વારંવાર બનવાથી અને તેના અનુભવોથી તેની તે વૃત્તિ આગળ જતા જડ થાય છે અને લગભગ નાશ પામે છે. પણ આ આપણી તેમ જ આપણા સમાજની અધોગતિની નિશાની છે એમાં શંકા નથી.

રસ્તામાં, પ્રવાસમાં કે ગામમાં ક્યાંક અન્યાય થાય છે એવું આપણે સાંભળીએ છીએ, કોઈ કોઈ વાર પ્રત્યક્ષ જોઈએ પણ છીએ તોય એ બાબતમા આપણને કશુ કરવા જેવું લાગતુ નથી. અન્યાયી અન્યાય કરે છે, જુલમગાર જુલમ અને દુષ્ટતા કરે છે, પણ સમાજ તરફથી તેને શાસન કે તેનો પ્રતિકાર થતો નથી. આપણા ગામમાં, આપણી પાડોશમા, બલ્કે આપણા ઘરમાં પણ અન્યાય થતો હોય – ક્યાંક સાસુ કે નણંદ વહુની કે ભાભીની પજવણી કરતાં હોય, ક્યાંક ધણી સ્ત્રીને મારતો હોય, શાહુકાર દેવાદાર પર અન્યાય કરતો હોય, વિધવા પર બધી બાજુએથી જુલમ થતો હોય અને તેની દુર્દશા થતી હોય, તેમ જ માબાપ વગરના બાળક પર ઘરમા અન્યાય થતો હોય — આવા બધા બનાવો આપણે પ્રત્યક્ષ જોતા હોઈએ, તોપણ એ બધુ આપણે લાંબા વખતથી મૂગે મોઢે સહન કરતા આવ્યા છીએ એમા એક જાતની સામાજિક ઉપેક્ષાવૃત્તિ અને બીજાના દુ ખ વિષે બેપરવાઈ છે.

**अवनतिनुं कारण– सामुदायिक भावनो अभाव**

માનવતાની દૃષ્ટિથી આ આપણી ઘણી મોટી ખામી છે બીજા પર થતા અન્યાયનો પ્રતિકાર કરવાની વૃત્તિનો અભાવ જ સિદ્ધ કરે છે કે આપણામા સામુદાયિક ભાવ નથી અને એ બાબતમાં અત્યાર સુધીની આપણી જડતાને લીધે તે ભાવ પેદા કરવો પણ કઠણ પડે છે સમાજમાં જ તે ભાવ ઓછો હોવાથી આપણા પોતા પર અન્યાયનો પ્રસગ આવી પડતાં બીજાની મદદ આપણને મળતી નથી મદદની આપણને આશા હોતી નથી તેથી એવે પ્રસગે અન્યાયનો પ્રતિકાર કરવાની અથવા તેની સામે ઝઘડવાની હિંમત આપણને થતી નથી કોઈનુ કોઈને પીઠબળ નહી, એવી સ્થિતિ આપણા બધાની હોવાથી પોતા પર થતો અન્યાય મૂગે મોઢે સહન કરવો, એવી નિષ્પ્રાણ વૃત્તિ જ આપણા લોહીમાં વ્યાપી ગઈ છે તેથી આપણામાં પંગુતા, ભીરુતા, પારકાના દુઃખ વિષે બેપરવાઈ, જડતા, કોઈ પણ સંજોગોમાં પારકા માટે પોતે સકટમાં ન આવી પડવાની બાબતમાં સાવધાનતા અને

ધૂર્તતા વગેરે જે દોષો આવેલા છે અને જે આજે આપણો સ્વભાવ બની ગયા છે તે અત્યંત નિંદ્ય અને માનવતાને કલંકરૂપ હોઈ અનેક રીતે આપણી અવનતિનુ કારણ બન્યા છે. આ દોષોની સાથે સાથે બીજા અનેક દોષો આપણામા પેદા થઈને સતત વધતા રહ્યા છે મૂળે જ આપણામા સામુદાયિક ભાવ ઓછો છે અને એ જ સ્થિતિ યોગ્ય છે એમ સિદ્ધ કરવાના ઊંધા પ્રયત્નમા આપણે હોઈએ છીએ. પારકાના દુ:ખ વિષેની બેપરવાઈ, ઉદાસીનતા અને તેથી આપણામાં આવેલી પંગુતા અને ભીરુતાને ઢાંકવાનો પ્રયત્ન "આ જગતમા કોઈ કોઈનુ નથી, દરેકને પોતાનુ કર્મ ભોગવવુ પડે છે, તેમાં બીજાનો કશો ઉપાય ચાલતો નથી," વગેરે જેવાં કર્મસિદ્ધાંતનાં નિષ્પ્રાણ સૂત્રોથી આપણે કરીએ છીએ.

**अन्यायप्रतिकारना तत्त्वनी ओळख**

આપણામાં જૂની કલ્પના પ્રમાણે ધર્મશાળા, મંદિરો, અન્નસત્રો, સદાવ્રતો, તળાવ વગેરે, તેમ જ નવી કલ્પના પ્રમાણે ઇસ્પિતાલો, દવાખાનાં, કૉલેજો, સૅનેટોરિયમ વગેરે સ્થાપવાની કે કાઢવાની પ્રવૃત્તિ છે. પરંતુ તેની પાછળ પણ ઘણે અંશે પુણ્ય અને કીર્તિ મેળવવાની આકાંક્ષા હોય છે માણસ માટે પ્રેમ, મિત્રતા, સહાનુભૂતિ કે નિ:સ્વાર્થતા, ઉદારતા વગેરે ભાવનાઓથી આવાં કામો થતાં ભાગ્યે જ જોવા મળશે પરસ્પરના પ્રેમને લીધે એકબીજા માટે સહન કરવાની વૃત્તિ આપણામાં છે, પણ જેની સાથે આપણી ઓળખાણ કે કશો પૂર્વ સંબંધ ન હોય એવી વ્યક્તિ પર અન્યાય થતો હોય ત્યારે તે અન્યાયનો વિરોધ કે પ્રતિકાર કરવા માટે જાતે સાહસ ખેડવાની, સંકટમા ઝંપલાવીને પોતાનુ સુખી અને સલામત જીવન મુશ્કેલીમાં નાખવા તૈયાર થવાની વૃત્તિ આજે આપણામાં નહી જેવી જ છે. આ વૃત્તિની કલ્પના આપણામાં કદી પણ નહોતી એમ નથી, પણ આપણી દુર્બળતા, ધર્મ અને સ્વામીનિષ્ઠા ઇત્યાદિ વિષેની ખોટી કલ્પનાઓ વગેરે અનેક કારણોને લીધે તે વૃત્તિનું પોષણ થયુ નથી અને તેથી તે જાણે નાશ પામ્યા જેવી જ છે. તે વૃત્તિ ઇષ્ટ છે, તે માણસની ઉન્નતિની

દર્શક છે, સમાજને તેની જરૂર છે, એવુ જ્ઞાન વિચારી લોકોને હતુ. ક્યાક ક્યાક પુરાણકારોએ તે વૃત્તિ બતાવેલી છે દધીચિ, શિબિ વગેરેની કથાઓ આ જ વસ્તુ સિદ્ધ કરે છે. બૌદ્ધ ગ્રંથોની પારમિતાની વાતો પણ આ જ સદ્‌વૃત્તિનુ મહત્ત્વ બતાવે છે. પણ તેમા અન્યાયપ્રતિકાર કરતાં સહાનુભૂતિ, દયા અને અહિંસા – એ જ વૃત્તિઓ વિશેષે કરીને બતાવેલી છે. આવી જ રીતે શરણે આવેલાના રક્ષણ માટે સહન કર્યાના દાખલા ક્યાક ક્યાક મળે છે મહાભારતના ભીમબકાસુરના યુદ્ધની પાછળ કૃતજ્ઞતા અને અન્યાયપ્રતિકારનુ તત્ત્વ છે. પોતાને આશ્રય આપનાર બ્રાહ્મણ કુટુબ પર આવી પડેલી આપત્તિ ભીમે પોતે થઈને પોતા પર વહોરી લીધી, અને કુતીએ તેને આનદથી સમતિ આપી દયા, સામર્થ્ય અને આત્મવિશ્વાસ જ્યા ભરપૂર હોય છે ત્યા જ બીજા પર થતા અન્યાયનો પ્રતિકાર કરવાની વૃત્તિ જન્મે છે અને ત્યા જ તે વૃદ્ધિ પામે છે અને પ્રસંગ આવતા વિજયી થાય છે. મહાભારતની એ કથા અને ભીમની તે વખતની સ્થિતિ અને મનોવૃત્તિ ધ્યાનમા લેતા આ વાત આપણને સ્પષ્ટપણે સમજાય છે પોતાના શરીરનુ બલિદાન આપીને બકાસુરની ક્ષુધા શાંત કરવાનો આવતી કાલે આપણો વારો છે એમ એકચક્રા નગરીમાં પાંડવોને આશ્રય આપનાર બ્રાહ્મણ કુટુબને ખબર પડી કે તરત ઘરમાં રડારોળ શરૂ થઈ. તે સાભળીને ભીમે પોતાની માતા કુંતીને જે કહ્યું તેનુ વર્ણન કવિ મોરોપતે એક આર્યામાં કર્યું છે.

> भीम म्हणे कुंतीला ब्राह्मणसमुदाय रडति का पूस ।
> त्याचें दु:ख हराया अग्नीला भार काय कापूस ॥

ભીમ કુંતીને કહે છે: બ્રાહ્મણ કુટુબ કેમ રડે છે તે તેમને પૂછ. તેમનુ દુઃખ દૂર કરવાનુ મારે માટે શુ કઠણ છે? અગ્નિને કપાસ કદી ભારે પડે? કોઈનું પણ દુઃખ દૂર કરવાની પ્રચડ શક્તિ જેનામા હોય છે તેના મન પર બીજાના દુઃખમાં આપણે ભાગ લેવો જોઈએ એમ કોઈએ ઠસાવવાની જરૂર નથી હોતી

કેટલાંક વરસ પર મુંબઈમાં હેંગિંગ ગાર્ડન પર એક શ્રીમંત માણસનુ ખૂન કરીને સશસ્ત્ર ખૂની માણસો મોટરમા નાસી જતા હતા ત્યારે લશ્કરના બે ત્રણ અગ્રેજ અમલદારોએ પોતે નિ શસ્ત્ર હોવા છતાં તેમના પર હલ્લો કરીને તેમને પકડ્યાની સાહસપૂર્ણ હકીકત આ પ્રસગે યાદ આવે છે. તે વખતે બીજા સેંકડો લોકો એ જગાએ ફરવા ગયા હતા. પણ પેલા અમલદારો સિવાય બીજા કોઈની તે ખૂની લોકો પર તૂટી પડવાની હિમત ચાલી નહીં.

આજે આપણામાં આવી જાતની શક્તિ નથી અને વૃત્તિ પણ નથી પણ તમે આટલી વાત ધ્યાનમાં રાખો કે,

માનવતાની વ્યાખ્યા તમારે મનુષ્ય તરીકે જીવવુ હોય તો તમારા પોતા પર થતો અન્યાય તો તમારાથી કદી સહન ન થવો જોઈએ, પણ તમારી હાજરીમાં બીજા પર થતો અન્યાય પણ તમારાથી સહન ન થવો જોઈએ. જે પારકાનો અન્યાય સહન કરે છે પણ બીજા પર અન્યાય કરતો નથી, જે બીજાએ આપેલુ દુ ખ સહન કરે છે પણ કોઈને દુ ખ દેતો નથી, જે બીજાના કપટનો, ઠગાઈનો, કે ધૂર્તતાનો ભોગ બને છે પણ પોતે કોઈની સાથે કપટ કરતો નથી, કોઈને ઠગતો નથી તેમ જ ધૂર્તપણુ કરતો નથી તે સજ્જન, એવી આપણી માન્યતા છે. પણ હુ એમ કહુ છુ કે, જે કોઈના પર અન્યાય કરતો નથી તેમ જ પોતા પર કે બીજા પર કોઈ અન્યાય કરે તો તે સહન કરતો નથી, જે કોઈને દુ ખ દેતો નથી તેમજ કોઈ નિષ્કારણ પોતાને કે બીજાને દુ ખ આપતો હોય તો તે સહન કરતો નથી, જે પોતે કપટ કરતો નથી તેમ જ કોઈનુ કપટ ચાલવા દેતો નથી, જે કોઈને છેતરતો નથી તેમ જ અને જે કોઈથી છેતરાતો નથી તથા જે કોઈની સાથે ધૂર્તપણું કરતો નથી તેમ જ કોઈનુ ધૂર્તપણુ ચાલવા દેતો નથી તે સજ્જન, અને તે જ માણસ. તેનામાં જ સાચી માનવતા વિકસિત થયેલી છે એમ હુ માનુ છુ.

આ બધા પરથી આ વાત તમારા ધ્યાનમા આવી હશે કે, માણસ પોતે કેવળ સહનશીલ રહે તેટલાથી તેનુ માનવી કર્તવ્ય પૂરું થતુ નથી.

માનવી ધર્મની તેમાં સમાપ્તિ થતી નથી. જડતા, પંગુતા, દુર્બળતા, ભીરુતા, અકર્તૃત્વ વગેરે દોષો પોતાનામાં કાયમ રાખીને આપણે માનવતા સિદ્ધ ન કરી શકીએ પોતાનામાં રહેલી અધાર્મિક વૃત્તિઓનો નાશ કરીને આપણું જીવન સાત્વિક અને ધાર્મિક બનાવવાની જેટલી જરૂર છે, તેટલી જ બીજાની સ્વૈરતા અને દુષ્ટતાને કાયાવાચામનથી રોકવાનો પ્રયત્ન કરવાની વ્યક્તિ અને સમાજ બંનેની ઉન્નતિની દૃષ્ટિથી આવશ્યકતા છે. આ બાબતમા નિરાગ્રહી અને નિરાકાંક્ષી રહ્યે ચાલશે નહીં. પુરુષાર્થ વગર આ વાત ન બની શકે અધાર્મિક કે અન્યાયી પ્રવૃત્તિને આપણે રોકતા રહીએ તો જ દુષ્ટ માણસમા રહેલું સુપ્ત સત્ત્વ જાગ્રત થવાનો અને તે ધર્મમાર્ગે વળવાનો સભવ છે. આ માર્ગમા આપણને વખતોવખત બળાપો થવાના તેમ જ ક્ષુબ્ધ થવાના પ્રસંગો આવશે અને આપણને અનેક રીતે સહન પણ કરવુ પડશે. પરતુ આવે વખતે આપણી ન્યાયવૃત્તિને જાગ્રત કરીને બીજાની અધાર્મિકતાને આપણે અટકાવવી જોઈશે વખતે પોતાની બધી અંતર્બાહ્ય શક્તિ એકત્રિત અને ઉત્તેજિત કરીને આપણે પ્રયત્નની પરાકાષ્ઠા કરવી જોઈશે પરંતુ આ બાબતમાં કદી પણ ઉદાસીન થયે અથવા ક્રોધે ભરાયે કે કંટાળી ગયે ચાલશે નહી. આપણે નિશ્ચયી અને સતત પ્રયત્નશીલ રહેવું જોઈએ તો જ આપણે માનવી કર્તવ્ય પાર પાડવાનો સતોષ આપણે મેળવી શકીશું.

(રોજના પ્રવચનમાથી)

६

# નિંદાત્યાગ

ચિત્તશુદ્ધિની દૃષ્ટિથી એક મહત્ત્વની બાબત હું તમારા ધ્યાન પર લાવવા ઇચ્છું છું. શ્રેયાર્થી માણસે એ બાબત પર લક્ષ આપવાની ઘણી જરૂર છે ચિત્તને શુદ્ધ રાખવાની ઇચ્છા કરનારે હરકોઈ અશુદ્ધ વિષયથી અલિપ્ત રહેવું જોઈએ. ચિત્તનો એવો એક ધર્મ છે

निंदानु चित्त पर यतु दुष्परिणाम

કે, શુદ્ધ કે અશુદ્ધ કોઈ પણ વિષયનુ ચિંતન, ગ્રાહ્ય કે ત્યાજ્ય કોઈ પણ નિમિત્તે ચાલુ રહે તો તેનો સંસ્કાર તેમાં થોડેઘણે અંશે પણ કાયમનો રહે જ છે શુદ્ધ વિષયનો સંસ્કાર આપણા ચિત્તમાં જેટલો દૃઢ થાય તેટલો આપણને કલ્યાણપ્રદ જ હોવાથી તે તેમ રહે એમ આપણે ઇચ્છીએ છીએ. પરંતુ અશુદ્ધ વિષયનુ ચિંતન ત્યાગની ભાવનાથી થાય તોપણ તે આપણા ચિત્તમા તેનો કોઈ પણ જાતનો સંસ્કાર નાખ્યા વગર રહેતું નથી, એ વાત ધ્યાનમાં લઈને આપણે તે બાબતમાં સાવધ રહેવુ જોઈએ. તે માટે સૌથી પ્રથમ આપણે પરનિંદા વિષે સાચવવુ જોઈએ નિંદાનો આપણો હેતુ ગમે તેટલો શુદ્ધ હોય તોપણ નિંદા કોઈ પણ ખરાબ બાબત વિષે જ હોય છે. એવે વખતે તેનુ આપણાથી અજાણતા જે ચિંતન થાય છે તે ચિંતન કોઈ ને કોઈ અનિષ્ટ સંસ્કાર આપણા ચિત્તમાં પાછળ મૂકી જાય છે એ સંસ્કાર આગળ જતાં ક્યારે, કયે કારણે અને કેવી સ્થિતિમાં જાગ્રત થઈને આપણને સતાવશે તેનું કશુ કહેવાય નહીં. તેથી સાધકે આ બાબતમા જાગ્રત રહીને નિંદાનો પ્રસંગ હંમેશ ટાળવો જોઈએ. મેં એવા સાધકો અને શ્રેયાર્થીઓ જોયા છે કે જેમની મતિ પહેલાં શુદ્ધ હતી પણ દુરાચારી માણસો સાથે દુરાચરણ

## ૬

# નિંદાત્યાગ

निंदानु चित्त पर थतु दुष्परिणाम

ચિત્તશુદ્ધિની દૃષ્ટિથી એક મહત્ત્વની બાબત હું તમારા ધ્યાન પર લાવવા ઇચ્છુ છું. શ્રેયાર્થી માણસે એ બાબત પર લક્ષ આપવાની ઘણી જરૂર છે ચિત્તને શુદ્ધ રાખવાની ઇચ્છા કરનારે હરકોઈ અશુદ્ધ વિષયથી અલિપ્ત રહેવું જોઈએ ચિત્તનો એવો એક ધર્મ છે કે, શુદ્ધ કે અશુદ્ધ કોઈ પણ વિષયનુ ચિંતન, ગ્રાહ્ય કે ત્યાજ્ય કોઈ પણ નિમિત્તે ચાલુ રહે તો તેનો સંસ્કાર તેમાં થોડેઘણે અંશે પણ કાયમનો રહે જ છે શુદ્ધ વિષયનો સંસ્કાર આપણા ચિત્તમાં જેટલો દૃઢ થાય તેટલો આપણને કલ્યાણપ્રદ જ હોવાથી તે તેમ રહે એમ આપણે ઇચ્છીએ છીએ. પરંતુ અશુદ્ધ વિષયનુ ચિંતન ત્યાગની ભાવનાથી થાય તોપણ તે આપણા ચિત્તમાં તેનો કોઈ પણ જાતનો સંસ્કાર નાખ્યા વગર રહેતુ નથી, એ વાત ધ્યાનમાં લઈને આપણે તે બાબતમાં સાવધ રહેવુ જોઈએ. તે માટે સૌથી પ્રથમ આપણે પરનિંદા વિષે સાચવવુ જોઈએ નિંદાનો આપણો હેતુ ગમે તેટલો શુદ્ધ હોય તોપણ નિંદા કોઈ પણ ખરાબ બાબત વિષે જ હોય છે. એવે વખતે તેનુ આપણાથી અજાણતાં જે ચિંતન થાય છે તે ચિંતન કોઈ ને કોઈ અનિષ્ટ સંસ્કાર આપણા ચિત્તમાં પાછળ મૂકી જાય છે એ સંસ્કાર આગળ જતા ક્યારે, કયે કારણે અને કેવી સ્થિતિમાં જાગ્રત થઈને આપણને સતાવશે તેનું કશુ કહેવાય નહીં. તેથી સાધકે આ બાબતમાં જાગ્રત રહીને નિંદાનો પ્રસંગ હંમેશ ટાળવો જોઈએ. મેં એવા સાધકો અને શ્રેયાર્થીઓ જોયા છે કે જેમની મતિ પહેલાં શુદ્ધ હતી પણ દુરાચારી માણસો સાથે દુરાચરણ

વિરુદ્ધ વખતોવખત વાદવિવાદ કરવો પડ્યો તેને પરિણામે છેવટે તેમની બુદ્ધિ પણ ભ્રષ્ટ થઈ ને તેઓ કુમાર્ગે ચડ્યા હતા. એનુ કારણ એ જ કે, ત્યાજ્ય વિષયનુ ખંડન કરવાને નિમિત્ત તેમને તેનુ જે વખતોવખત ચિંતન કરવુ પડ્યું તેના સંસ્કારો તેમના ચિત્તમાં વધારે ને વધારે ભેગા થતા ગયા અને તેમની મતિ પ્રથમ શુદ્ધ હતી છતા તેમની મૂળ ઇચ્છા વિરુદ્ધ તેનું અનિષ્ટ પરિણામ તેમના જીવન પર થયુ ત્યાગને નિમિત્તે, નિષેધના હેતુથી કરેલી નિંદા છેવટે આપણુ અકલ્યાણ જ કરે છે, તેથી આપણે નિંદાથી દૂર રહેવું જોઈએ. કોઈનાય દુરાચરણની ચર્ચામા કે ચિંતનમાં ન પડવું, એમા જ આપણી સલામતી છે

નિંદામા અજાણતા પડતો રસ

સમાજમા કોઈ નૈતિક દુર્ઘટના બને એટલે તેની ચર્ચા ધીરે ધીરે શરૂ થાય છે. લોકોમા તે એક જિજ્ઞાસાનો, ચર્ચાનો અને એક રીતે પોતાની નીતિવિષયક નિષ્ઠા ને શ્રેષ્ઠતા પ્રદર્શિત કરવાનો બધાને માટે સુપ્રસંગ જ બને છે. ફરી ફરી તે ને તે જ વિષય આપસમા ચર્ચાય છે અને પાછળથી તેથી બધાનુ મનોરંજન પણ થવા લાગે છે. પરનિંદામા પોતાની પવિત્રતાના આભાસનો આનંદ હોય છે, અને બીજા વિષે આપણા મનમાં ઈર્ષા હોય તે કંઈક અંશે શાંત થવાનું સમાધાન આપણને મળે છે વળી જે વિષયનો માણસ અણગમો બતાવી તેનો નિષેધ કરે છે તે વિષયનો પોતાને ગમે તેટલો તિરસ્કાર લાગે છે એમ બતાવતો હોય કે ભાસ પેદા કરતો હોય તોય તે વિષયની ચર્ચામાં જ તેને થોડોઘણો રસ પડવા માંડે છે. વિષયોનો રસ માણસ અનેક રીતે લઈ શકે છે ત્યાગની બુદ્ધિથી કરેલા વર્ણનચિંતનમા ઉપર ઉપરથી જોતા રસાનુભવ નથી એમ લાગે તોયે બારીકાઈથી તપાસતાં એ નિમિત્તે પણ માણસ રસાનુભવ લે છે એમ જણાશે અને તદ્દન પહેલે પ્રસંગે નહીં તોયે જેમ જેમ તે વિષયની ચર્ચા વધતી જાય છે તેમ તેમ તેનામા રસ નિર્માણ થયા વગર રહેતો નથી. ચિત્તનો આ ધર્મ છે. એમાં વિદ્વાનઅવિદ્વાન, સજ્જનદુર્જન, સાધક અને સામાન્ય માણસ એવો ભેદ નથી.

निषेध अने प्रीतिनु मिश्रण

દરેક વ્યક્તિમાં સારા અને નરસા બને જાતના સંસ્કાર, કોઈ સુપ્ત અને કોઈ પ્રકટપણે વાસ કરે છે. તે આપણામાં બીજ રૂપે છે જ. કોઈ દુર્ઘટના વિષે જ્યારે આપણે સાંભળીએ છીએ અને ચર્ચા કરીએ છીએ ત્યારે આપણામાં કઈ વૃત્તિઓ જાગ્રત થાય છે તે આપણે તપાસવુ જોઈએ. ઘટનાના વિષય વિષે આપણે તિરસ્કાર બતાવતા હોઈએ તોય આપણા ચિત્તમાં સાચે જ એ ઘટના વિષે તિરસ્કાર હોય છે કે તેના વિષય વિષે? ઘટનાના વિષય વિષે આપણા ચિત્તમાં અપ્રીતિ છે કે રસ છે, એ આપણે તપાસવુ જોઈએ. પોતાના મનને બરાબર તપાસ્યા વગર આ ભેદ આપણને સમજાતા નથી; કારણ કે આપણા મનમાં અનેક વિષયો વિષે પ્રીતિ ભરેલી છે. એક બાજુથી આપણે તે વિષે વૈરાગ્ય, કંટાળો અને નિષેધ બતાવતા હોઈએ છીએ તો બીજી બાજુથી તે જ વિષયની ચર્ચામાં આપણી તે વિષયની મૂળ પ્રીતિ જાગ્રત થાય છે અને આપણને તે ચર્ચા તરફ વધારે ને વધારે ખેચી જાય છે. પણ આ વાત સૂક્ષ્મ નિરીક્ષણને અભાવે આપણા ધ્યાનમાં આવતી નથી આ રીતે નિષેધ અને રસ—બંનેના મિશ્રણમાં ચર્ચા ચાલુ રહે છે, અને આપણે બધા નીતિશુદ્ધ અને નીતિનિષ્ઠ છીએ એમ ચર્ચા કરનાર દરેકને લાગ્યા કરે છે પણ આવી બાબતોના પરિણામનો વિચાર કરતાં એમ લાગે છે કે, આ વસ્તુઓ શ્રેયાર્થીની ઉન્નતિમાં ઉપયોગી થવાને બદલે અવનતિનુ જ કારણ બને છે અયોગ્ય ઘટના વિષેની ચર્ચામાં વિષયનો રસ, બીજાઓ વિષે ઈર્ષ્યા, મત્સર, પોતાની નીતિમત્તા વિષે ભૂલ ભરેલી શ્રેષ્ઠભાવના અને દંભ એ જ બાબતો મુખ્યત્વે હોય છે એમ વિવેકની દૃષ્ટિથી જોતાં લાગે છે

दुर्घटनाने प्रसगे आपणुं कर्तव्य

આવી કોઈ દુર્ઘટનાને પ્રસંગે ખરેખર બીજાઓનું કર્તવ્ય ક્યારે ઊભું થાય છે એનોય વિચાર કરવાની જરૂર છે. દુર્ઘટનાનો વિષમ બનેલી વ્યક્તિ સાથે આપણો નજીકનો સંબંધ હોય, તેની વિશિષ્ટ નૈતિક કે બીજી જવાબદારી આપણા પર હોય, તેના આચરણથી આપણું અથવા આપણા નજીકના બીજા લોકોનું પ્રત્યક્ષ નુકસાન થવાનો

સંભવ હોય, સમાજની નીતિમત્તાને તેને લીધે જોખમ હોય તો એવે પ્રસંગે આપણુ કર્તવ્ય ઊભું થાય છે. કેવળ જિજ્ઞાસા, નિંદા કે ચર્ચા ખાતર તેમા ભાગ લેવાની જરૂર નથી

દુર્ઘટનામાં સપડાયેલી વ્યક્તિની અવનતિ વિષે આપણને ખરેખર જ દુ.ખ થતુ હોય તો આપણે તેની બહાર ચર્ચા કે નિંદા એ પતિતના નિંદા કરીશું કે? આવે પ્રસંગે નિંદા કે ચર્ચા ઞુદ્ધારનો ઞુપાય નથી કરનારે વિચાર કરવો જોઈએ કે, આપણી છોકરી કે છોકરો, મા, બાપ, બહેન, ભાઈ કે બીજી કોઈ આપણા ઘરની નિકટની વ્યક્તિ આવી અવનતિમાં પડી હોત તો આપણે તે વખતે શુ કર્યું હોત? આખા ગામમાં તેની નિંદા અને ચર્ચા કરતા ફર્યા હોત કે એ વાતની કોઈનેય ખબર પડવા ન દેતાં અત્યંત લાગણીપૂર્વક તે વ્યક્તિને અવનતિ કે સંકટમાંથી બચાવવાનો અને સુધારવાનો પ્રયત્ન કર્યો હોત? જ્યાં ઊંડી લાગણી હોય છે, જ્યા સાચું દુ.ખ થાય છે ત્યાં માણસ પોતાની કરુણાથી, પ્રેમથી બીજાને અવનતિમાથી કે સંકટમાંથી કાઢવાનો પ્રયત્ન કરે છે. જેઓ પોતાને નીતિમાન ગણે છે અને બીજાઓની અવનતિ બદલ તેમની નિંદા કરે છે તેમણે નિંદાથી પોતે આજ સુધી કેટલાને સુધારી શક્યા એનો કદી વિચાર કર્યો છે? જેમની અવનતિ થાય છે એમ તેમને લાગે છે તે પૈકી એકને પણ પોતે હૃદયપૂર્વક, લાગણીપૂર્વક કદી પ્રેમના બે બોલ કહ્યાનુ તેમને યાદ આવે છે? તેમનુ હૃદય કરુણા, અનુતાપ અને પવિત્રતાથી ભરવાનો તેમણે કદી પ્રયત્ન કર્યો છે? માનવ-પ્રકૃતિ, વ્યક્તિનાં વિકાસ, ભાવના, ને સંસ્કાર, તેની પરિસ્થિતિ, તેના અનુકૂળપ્રતિકૂળ સંયોગો, તેના પતનના અને અભ્યુદયનાં કારણો, કોઈ કોઈ વાર થતી તેની અગતિક કે અસહાય અવસ્થા, ઉપર પ્રમાણે માણસમાં ઊઠનારી વૃત્તિઓ, ઇચ્છાઓ, ને વાસનાઓ; તેમને બહાર પડવા માટે અને પોતાની યોગ્ય જરૂરિયાતો પૂરી કરી લેવા માટે જોઈતાં સરળ અને પ્રામાણિક સાધનોનો અને માર્ગનો અભાવ; તેની સામાજિક, કૌટુંબિક,

વૈયક્તિક અવસ્થા; જીવનમાં અનેક પ્રકારે થતી તેની મૂંઝવણ — આ બધાંનો વિચાર કોઈ પણ દુર્ઘટનાને પ્રસંગે નિંદા કરતાં પહેલાં કોઈ કરે છે?

પતિતને વિષે અનુકંપા અને પોતાને વિષે નિરહંકારપણુ

દુનિયામાં નીતિમાન ગણાતા માણસોને હમેશ પ્રતિકૂળ પરિસ્થિતિમાંથી પસાર થવાનો પ્રસંગ આવ્યો હોત, તો તેઓ નીતિમાન રહી શક્યા હોત કે કેમ એ વિષે શંકા જ છે. માણસની સ્થિતિનો ઘણે અંશે અનુકૂળ-પ્રતિકૂળ સંજોગો પર, પરિસ્થિતિ પર આધાર હોય છે. તેથી જ જેને શ્રેય સાધવું હોય તેણે હંમેશ સદ્‌વ્યવસાય, સદ્‌વાચન, સત્સંગ અને સારું વાતાવરણ રાખવાં પોતે થઈને પ્રતિકૂળ સંયોગોમા કદી પડવું નહી. કોઈ કારણે એવો પ્રસગ આવી જ પડે તો તેમાંથી બને એટલા જલદી બહાર નીકળવુ. બહાર નીકળી શકાતુ ન હોય તો તેટલો વખત અત્યંત જાગ્રત અને બની શકે તેટલી મર્યાદા જાળવીને રહેવું. એમાં ભૂલ કરવામા આવે અથવા અજાણતા થઈ જાય તો તેનાં અનિષ્ટ પરિણામ ઓછાવત્તા પ્રમાણમાં માણસ પર થયા વગર રહેતાં નથી કેવી પરિસ્થિતિમાં ક્યારે અને કઈ રીતે માણસની દુર્વૃત્તિઓ જાગ્રત થઈને તેને વિપરીત પરિણામ સુધી ઘસડી જશે તેનુ ઠેકાણું નથી. તેથી પોતાની નીતિમત્તા વિષે કોઈએ અહંકાર ન રાખવો જોઈએ. એ બાબતમાં બીજા વિષે હંમેશાં અનુકંપા રાખવી. શક્તિ હોય તો કોઈને પતનમાંથી સહૃદયપણે ઉગારવાનો પ્રયત્ન કરવો. તેને નીચ સમજીને તેના પર ક્રોધ ન કરવો, અને ઊંડે ઊંડે પણ આપણને કદી પણ એમ ન લાગવું જોઈએ કે પતનથી તે સુખી થયો છે. સુખી થયો એમ લાગે તો જ ઈર્ષા અને મત્સર પેદા થવાનો સંભવ. ખરેખર પતન થયું છે એમ લાગે તો આપણા ચિત્તમાં દયા જ ઉત્પન્ન થશે.

નિંદાને લીધે રસવૃત્તિની જાગૃતિ

જે વિષય તરફ પોતાની પ્રકટ કે ગુપ્ત વૃત્તિ હોય છે ને વિષયની પ્રાપ્તિ આપણને ન થતાં જેને થાય છે તેને વિષે ક્રોધ, અને ક્રોધનુ શમન કોઈ પણ ઉપાયે ન થાય તો ઈર્ષા અને મત્સર આપણા મનમાં પેદા થાય છે. આ બધાંની ઉત્પત્તિ અભિલાષામાંથી છે. જ્યાં અભિલાષા

જ નથી હોતી ત્યાં દુઃખ નથી હોતુ, ક્રોધ નથી હોતો, તેમ જ મત્સરે નથી હોતો માનવપ્રકૃતિના આ મનોધર્મ પરથી બીજાઓના પતન બદલ આપણે નિંદા કેમ કરીએ છીએ અને પતનમાંથી પોતાને બચાવવા માટે આપણે શુ કરવું જોઈએ તે તમે જાણી શકશો. આપણી અને સમાજની નીતિના રક્ષણની જવાબદારી આપણા બધા પર છે. પરંતુ તે અદા કરવાનો માર્ગ નિંદા કે વ્યર્થ ચર્ચા કરવી એ નથી તેમ કરીને આપણે પોતાની રસવૃત્તિનુ પોષણ કરીએ છીએ. શબ્દમા કાંઈ ઓછુ સામર્થ્ય નથી. રસવૃત્તિને ઉત્તેજિત કરવી અને તેનુ કંઈક અંશે શમન કરવું, એટલું સામર્થ્ય શબ્દમાં છે. આપણા હમેશના એવી જાતના આચરણથી આપણે જ આપણી ઉન્નતિને રોકીએ છીએ અને પોતાની અવનતિ તથા વાચા અને કર્મની અશુદ્ધિ સાધીએ છીએ. પ્રત્યક્ષ પતનની પરિસ્થિતિ દૈવ-યોગે આપણી ન થાય તોય બીજી ઇન્દ્રિયોને આપણે નિંદા વડે ભ્રષ્ટ કરીએ છીએ

નિંદાથી આપણામાં અને સમાજમા અનેક દોષો પેદા થાય છે. તેથી જેમને તે વિષય સમજાતો નથી એવાં નાના બાળકોના મનમાં તે વિષે જિજ્ઞાસા પેદા થાય છે. તેમાંથી નાનપણથી જ તેમના મન પર ખરાબ સંસ્કારો થતા રહે છે. જે વિષયની બાબતમાં વૈયક્તિક, કૌટુંબિક અથવા સામાજિક નીતિમત્તાની દૃષ્ટિથી મૌન રાખવું જ શ્રેયસ્કર છે એવા વિષયની ચર્ચાથી સ્ત્રીપુરુષ સૌ કોઈના મનમાં એક પ્રકારની અસભ્યતા પેદા થાય છે અને એ અસભ્યતા જ માણસની ઉન્નતિને બાધક અને અવનતિને સહાયક થાય છે. તેથી તમે આ બધી બાબતોથી અલિપ્ત રહેજો

**શ્રવણેંદ્રિયની શુદ્ધિ**

આની સાથે બીજી એક મહત્ત્વની વાત તમને સૂચવું. પોતાના પતનના પ્રસંગો અને તેનાં કારણોની બાબતમાં તમારા તરફથી કોઈ ઇલાજ મળશે એ આશાથી કોઈ ભોળપણથી તમને તે કહેવા માડે તો તમારી પોતાની વૃત્તિ શુદ્ધ રાખીને બીજાને સલાહ આપીને બચાવવાની શક્તિ

આપણામાં નથી એ જાણીને તે વાતો તમે સાંભળશો નહીં. આપણામાં તેવી શક્તિ નથી એ ધ્યાનમાં રાખજો. આપણામાં એટલી દયા નથી; આપણું ચિત્ત શુદ્ધ રાખી શકીશું તેની ખાતરી નથી; એવી સ્થિતિમાં તેવી વાતો સાંભળવાનુ ન ટાળવું એમાં અવિવેક અને અધૈર્ય છે. અને સાંભળવાની ઇચ્છા હોવામાં મોહ અને રસવૃત્તિ છે. આ મોહમાં તમે કોઈ સપડાશો તો તેમાંથી નીકળવું તમારે માટે મુશ્કેલ થશે. પછી તમારી ઉન્નતિની ઇચ્છા અને તે બાબતનો પ્રયત્ન બને ત્યાં જ પૂરા થયા જાણજો એવી વાત તમે એક વાર સાંભળો તોય તમારો મોહ જાગ્રત થશે. તે મોહ તમને એ જ માર્ગે આગળ ને આગળ ધસડી જશે. બીજાને તારવાની શક્તિ તો તમારામાં કદી નહીં આવે પણ તે મોહ તમને જ દંભમાં નાખશે અને તમારામાં એવી તારકશક્તિ છે એવો ભ્રમ બીજાઓમાં પેદા કરવા પ્રેરશે. તેમાંય સ્ત્રીઓ પાસેથી આવી વાતો સાંભળવાનો મોહ અને રસ તમને પડવા માંડે તો તે પણ એક વિલાસનો પ્રકાર છે એ તમારા ધ્યાનમાં આવશે નહીં અને આવે તોય તમે તેનો ત્યાગ કરી શકશો નહીં. આગળ જતાં તમારી રસવૃત્તિનુ પોષણ અને શમન આવી રીતે ચાલુ રહેશે. તેને બહારથી તમે ગમે તેવું ઉદાત્ત નામ આપો તોય તમારા પોતાના હૃદયને બધી વસ્તુસ્થિતિ સમજાવાની જ. પણ હંમેશની આ ટેવને લીધે તેમાથી છૂટવાની તમારી શક્તિ પણ ધીરે ધીરે નાશ પામશે એટલુ જ નહીં પણ આ ટેવને લીધે તમારી એવી સ્થિતિ થશે કે રોજ કંઈ ને કંઈ આવી જાતનું સાંભળ્યા સિવાય, આ વિષય વાગોળ્યા સિવાય, તમને ચેન પડશે નહીં. આ વિષયને અંગે તમારી આગળ કોઈ વાત ન કરે તો જાણીજોઈને આ વિષય કાઢીને તેમા બીજાને બોલીને ભાગ લેતા કરવાનો પ્રયત્ન તમે કરશો. વ્યસની માણસના જેવી તમારી સ્થિતિ થશે; અને મોટી મોટી માનસિક શોધો કરવાના પ્રયત્નમાં તમે છો એમ પોતાને અને બીજાઓને તમે ખોટો જ ભાસ કરાવતા રહેશો. પરંતુ આ બધી ભ્રાંતિ છે. આ શુદ્ધ જીવન નથી અથવા શુદ્ધ જીવન બનાવવાનો માર્ગ નથી. જેને પોતાની ઉન્નતિની પડી છે તે આવા

માર્ગે કદી નહીં જાય જગતનાં પાપકૃત્યો અને તેમનો ઇતિહાસ સાંભળવાની આપણને શી જરૂર છે? દુર્ગંધના ઢૂવામાં પડીને આપણે શું શોધી કાઢવાનું છે? આપણા પર તેની શી જવાબદારી છે? આપણે કોઈની નિંદા કરવાની જરૂર નથી, કોઈનાં દુષ્કૃત્યોની ચર્ચા કરવાની જરૂર નથી; અથવા જગતના ઉદ્ધાર માટે આપણને કોઈના દુર્વર્તનની હકીકતો સાંભળવાની જરૂર નથી. કારણ કે તેથી કોઈની પણ સુધારણા કે ઉદ્ધાર થવાને બદલે આપણી પોતાની દુર્ગતિ માત્ર ચોક્કસ થાય છે. એટલા માટે શ્રેયાર્થી સાધકે આ બાબતમા હંમેશ સાવધ રહેવું જોઈએ અને નિંદા ને દુષ્કૃત્યોની ચર્ચામા કદી પણ ન પડવું જોઈએ

(રોજના પ્રવચનમાથી)

## ૭

# નિશ્ચયનું બળ

નિશ્ચયનું મહત્ત્વ

પોતાની ઉન્નતિ સાધવાની ઇચ્છા રાખનારને નિગ્રહશક્તિની એટલે કે માનસિક દૃઢતાની ઘણી જરૂર છે. આપણા મનને ઇન્દ્રિયોના વેગ પ્રમાણે વહેવાની ટેવ પડેલી હોય છે. તે વેગ પ્રમાણે આપણા મનને વહેવા દેવામાં આપણું કલ્યાણ નથી એ સમજવા જેટલો વિવેક આપણામાં હોય, અને મન વેગમાં સપડાયું છે એ વાત તે જ ક્ષણે ધ્યાનમા આવવા જેટલી સાવધાનતા આપણામા હોય, તોપણ તેને રોકવાની શક્તિ જો આપણામાં ન હોય તો તે વિવેક અને સાવધાનતા જીવનની ઉન્નતિની દૃષ્ટિથી આપણા કશા કામમા આવતા નથી મનને રોકવાની આ શક્તિ એ જ સંયમશક્તિ. તે શક્તિ વધારવા માટે આપણે નિશ્ચયી બનવું જોઈએ. પૂર્વ સંસ્કાર પ્રમાણે દોડતા મનને યોગ્ય વિષય તરફ અને યોગ્ય દિશામા વાળવાનું કામ નિશ્ચય વગર ન થઈ શકે. પોતાની નિશ્ચયવૃત્તિને સ્થિર

કરી તે દ્વારા ચિત્તની અયોગ્ય વૃત્તિઓને આપણે રોકવી જોઈએ. પ્રતિબંધ કરનારી વૃત્તિને આપણે પોતાની સંકલ્પશક્તિ દ્વારા દૃઢ અને બળવાન બનાવવી જોઈએ. તે વૃત્તિ અને તે સંકલ્પ નિશ્ચય સિવાય દૃઢ થઈ શકે નહીં. તેથી આ માર્ગમાં નિશ્ચયનુ મહત્ત્વ ઘણું છે.

**सयम अने पुरुषार्थनी आवश्यकता**

નિગ્રહશક્તિ વધારવા માટે નિશ્ચયની જરૂર છે; પણ નિશ્ચય જાગ્રત અને કાયમ રહે તે માટે શું કરવું જોઈએ એ પણ એક સવાલ છે. નિશ્ચય અને તે સાથે આપણી સંયમશક્તિને જાગ્રત રાખવા માટે આપણે કેટલાક નિયમો સ્વીકારવા જોઈએ આવી જાતના નિયમોને જ વ્રત કહે છે. તે વ્રતો દ્વારા આપણી સંયમશક્તિ જાગ્રત થાય છે. આ વ્રતોનુ કે નિયમોનું આચરણ આપણે સમજપૂર્વક અને તેના ધ્યેયનું સતત સ્મરણ રાખીને કરવું જોઈએ. તો જ આપણો હેતુ સિદ્ધ કરવા તે સમર્થ બનશે. હેતુરહિત અને જ્ઞાનરહિત આચરેલાં વ્રતો અને નિયમોની ઉન્નતિની દૃષ્ટિથી કશી કિંમત નથી. તેથી જ તેમને કેવળ નિરર્થક કર્મકાંડ કહે છે નિયમોમાં બે પ્રકાર હોય છે: એકમા નિષેધ હોય છે અને બીજામાં કોઈ ચોક્કસ કર્મનો આગ્રહ હોય છે. એટલે એકમાં ત્યાગનુ મહત્ત્વ હોય છે અને બીજામાં કર્તૃત્વ અને પુરુષાર્થ પર ભાર હોય છે. માણસે બને જાતના નિયમોથી પોતાનુ માનસિક બળ વધારવું જોઈએ. અયોગ્ય મનોવૃત્તિઓને રોકીને યોગ્ય મનોવૃત્તિઓનો વિકાસ આપણને સાધતા આવડવું જોઈએ. આ વસ્તુઓ જેથી સિદ્ધ થઈ શકે એવા નિયમોની યોજના આપણે પોતાને માટે કરવી જોઈએ. સંયમ સાધવા માટે ઉપવાસ, અર્ધ ઉપવાસ જેવાં વ્રતો દરેક પ્રચલિત ધાર્મિક સંપ્રદાયમા કહેલાં છે પરંતુ તેની પાછળનો હેતુ આપણે ભૂલી ગયા તેથી વરસોથી એ જાતનાં વ્રતો આપણે આચરતા આવ્યા છીએ છતાં પોતાની જીભ પર કાયમનો સંયમ આપણે સાધી શક્યા નથી. એનો અર્થ એ કે, ઉન્નતિની દૃષ્ટિથી તે વ્રતો આપણે માટે નિષ્ફળ નીવડ્યાં છે. સાત, પંદર કે ત્રીસ દિવસમા એક દિવસ મૌન પાળીને બાકી બધા દિવસ

જીભને છૂટી દોર મૂકવામાં આવે તો તે મૌનનો કશો અર્થ નથી પાંચેય જ્ઞાનેન્દ્રિયોને નિયમનમાં રાખીને આપણે આપણી મનોવૃત્તિઓને કાબૂમાં લાવવાની છે. તેમની અગાઉની અયોગ્ય ટેવો અને અયોગ્ય સંસ્કારો આપણે બદલવાનાં છે. તે માટે બાહ્ય ઇન્દ્રિયો તેમ જ જ્ઞાનેન્દ્રિયો પર કયા પ્રકારનુ, કેટલુ અને કેમ નિયમન રાખવુ એ દરેકે વિચારપૂર્વક નક્કી કરવું જોઈએ

નિયમન મૂકતી વખતે તેમ જ નિશ્ચય કરતી વખતે ઉતાવળથી કેવળ ભાવનાવશ થયે નહીં ચાલે. તે વખતે આપણા વિવેકયુક્ત નિયમન પૂર્વ સંસ્કાર, આપણી પરિસ્થિતિ, નિયમ અને નિશ્ચયની બાબતનો આપણો પૂર્વ ઇતિહાસ, એ પરથી આપણી દૃઢતા કે શિથિલતા વગેરે બધી બાબતોનો વિચાર કરીને તે વિષેની આપણી પાત્રતા આપણે ધ્યાનમા લેવી જોઈએ. નિયમ ઠરાવતી વખતે ભૂતકાળમા પોતાને થયેલો અનુભવ લક્ષમા લઈને, વર્તમાનકાળની પરિસ્થિતિનુ અવલોકન કરીને ભવિષ્યમાં તેના શાં પરિણામ આવશે તેનો દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરવો જોઈએ અને એક વાર કોઈ પણ નિયમ નક્કી કર્યા પછી અને નિશ્ચય કર્યા પછી તેનું પાલન કરવામાં જરા પણ બેદરકારી કે ઢીલાશ ન કરવી જોઈએ. પ્રસંગ પડયે પોતાની બધી શક્તિઓનો દૃઢતાપૂર્વક ઉપયોગ કરીને પણ આપણે પોતાનો નિશ્ચય કાયમ રાખવાની પરાકાષ્ઠા કરવી જોઈએ. નિયમ અને નિશ્ચયની બાબતમાં આપણા વર્તનનુ ધોરણ આ જાતનુ હશે તો અપૂર્ણ દૃષ્ટિથી, અવિવેકથી, કેવળ ભાવનાના આવેગમા ઉતાવળથી ઝટ લઈને આપણે કોઈ પણ નિશ્ચય કરીશુ નહી, અને તેથી નિયમ અને નિશ્ચય વારેવારે તોડવાના, બદલવાના કે તે જેવા ને તેવા ચાલુ છે એમ દાંભિકપણે બતાવતા રહેવાના પ્રસંગો આવશે નહી. સારા નિશ્ચયો પાળવામા આપણી જેટલી ઉન્નતિ છે તે કરતાં તે નિશ્ચયો દુર્બળતાથી તોડીને તે વિષે કશો પશ્ચાત્તાપ ન થવામા આપણી વધારે અવનતિ છે અને તે નિશ્ચયો જેવા ને તેવા

ચાલુ છે એમ દાંભિકપણે આભાસ કરાવવામાં તો આપણી ભારે અધોગતિ છે. આવી સ્થિતિએ જઈ પહોંચેલા મનની ઉન્નતિ થવી ભારે મુશ્કેલ છે.

માટે પોતાની શક્તિ અને પરિસ્થિતિ જોઈને શ્રેયાર્થી સાધકે નિશ્ચય કરવો. કોઈ પણ વ્રત કે નિયમનું પાલન ચાલુ હોય ત્યારે તેમાં જણાતી કઠિનતા ટેવને લીધે અથવા એ નિયમથી થનારા સાત્ત્વિક લાભને લીધે ધીરે ધીરે આપોઆપ નાશ પામવી જોઈએ. વ્રતને લીધે

વ્રતપાલનથી સહજ સંતોષ

આપણામાં સંતોષ અને શક્તિ બંને સતત વધવાં જોઈએ. વ્રતને લીધે આપણા નિશ્ચયમાં બળ આવવું જોઈએ. બળથી નિગ્રહશક્તિ વધવી જોઈએ. નિગ્રહથી સંયમમાં સહજતા આવવી જોઈએ, અને સંયમમાંથી સંતોષ પેદા થવો જોઈએ. અને તે વધતાં વધતાં સંયમ પોતે જ સંતોષરૂપ બનીને તે આપણો સ્વભાવ બનવો જોઈએ. તે આપણી સહજ સ્થિતિ થવી જોઈએ. એવી સહજ સ્થિતિ થયા પછી વ્રતનું વ્રતપણું રહેશે નહી અને તે સહજ સ્થિતિ અને સતોષમા વધારે કઠણ વ્રત લેવાની અને તેને પણ અગાઉના વ્રતની જેમ પોતાનો સ્વભાવ અને સ્વાભાવિક જીવન બનાવવાની હિંમત સહેજે નિર્માણ થશે. આવી રીતે એક વ્રતમાંથી બીજા વ્રતની નિર્મિતિ ચાલુ રહે તો જ તે વ્રત આપણને સદ્યુ એમ સમજવું. કોઈ પણ વ્રતમા આપણને ઉત્તરોત્તર સ્વસ્થતા, પ્રસન્નતા અને નિરુપાધિકતાનો અનુભવ થવો જોઈએ. તેવો અનુભવ ન થાય તો તે વ્રતથી આપણી ઉન્નતિ નહીં થાય આવી સ્થિતિમાં વ્રત આપણને દંડ કે શિક્ષા જેવું લાગ્યા કરશે. ત્યાગ સાથે આપણામાં શાંતિ અને પ્રસન્નતા દેખાવી જોઈએ. તેને લીધે આપણામાં સંતોષ વધતો રહેવો જોઈએ વ્રતમા પુણ્યપાપની કલ્પના ન હોવી જોઈએ, પણ તેને લીધે આપણી કર્મેન્દ્રિયોની ને જ્ઞાનેન્દ્રિયોની, એટલે કે એકંદરે આપણા ચિત્તની શુદ્ધિ થાય છે કે નહી, ઇન્દ્રિયોની રસલુબ્ધતા ઓછી થાય છે કે નહીં, વ્રતને લીધે આપણે સ્વાધીન, નિરુપાધિક, નીરોગી, આવશ્યક જરૂરિયાતોની બાબતમાં પણ

પરિમિત અને મિતભોગી થઈએ છીએ કે નહી તે જોવુ જોઈએ લાલસાતૃપ્તિથી જે ક્ષણિક આનદ થાય છે તેના કરતા સંયમથી વધારે સંતોષ અને સહેજે કાયમની પ્રસન્નતા આપણને થાય છે કે નહી તે આપણે તપાસવુ જોઈએ વ્રત અને નિયમને લીધે સયમ-શક્તિ વધવાથી જાતજાતની અયોગ્ય ટેવો, લાલસા, ગમાઅણગમા અને હોશોને લીધે આપણામા આવેલી પરવશતા અને ચિત્તની દુર્બળતામાથી જો આપણો છુટકારો થતો હોય તો આપણુ જીવન સહેજે પહેલાં કરતાં ઉત્તરોત્તર વધારે સુખમય, સતોષમય, પ્રસન્ન અને મોકળુ થશે સયમ, નિગ્રહ અને પવિત્રતા વગેરેને લીધે આપણામાં જે શક્તિઓ અને સદ્ગુણો પેદા થશે તેનુ પરિણામ આપણા આખા જીવનવ્યવસાય પર સહેજે થશે અને તેમાં પણ આપણે બીજા કરતા સહેજે વધારે સફળ થઈશું. આવી રીતે કેવળ સયમના ઉદ્દેશથી કરેલા નિશ્ચયનુ તેમ જ તે માટે લીધેલા વ્રત કે નિયમનુ સુપરિણામ આપણા ચિત્ત પર થતુ રહી તે પવિત્ર, દૃઢ અને બળવાન થવુ જોઈએ.

વ્રત અને નિયમનો એક પ્રકાર સંયમ છે જ્યારે બીજો ક્રિયાત્મક છે એમ અગાઉ કહ્યુ છે. નિષિદ્ધ અથવા અયોગ્ય ક્ષુન્નતિ માટે સયમ વાત ન કરવી, તે બાબતમાં મનને રોકવુ એ અને સત્કર્મની જરૂર સંયમ છે; જ્યારે કોઈ સારી વસ્તુ કરવાનો નિશ્ચય કરીને તે મુજબ યોગ્ય પ્રસગે વર્તવું એમાં કર્તૃત્વ છે ખાનપાન, નિદ્રા, બોલવુ વગેરે બાબતમાં અનિયમિતપણુ, અતિશયતા વગેરે દોષોનો, તે જ પ્રમાણે પાંચ જ્ઞાનેન્દ્રિયો દ્વારા સેવાતા અયોગ્ય રસોનો અને રસવૃત્તિનો ત્યાગ કરવા માટે સંયમની જરૂર છે અને ઠરાવેલે વખતે પરિશ્રમ કરવો, અભ્યાસ કરવો, સેવા કરવી, નિયમિત-પણે પોતાનાં કામો જાતે કરવા, દાન કરવુ, સામાજિક ઋણ અદા કરવુ વગેરેને અગે કરેલા નિયમો નિશ્ચયપર્વક પાળવા માટે કર્તૃત્વની જરૂર છે. હંમેશાં સવારે જલદી ઊઠવામા સંયમ છે, પણ કેવળ તે સયમ સિદ્ધ થાય તો તેથી આપણી ઉન્નતિ જ થશે એમ ચોક્કસ કહેવાય નહીં,

કારણ કે સવારે જલદી ઊઠીને માણસ કુકર્મો પણ કરે તેથી સંયમની સાથે સત્કર્મનો નિયમ પણ માણસે પોતાની ઉન્નતિ માટે સ્વીકારવો જોઈએ જીવનની સર્વાંગી ઉન્નતિ માટે બંને પ્રકારના નિયમોની સરખી જ જરૂર છે.

સત્કર્મ માટે નિશ્ચયની જરૂર

આપણુ જીવન આ બંને પ્રકારના નિયમોથી યુક્ત હોય તો તેમાં દીનતા, દુર્બળતા, લુબ્ધતા, ભીરુતા, કૃપણતા, આળસ, સ્વચ્છંદ, દુરાચાર, અનિયમિતતા, ઉડાઉપણુ, જડતા વગેરે દોષો ક્યાંય દેખાશે નહીં. ઊલટુ, સામર્થ્ય અને નમ્રતા, ઉદ્યમીપણુ અને કરકસર, પવિત્રતા અને પુરુષાર્થ, ઉદારતા અને જનસેવા, સદાચાર અને ભૂતદયા વગેરે સદ્‌ગુણોથી આપણું જીવન ભરાઈ ગયેલુ દેખાશે. સંયમની સાથે જ જો આપણામાં પુરુષાર્થની વૃદ્ધિ ન થાય તો જીવનમાં જડતા કે પ્રસંગ પડચે દીનતા આવવાનો સંભવ છે, અને એવુ જીવન વખત જતાં દયાપાત્ર પણ થાય. જ્યારે સંયમહીન, કેવળ પુરુષાર્થયુક્ત જીવન સન્માર્ગવર્તી ન રહેતાં ઉન્માર્ગી થઈ આપણા પોતાના તેમ જ બીજાના અધ:પાતનુ અચૂક કારણ બને. માટે સંયમ અને પુરુષાર્થ બંનેનો આપણા જીવનમાં યોગ્ય મેળ હોવો જોઈએ તો જ આપણું જીવન બધી બાજુએથી ઉન્નત થતુ રહેશે. ગમે તેમ કરીને જીવન ચલાવવાથી તે ઉન્નત થતું નથી તે માટે આપણે વિચારપૂર્વક ઉન્નતિનો માર્ગ આંકવો પડે છે અને આંકેલે માર્ગે જીવન ચલાવવા માટે જરૂરી સદ્‌ગુણો પ્રયત્નપૂર્વક કેળવવા પડે છે. તે પ્રયત્નમા નિશ્ચયની જરૂર પડે છે. નિશ્ચય વગર કોઈ પણ ગુણ પર માણસ દૃઢ રહી શકતો નથી આપણા ચિત્તમાં કેવળ ભાવ જાગ્રત થવાથી સદ્‌ગુણોનો ઉદ્‌ભવ કે વિકાસ થતો નથી. તે માટે સદાચારની જરૂર હોય છે. ચિત્તમાં ભાવ જાગ્રત થયા પછી પણ સદાચાર કે સત્કર્માચરણને પ્રસંગે જ્યારે જ્યારે આપણું મન પાછું પડે કે હિંમત હારી જાય ત્યારે ત્યારે તેને ઉત્તેજિત કરીને યોગ્ય આચરણ પર લાવવાને અને તેને આગળ ધક્કો આપવાને નિશ્ચય

સિવાય બીજો ઉપાય નથી તેમ જ અયોગ્ય માર્ગે દોડતી વૃત્તિઓને રોકીને કાબૂમાં લાવવા માટે નિશ્ચય સિવાય બીજું સાધન નથી તેથી પુરુષાર્થ અને સંયમ બંનેમાં માણસે નિશ્ચયનું મહત્ત્વ ઓળખીને તેની જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં ત્યાં તેનો ઉપયોગ કરીને પોતાની નિગ્રહશક્તિ તેણે વધારવી જોઈએ પ્રયત્નથી માણસ તેને વધારી શકે છે. આપણી ઉન્નતિ માટે આવશ્યક સંકલ્પબળનો આપણી નિગ્રહશક્તિ પર આધાર છે એ જાણીને માણસે તેને માટે સતત પ્રયત્નશીલ રહેવું જોઈએ

## ૮

# સમયનો સદુપયોગ

**નવરાશ એ દુર્ભાગ્યનું લક્ષણ**

ઉન્નતિની ઇચ્છા કરનારે પોતાનો જરા પણ વખત નકામો ન જવા દેતાં તેનો શક્ય તેટલો સદુપયોગ કરવા માટે સતત સાવધ રહેવું જોઈએ પૈસાની બાબતમાં વ્યવસ્થિતપણે અને કરકસરથી રહેનારા કેટલાય માણસો વખતની બાબતમાં બેદરકાર જોવામાં આવે છે એટલું જ નહી, પણ આધ્યાત્મિક કલ્યાણની પાછળ પડેલા માણસો પણ સમયનો સદુપયોગ કરવાની બાબતમાં જાગ્રત અને વિવેકશીલ નથી હોતા એ જોઈને આશ્ચર્ય થાય છે. વ્યાવહારિક કે પારમાર્થિક ગમે તે માર્ગ હોય, તેમાં સમય વિષે વિવેકથી અને સાવધપણાથી ન વર્તનારને તેના દોષોના અનિષ્ટ પરિણામ કોઈ કોઈ વખત આખો જન્મારો ભોગવવાં પડે છે. સમર્થ રામદાસનું વખતના સદુપયોગ બાબત એક ઘણું જ મહત્ત્વનું વચન છે. 'ऐक मदैवपणाचें लक्षण । रिकामा जाऊ नेदी ऐक क्षण ॥' (દાસબોધ, ૧૧-૩-૨૪) એક ક્ષણ પણ નકામી જવા ન દેવી — તેનો સદુપયોગ કરવો, એને તેમણે સદ્ભાગ્યનું લક્ષણ કહ્યું છે એ પરથી વિચાર કરતાં લાગે છે કે જેમને પોતાના નિર્વાહ માટે કંઈક ને કંઈક કામ કરવું પડે છે તેઓ ધન્ય છે; કારણ કે તેમને નકામો

ગાળવા માટે વખત જ સહેજે મળતો નથી. કુસંગને લીધે કે કુબુદ્ધિને લીધે અવળે માર્ગે ચડવાનો તેમને ઓછો ડર હોય છે. જેમને પોતાનું ગુજરાન ચલાવવા માટે મહેનત કરવી પડતી નથી, અથવા તે માટે કોઈ ઉદ્યોગ કરવામાં વખત આપવો પડતો નથી, તેમને બીજા કોઈ સત્કાર્યની કે સદ્‌વિદ્યાની રુચિ ન હોય તો વખત પસાર કરવા માટે મનોરંજનના ઉપાયો શોધવા પડે છે અને તેમાં જ કુસંગતિ, કુમિત્ર, ખરાબ ટેવો, વ્યસનો વગેરેને લીધે તેમની અધોગતિ થવાનો સંભવ હોય છે

સત્કર્મની અભિરુચિ

માણસનુ મન સારાનરસા કોઈ પણ વિષય વગર લાંબો વખત સાવ ખાલી રહી શકતું નથી. તેને પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ, સાચો કે કાલ્પનિક, સારો કે નરસો કોઈ ને કોઈ વિષય 'સતત જોઈએ. તેને યોગ્ય વિષય ન આપવામાં આવે તો તે અયોગ્ય વિષય ગ્રહણ કરે છે. યોગ્ય કે અયોગ્ય કોઈ પણ વિષય તેને ન મળે તો ચિત્ત સહેજે સુષુપ્તિ તરફ વળે છે. આવી રીતે સવિષય કે નિર્વિષય (એટલે સુપ્તાવસ્થા), એવી બે જ અવસ્થા ચિત્તને હોય છે. જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો સહિત ચિત્તને હમેશાં સત્કર્મમાં જોડાયેલું રાખવાનુ જ્યાં સુધી આપણને આવડયું નથી, એવી જાતનુ વલણ આપણા ચિત્તને જ્યાં સુધી પડયું નથી અને એ જાતનો આપણો સ્વભાવ બન્યો નથી, ત્યાં સુધી નવરાશના વખતમાં તે કયો વિષય પકડશે અને કઈ દિશામાં જશે તેનુ ઠેકાણું નહીં. એટલા માટે શ્રેયાર્થી સાધકે હમેશાં સાવધ રહી પોતાના ચિત્તને સંભાળવું જોઈએ. આ બાબત નજીવી ગણીને દુર્લક્ષ કરવા જેવી છે એમ કદી પણ ન માનવું જોઈએ દોષને કદી પણ નાનો સમજીને તે વિષે નિશ્ચિંત ન રહેવુ જોઈએ. "રોગ, સર્પ, અગ્નિ, અને શત્રુને નાના કે નજીવા સમજીને તેમની કદી પણ ઉપેક્ષા કરવી નહીં," એવા અર્થનું એક ઘણું જૂનું સુભાષિત છે ઉપેક્ષા કરવાથી તે વધે છે અને પછી તેમનુ નિવારણ કરવાનું કામ ઘણું કઠણ અને કોઈ કોઈ વાર તો અશક્ય પણ થઈ

જાય છે, એટલા માટે માણુસે વખતસર ચેતીને તેમનો નાશ કરવો જોઈએ તે જ પ્રમાણે દોષને પણ નાનો સમજીને માણસે તે તરફ કદી દુર્લક્ષ કરવું નહી, કારણ કે શત્રુની પેઠે તે આપણો નાશ કરનારો છે. મોટા મોટા વ્યસનીઓ મૂળના જ કંઈ અઠંગ વ્યસની નથી હોતા. તેમના વ્યસનની શરૂઆત છેક નાના પ્રમાણથી થયેલી હોય છે, અને જ્યારે થાય છે ત્યારે નવરાશના વખતમા થયેલા કુસગને લીધે તદ્દન સહજપણે થાય છે તેને માટે ભારે તૈયારી, વિશેષ પ્રયત્ન વગેરેની તે વખતે કશી જરૂર પડતી નથી. ખાસ કરીને નવરાશને વખતે અથવા તો હમેશના કોઈ પણ વિવિધતા વિનાના સતત એક સરખી રીતે વહેતા જીવનમાં માણુસને અણગમો, કંટાળો, બેચેની અને ઉદાસીનતા જેવું કંઈક લાગે છે, એવે વખતે સારુ વાચન, સારુ કામ અને સારી સોબતની મદદથી તેણે તે વખત ગાળવાનો અથવા કંટાળો દૂર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. નહીં તો એવે વખતે કુસગને લીધે અથવા પોતાની મનોવૃત્તિને લીધે તેને અવળે રસ્તે ચડવાની કે ખરાબ ટેવો અથવા વ્યસનો લાગુ પડવાની ખૂબ ધાસ્તી હોય છે. માણુસને પહેલેથી જ કંઈ સારી અભિરુચિ ન હોય તો એ વખત દરમ્યાન તેને જે વિષય મળે તે તરફ તેનુ મન સહેજે વળે છે. એવે વખતે તેને એકદમ સારો વિષય નથી મળતો મળી જાય તોય તેમાં તેને રસ પડતો નથી. વિષય વગર ચિત્ત રહી શકતું નથી તે કાળે 'નવરુ મન નખોદ વાળે' એવી સ્થિતિ થવાનો જ ઘણે ભાગે ભય હોય છે તેથી માણસે એવે વખતે ખૂબ સાવધ રહેવું જોઈએ.

સતત એક જ જાતના જીવનવહેવારને લીધે આવતો કંટાળો અને નિરુત્સાહ દૂર કરવા માટે તહેવારો, ઉત્સવો, વ્રતો, લગ્ન કે તેના જેવા જ કૌટુમ્બિક કે સામાજિક આનન્દના પ્રસગો, મિજબાનીઓ, તીર્થયાત્રા, જાહેર સભાઓ, સરઘસો, રથયાત્રાઓ, કથાકીર્તનો, એટલુ જ નહીં પણ ઘેર મહેમાનોનું આવવુ અને કોઈને ત્યા મહેમાન તરીકે જવું વગેરે પણ ખૂબ ઉપયોગી થઈ પડે છે. આજકાલ નાટક,

સિનેમા, ક્લબ, પાર્ટીઓ, ગાયન-વાદન-નર્તનના કાર્યક્રમો, મહાબળેશ્વર, માથેરાન, સિમલા, ઉટી વગેરે ઠેકાણે હવાફેર માટે જવું, વગેરે સારાનરસા પ્રકારોથી કંટાળો દૂર કરી જીવનમાં ઉત્સાહ લાવવાની નવી રીતો રૂઢ થતી જાય છે. ટૂંકમાં, જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો, મન, બુદ્ધિ, ચિત્ત વગેરેને હંમેશ કરતાં વિશેષ તીવ્ર, ભવ્ય, ઉત્કટ અને આકર્ષક વિષય કે રસાનુભવ અને તે પણ વિશેષ સામુદાયિકરૂપે મળવાથી જીવનનો કંટાળો અને નિરુત્સાહ દૂર થાય છે. એવે વખતે પોતાનો જીવનવ્યવહાર, આજુબાજુની પરિસ્થિતિ, પોતાના સંસ્કારો, સ્વભાવ, સભ્યતા, શોખ, રુચિ, ટેવો તેમ જ જ્ઞાનઅજ્ઞાન અને પાત્રતા પ્રમાણે દરેક જણ પોતાનો માર્ગ કાઢીને જીવનમાં ફરી ઉત્સાહ લાવવાનો પ્રયત્ન કરે છે. પોતાના ગુજરાન માટે કરવા પડતા ઉદ્યોગમાં જ જો માણસ પોતાનું ચિત્ત રમી જાય એમ કરી શકે તો દરરોજના કામમાં તેને કંટાળો આવવાનો પ્રસંગ ઘણુંભાગે નહીં આવે. તેમ છતાં ગુજરાન ચલાવવા માટે કરવા પડતા ઉદ્યોગ કે ધંધા ઉપરાંત એક બે સારી વિદ્યા કે કળાનો શોખ હોવો એ જીવનની દૃષ્ટિથી ઘણું ઉપયોગી છે. એવી વિદ્યાઓ અને કળાઓ ઉપરાંત કંઈક પણ સાર્વજનિક કામ અને તે પણ નિ:સ્વાર્થ બુદ્ધિથી અને ઉદાર મનથી કરવાની હોંશ પણ તેને હોવી જોઈએ; એટલે તેનામાં સેવાવૃત્તિ હોવી જોઈએ. આ બાબતો માણસમાં હોય તો પોતાનો કંટાળો કેમ દૂર કરવો અને નવરાશનો વખત કેમ ગાળવો એ સવાલ તેને માટે નહીં ઊઠે

નવરાશમા ઊપજતા દોષો

નવરાશના અને કંટાળાના વખતમાં માણસનું કલ્યાણ અને અકલ્યાણ બન્ને કરવાની શક્તિ છે. એ વખતનો માણસ જેવો ઉપયોગ કરે તેવું ફળ તેને મળે. તે વખતે જો માણસ પોતાને માટે યોગ્ય કાર્ય ખોળી કાઢી શકે, નવી નવી ઉપયોગી વિદ્યાઓ અને કળાઓ તે પ્રાપ્ત કરી શકે બીજાઓને ઉપયોગી થવાનું તેને સૂઝે તો તેથી તેનું અને બીજાઓનું સહેજે કલ્યાણ થાય એવે વખતે તે જે સારી વિદ્યા કે કળા પ્રાપ્ત કરશે, જે સત્કર્મ

આચરશે તેનાં પરિણામ તેના આખા જીવન પર થશે અને તે વધારે ઉદાત્ત બનશે તે વખતે જો તેને કોઈ યોગ્ય કાર્ય ન સૂઝે અને કુસંગને લીધે કે સ્વભાવને લીધે કોઈ વ્યસન તરફ તેની પ્રવૃત્તિ થાય તો તેની માઠી અસર તેના આખા જીવન પર થશે અને તેની અધોગતિ થશે. સારા વિચારવાળા અને સારા સંસ્કારવાળા માણસો ફુરસદનો જરા સરખો વખત નકામો ન જવા દેતાં પોતાને ગમતા સત્કર્મમા તે ગાળે છે. તેથી કંટાળો આવવાનો તેમને કદી પ્રસગ જ આવતો નથી. પણ અસંસ્કારી માણસો આવા નવરાશના વખતમાં જ વધારે બગડે છે અથવા તેમના બગડવાની શરૂઆત થાય છે સારાં કામોની અભિરુચિ કેળવેલી ન હોવાથી ઉદ્યમી માણસો પણ નવરાશનો વખત પત્તાં રમવામાં ને ગપ્પાં મારવામાં નકામો ગાળે છે. કોઈ ઊંઘ્યા કરે છે, તો કોઈ ભૂખતરસ ન લાગી હોય તોય વ્યર્થ ખાવાપીવામાં વખત અને પૈસા વેડફે છે કોઈ બીજાને ત્યાં જઈ નિરર્થક ગપ્પાં મારવામાં કે નિંદા કરવામાં પોતાનો તેમ જ બીજાનો વખત બગાડે છે વખત જતો નથી એટલા માટે જ કોઈ વારવાર ચા પીએ છે તો કોઈ પાનતંબાકુ ખાવામા ને બીડી સિગારેટ પીવામાં વખત ગાળે છે. વ્યસનો માણસને વખત ગાળવામાં મદદ કરે છે, પણ તે સાથે તે જ વખત દરમ્યાન માણસ વધારે ને વધારે વ્યસનાધીન બનતો જાય છે. નવરાશના વખતમાં જ કુસંગ અને કુસંસ્કારોની ધાસ્તી વધારે હોય છે વ્યસનો ઘણે ભાગે સોબતથી જ વળગે છે તેથી દરેક માણસે એવી જાતની સોબતથી સાવધ રહેવુ જોઈએ. આપણા મિત્રને કેવળ છીકણીનુ, ચાનું, હોટેલમાં જવાનુ કે સિનેમાનું વ્યસન હોય તોપણ આપણે તેવા મિત્રથી સાવધ રહેવું જોઈએ મિત્રના સારાનરસા સસ્કારો માણસ પર પડ્યા વગર રહેતા નથી આ અનુભવ પરથી જ માણસની પરીક્ષા તેના મિત્ર પરથી કરવાની પ્રથા પડી હશે તે પ્રમાણે તે નવરાશનો વખત કેમ ગાળે છે તે પરથી પણ તેની પરીક્ષા કરવી જોઈએ કારણ કે પોતાને ગમતી વસ્તુઓ જ માણસ નવરાશના વખતમાં મોટે ભાગે કરે છે.

ાવનારાં વ્યસનોની પરંપરા કેટલાક સાધુઓ અને વૈરાગીઓના ંપ્રદાયોમાં ચાલતી આવેલી છે. આપણે જે કેફી વસ્તુઓને નિષિદ્ધ અને ાજ્ય માનીએ છીએ તે જ તેમને અત્યંત જરૂરી અને મહત્ત્વની ાગે છે. આરોગ્ય, જ્ઞાન, સદ્ભાવના, સદ્ગુણ, સેવા વગેરે અનેક દૃષ્ટિથી માજને ઉપયોગી થવાનુ તેમને ન સૂઝવાનાં આ બધાં અનિષ્ટ પરિણામો ાલતાં આવેલા છે. માણસ વહેવારમાં હોય કે પરમાર્થમાં હોય, વરાશને લીધે આવી જાતના અનર્થો જ ઘણું કરીને તેના જીવનમાં માઈ આવે છે. તેથી શ્રેયાર્થી સાધકે ક્ષણે ક્ષણનો દક્ષતાપૂર્વક દુપયોગ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. હમેશ જાગ્રતપણે સદ્વિચારી ાને સત્કર્મપરાયણ રહેવામા જ તેણે પોતાનુ કલ્યાણ માનવુ જોઈએ.

ાવનમા મૈત્રીનો ઉપયોગ

માણુસ સામાજિક પ્રાણી હોવાથી સોબત સિવાય તે એકલો રહી શકતો નથી. નવરાશને વખતે તેને સોબતની જરૂર વધારે લાગે છે. જેને પ્રથમથી જ સત્સંગ ગમે છે તે પોતાની નવરાશનો વખત સત્સંગમાં ગાળે છે. તેથી દરેક માણુસે કોઈ સતસજ્જનનો, કે સદાચારી ુપનો સંબંધ રાખવો જોઈએ. એ જેને શકય ન હોય તેણે કોઈ ન્મિત્રનો સંબધ તો જરૂર બાંધવો. કુમિત્ર આપણુને અધોગતિએ લઈ ાય છે અને સન્મિત્ર ઉન્નતિ તરફ લઈ જાય છે. સન્મિત્રની કિંમત ારે મોટી છે. સત્સગ માટે કોઈ સાધુપુરુષની જ સોબતની વાસ્તવિક- ણે જરૂર નથી. જેની સોબતમાં આપણા કુસંસ્કાર નાશ પામે અને ાપણા આચારવિચાર શુદ્ધ રહે તેની સોબતને આપણે સત્સંગ જ ાનવો જોઈએ આ દૃષ્ટિથી જોતાં સન્મિત્રના જેવો કલ્યાણ- ાી દુનિયામાં આપણુને ભાગ્યે જ બીજો કોઈ મળશે તેની સોબતમાં ાપણુ જીવન સહેજે અજાણુના ઉન્નત થાય છે. પણુ સન્મિત્ર કોને ાવો તે આપણુને સમજાવું જોઈએ જેની સોબત આપણુને પ્રિય લાગે, ાી સોબતમાં આપણુને આનંદ આવે તેને આપણે સન્મિત્ર સમજતા ઈએ તો તેમા આપણી ભૂલ થવાનો સંભવ છે. વ્યસની માણુસને

અને દુષ્ટ માણુસને પણુ મિત્રો હોય છે, અને તેમની સોબત તેમને પ્રિય હોય છે અને તેમાં તેમને આનંદ પણુ આવે છે તેટલા પરથી તેમને સન્મિત્ર ગણુવા યોગ્ય નથી તેથી કોઈ પણુ સોબત કલ્યાણુપ્રદ છે કે નહી તે જોવું જોઈએ કલ્યાણુપ્રદ માર્ગની રુચિ લગાડનારો મિત્ર જેને મળ્યો તેને પોતાના જીવનનો કોઈ પણુ વખત વ્યર્થ કે અનર્થકારી પ્રવૃત્તિમાં જવાની ધાસ્તી નથી. જીવનમા માતપિતા, ભાઈબહેન, પત્ની, ગુરુજન, સતસજ્જન, એ બધાંનુ મહત્ત્વ ઘણું મોટુ છે એમાં શંકા નથી પણુ જીવનની વિશાળતા, તેમાની જાતજાતની નાનીમોટી પ્રવૃત્તિઓ, તે ચલાવવા માટે જોઈતા વિવિધ પ્રકારના ગુણો અને તેમનો વિકાસ—એ બધાનો વિચાર કરતાં સન્મિત્રના જેટલો સહાયક જીવનમા બીજો કોઈ મળવો શક્ય નથી માતપિતા, ભાઈબહેન અને ગુરુજન કરતાંય સન્મિત્ર આપણુને વધારે યથાર્થ રીતે ઓળખે છે આપણા બધા ગુણુદોષોનો તે સાક્ષી અને જ્ઞાતા હોય છે. તે આપણુને ઔપચારિક માનપ્રતિષ્ઠા આપતો નથી અને આપણી પાસેથી ઇચ્છતોય નથી પણુ દરેક જાતના પાપથી તે આપણુને બચાવવાનો પ્રયત્ન કરે છે. આપણા દોષો જાણુતો હોવા છતા તે આપણુને ક્ષમા કરે છે તે હમેશ આપણું શુભ ચિંતવે છે, દોષોમાથી આપણુને બચાવે છે મુશ્કેલીમાં ને દુ ખમા સભાળે છે. અત્યત પ્રિય માનેલી વ્યક્તિ પાસેથી પણુ માણુસ જે છુપાવે છે તે સન્મિત્ર આગળ નિખાલસપણે કહી શકે છે. તેની સાથે તે બહુ જ ખુલ્લા દિલથી વર્તે છે તે આપણા પ્રેમનો ભૂખ્યો હોય છે છતાં આપણી કદી ખુશામત કરતો નથી ખોટી પ્રશસા કરતો નથી ઊલટુ, આપણા ક્રોધની કે નારાજીની પરવા કર્યા વિના આપણા દોષોની બાબતમાં આપણુને સાવધ કરવાને આપણુને ઠપકો આપતાં અને વખતે ધિક્કારતાં પણુ બચકાતો નથી તે કદી પણુ આપણી પાસેથી સ્વાર્થ સાધવાની ઇચ્છા રાખતો નથી. તેના વખાણુ કે પ્રશસા તેની રૂબરૂમાં આપણે કદી કરતા નથી, અને કરીએ તો તે તેને ગમતુ નથી. હૃદયની નિકટતા, સરળતા અને નિખાલસતા આપણે સન્મિત્ર જેટલી કોઈનીયે

સાથે રાખી કે સાધી શકતા નથી. સમભાવ પ્રાપ્ત કરવો એ જ જો જીવનની સર્વશ્રેષ્ઠ અવસ્થા હોય તો તે સન્મિત્રની બાબતમાં જેટલી જલદી આપણે સાધી શકીએ તેટલી બીજા કોઈની પણ સાથે આપણે સાધી શકીશુ નહી. દરેક નિકટના પ્રિયજન વિષે આપણા હૃદયમાં પ્રેમપ્રવાહ વહેતો હોય છે, છતાં તે બધામાં સન્મિત્ર વિષે આપણા હૃદયમાં વહેતા પ્રવાહમાં જે સરળતા, શુદ્ધતા અને અખંડિતતા હોય છે તે બીજા કોઈ પણ પ્રવાહમા મળશે નહીં આવી જાતના સન્મિત્રોના સહવાસમાં જેનું જીવન પસાર થતું હોય અને જે તેમના જીવન સાથે સમરસ થયો હોય તેનુ આખું જીવન સફળ થયુ જાણવું. એવો એક પણ મિત્ર જીવનમાં આપણને પ્રાપ્ત થયો હોય તો આપણા જીવનનુ સાર્થક થશે એ વિષે શંકા નથી. એટલા માટે માણસે જીવનમાં ઉન્નતિની દૃષ્ટિથી તેમ જ સમયની સાર્થકતાની દૃષ્ટિથી સન્મિત્રની કેટલી ભારે કિંમત છે તે ઓળખીને ઓછામાં ઓછો એક સન્મિત્ર તો કરવો જ અને તેની સાથે આખી જિંદગી સુધી સમરસ થઈને રહેવું. પરલોકના કલ્યાણને અર્થે ગુરુ પ્રાપ્ત કરનારાઓને તેથી પરલોકમાં શો લાભ થાય છે તે સમજવાને કોઈ રસ્તો નથી; પરંતુ સન્મિત્રથી ઇહલોકમાં જ શા લાભ થયા અને થઈ શકે છે તે બધા સ્પષ્ટપણે જોઈ શકાય તેમ છે. મિત્રમિત્રમાં એકબીજાની વચ્ચે ગૂઢતા નથી હોતી, ગુપ્તતા નથી હોતી; કપટ, દંભ કે ધૂર્તતા નથી હોતા; ત્યાં નાનપણ કે મોટપણનો ભાવ નથી હોતો; તેથી ભય, કપટ, પ્રશંસા, ખુશામત કે કેવળ બાહ્યાચારનું ત્યાં નામ પણ નથી હોતુ. ભ્રમ, અજ્ઞાન અને ભોળપણને ત્યાં અવકાશ નથી હોતો. આવા સરળ અને સાદાઈના જીવનવ્યવહાર દ્વારા સન્મિત્રની સોબતથી માણસ અજાણતાં ઉન્નત થાય છે. જીવનમાં કોઈ પણ વખત નકામો જવાની કે ક્યારે પણ વ્યસનાધીન થવાની તેને ધાસ્તી નથી હોતી આ પરથી મિત્રતા જેટલો પવિત્ર, સરળ, નિખાલસ, બાહ્યોપચારરહિત અને ભેદરહિત સંબંધ બીજો નથી.

૯

# દૃઢ શરીર અને પવિત્ર મન

ઉન્નતિની દૃષ્ટિથી આપણા સમાજનો વિચાર કરતાં આજે આપણે ઘણી જ અવનત સ્થિતિમાં છીએ એમ જણાશે.

आपणी शारीरिक अने मानसिक स्थितिनु निरीक्षण

આપણા લોકોની કેવળ શારીરિક અને માનસિક સ્થિતિ તરફ લક્ષ આપીએ તો પણ આ વાતની ખાતરી થયા વિના રહેની નથી. લાંબા વખતની પરતંત્રતાને લીધે કદાચ આપણે આજે આવા બન્યા હોઈશું તેમાં જ કુસંગ, વ્યસનો, હોટેલની પ્રવૃત્તિ, અયોગ્ય ખાનપાન, શરીરની બાબતમા આપણી બેપરવાઈ, અજ્ઞાન, દારિદ્ર વગેરેની અસર આપણા પર ઝપાટાથી થયા જ કરે છે. પોતાનુ શરીર અને મન સારી હાલતમા રાખવાની આકાક્ષા અને ઉત્સાહ ભાગ્યે જ કોઈ જગ્યાએ જોવામા આવે છે. આ બધા અનિષ્ટોમાથી નીકળ્યા વગર આપણો છૂટકો નથી અનેક કારણોને લીધે કેટલાય વર્ષોથી ચાલતો આવેલો આપણો શારીરિક હ્રાસ અને આપણી માનસિક અવનતિ રોકીને આપણે આપણામા સામર્થ્ય પેદા કરવુ જોઈએ. આપણી અવનતિની બાબતમાં આપણને શંકા હોય અથવા અત્યારની સ્થિતિની ભયંકરતા હજુ આપણા લક્ષમા આવતી ન હોય તો ગરીબ તેમ જ તવગર, અવિદ્વાન તેમ જ વિદ્વાન, આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષ — બધાની શારીરિક અને માનસિક સ્થિતિનુ થોડું અવલોકન કે નિરીક્ષણ આપણે કરીએ. અને તે પરથી આપણે વિચાર કરીએ કે, આજે આપણે જે સ્થિતિમા છીએ તે જ મનુષ્યજન્મ લઈને પ્રાપ્ત કરવાની આદર્શ સ્થિતિ છે કે? જે મહાન, જ્ઞાની અને બળવાન પૂર્વજોનું આપણે અભિમાન લઈએ છીએ અને જેમના ગુણોનાં

આપણે ગાન ગાઈએ છીએ તેમનાથી પરંપરાથી ચાલતી આવેલી ને નિર્માણ થયેલી પ્રજાની શારીરિક અને માનસિક સ્થિતિ આવી જ હોય કે? દુનિયામા આપણી સંસ્કૃતિ સર્વશ્રેષ્ઠ ગણાય છે, આપણા ગ્રંથો જ્ઞાનથી ખીચોખીચ ભરેલા છે, આપણો દેશ બધી બાજુથી બધી રીતે સમૃદ્ધ છે, આ બધી અતર્બાહ્ય પરિસ્થિતિનો લાભ લેતો આપણો આ માનવસમૂહ આવી જ સ્થિતિમા હોય? બુદ્ધિ અને જ્ઞાનનો ગર્વ કરનારાઓ, શ્રીમતાઈનો દેખાવ કરનારાઓ પોતાના કુટુંબની, બાળકોની અને સમાજની શારીરિક સ્થિતિ તરફ થોડું લક્ષ આપે અને પોતામાં કેટલુ કૌવત છે, તાકાત છે, પોતાનું શરીર કેટલુ કાર્યક્ષમ છે તે બરોબર જોઈ લે આજે જન્મ પામતાં બાળકો કેવી શારીરિક અવસ્થામાં જન્મ પામે છે? તેમનુ પોષણ અને સંગોપન કેવી રીતે થાય છે? આગળ જતાં મોટા થતાં તેમની કેવી દશા થાય છે? આજના તરુણોની ભરજુવાનીમાં કેવી સ્થિતિ છે? અને દુર્બળના તરફ આપણે કેટલી ઝડપથી જઈ રહ્યા છીએ? આ બધાનો દરેક જણે વિચાર કરવો જરૂરી છે. દુનિયામાં જીવનકલહ દિવસે દિવસે વધારે તીવ્ર થતો જાય છે. એ જીવનકલહમાં આજની આપણી શારીરિક નિકૃષ્ટ દશામાં આપણે કેવી રીતે ટકી રહીશુ? ચાલુ ક્રમે જોતા આપણા કરતા પણ વધારે અવનત દશા તરફ ઘસડાઈ રહેલી આપણી ભાવી પેઢી આજના કરતા તીવ્રતર થતા હવે પછીના જીવનકલહમા કેવી રીતે ટકશે? આ બધાનો આપણે વિચાર કરવો જોઈએ.

**નિરુદ્દેશ જીવનપ્રવાહ અને તેનુ પરિણામ**

આપણી આજની દુરવસ્થા સ્ત્રી, પુરુષ, બધાંના લક્ષમાં આવવી જોઈએ. આપણે દરેકે પોતાની સ્થિતિ તપાસી જોવી જોઈએ. પ્રામાણિકતાથી કમાણી કરીને કુટુંબખર્ચ ચલાવવાની આપણી શક્તિ દિવસે દિવસે ઘટે છે કે વધે છે તેનો પુરુષોએ વિચાર કરવો જોઈએ. તે જ પ્રમાણે માતૃત્વ, ગૃહવ્યવસ્થા, બાલસંગોપન અને સંવર્ધન, ઘરના બધાંની સંભાળ લેવી વગેરે નૈસર્ગિક અને કૌટુંબિક કર્તવ્યો યોગ્ય રીતે પાર

પાડવા માટે જોઈતી શક્તિ આપણામાં જોઈતા પ્રમાણમાં છે કે તે ઉત્તરોત્તર ઓછી થાય છે, યોગ્ય જવાબદારી પાર પાડવાની આપણી વૃત્તિ છે કે તે ટાળવાની વૃત્તિ છે, એનો સ્ત્રીઓએ પોતાના મન સાથે વિચાર કરવો જોઈએ પોતાનાં અને પોતાનાં બાળકોનાં શરીર જેમતેમ ટકાવી રાખવા માટે દર મહિને દવાદારૂનુ કેટલુ ખર્ચ આવે છે તેનો પણ દરેક કુટુબવત્સલ માણસે હિસાબ કાઢવો જોઈએ, અને એ બધા પરથી સ્ત્રીપુરુષોએ પોતાની પાત્રતા ઠરાવવી જોઈએ તેમનામાંના મુખ્ય ગુણો અને શક્તિનો જો દિવસે દિવસે હ્રાસ થતો હોય તો ભાવી પેઢીના કલ્યાણની આશા રાખવી ફોગટ છે આપણા માનવકુળની સ્થિતિ આવી ને આવી જ રહી તો વખત જતા આપણુ કુળ, આપણો સમૂહ, જગતમાં રહેશે કે નહીં એ વિષે શંકા અને ભય લાગે છે વિવેક, સયમ અને પુરુષાર્થ સિવાય આ સ્થિતિમાથી આપણે બહાર નીકળી શકીશુ નહીં. જીવન વિષેના કોઈ પણ ઉદાત્ત ધ્યેય વગર આપણું આવરદા પસાર થઈ રહ્યુ છે એ જ હાલતમા કુદરતના નિયમ અનુસાર પ્રજા નિર્માણ થઈ રહી છે. પોતાનો કે પોતાને પેટે આવનારા સંતાનનો કયો ઉચ્ચ કે પવિત્ર હેતુ સિદ્ધ કરવા માટે કે સિદ્ધ કરી આપવા માટે આપણે પ્રજા નિર્માણ કરીએ છીએ એનો કશો વિચાર કર્યા વિના માનવસમૂહની પેઢીઓ એક પછી એક જગતમાં આવે છે પોતાના મમત્વનો અને અહકારનો, વિકારવશતાનો અને અજ્ઞાનનો વારસો જગતમા મૂકીને દરેક પેઢી અલોપ થાય છે આવો આ પ્રવાહ અખડ ચાલુ છે. આપણામાનો દરેક જણ આ પ્રવાહના બિંદુ જેવો છે આપણે બધા મળીને આ પ્રવાહ બનેલો છે. આપણે બધા કોઈ પણ ઉદ્દેશ વિના, જાણે મૂર્છાવસ્થામા, કયા જઈ રહ્યા છીએ તેની આપણને ખબર નથી આપણે કેમ જન્મ્યા તેની આપણને ખબર નથી કયા જવાના તેની પણ ખબર નથી પેઢીઓ ને પેઢીઓ આ સ્થિતિમાં કશુ ચોક્કસ જાણ્યા કર્યા વિના ગમેતેમ ગમે ત્યા જઈ રહી છે. પોતાના ચાલુ જીવન સાથે અને જગતના પ્રવાહ સાથે આપણે એટલા એકરૂપ થઈ ગયા છીએ કે આપણી અવનતિ, આપણી ખામી,

આપણા ધ્યાનમા આવતી નથી એટલુ જ નહીં પણ વૈગુણ્ય (ખામી હોવી) એ જ માણસની વાસ્તવિક સ્થિતિ છે અને તેવી જ તે હોવાની એમ કહેવાને પણ આપણે ચૂકતા નથી. જાણે કે આ જ સ્થિતિ યોગ્ય છે એમ સમજવાનો અને બતાવવાનો આપણો પ્રયત્ન હોય છે. પણ માનવતાની દૃષ્ટિથી એ આપણી વંચના છે, તે આપણી ભ્રાંતિ છે.

**જીવન વિષેની શ્રદ્ધા**

આ વંચનામાંથી અને ભ્રાંતિમાંથી જેઓ નીકળવા માગતા હોય તેમણે જીવનનો, માણસમાં રહેલા અતુલ સામર્થ્યનો, વિચાર કરવો જોઈએ. માણસમા જ્ઞાન, વિવેક, સંયમ, નિગ્રહ, પુરુષાર્થ, કર્તૃત્વ, પ્રેમ વગેરે બધી શક્તિઓ ભરેલી છે. તે આજે આપણામા થોડા પ્રમાણમાં હોય તોય તેમનો વિકાસ કરવાની શક્તિ આપણામાં છે. પોતાની અસાધારણ બુદ્ધિ ચલાવીને માણસે કલ્પનામાં ન આવે એવી શોધો કરીને પંચ મહાભૂતો પર થોડોઘણો કાબૂ મેળવ્યો છે. આવું બુદ્ધિશાળી મનુષ્યપ્રાણી અજ્ઞાન અને વિકારવશતાને કારણે પેઢીઓની પેઢીઓ દુ:ખ ભોગવતું રહે એવો ઈશ્વરનો હેતુ હોઈ ન શકે એવી આપણી ખાતરી હોવી જોઈએ. આપણા દોષોને લીધે આપણે અજાણતાં એકબીજાના દુશ્મન થયા છીએ. પહેલાની કે પછીની કોઈ પણ પેઢી વિષે આપણી કર્તવ્યની દૃષ્ટિ રહી નથી આપણામાં ધર્મ રહ્યો નથી, એ આ બધાનું મુખ્ય કારણ છે. ધર્મને માટે જીવવુ ને ધર્મને માટે મરવું, એ ભાવના આપણામાંથી લગભગ લુપ્ત થઈ છે. પોતાના સ્વાર્થને મુખ્ય માનીને તેનો જ ખ્યાલ કરીને આપણે બધા સંબંધો જોડીએ કે તોડીએ છીએ, તેથી આપણે કોઈને સુખી ન કરતાં બધાના શત્રુ થઈએ છીએ આ બધી બાબતો પોતાની ઉન્નતિ સાધવા માગતા દરેકે ધ્યાનમાં લેવી જોઈએ. જેટલી હદે આપણુ પતન થયેલું છે તેના પ્રમાણમાં આપણામા ઉન્નતિનો ઉત્સાહ નિર્માણ થવો જોઈએ.

शरीर अने मननी उपेक्षा अने धन विषे भ्राति

આપણી ઉન્નતિની આડે આવનારી અનેક ભ્રાંતિઓ પૈકી એક મહાન ભ્રાંતિ એ છે કે, કેવળ બાહ્ય વિષયો વડે આપણે સુખી થઈશું એમ માણસને લાગે છે. તેને એટલું સમજાતું નથી કે, પોતાની સાથે જેનો ચોવીસે કલાક અખંડ સંબંધ છે તે શરીર અને મન સાજાં ન હોય તો બાહ્ય વસ્તુના સંયોગથી તે સુખી થઈ શકશે નહીં નીરોગી, મજબૂત, ખડતલ ને બધી રીતે કાર્યક્ષમ શરીર અને પવિત્ર, સ્થિર, સ્વાધીન અને અનેક સદ્ગુણો ને સદ્ભાવનાઓથી યુક્ત મનના જેવા સુખ ને સદ્ભાગ્યના બીજા સાધનો નથી આ બંને સાધનો જેની પાસે સારાં હોય તે વિદ્વાન અને ધનવાન હોય તો પોતાની વિદ્યાનો ને ધનનો યોગ્ય ઉપયોગ કરીને પોતાની સાથે બીજાઓની ઉન્નતિ પણ તે કરી શકશે પણ એ બેને અભાવે માણસ પોતાનું જ કલ્યાણ કરી શકતો નથી, પછી બીજાઓના કલ્યાણની તો વાત જ શી? સારું શરીર અને સારું મન, બન્નેની વ્યક્તિના અને સમાજના હિતની દૃષ્ટિથી અત્યંત આવશ્યકતા હોવા છતાં આપણે અને આપણો સમાજ એ બાબતમાં કેટલા ઉદાસીન છીએ તે દરેકે પોતા પરથી અને આજુબાજુના સમાજ પરથી સમજી લેવું ઘટે આપણે આપણા સમાજના ઘરોની તપાસ કરીએ તો તેમાં રહેનારના ગજા પ્રમાણે કીમતી વસ્ત્રો અને વાસણકૂસણ, સંસારોપયોગી જાતજાતની વસ્તુઓ, સુંદર સુંદર કોચો અને કબાટો, ખુરશીઓ, પલંગ, ગાદીતકિયા, બાળકોના રમકડાં — એટલું જ નહી પણ કીમતી દાગીના, હીરામોતી, ઝવેરાત તેમ જ ગાયનવાદનનાં અને મનોરંજનના સાધનો પણ મળી આવશે સંપત્તની વિપુલતા હશે તે પ્રમાણમાં મોટર, ગાડીઘોડાં વગેરે વૈભવના સાધનો પણ મળશે પણ આ બધા ઘરોમાંથી શરીર નીરોગી અને બળવાન બનાવવાના વ્યાયામનાં સાધનો સેંકડે કેટલા ઘરમાં મળશે? તે જ પ્રમાણે જેના વાચનથી મન પવિત્ર, સ્થિર અને સ્વાધીન રહી શકે એવા પુસ્તકો કેટલા ઘરમાં મળશે? એ જાતના સંસ્કારો બાળકોને આપવાની અને એવા અભ્યાસની સગવડ

કેટલાં ઘરોમાં હશે? એની આપણે તપાસ કરીએ તો આ બાબતમાં ઘણી શોચનીય સ્થિત આપણી નજરે પડશે. આથી ઊલટું, સમાજમાં હજારે નવસો નવાણું લોકોની શ્રદ્ધા આપણે ધનથી સુખી થઈશું એવી હોય છે એમ તપાસને અંતે સમજાશે. પણ એ તેમની ભ્રાંતિ છે. કેવળ દરિદ્રતાને લીધે ભોગવવા પડતાં દુ ખો ધનપ્રાપ્તિથી ઓછાં થાય છે; પણ ધન હોવા છતાં તે સાથે આરોગ્ય, બળ, વિવેક, સંયમ, ઉદારતા, સાવધતા અને યોગ્ય જગ્યાએ કરકસર, એ ગુણો ન હોય તો માણસ દુઃખી થાય છે એની જેમની પાસે ધન નથી હોતુ તેમને ખબર હોતી નથી ધનની મદદથી ધનવાન લોકો આરામ ને સુખના ખોટા દેખાવો કરી શકે છે અને તેમના બહારના દેખાવ અને આડંબરથી બધા લોકો છેતરાય છે. પણ તેઓ સાચે જ સુખી એટલે તૃપ્ત હોત તો રોજ જુદા જુદા સુખોની પાછળ શું કામ પડત? તેમનામાં બળ છે એમ કહીએ તો શક્તિ અને પરિશ્રમનાં નાનાં નાનાં કામો કરવા માટે નોકર-ચાકરની તેમને કેમ જરૂર પડે છે? તે વિના તેમનું કેમ અટકી પડે છે? તેઓ નીરોગી છે એમ કહીએ તો દર મહિને દાક્તર, વૈદ્ય અને દવાને નિમિત્તે સેંકડો રૂપિયાનું ખર્ચ તેમને કેમ કરવું પડે છે? તેમનામાં સહનશક્તિ છે એમ માનીએ તો જુદી જુદી ઋતુઓમા તેમને સિમલા, દાર્જિલિંગ, ઊટી, મહાબળેશ્વર જેવી જુદી જુદી જગ્યાએ જઈને રહેવાની કેમ જરૂર પડે છે? ધનને લીધે પડેલી ખરાબ ટેવો અને વ્યસનો રોજ ને રોજ સતોષ્યા વિના તેમને ચેન પડતુ નથી. એ પરથી આપણે તેમને સુખી સમજીએ છીએ. પણ તેમની વાસ્તવિક સ્થિતિ આપણે જાણતા નથી. આખી જિંદગી સુખની પાછળ પડવા છતા તે તેમને મળેલુ હોતુ નથી તેથી તેમને તે રોજ શોધવું પડે છે. આવી જાતના જીવનમા જ્યા ઇન્દ્રિયજન્ય સુખથી સુખી થવાનો પ્રયત્ન ચાલુ હોય છે, ત્યાં માનસિક સ્થિતિ કેવી હોઈ શકે તેનો થોડો વિચાર કરતાં ખ્યાલ આવશે. ધનની સાથે નીતિ, સદાચાર, ન્યાયબુદ્ધિ, સંયમ, ઉદારતા, ધર્મનિષ્ઠા વગેરે સદ્‌ગુણ હોય

તો જ ધનનો સદુપયોગ થવાનો સભવ હોય છે તે ગુણો ન હોય તો કેવળ ધન માણસના ચિત્તમા આશા અને તૃષ્ણા વધારતુ રહીને તેને દુર્ગતિ તરફ ઘસડી જાય છે આ રીતે માણસના શરીર અને મનને ભ્રષ્ટ કરવાનું કારણ બનનાર ધનની માણસને બેહદ ઇચ્છા અને મોહ થવો એ માનવજાતિનુ દુર્દૈવ છે.

सौंदर्य अने मानवतानी उपासना

આ દુર્દૈવી અવસ્થામાંથી નીકળવા માટે આપણને વિવેક, સયમ, અને પુરુષાર્થની જરૂર છે શરીર અને મનને આપણે મજબૂત અને પવિત્ર કરી શકીએ તો આપણુ ભાગ્ય આપણા હાથમા છે સુદર માનવી શરીરના જેવી સુદર જીવતી વસ્તુ જગતમા બીજી મળે નહીં, અને નિર્દોષ માનવી મનના જેટલી પવિત્ર સચેતન વસ્તુ પણ જગતમા બીજી મળે નહીં એ ધ્યાનમા રાખીને આ બાબતમા આપણે પ્રયત્નશીલ રહેવુ જોઈએ આજે આપણે સૌદર્યના ઉપાસક નથી બહારથી રંગ ચોપડીને આપણે સૌદર્યનો દેખાવ કરીએ છીએ તેનાથી સૌદર્ય પ્રાપ્ત થતુ નથી આપણા શરીરમાં ભરપૂર લોહી નથી, લોહીમા તેજસ્વિતા નથી, શરીરમાં તાકાત નથી, સ્ફૂર્તિ નથી પછી આપણામાં સૌદર્ય ક્યાથી દેખાય? આપણે આપણુ પોતાનુ શરીર અને આપણા સંતાનોના શરીર સુદૃઢ, નીરોગી, ચપળ, ખડતલ, કાર્યક્ષમ બનાવવાનો પ્રયત્ન કરીએ અને તે સાથે જ આપણા મન શુદ્ધ, સ્થિર, સ્વાધીન, શાંત, પ્રસન્ન અને આનદી કેમ રાખવા તે શીખી લઈએ તો સૌદર્યની સાથે માનવતાની ઉપાસના પણ આપણે હાથે થયા કરશે. સદ્ગુણો સિવાય કોઈ પણ ઉપાસના શક્ય નથી તે માટે આપણે પરિશ્રમી બનવું પડશે, સયમી થવુ પડશે. ખાવાપીવામા નિયમિત અને પરિમિત થવુ પડશે કામ, ક્રોધ, લોભને કાબૂમાં રાખવા પડશે મન પવિત્ર, પ્રસન્ન અને આનદી રાખવુ પડશે. આપણે એ ચોક્કસ સમજી લેવુ જોઈએ કે તાત્કાલિક કોઈ પણ ઇન્દ્રિયજન્ય સુખની પાછળ પડવાથી સાચુ સુખ મળતુ નથી ફાવે તેવા ખાનપાનથી, સ્વૈર અને સ્વચ્છદીપણે વર્તવાથી

શરીર સારું રહેતુ નથી: પુષ્કળ ખાવાથી બળ વધતુ નથી. પણ સંયમથી જ સુખ મળે છે, શરીર સારું રહે છે ખાધેલુ પચાવવાથી બળ વધે છે. તેથી સંયમ, સાદો ખોરાક, પરિશ્રમ, પરિમિતતા અને નિયમિતપણું, એ બધા પર આપણો ભાર હોવો જોઈએ. આ બધી બાબતમાં આપણે જ્ઞાનપૂર્વક અને વિવેકપૂર્વક વર્તીએ તો આપણી અવનતિ ટળશે ને ઉન્નતિ થશે એ વિષે શંકા નથી. પરમાત્મા આપણા પ્રયત્નને યશ આપ્યા સિવાય રહેશે નહીં અને આપણે પોતે, આપણી ભાવી પેઢી, અને તે સાથે જ સમાજ પણ માનવતાને માર્ગે આગળ ગયા સિવાય રહેશે નહી.

## ૧૦

# મનુષ્યોચિત સુખ અને તેની પ્રાપ્તિનો માર્ગ

खराखोटा सुखनी परीक्षा

દરેક માણસ સુખની ઇચ્છા સેવે છે, પણ તે પૈકી કેટલાને સાચું સુખ મળતુ હશે તે શોધી કાઢવું કઠણ છે. સુખની આશામા જ માણસ જીવન ગુજારે છે, અને તે મળતુ નથી તેથી તેને વખતોવખત નિરાશ પણ થવું પડે છે. માણસ જો પોતાની બુદ્ધિનો યોગ્ય રીતે ઉપયોગ કરે અને સુખ માટે ખરેખર શું કરવુ જોઈએ એ તેને સમજાય તો આ જ જીવનમાં તે પોતે સુખી થઈને બીજાને પણ સુખી કરશે એમાં શંકા નથી. તે માટે સૌથી પહેલી વાત તેણે ચોક્કસ સમજી લેવી જોઈએ કે, આપણે માણસ છીએ અને મનુષ્યોચિત સુખને માટે જન્મ્યા છીએ. ગમે તે રીતે સુખી થવાની આશા, ઇચ્છા અથવા વિચાર પણ તેણે છોડી દેવો જોઈએ. મનુષ્યોચિત સુખ સિવાયના બીજા બધા સુખોનો ત્યાગ કરતા તેણે શીખવું જોઈએ. કનિષ્ઠ સુખનો ત્યાગ કર્યા વગર આપણે ઊંચી જાતના સુખને લાયક બની શકતા નથી. તમે તમારું જીવન જે રીતે ગાળવાની ઇચ્છા અને દૃઢ

સંકલ્પ કરો અને તે પૂરો કરવાનો યોગ્ય પ્રયત્ન કરો તે પ્રકારનુ જીવન તમે પ્રાપ્ત કરી શકશો, કારણ એ જાતની શક્તિ તમારામાં છે. તે શક્તિ આજે સુપ્ત હોય, તેનુ તમને ભાન ન હોય તોપણ તે તમારામા છે એ વિષે શંકા નથી તેને તમારે કેવળ જાગ્રત કરવાની જ વાર છે. સજ્જન અને દુર્જન, ઉદ્યમી અને આળસુ, મહેનત કરનારા ને આયતુ ખાનારા, પરોપકારી અને દુષ્ટ, પ્રામાણિક અને અપ્રામાણિક, સત્યવાદી અને સત્યની પરવા ન કરનારા, નિખાલસ અને કપટી – બધી જાતના માણસો આ દુનિયામાં છે આ જ દુનિયામા તેઓ પોતાનુ જીવન ગાળે છે, ગુજરાન ચલાવે છે જેને જે પ્રકારનુ જીવન ગાળવાની ઇચ્છા હોય તે પ્રકારનુ જીવન ચલાવવાને આ જગતમાં તેને અવકાશ છે બધા પોતપોતાની રીતે પોતાને સુખી પણ માનતા હશે, પરંતુ એમાથી કોને મનુષ્યોચિત સુખ મળતુ હશે એ મોટો સવાલ છે માણસાઈને ન છાજે એવા સુખની પાછળ માણસ પડે છે ત્યારે તેને સુખ મળતુ નથી એમ નથી તેને તે મળે પણ છે, પણ તેને મળતું સુખ એટલુ ક્ષણિક હોય છે અને વહેલુ કે મોડુ તે એવી રીતે દુઃખમા પરિણમે છે કે તેને ખરેખર સુખ કહેવુ કે નહીં એ વિષે શંકા જ પડે છે.

વિવેકરહિત જીવનપ્રવાહ

આપણે બધા બુદ્ધિમાન હોવા છતાં આ જાતના સુખની પાછળ પડેલા છીએ. આપણામાં બુદ્ધિ છે પરંતુ તેનો ઉપયોગ આપણે વિવેક વધારવામાં કરતા નથી. તે જ પ્રમાણે આપણામા અહંકાર છે, પણ આત્મગૌરવ વધે એવું માનવતાનું અભિમાન આપણામાં નથી. તેના કરતાં વિવેકનો વિકાસ સાધીને જીવન વિષેના વધતા અનુભવ પરથી આપણે ખરા સુખની શોધ અને પારખ કરીએ અને આપણી બધી શક્તિ અને બુદ્ધિનો ઉપયોગ તેની જ પ્રાપ્તિ માટે કરીએ તો આપણને માનવોચિત સુખ મળે સોબત, વાતાવરણ, પરિસ્થિતિ, ટેવો વગેરેને લીધે એક વાર આપણી જે જાતની જીવનપદ્ધતિ સ્થિર થઈ ગઈ છે, આપણા વિચારોને જે જાતનુ વલણ મળી ગયુ છે, આપણી

ઇન્દ્રિયો પર ચંચળતાના, લોલુપતાના જે સંસ્કારો પડી ગયા છે તે બધાને લીધે જીવનની બીજી બાજુનો વિચાર અને વિવેક કરવાની આપણને કદી કલ્પનાય આવતી નથી અને તે દિશામાં આપણી શક્તિ કદી જાગ્રત થતી નથી. સુખ માટે આપણે સતત પ્રયત્ન કર્યા કરીએ છીએ છતાં સુખ, શાંતિ ને સમાધાન આપણને કેમ મળતાં નથી? તે જ પ્રમાણે જીવન જીવવાની બીજી કોઈ પદ્ધતિ છે કે નહીં, એનો વિચાર પણ આપણને સૂઝતો નથી. એનું કારણ તે દૃષ્ટિથી બુદ્ધિનો આપણે કદી ઉપયોગ જ કરતા નથી એ છે. જીવનમાં હમેશાં દુઃખ, ચિંતા, ઉદ્વેગ સહન કરતા હોવા છતાં આપણા વિચારમાં, આપણી જીવનપદ્ધતિમાં કોઈ દોષ હશે એવી શંકા પણ આપણને કદી ઊઠતી નથી. આપણી આજુબાજુનું વાતાવરણ એવું જ હોય છે તેથી આદર્શ વિચાર, આદર્શ જીવન, સાંભળવાનું કે જોવાનું, તેમ જ એવા વિચાર અને જીવન સાથે પોતાના વિચારની અને જીવનની તુલના કરી જોવાનું મળતું નથી, તેથી આપણા દોષો આપણા ધ્યાનમાં આવતા નથી. આપણે પોતે વિચાર કરતા નથી અને તેવા વિચાર જાગ્રત થાય એવી આપણી પરિસ્થિતિ હોતી નથી. પરિણામે, ગત જીવનની માફક ભવિષ્યનું જીવન ચલાવતા રહેવા સિવાય આપણને બીજું કશું સૂઝતું નથી.

પણ આપણે એવો વિચાર કરવો જોઈએ કે, આ પ્રકારનું જીવન જીવતા રહીને આપણે હંમેશાં દુઃખ ભોગવ્યા કરીએ એટલા માટે જ પરમાત્માએ માનવજાતિને પેદા કરી હશે શું? એટલા માટે જ તે આ મહાન પ્રકૃતિમાંથી નિર્માણ થઈ હશે શું? કુદરતની બધી શક્તિઓ આપણા કાબૂમાં ન હોય તોપણ આપણા પર આવનારાં દુઃખો ટાળીને આપણે સુખી થઈ શકીએ, એટલી શક્તિ અને બુદ્ધિ પરમાત્માએ કહો કે કુદરતે કહો આપણને આપેલી છે. માનવજાતિને આ પ્રકારનો વારસો કંઈ ઓછો મળ્યો નથી. પણ તેણે તેનો યોગ્ય ઉપયોગ કરવો જોઈએ. તેનું જીવન સુખી થાય કે દુઃખી થાય એનો આધાર તે ઉપયોગ પર છે. માનવજાતિનો ઇતિહાસ, માનવ જાતિની આજની સ્થિતિ,

માણસની મનોરચના, તેના સંસ્કારો, તેની ધાર્મિક, સામાજિક, કૌટુંબિક અને વૈયક્તિક સ્થિતિ વગેરે બધી બાબતો આપણે જાણીએ છીએ. એ બધા પરથી આપણે એટલું પણ જાણી શકતા નથી કે, માણસ આપણામાંના એટલે કે મનુષ્યજાતિના દોષોને લીધે દુઃખી થાય છે અને સદ્ગુણોથી સુખી થાય છે? અજ્ઞાન, મોહ, વિકારવશતા, લોલુપતા અને લંપટતા, દુર્વ્યસનો અને કોઈ પણ પ્રકારનો અતિરેક, આ બધી બાબતો દુઃખનું કારણ છે એ આપણે જાણતા નથી શું? કેવળ ઇન્દ્રિયજન્ય ભોગોની પાછળ પડવાથી સુખની પ્રાપ્તિ થતી નથી એ હજી આપણા ધ્યાનમાં નથી આવ્યું શું? કામ, ક્રોધ, લોભ, ઈર્ષા, વેર, કપટ, દુષ્ટતા, સ્વાર્થ આ બધાં અનર્થનું કારણ છે એ આપણને સમજાતું નથી શું? માણસને આ બધું સમજાય છે પણ વ્યસની માણસ કેફી વસ્તુઓની માત્રા વધારીને જેમ પોતાની વ્યાકુળતા અને તલપ શાંત કરવાનો પ્રયત્ન કરે છે તેવી આપણી સ્થિતિ છે દુનિયામાં જેને લીધે આપણને દુઃખ થાય છે તે જ વસ્તુ વધારે પ્રમાણમાં કરીને દુઃખનો નાશ કરવાનો પ્રયત્ન આપણે કરીએ છીએ. કામ, ક્રોધ, લોભ અને દુષ્ટતા વગેરેથી થનારા દુઃખોનો તેનાથી જ નાશ કરવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ સ્વાર્થને લીધે થનારું દુઃખ, આવતી મુસીબતો, આપણે વધારે સ્વાર્થી થઈને દૂર કરવા મથીએ છીએ. ભોગનાં અનિષ્ટ પરિણામો ભોગ દ્વારા ઓછાં કરવાનો આપણો પ્રયત્ન હોય છે પરંતુ ક્રોધને લીધે થયેલું દુઃખ પ્રેમથી, લોભને લીધે થતું દુઃખ ઉદારતાથી, સ્વાર્થીપણાનું પરિણામ નિઃસ્વાર્થતાથી અને ભોગના પરિણામ સંયમથી દૂર કરવાનું આપણને સૂઝતું નથી

આપણા જે દોષોનાં અનિષ્ટ પરિણામ આપણને તેમ જ બીજાને ભોગવવા પડે છે, તે બદલ આપણને પશ્ચાત્તાપ થયા વગર એ દોષોમાંથી આપણો છૂટકો થઈ શકતો નથી એટલું જ નહીં, પણ તે ને તે દોષો આપણે હાથે ફરી ફરી થાય છે અને આપણે તેમ જ બીજા હંમેશ દુઃખી થઈએ છીએ દુઃખ ન જોઈતું હોય તો આપણે આપણા દોષો પ્રથમ

આપણો સંબંધ થાય ત્યાં ત્યાં આપણા સદ્‌ગુણોને કારણે આપણો આત્મભાવ વિકસિત થવો જોઈએ. તે આત્મભાવમા જ સર્વ સુખનો ભંડાર છે. માનવી જીવન આ સર્વશ્રેષ્ઠ સુખ માટે છે. આમાં જ માણસની પરમોન્નતિ છે.

આ પરમોન્નતિ સુધી આપણે જલદી નહીં પહોંચી શકીએ એ વિચારથી નિરાશ થવાનુ કારણ નથી તે છેવટની સ્થિતિએ પહોંચતાં સુધી આપણને અનેક દુ:ખો અને મુશ્કેલીઓ વેઠવાં પડશે એ વિચારથી તમારે ડરવાનુ કારણ નથી, કેમ કે, સૃષ્ટિની યોજના એવી છે, પરમેશ્વરી કાયદો એવો છે કે, જે પ્રમાણમા તમે માનવી ધર્મનુ અવલંબન કરશો, જે પ્રમાણમાં તમે સંયમી બનશો, જે પ્રમાણમા બીજા માટે તન મનથી તમે ઘસાશો, તે પ્રમાણમા તમારું હૃદય શુદ્ધ થશે, તમને શાંતિ અને પ્રસન્નતા મળવા માંડશે જેમ જેમ તમારું મન વ્યાપક થતુ જશે, જેમ જેમ તમારા હૃદયમા સદ્‌ગુણો પ્રકટ થતા જશે તેમ તેમ તમને ધન્યતા લાગવા માંડશે તે માટે પરમોન્નતિ સુધી રાહ જોવાની જરૂર નથી. પણ પોતાના માર્ગમા સતત આગળ વધવાની તમારી અભિલાષા, ઉત્કંઠા અને પ્રયત્ન હોવાં જોઈએ.

આપણો જન્મ માનવી સુખ માટે છે તેથી માનવી સુખ સિવાયનાં બીજાં સુખોને તુચ્છ માનવા જેટલુ આત્મસંમાન આપણામાં પેદા થવું જોઈએ. તે માટે મોહ, લાલસા, પ્રતિષ્ઠા, લોભ, મત્સર વગેરેથી મળનારાં સુખોને આપણે નિષિદ્ધ ગણવા જોઈએ પ્રેમ, વાત્સલ્ય, શ્રદ્ધા, ભક્તિ, નિષ્ઠા, સજ્જનો અને માતપિતા વિષે આદર, વિનય, સત્ય, પ્રામાણિકતા, ઉદારતા, નિરલસપણુ, દક્ષતા, બીજાના સંતોષમાં સંતોષ માનવાની વૃત્તિ, તે જ પ્રમાણે બીજી સાત્વિક ભાવનાઓ — એ બધાં દ્વારા મળનારા સુખને જ આપણે ધર્મ્ય અને ગ્રાહ્ય માનવું જોઈએ આપણા દોષો અને દુર્ગુણોને લીધે આપણા કુટુંબપરિવારને, નોકરચાકરને, પડોશીઓને, તથા મિત્રોને ભોગવવાં પડતા દુ:ખો, તે જ પ્રમાણે આપણા ગામ, સમાજ, દેશ

તથા રાષ્ટ્રની જે કોઈ વ્યક્તિ સાથે આપણો કોઈ પણ જાતનો કડવાશભર્યો સબંધ થયો હોય તેથી તેમને તેમ જ આપણને પોતાને થનારાં દુખો — એ બધાનુ ઉપશમન આપણા સંયમ, પ્રેમ, વિનય, ઉદારતા વગેરે સદ્ગુણો વડે આપણે કરવું જોઈએ. પશ્ચાત્તાપ વડે દોષોનુ પરિમાર્જન કરવું જોઈએ ક્રોધને લીધે પેદા થયેલુ દુખ પ્રેમથી શમન કરવામા આપણને દુર્બળતા ન લાગવી જોઈએ. સંયમમા હીણપત ન લાગવી જોઈએ. આપણને સાચું સુખ મળે એમ ઇચ્છતા હોઈએ તો આ બધી વાતો આપણને આવડવી જ જોઈએ

બીજાના ક્રોધને તમે અક્રોધથી કે તમારી પ્રેમવૃત્તિથી જીતો એવો આગ્રહ હુ તમને કરતો નથી. એટલી શ્રેષ્ઠ કોટિ સુધી દોષોનું પરિમાર્જન જવાની તમારી તૈયારી હોય તો તમે તે જરૂર પ્રાપ્ત કરો પરંતુ મારો તમને એટલો આગ્રહ જરૂર છે કે, તમારા કામ, ક્રોધ, લોભ અને મત્સરનુ તેમ જ તેમાથી પેદા થનારાં તમારા પોતાના અને બીજાઓના દુખોનુ નિરસન તમે સંયમ, પ્રેમ, ઉદારતા, વિનય, પશ્ચાત્તાપ વગેરે સદ્ગુણો વડે કરો તે વિના માનવતાને માર્ગે તમે નહી ચાલી શકો, અને માનવોચિત સુખને પાત્ર નહી થાઓ વિકારવશતા, દોષ, દુષ્ટતા, સ્વાર્થ વગેરે દ્વારા તમે પોતાને કે બીજાઓને કદી સુખી કરી શક્યા છો ? બીજા પાસે તમે પ્રેમ, કૃતજ્ઞતા, નમ્રતા, સૌજન્ય વગેરે સદ્ગુણોની અપેક્ષા રાખો છો ને ? એ અપેક્ષા પ્રમાણે બધુ થાય તો તમને આનદ થાય છે ને ? અને સુખ થાય છે ને ? એ આનદ અને એ સુખ બીજાં ઇન્દ્રિયજન્ય આનદ અને સુખ કરતાં શ્રેષ્ઠ કક્ષાના અને દીર્ઘકાળ ટકનારા હોય છે એવો તમારો અનુભવ છે ને ? એ આનદનો અને એ સુખનો અનુભવ તમને એકલાને જ નહીં પણ બન્નેને થાય છે ને ? તો પછી બીજાઓ પાસે તમે જેવા આચારની અપેક્ષા રાખો છો અને તેનુ આચરણ તેઓ કરે છે ત્યારે તમને આનદ અને સુખ થાય છે, તેની જ રીતે તમે દુનિયા સાથે વર્તવાનુ રાખો તો દુનિયાના આનંદ અને સુખમાં વધારો જ થશે ને ? તમે પણ તેવી

ધન્યતા જ અનુભવશો ને ? આ દૃષ્ટિથી જીવનના બધા અનુભવો તમ
શું કહે છે, શું બતાવે છે, અને શું શીખવે છે તે જરા તપાસી જુએ
વિવેક વાપરો એટલે તમને જણાશે અને તમારી ખાતરી થશે
માણસની સાચી પ્રેરણા માનવી ધર્મ અનુસાર વર્તન કરીને માનવોચિ
સુખ પ્રાપ્ત કરવામાં છે.

(રોજના પ્રવચનમાંથી)

# ૧

# વિદ્યાર્થીદશાનું મહત્ત્વ

મારા બાળમિત્રો,

संस्कार ग्रहण करवानो समय

તમને ઉપદેશના બે બોલ કહેવાને પ્રસંગે મને ઘણો આનંદ થાય છે. તમે વિદ્યાર્થી છો. આખા જીવનમાં આ કાળ ખૂબ આનંદનો અને સુખનો માનવામાં આવે છે માણસ મોટો થયા પછી દુનિયાદારીની અનેક આપત્તિઓ અને મુશ્કેલીઓથી ત્રાસે છે, ત્યારે તેને પોતાની વિદ્યાર્થીદશા યાદ આવે છે, અને તે વખતે આપણે કેટલા બધા સુખી અને આનંદી હતા એમ તેને થાય છે. એનુ કારણ એટલુ જ કે એ વખતે તેના પર કોઈ પણ સાંસારિક જવાબદારી હોતી નથી. પરંતુ સમગ્ર જીવનના હિતની દૃષ્ટિથી વિચાર કરતાં આ અવસ્થા અત્યંત મહત્ત્વની છે આ જ કાળમા જે સંસ્કાર અને જે ટેવો પડે છે તે આખી જિંદગી માણસમા ટકી રહે છે તેથી આ કાળ મને કેવળ આનંદ અને બેફિકરપણાનો ન લાગતાં જીવનમા જરૂરી એવાં ઉચ્ચ શિક્ષણ તથા ઉચ્ચ સંસ્કાર મેળવવાની અને સારી ટેવો પાડવાની દૃષ્ટિથી ઘણો મહત્ત્વનો લાગે છે. આ જ કાળમાં તમે જો જીવનનું મહત્ત્વ સમજો તો આજની તમારી ચાલુ વિદ્યાર્થીદશામા જ તમે પોતાના ભવિષ્યના જીવનનો પાયો નાખી શકશો. આજે જો તમને સારા સંસ્કારો મળે, તમને સારું શિક્ષણ મળે અને તેને અનુરૂપ તમારા સંકલ્પો હવે પછી પણ ટકી રહે તો તમારું આખું જીવન ઉજ્જ્વળ થયા વગર રહેશે નહીં. આ

ઉંમરે તમને સારા સંસ્કારો મળે, તમે દોષોથી હંમેશ દૂર રહો એવી જાતની દીક્ષા મળવાની વ્યવસ્થા આજે સમાજમાં ક્યાંય નથી. આજે તમે એવી સ્થિતિમાં છો કે જો પ્રયત્ન કરવામાં આવે, સારા સંસ્કારો તમારા મનમા દૃઢ કરવામાં આવે, તો તમારામાંથી જ અલૌકિક માણસો નિર્માણ કરી શકાય. આ દૃષ્ટિથી વિચાર કરતાં તમારા જીવનનો અત્યારનો કાળ ઘણો મહત્ત્વનો છે એમાં મને શંકા નથી.

શ્રેષ્ઠ પુરુષોનાં ચરિત્રોમાથી બોધ

દુનિયામાં સદાચારી અને દુરાચારી, સત્કર્મરત અને હંમેશાં દુષ્ટ કાર્યમાં મગ્ન, પરોપકારી અને બીજાનું સર્વસ્વ હરણ કરનારા, દયાળુ અને ઘાતકી, પવિત્ર અને વ્યસની, સંયમી અને સ્વેચ્છાચારી, ઉદાર અને કૃપણ, ધર્મનિષ્ઠ અને સ્વચ્છંદી, સેવાપરાયણ અને સ્વાર્થી, એવા પરસ્પર વિરુદ્ધ સ્વભાવના માણસો જોવામા આવે છે. તે બધાનુ જીવન તપાસતાં જણાય છે કે, સારાનરસા સંસ્કાર તેમના બચપણથી જ તેમને મળ્યા હતા. કૃતજ્ઞતા, દયા, સત્ય વચન, પ્રામાણિકતા, ઉદ્યોગપ્રિયતા, નિયમિતતા, મહેનત કરવાની ટેવ, નિરલસતા, આજ્ઞાધારકતા, માતૃપિતૃભાવ, બંધુભગિનીભાવ, પોતાના પડોશી વિષે સખ્યભાવ, મિત્રતા, સહકારવૃત્તિ, બીજાને ઉપયોગી થવાની હોંશ, અને વ્યસન, દુરાચરણ, સ્વાર્થ, અન્યાય, અસ્વચ્છતા, કઠોરતા, કપટ, કૃપણતા ઇત્યાદિ દુર્ગુણો વિષે અણગમો કે નિષેધવૃત્તિ વગેરે બધા સુસંસ્કારો નાનપણથી મળેલા હોય તો જ તે હૃદયમા દૃઢ થાય છે અને યોગ્ય વખતે વૃદ્ધિ પામે છે. ધર્મનિષ્ઠા અને ઈશ્વરનિષ્ઠા, દેશપ્રેમ અને સજ્જનો વિષે સદ્ભાવ, સદ્ગ્રંથો વિષે રુચિ અને પરોપકારની હોંશ, પોતાના કરતાં નાનાઓ માટે સ્નેહ અને મમતા અને વડીલો વિષે આદર અને પૂજ્યભાવ, દુર્બળ, પંગુ અને માંદા વિષે સહાનુભૂતિ અને કરુણા, નિર્ભયતા અને સાહસમાં આનંદ વગેરે અનેક સદ્ગુણોના સંસ્કારો આ ઉંમરમા જ મળે તો તે જેટલા ઊંડે ઊતરશે તેટલા પછીની ઉંમરમાં ઊતરશે નહીં જગતના મહાપુરુષોના ચરિત્રો પરથી આ જ વાત આપણને જણાઈ

આવે છે. શ્રી રામચંદ્ર અને શ્રી કૃષ્ણ, સિદ્ધાર્થ ગૌતમ અને વર્ધમાન મહાવીર, સૉક્રેટીસ અને ઈશુ ખ્રિસ્ત, જ્ઞાનેશ્વર અને એકનાથ, શંકરાચાર્ય અને વિદ્યારણ્ય, વૉશિંગ્ટન અને ગૅરિબાલ્ડી, રાણા પ્રતાપ અને શિવાજી મહારાજ, સંત તુકારામ અને સમર્થ રામદાસ, માધવરાવ પેશવા અને રામશાસ્ત્રી — આ બધાનાં તેમ જ અર્વાચીન કાળના પુરુષોનાં ચરિત્રો વાંચતાં આ જ વાત પુરવાર થાય છે. એ બધા પુરુષોને નાનપણમાં જ ઉન્નત અને ઉદાત્ત સંસ્કારો મળ્યા હતા. અનુકૂળ અને કંઈક પ્રતિકૂળ પરિસ્થિતિમા પણ તે સંસ્કારોનું પોષણ થતાં થતા તે દૃઢ થયા, અને યોગ્ય વખતે તેમના સદ્‌ગુણો પ્રગટ થતા રહ્યા, અને તેથી છેવટે તેઓ ધન્ય થયા આ બધા પરથી એ જ સ્પષ્ટ થાય છે કે, વિદ્યાર્થીદશા જીવનની ઘણી જ મહત્ત્વની અવસ્થા છે તેનુ મહત્ત્વ આપણે પ્રાચીન કાળમાં જાણતા હતા તે કાળે આપણને આ ઉંમરમા ઉત્તમોત્તમ સંસ્કારો મળે એવી સગવડ હતી એ જાતની દીક્ષા દરેક વિદ્યાર્થીને આપવામા આવતી. બ્રહ્મચર્યની દીક્ષાને વિદ્યાર્થીદશાની શરૂઆત માનવામાં આવતી. જીવન કેવળ આપણા પોતાના શારીરિક સુખ માટે નથી, તે બધા માટે અને ધર્મ માટે છે એ મહાન સંસ્કાર નાનપણથી જ વિદ્યાર્થીના હૃદય પર ઠસાવવામા આવતો આપણે કમનસીબે એ શિક્ષણપ્રણાલી, એ દીક્ષાપરંપરા લુપ્ત થયા પછી સમય અનુસાર જરૂરી ફેરફાર કરીને તે ચાલુ રાખવાની યોજના મોટા પ્રમાણ કોઈ કરી શક્યું નહી, અને બાળપણ તથા વિદ્યાર્થીદશા, ધર્મ, શીલ, ચારિત્ર્ય, નીતિ વગેરેથી સંપન્ન થવાની દૃષ્ટિથી મહત્ત્વનાં છે, જીવનવિષયક મહાવ્રતની દીક્ષા લઈને જીવનનો મહાન હેતુ પાર પાડવા માટે જોઈતા સદ્‌ગુણોના સંસ્કાર મેળવવાનો તે પુણ્યકાળ છે, એ ભાવના આપણામાં ફરી નિર્માણ થઈ નહીં

પણ વિદ્યાર્થીઓ, તમે ઇતિહાસ જાણતા હો તો તમને જણાયુ જ હશે કે, આ બધાંના કેવા અનિષ્ટ પરિણામ આપણે બધાને કેટલાંય વરસોથી ભોગવવા પડે છે. આનું તમને દુઃખ અને શરમ હોય, આ સ્થિતિમાથી પોતાનો ઉદ્ધાર થાય એવી તમારી ઇચ્છા હોય, તો તમારે

જાગ્રત થઈને આ સ્થિતિ બદલવાનો પ્રયત્ન કરવો જોઈએ અને પોતાની વિદ્યાર્થીદશા સફળ કરવાની પાછળ તમારે મંડી પડવું જોઈએ. સારા સંસ્કાર મળવાની સગવડ તમને આજે ક્યાંય ન દેખાતી હોય તોયે તમે મહાન પુરુષોના ચરિત્રો તથા સારા ગ્રંથો વાંચો, તેનું મનન કરો, અને તે પરથી યોગ્ય બોધ ગ્રહણ કરો. આપણને સારું શિક્ષણ અને સસ્કાર આપનારું કોઈ નથી એમ માની નિરાશ થઈને બેસી ન રહો સારા થવાની તમને ઇચ્છા હોય તો તમે પોતે જ ઉત્સાહપૂર્વક સારા સસ્કારો પ્રાપ્ત કરવા મંડી પડો. તમારા અંતરમાં જો સદિચ્છા પ્રગટે તો ચાલુ સ્થિતિમાંથી પણ તમને રસ્તો મળશે તમારી ઇચ્છા પ્રબળ હશે, તમારો સંકલ્પ દૃઢ હશે, તો પરમાત્મા પોતે તમારો માર્ગદર્શક બનશે. તમારા માર્ગમાં નડતા અંતરાયો દૂર કરવાનુ સામર્થ્ય તે તમને આપશે. પરંતુ તે માટે તમારે પોતાના પ્રયત્નની પરાકાષ્ઠા કરવી જોઈએ. તમારે આ બાબતમાં કદી પણ આળસ કે કંટાળો ન કરતાં હંમેશ ઉત્સાહી અને પ્રયત્નશીલ રહેવું જોઈએ.

**સારાનરસા સસ્કારોના પરિણામ**

સારામાં સારા સંસ્કારો પ્રાપ્ત કરવાનો તમારે માટે આ જ કાળ છે, અને ખરાબ ટેવો પાડીને જીવનને કુમાર્ગે ચઢાવવાનોય આ જ કાળ છે. કઈ વાતનુ શુ પરિણામ આવશે એ સમજવાની શક્તિ આજે તમારામાં નથી; તેમ જ કોઈ પણ બાબતના પરિણામનો દીર્ઘદૃષ્ટિથી વિચાર કરવા જેટલી સૂક્ષ્મતા અને પ્રગલ્ભતા આજે તમારી બુદ્ધિમાં આવેલી નથી. તમે પોતે આજે સારાનરસાનો વિચાર કરી શકો તેમ નથી તેથી જે વસ્તુઓ મહાપુરુષોએ માન્ય કરેલી છે, સંત સજ્જનોએ જે વસ્તુઓને મહત્ત્વની ગણી છે તેને જ તમે અપનાવો. સજ્જનોને તમે તમારા જીવનના માર્ગદર્શક બનાવો; તેથી તમારામાં સંયમ અને પુરુષાર્થ બંને આવશે. વખત જતાં તમારી ઉમર અને અનુભવ વધશે એટલે તમારામાં વિવેકની વૃદ્ધિ થશે. અને તે વિવેક જ આગળ જતાં તમને સારાનરસાના નિર્ણયમાં સહાયભૂત થશે. તમારો આત્મવિશ્વાસ

વધશે પછી પોતાના માર્ગમાં તમારે કોઈને પૂછવાપણુ નહી રહે. પણ ત્યા સુધી તમે કોઈ વિવેકી અને સુજ્ઞ માણસની સલાહથી વર્તો તેમા તમારુ કલ્યાણ છે સારા થવાની તમારી ઉત્કટ ઇચ્છા હોય તો આજે પણ તમને જે જ્ઞાન છે તેને આચરણમાં મૂકવાનો પ્રયત્ન કરો. અને ખરાબ શુ છે તેનો પણ તમને ખ્યાલ છે, તેનો ત્યાગ કરવાનો નિશ્ચય પોતાના મનમા વધારે દૃઢ કરો પોતાનુ જીવન ઉન્નત અને ઉદાત્ત થાય એવી મહત્ત્વાકાક્ષા તમારામા હોય તો આજથી એ માર્ગે ચાલો.

**निश्चय, निर्दोषता अने सौंदर्य**

કાયા, વાચા અને મનથી નિર્દોષ રહેવાનો તમારે આજથી જ નિર્ણય કરવો જોઈએ; કારણ આજની તમારી નિર્દોપ અવસ્થામાં જ તમે પવિત્ર નિશ્ચય કરી શકો છો. એક વાર તમે નિશ્ચય કરો એટલે પછી કોઈ પણ સ્થિતિમાં તે પાર પાડવાની શક્તિ તમારામાં જાગ્રત થયા વગર નહી રહે પણ નિશ્ચયને અંગે ત્રણ મહત્ત્વની બાબતો તમારે ધ્યાનમાં રાખવી જોઈએ નિશ્ચયની બાબતમાં તમારે હંમેશ પ્રામાણિક, પ્રયત્નશીલ અને સાવધ રહેવું જોઈએ આ ત્રણમાથી એક પણ બાબત તરફ તમે દુર્લક્ષ કરશો તો તમારો નિશ્ચય પાર નહી પડે નિશ્ચયને દૃઢ અને મજબૂત બનાવવો કે કમજોર બનાવવો તે તમારા હાથમાં છે. દૃઢ નિશ્ચય વડે નિર્દોષતા સિદ્ધ કરવી એ તમારું પહેલુ કામ છે તે સાધ્યા પછી પણ કાયા-વાચામન દ્વારા પ્રગટ થતા અનેક સદ્ગુણો કેળવવાનો તમારો પ્રયત્ન હોવો જોઈએ તમારુ શરીર મજબૂત અને ચપળ થાય તે માટે તમારે પરિશ્રમ અથવા વ્યાયામ કરવો જ જોઈએ દરરોજ પરિશ્રમ કે વ્યાયામ કર્યા વગર આપણને જમવાનો અધિકાર નથી એમ તમારે સમજવું જોઈએ કોઈ પણ વ્યસનનો જરા સરખો ચેપ તમારે પોતાને કદી ન લાગવા દેવો જોઈએ. આખી જિંદગી વ્યસનથી મુક્ત રહેવુ હોય તો તે વિષે તમારા ચિત્તમા તીવ્ર નિષેધની ભાવના સતત જાગ્રત રહેવા દો તે ભાવના તમને એ બાબતમાં શુદ્ધ રાખશે પોતાનુ જીવન

બધી બાજુથી ઉદાત્ત થાય એમ તમે ઇચ્છતા હો તો અનેક સદ્ગુણો તમારે પોતાનામાં કેળવવા જોઈશે અને પોતાના જીવનને સર્વાંગ સુંદર અને નિર્દોષ બનાવવાની તમારી ઇચ્છા હોય તો પોતાની કાયિક, વાચિક અને માનસિક દરેક ક્રિયા પર તમારે લક્ષ આપવું પડશે. દરેક જાતની ખામી તમારે ભરી કાઢવી પડશે. તે બાબતમાં આળસ કે દુર્લક્ષ કર્યે નહીં ચાલે. તમારા કાંડામાં ને બાહુમાં બબ્બે મણ વજન સહેજે ઊંચકવા જેટલી શક્તિ લાવવી શક્ય હોવા છતાં તે મેળવવાની બાબતમા તમે આળસ કરશો તો તમને શક્તિ કરતાં અશક્તિ પ્રિય છે અથવા શક્તિ પ્રિય હોવા છતા તે મેળવવાની બાબતમાં તમે આળસુ છો, એ બેમાંથી કોઈ પણ એક વાત સાચી ઠરશે તમારા હાથપગમા, અંગેઅંગમાં શક્તિનો સતત સચાર ચાલુ રહે એવી તમારી ઇચ્છા હોય તો તમારે તમારા બધા અવયવોને યોગ્ય તાલીમ આપવી જોઈએ. તમારા નાનામોટા દરેક અવયવમાં પ્રસંગ આવ્યે જોઈતી કાર્યક્ષમતા દેખાવી જોઈએ. તમારા કોઈ પણ અવયવને તમારે ખરાબ ટેવ ન પાડવી જોઈએ. તે વિના નિર્દોષતા સિદ્ધ નહીં થાય. શરીર નીરોગી, મજબૂત, પ્રમાણસરનું, ચપળ અને સ્ફૂર્તિલું રાખો એટલે તેમાં જ બધું શારીરિક સૌંદર્ય આવી જશે. તમારા શરીરમાં શુદ્ધ લોહી ફરવા દો એટલે તે કાન્તિવાળું દેખાશે. આમાં જ ખરું સૌંદર્ય અને પૌરુષ છે.

**વાચાશુદ્ધિ અને ક્રિયાશુદ્ધિ અંગે સાવધપણું**

તમારે પોતાની વાણી હમેશાં પવિત્ર રાખવી જોઈએ. તમારા મોઢામાંથી કદી પણ અભદ્ર, હલકા કે ગલીચ શબ્દો ન નીકળવા જોઈએ. નિંદા, કપટ, દ્વેષ, અસત્ય, અપ્રામાણિકતા, છેતરપિંડી, એ બધા દોષો તમારી વાણીમાં કદી ન આવવા જોઈએ તેમાં મૃદુતા, મધુરતા અને સત્યતા સહેજે હોવી જોઈએ. દુખિયાનાં દુઃખ હલકાં કરવાની તેમ જ સંકટમાં સપડાયેલાઓને તથા ભય પામેલાઓને હિંમત આપવાની શક્તિ તમારા શબ્દમાં હોવી જોઈએ તમારા શબ્દોમાંથી નિરાધારને આધાર, વિચારહીનોને વિચાર અને

અજ્ઞાનીને જ્ઞાન મળવુ જોઈએ અને ઉદ્દામ, ઘાતકી અને દુરાચારી લોકોને જેથી ડર લાગે અને તેઓ પસ્તાવો કરવા પ્રેરાય એવું સામર્થ્ય તમારા શબ્દમા હોવું જોઈએ. કેવળ મૃદુતાથી જીવન ચાલતું નથી, તેથી પ્રસંગે માણસમા સખતાઈ, ટેકીલાપણું અને ન્યાયની કઠોરતા પણ હોવી જોઈએ જીવનને માટે જરૂરી ગુણોનો અત્યારથી જ તમારે અભ્યાસ રાખવો જોઈએ, અને અત્યારથી જ તમારામા ગુણદોષની બાબતમાં ગ્રાહ્ય-અગ્રાહ્ય-વૃત્તિ દઢ થવી જોઈએ. કોઈ પણ ગુણને કે દોષને નજીવો ન સમજતા નજીવો સમજીને તે તરફ આજે તમે દુર્લક્ષ કરશો તો તમારામાં ગુણોની વૃદ્ધિ થવાને બદલે દોષોની જ કેવળ વૃદ્ધિ થશે, કારણ કે ગુણોનો પ્રયત્નપૂર્વક અભ્યાસ કરવો પડે છે, જ્યારે દોષો કેવળ દુર્લક્ષ કરવાથી વધે છે. અનેક ખોટી ટેવો જે માણસમાં મોટપણામાં તેનો સ્વભાવ બની ગયેલી દેખાય છે તે વ્યવસ્થિત અને સભ્ય વર્તનની દૃષ્ટિથી બીજાઓને વિચિત્ર લાગે છે પરંતુ મોટપણમાં તે વિષે કોઈ સૂચના કે ઇશારો સરખો કરી શકતુ નથી માણસને પોતાની બધી ઇન્દ્રિયો પર, પોતાની ક્રિયાઓ પર, હંમેશ સાવધપણે નજર રાખવાનો અભ્યાસ હોય તો કોઈ પણ વિચિત્ર ટેવ તેને પડી શકશે નહી કેટલાક મોટી ઉમરના માણસોમાંય નિરર્થક અવ્યવસ્થિતપણે હાથપગ વડે કંઈક ને કંઈક ક્રિયા કરતા રહેવાની ટેવો નજરે પડે છે તેની શરૂઆત પણ તમારી આ ઉંમરમા થયેલી હોય છે. કેટલાક છોકરાઓને દાંતે નખ કરડવાની ટેવ પડેલી હોય છે, તે પછી મોટપણમાં પણ તેવી ને તેવી જ ચાલુ રહે છે તેથી તમારે આ બાબતમાં સાવધ રહેવુ જોઈએ પોતાના હાથપગ, મો, આંખ વગેરે ઇન્દ્રિયો દ્વારા જે જે ક્રિયાઓ થાય છે તે બધી વ્યવસ્થિત, યોગ્ય અને અવશ્ય થતી રહે એ વિષે સાવધાન રહેજો તમારા બોલવામાં, ચાલવામાં, હસવામાં કોઈ પણ રીતે અતિશયતા કે બીજો કોઈ દોષ ન આવવો જોઈએ તમારા વિનોદમાં હૃદયનું માધુર્ય, પ્રેમ અને જ્ઞાનનો સુંદર મેળ હોવો જોઈએ જેનો તમે વિનોદ કરો તેને પણ તેથી આનંદ થવો જોઈએ, અને દુ:ખ તો કદી ન થવું

જોઈએ. એને જ નિર્દોષ વિનોદ કહી શકાય. કોઈની મશ્કરી કરીને અથવા તેને ચીડવીને કે દુઃખ દઈને તમે વિનોદ કરતા હો, આનંદ માણતા હો તો તે વિનોદ નથી, પણ દુષ્ટતા છે એમ માનજો. જેને લીધે તેને દુઃખ થતુ હોય અને શરમ લાગતી હોય એવી કોઈની ખોડ, દુર્બળતા કે ગરીબીને ઉદ્દેશીને વિનોદ કરીને આનંદ મેળવવાનો તમે પ્રયત્ન કરતા હો તો તમારામાં કરુણા નથી, પણ દુખિયાના દુઃખમાંથી પણ મનોરંજન કરવા જેટલા તમે નિર્દય છો એવો તેનો અર્થ થાય. તમારા વિનોદમાં કદી પણ કોઈ પણ જાતની અસભ્યતા ન હોવી જોઈએ. આવી રીતે કાયા, વાચા, મન વડે થતી તમારી કોઈ પણ ક્રિયામાં દોષ ન રહે એટલા માટે તમે પોતાની દરેક વૃત્તિને, કૃતિને, ટેવને અને સ્વભાવને તપાસતા રહી તેને નિર્દોષ કરતા જજો. તમારા તરફથી બીજાઓને સુખ મળે, સ્વાર્થ, અન્યાય, દુષ્ટતા, અવિવેક, આળસ અને દુર્લક્ષ વગેરેને લીધે તમારા તરફથી કોઈને પણ દુઃખ ન થાય, તે માટે તમારે આ ઉંમરે જ કાળજીપૂર્વક વર્તવું જોઈએ. તમારા સહેજે બોલવામાંય તમારા સદ્‌ગુણોનું દર્શન થવું જોઈએ. તમને સંગીત ન આવડે તોય ચાલે; કારણ સંગીત તેટલા વખત પૂરતુ મધુર લાગે છે. પરંતુ તમારા હંમેશના બોલવામાં જ તમે માધુર્ય રેડી શકો તો તેમાંથી જ તમારી વાચાસિદ્ધિ અને મનઃશુદ્ધિ હંમેશ પ્રગટ થતી રહેશે. ટૂંકમાં, પોતાની દરેક ઇન્દ્રિયમાં સબળતા, નિર્મળતા, ઉચિતતા અને વ્યવસ્થિતતા લાવીને તે દ્વારા જગતમાં પ્રેમ અને આનંદ ફેલાવતા રહેવાનો અત્યારથી જ તમારો સંકલ્પ અને પ્રયત્ન હોવો જોઈએ. પોતાના વિચારો યોગ્ય રીતે બીજા આગળ રજૂ કરવાની અને તેમને ગળે ઉતારવાની કળા તમારે અત્યારથી જ કેળવવી જોઈએ. મુખદુર્બલતા કે શરમાળપણુ, બીકણપણુ કે સંકોચશીલતા તમારામાં ન હોવી જોઈએ તમારામાં સભાક્ષોભ ન હોવો જોઈએ, સ્પષ્ટ બોલવાની હિંમત હોવી જોઈએ. પણ ઉદ્ધતાઈ કે અવિવેક ન હોવો જોઈએ. તમારા બોલવાનો કોઈને કંટાળો કે તિરસ્કાર ન આવવો જોઈએ. તેથી

પરિમિત, વ્યવસ્થિત, સુસંગત અને પ્રસંગોચિત બોલવાની તમારે ટેવ પાડવી જોઈએ બીજાઓને કંટાળો આવે તે પહેલાં તમારે પોતાની વાણીને રોકવી જોઈએ. બકબક કરનારો, ગપ્પાં હાંકનારો અથવા કરવા કરતા બોલવાનું જ વધારે, એમ પણ તમારે વિષે કહેવાનો કોઈને પ્રસંગ ન આવવો જોઈએ. એક સંતનું વચન છે કે,

अतिका भला न बोलना । अतिकी भली न चूप ।।
अतिका भला न बरसना । अतिकी भली न धूप ।।

તેનું રહસ્ય તમે ધ્યાનમાં રાખશો તે પ્રમાણે વર્તવા માટે તમારામાં વિવેક, તારતમ્ય, સમયજ્ઞતા વગેરે ગુણો હોવા જોઈએ પોતાના કાર્યની પોતે જ પ્રશંસા કરવાની ટેવ તમને ન હોવી જોઈએ ગર્વ તમને કદી ન થવો જોઈએ તમે પોતે સદ્‌ગુણી થાઓ તોય બીજાને કદી પણ હીન ગણશો નહી પ્રેમથી બધાને પોતાના કરવાની વૃત્તિ તમારામાં હોવી જોઈએ

**रसनेंद्रियनी शुद्धि**

બોલવાની બાબતમાં જેમ તમારે પોતાની વાણી પર સંયમ રાખીને તે બાબતનું ઔચિત્ય સાધવું પડશે તે જ પ્રમાણે ખાનપાનની બાબતમા પણ તમારે પોતાની જીભ પર સંયમ રાખવો જોઈશે. બેસ્વાદ ખોરાક કોઈને ગમતો નથી, અને તે સંતોષપૂર્વક ખાવાનું કોઈનાથી બની શકશે નહીં. વળી આરોગ્યની દૃષ્ટિથી તે હિતકર પણ નથી આરોગ્યની દૃષ્ટિથી ખોરાકમાં સારો સ્વાદ લાગવો બહુ જ જરૂરી છે અને તે સ્વાદ લઈ શકાય તે માટે આપણી રસનેંદ્રિય ઘણી નીરોગી અને તીક્ષ્ણ હોવી જોઈએ પણ આપણે તેમ ન કરતા ઊલટું ખાવાના પદાર્થોમાં અનેક તીવ્ર દ્રવ્યો નાખીને તેને સ્વાદિષ્ટ બનાવવાનો પ્રયત્ન કરીએ છીએ. આ પ્રયત્ન અનેક દૃષ્ટિથી અનિષ્ટકારક હોવા છતા આપણે તે જ ચાલુ રાખીને આપણી રસનેંદ્રિયની શક્તિને ક્ષીણ કરીએ છીએ આવી ખરાબ ટેવોમાં તમે ન પડતા યોગ્ય પરિશ્રમ અને વ્યાયામ વડે પોતાની

હોજરી સારી રાખજો. તેની પાચનશક્તિ સતેજ રાખજો. તે સતેજ રહે તેના પર તમારી સ્વાદેન્દ્રિયની તીક્ષ્ણતા અને નીરોગિતાનો આધાર છે. સાદા ખાનપાનમાં જ સર્વોત્તમ રુચિ લાગવાનો આરોગ્યપ્રદ અને શક્તિવર્ધક ઉપાય આ જ છે. વ્યાયામ કરવા છતાં તમારી ક્ષુધા સતેજ ન થાય અને સાદા ખોરાકમાં તમને રુચિ ન લાગે તો તે વખતે તમારું પેટ સાફ થાય એવો ઉપાય કરજો અથવા એક બે દિવસ નિરાહારી રહેજો. પણ એવે વખતે કોઈ સ્વાદિષ્ટ વાની ખાઈને જીભ દ્વારા સુખ ભોગવવાના ખોટા માર્ગમાં પડીને ખરાબ ટેવથી પોતાનું આરોગ્ય તેમ જ જીવન બગાડતા નહીં.

ખાનપાનની જેમ તમારી રહેણી, તમારો પહેરવેશ સાદો હોવો

જોઈએ કપડાંની બાબતમાં ફેશન કરતા સગવડ તરફ

પહેરવેશની બાબતમા તમે વધારે લક્ષ આપજો. ભભકા કરતાં સુઘડ

विवेक સુતરાપણાને તમારે વધારે મહત્ત્વ આપવું જોઈએ.

કપડાંની સુંદરતા કરતા, તેના કીમતીપણા કરતાં,

સાદાઈ અને સ્વચ્છતાને તમારે મહત્ત્વ આપવું જોઈએ કપડાંનો વિચાર કરતી વખતે પોતાના દરરોજના ધંધાની સગવડની તેમ જ આરોગ્ય, સાદાઈ ને આર્થિક સ્થિતિ વગેરેની દૃષ્ટિથી તમે વિચાર કરજો. કપડાથી પોતાની જાત શણગારી શોભા લાવવાનો અને મોટાઈ મેળવવાનો પ્રયત્ન બુદ્ધિહીન અને મૂર્ખ માણસ પણ કરી શકે એટલું જ નહીં, પણ તે જ એવો પ્રયત્ન કરે. પણ તમારા જેવાઓએ પોતાના નીરોગી, મજબૂત, અને સુડોળ શરીરથી, તેમ જ બૌદ્ધિક અને માનસિક સદ્ગુણો વડે સુશોભિત થવાની મહત્ત્વાકાંક્ષા રાખવી જોઈએ કપડાંની જેમ જ તમારી ઘરમાંની અને બહારની રહેણી પણ સાદી અને વ્યવસ્થિત હોવી જોઈએ. તમારું આખું જીવન વ્યવસ્થિત હોવું જોઈએ. પોતાની બધી વસ્તુઓ વ્યવસ્થિત રાખવાની તેમ જ તે સારી રીતે વાપરવાની તમને ટેવ હોવી જોઈએ. દરેક બાબતમાં શિસ્તથી વર્તવાનો તમારો સ્વભાવ બનવો જોઈએ. કામ કરવામાં નિયમિતપણું સાચવજો બોલેલું

વચન અને માથે લીધેલું કામ વખતસર પૂરું કરવાની બાબતમાં હમેશ દક્ષ રહેજો કાર્યમાં તત્પરતા સાથે તે સફાઈથી કરવાની આવડત તમારામાં હોવી જોઈએ તમારામાં ઉદ્યોગપ્રિયતા હોવી જોઈએ એ હોય તો તમારો સમય કદી પણ નકામો નહી જાય આ ઉંમરે બને તેટલી વિદ્યાઓ અને કળાઓનું જ્ઞાન મેળવવાની હોંશ તમને હોવી જોઈએ. આવી રીતે અનેક વિદ્યાઓ, કળાઓ અને સદ્‌ગુણોથી તમારું જીવન સમૃદ્ધ થવું જોઈએ તમારી સાદાઈ, પવિત્રતા, બીજાને ઉપયોગી થવાની તમારી તત્પરતા, સ્વાર્થનો અભાવ, મધુરતા એ ગુણોને લીધે ઘરમાં અને મિત્રોમાં તમે પ્રિય થયા વગર રહેશો નહીં.

अन्याय-प्रसगे कर्तव्य जागृति

આટલુ કહ્યા પછી પણ જીવનની દૃષ્ટિથી બીજી એક બે મહત્ત્વની બાબતો કહ્યા વગર મારાથી રહેવાતુ નથી તમે કદી પણ કોઈને અન્યાય કરશો નહી, તેમ જ કોઈનો અન્યાય સહન પણ ન કરતા. તે જ પ્રમાણે બીજા પ્રત્યે કોઈ અન્યાય કરતો હોય તો તે પણ તમારાથી સહન ન થવો જોઈએ, અને શક્ય તેટલા પ્રયત્નથી તમારે તે અન્યાયનો પ્રતિકાર કરવો જોઈએ. તેમ કરવાનું તમારું કર્તવ્ય છે. આપણે નાના છીએ, આપણું કોણ સાંભળવાનુ? આપણુ શુ ચાલવાનુ? એવો વિચાર કરીને તમારે આવે વખતે શાત બેસી ન રહેવુ જોઈએ તમે નાના હો તોપણ તમારામા અપાર ધૈર્ય અને શ્રદ્ધા હોવાં જોઈએ. પોતાની બાજુ ન્યાયની છે એવા વિશ્વાસથી તમારે અન્યાયનો સામનો કરવો જોઈએ. આ ઉંમરથી જ આ સંસ્કાર જો તમારામા દૃઢ થાય અને પ્રસંગ પડ્યે તે પ્રમાણે તમે વર્તો તો મોટા થશો ત્યારે તે તમારો સ્વભાવ થઈ જશે. તે જ પ્રમાણે કોઈ સંકટમાં છે એમ તમને જણાઈ આવતાં જ તેને મદદ કરીને સકટમુક્ત કરવાની વૃત્તિ તમારામાં પેદા થવી જોઈએ અને તેના સકટનું નિવારણ કરવાનો બને તેટલો પ્રયત્ન તમારે કરવો જોઈએ જીવનની દૃષ્ટિથી આ સદ્‌ગુણોની ઘણી જ જરૂર છે.

શારીરિક પરિશ્રમનો તમને કદી કંટાળો ન હોવો જોઈએ તેમાં તમને નાનમ ન લાગવી જોઈએ પરિશ્રમ ન કરવો પરિશ્રમનું મહત્ત્વ એ દુર્બળતાનું અને ખોટા અહંકારનું લક્ષણ છે એમ તમે માનજો આયતું ખાનારા અને બીજાની મહેનત પર સુખ અને સ્વાસ્થ્યની ઇચ્છા કરનારા લોકો દીઠે જોરાવર લાગે, તોપણ મનથી તેઓ દુર્બળ છે એમ ચોક્કસ માનજો. કેટલાક રોગો એવા હોય છે કે તેનાથી પીડાતા લોકો બહારથી હૃષ્ટપુષ્ટ દેખાય છે, પણ તેમનામાં કામ કરવાની શક્તિ હોતી નથી એ જ વાત પરિશ્રમનો કંટાળો કરનારાને લાગુ પડે છે. તમે પોતાનુ શરીર, બુદ્ધિ, મન અને વાણી પવિત્ર રાખજો તેમને તમે યોગ્ય ટેવો પાડો અને કોઈ પણ બાજુથી દોષ સાથે સંબંધ ન આવવા દો તો તમારા જેવા નસીબદાર બીજા કોઈ નથી એમ માનજો એ ભાગ્ય તમારા હાથમાં છે આજ તમે વિદ્યાર્થી છો. થોડા વરસ પછી તમે જ અહીંના નાગરિક કહેવાશો. તમે ગૃહસ્થ બનશો પોતાનુ જીવન બધી બાજુથી આદર્શ થવુ જોઈએ એવી તમારી ઇચ્છા હોય તો અત્યારથી જ તમારે તે માટે પ્રયત્નશીલ થવું જોઈએ. આજની કેવળ પુસ્તકિયા કેળવણીથી તમારામાં સજ્જનતા નહીં આવે તમારામાં પૌરુષ કે કર્તૃત્વ નહીં આવે. તે માટે તમારે જાતે જ દીર્ઘ પ્રયત્ન કરવો જોઈએ. સાવધપણે, ચીવટથી એક એક ગુણ તમારે વધારવો જોઈએ દોષ કાઢી નાખવા જોઈએ. તમારા સદ્‌ગુણો અને કર્તૃત્વથી જ આ શહેરની શોભા વધશે, તમે જ આ નગરના રત્નો તરીકે આગળ આવવાના છો. તમે જ તમારા કુટુંબને, સમાજને અને ગામને ભૂષણરૂપ થવાના છો. આ બધું તમારા હાથમાં છે જીવનનો ઉદાત્ત હેતુ તમે આજથી જ અપનાવો તો એ હેતુ જ તમને જીવનમાં ઉત્તરોત્તર ઉન્નતિ તરફ લઈ જશે પોતાનુ કર્તૃત્વ અનેક રીતે અનેક સદ્‌ગુણોથી વધારીને તે દ્વારા કેવળ પોતાના જ સુખની ઇચ્છા ન કરતાં પોતાની આજુબાજુના, પોતાની સાથે સંબંધ ધરાવનાર જગતને સુખી કરવું એ જ આપણું ખરું કર્તવ્ય છે,

એમાં જ માનવતા છે, એવી શ્રદ્ધા રાખીને તમે વર્તવા માંડશો તો જીવનની બધી સિદ્ધિઓ તમને અનુકૂળ થશે અને તમારું જીવન સફળ થશે એમા શકા નથી. પરમાત્મા તમારા શુભ હેતુમાં તમને સદૈવ સહાય થાઓ

(અનેક વ્યાખ્યાનોમાથી સકલિત)

૨

# સુખ વિષે ધર્મ્ય વિચાર

બાળાઓ,

સ્વતંત્રતાના લક્ષણો શા?

તમે આ વખતે અનેક પ્રશ્નો પૂછ્યા છે. તે પરથી જીવન વિષેના તમારા વિચારોનો પ્રવાહ કઈ દિશામાં વહે છે તેની કલ્પના કરી શકાય છે તમે બધી વિદ્યાર્થિનીઓ છો કૌટુબિક અને સામાજિક દૃષ્ટિથી તમારું જીવન છોકરાઓ જેટલુ સ્વતત્ર નથી, તોપણ બધી રીતે આપણને સ્વાતંત્ર્ય હોવુ જોઈએ એવુ તમને લાગતું હોય એમ તમારા પ્રશ્નો પરથી દેખાઈ આવે છે સ્વતત્રતા બધાને પ્રિય છે એમાં શકા નથી નાનુ બાળક કે મૂર્ખ માણસ પણ સ્વતંત્રતા ઇચ્છે છે. તેમને પણ પોતા પર નિયંત્રણ હોય તે રુચતુ નથી. તમે તો કેળવણી લઈને જ્ઞાનસપન્ન થઈ રહ્યા છો તે જ પ્રમાણે કેળવણી પૂરી કર્યા પછી અર્થસંપાદન કરવાનીયે ઉમેદ રાખો છો. એવી સ્થિતિમાં તમને સ્વાતંત્ર્યની ઇચ્છા હોય તેમાં નવાઈ નથી; અથવા એમા તમારી મહત્ત્વાકાક્ષાનો અતિરેક છે અથવા કશું અનુચિત છે, એમ પણ કહી શકાય નહીં પરંતુ તમારા બધા વિચારમાં અને તમારી ઇચ્છામાં એક મહત્ત્વનો દોષ છે તે એ કે, તમારા બધા વિચારો અને આકાંક્ષાઓ તમારા પોતાના જ સુખને લક્ષમાં રાખીને તેની આજુબાજુ જાણે ફરતાં હોય એમ લાગે છે.

કોઈ પણ માર્ગે પુષ્કળ પૈસા મેળવીને મનમાન્યાં શરીરસુખ પ્રાપ્ત કરવાં એ જ હેતુ તમારા બધા વિચારોમાં અને કલ્પનાઓમાં મુખ્યત્વે જણાઈ આવે છે. તમારી એવી સમજણ, લગભગ ખાતરી જ કહોને, થયેલી જણાય છે કે, સ્ત્રીઓ પૈસા મેળવી શકતી નથી, તેથી તેમને સ્વતંત્રતા નથી અને સ્વાતંત્ર્ય ન હોવાને કારણે જ તેઓ આજ સુધી બધી રીતે દુ:ખ ભોગવતી આવી છે. આ તમારી સમજણ સર્વાંશે ખરી કે સર્વાંશે ખોટી છે એમ ન કહી શકાય. જીવન વિષેની જે દૃષ્ટિ રાખી તમે તમારા સુખનો વિચાર કર્યો છે અને તે વિષે જે વ્યાખ્યાઓ અને કલ્પનાઓ તમે કરી છે, તે વ્યાખ્યાઓ ને કલ્પનાઓ જીવન વિષે વધારે યોગ્ય અને વિશાળ દૃષ્ટિથી વિચાર કરવાનું તમને સૂઝે અને તમે તેમ કરી શકો તો સંદતર બદલાવાનોય સંભવ છે. આજે તમે જે કેળવણી લઈ રહ્યા છો તેમા માનવી જીવનને જરૂરી કેટલી વિદ્યાઓ અને કળાઓનો સમાવેશ થાય છે, તેમ જ તેમાં માણસને સંસ્કારી અને જ્ઞાની બનાવવાનું કેટલું સામર્થ્ય છે, એ પ્રશ્ન હમણા બાજુએ રાખીએ તો પણ તમારે વિષે એમ કહેવું પડે કે ચાલુ કેળવણીને કારણે આપણા પહેલાની અનેક પેઢીઓની સ્ત્રીઓ કરતાં આપણે વધારે બુદ્ધિશાળી, હોશિયાર અને જ્ઞાનસંપન્ન છીએ એમ તમને લાગતુ હોય એમ ચોખ્ખું દેખાય છે અને તે પરથી જૂના વખતની શિક્ષણ ન પામેલી બધી સ્ત્રીઓનું તેમ જ તમારી માતાઓનુ જીવન ઘણું દુ:ખમાં ગયું હશે એમ માનીને તેમને વિષે તમને એક રીતે દયા આવે છે. ખરેખર, તેમને વિષે તમને આમ જ લાગતું હોય અને તેમને વિષે તમારી આવી જ સમજણ હોય, તો તેમાં તમે ભૂલ કરો છો એમ કહેવું જોઈએ. ભણતરમાં તમારી બુદ્ધિમત્તા જોઈને તમારી માતાને આનંદ થતો હોય તો એટલા પરથી પોતાના અભણપણા માટે તેમને દુઃખ થાય છે એવો અર્થ તમે ન કરતા તેમના સમય કરતાં આજનો જમાનો જુદો છે અને આજના વખતમાં ભણતર વિના તમારું લગ્ન થવુ મુશ્કેલ છે એ વાતનું તેમને સતત ભાન હોવાથી, જેમ જેમ તમે પરીક્ષાઓ પાસ કરો છો તેમ તેમ તેમને તમારા લગ્નની મુશ્કેલી ઓછી લાગવાનોયે તે

આનંદ હોવાનો સંભવ છે. તમારી માતાઓ કે ઘરની વડીલ સ્ત્રીઓ તમારા જેટલી ભણેલી નથી તોપણ તે કારણે અમે દુ:ખી છીએ એમ તેઓ કદી તમને કહે છે શું? અને ન કહેતાં હોય તો પણ તેઓ ખરેખર દુ ખી છે શું? તમે એક વાર તેમને પૂછી તો જુઓ. જે ગૃહક્ષેત્રમાં તેમને કામ કરવું પડે છે, તેમાં તેમના અશિક્ષિતપણાને કારણે તેમને કશી મુશ્કેલી નડે છે શું? તેમાં તેમને જેટલુ સમજાય છે તેના કરતાં તમને ભણેલાઓને વધારે શું સમજાય છે? પુરુષ મહેનત કરી કમાણી કરી લાવે છે કઈ સ્વતત્ર સ્થિતિમાથી તે કમાણી કરી લાવે છે તે તો એ જ જાણે. પરંતુ જે લાવે છે તે બધુ પોતાની પત્નીને સોપી દે છે. તેમાંથી તે બધી ગૃહવ્યવસ્થા કરકસરથી ચલાવે છે. છોકરાછૈયાને કશાની ઊણપ પડવા દેતી નથી પુરુષને પૈસા કમાવા સિવાય બીજી બાબતમાં કશી ચિંતા કરવી પડતી નથી કે જોવું પડતું નથી આવી સ્થિતિ સોમાંથી નવ્વાણુ ઘરમાં મળશે એ ઘરોમાં અધિકારની દૃષ્ટિથી ઘરના ક્ષેત્રમાં કોની સત્તા આપણને જોવા મળે છે? સ્ત્રીઓ પરતત્ર છે એમ આપણે કહીએ છીએ, પરતુ ઘેરઘેર તેમનુ જ જોર દેખાય છે તેવું તેમનુ જોર જો ન હોત તો એકત્ર રહેનારા કુટુબો સ્ત્રીઓને કારણે જ વિભક્ત થયેલાં શાથી જોવામાં આવે છે? એ ભાઈઓની જુદા થવાની સ્વાભાવિક ઇચ્છા ભાગ્યે જ કોઈ ઠેકાણે જોવા મળે પરતુ સ્ત્રીઓને કારણે ભાઈભાઈ જુદા થયેલા બધે જોવામાં આવે છે. ઘરમા સ્ત્રીઓનો દોર ન હોત અને સ્ત્રીઓ કેવળ પરતંત્ર હોત, તો આમ બનત ખરુ? હવે, તમારી માતાઓ કે બીજી સ્ત્રીઓ અશિક્ષિત હતી તેથી તેમને કારણે ઘરના આવા ભાગલા પડ્યા, પણ હવે તમે સુશિક્ષિત થઈ છો એટલે હવે આ બધી વસ્તુઓ ટાળવાની બુદ્ધિ કે શક્તિ તમારામાં છે કે? લગ્ન કર્યા પછી પતિ અને પતિના ભાઈ, દેરાણી, જેઠાણી વગેરે બધાં સાથે એકત્ર કુટુબ ચલાવવાની તમારી તૈયારી છે કે? એટલા માટે કહુ છુ કે, સ્ત્રીઓ અશિક્ષિત હોય કે સુશિક્ષિત, ઘરમાં પોતાનુ જ પ્રામલ્ય હોવુ જોઈએ એમ તેમને બધીને લાગે છે. ઘરના લગ્નપ્રસગે કે બીજા કોઈ મહત્ત્વને પ્રસંગે ખર્ચની બાબતમાં તમારા

ઘરમાં તમારાં મા અને બાપ વચ્ચે જ્યારે મતભેદ થાય છે, ત્યારે છેવટે કોના મત પ્રમાણે ગજા ઉપરાંત ખર્ચ થાય છે અને એ કાર્યો પાર પાડવામા આવે છે, તેનો વિચાર કરો અને એકંદરે મતપ્રાબલ્યનો અંદાજ કાઢો, તો તેમાંય સ્ત્રીઓનું જ પ્રાબલ્ય તમને જણાયા વગર રહેશે નહીં. અને એટલુ હોવા છતા આપણે કહીએ છીએ કે સ્ત્રીઓને સ્વતંત્રતા નથી, તેમને કોઈ પૂછતુ નથી!

सतोपपूर्वक सहन कर्या विना प्रेम ने सुख मळता नथी

તમારામાથી દરેક જણ પોતાની ગૃહસ્થિતિનો વિચાર કરીને મને કહો કે, તમારા ઘરમાં તમારી માનુ ચાલે છે કે પિતાનુ? ઘણેખરે ઠેકાણે માનું જ વર્ચસ્વ અને તેની જ સત્તા દેખાશે. એ વર્ચસ્વ અને સત્તાનો ઉપયોગ તે શો કરે છે એ વાત જુદી. આખો જનમારો ઘરસંસાર ચલાવીને તમારી પહેલાંની પેઢીની સ્ત્રીઓએ પોતપોતાના પતિનો અને ઘરનાં બીજાં માણસોનો જે વિશ્વાસ, આત્મીય ભાવ, અને પ્રેમ સંપાદન કર્યાં તેના કરતાં અધિક વિશ્વાસ, આત્મીય ભાવ, અને પ્રેમ તમે સુશિક્ષિત સ્ત્રીઓ પોતાના પતિનો અને ઘરના બીજા માણસોનો સપાદન કરી શકશો એવી તમને ખાતરી છે કે? તમારી દૃષ્ટિથી અશિક્ષિત પણ વસ્તુત સંસ્કારી અને સારા સ્વભાવની સ્ત્રી પોતાના પતિ, પોતાના માતપિતા તેમ જ ઘરના બીજા માણસો માટે પ્રસંગ પડચે જેટલા કષ્ટ અને ત્રાસ સહન કરે છે તેટલાં સહન કરવાની તમારી તૈયારી છે ખરી? તમારાં લગ્ન થયેલાં નથી તેથી કદાચ તમને આનો જવાબ આપવાનુ કઠણ લાગશે; પરંતુ આજે જે ઘરમાં તમે નાનાંનાં મોટાં થયાં, જ્યાં તમારાં માબાપ પોતાની શક્તિ અનુસાર તમને સુખ આપવાના પ્રયત્ન કરે છે, જે ઘરમાં તમે બધી સગવડો ભોગવીને સુખેથી રહો છો, તે ઘરમાં પ્રસંગ પડચે પોતાનાં માતપિતા માટે, પોતાનાં ભાઈભાંડુઓ માટે તમે સંતોષપૂર્વક કેટલુ સહન કરી શકો છો, તે પરથી તમાગ ભાવિ જીવન વિષે અંદાજ કાઢવો તમારે માટે મુશ્કેલ નથી. આજ

જે માણસો તમારા શિક્ષણ માટે પોતે અગવડો વેઠે છે તેમને માટે જરૂર પડચે સહન કરવાની તમારી તૈયારી ન હોય, તો લગ્ન થયા પછી પતિના ઘરનાં અપરિચિત માણસો માટે તમે સહન કરવાને ક્યાંથી તૈયાર થવાનાં? તમારા પ્રશ્નોનો એકંદરે વિચાર કરતા તમને ખૂબ પૈસો મેળવવાની અને તેની મદદથી સુખી થવાની ઇચ્છા છે, એવું જે મેં શરૂઆતમાં જ કહ્યુ તેનો આશય એ જ કે તમારા બધા વિચારો ગમે તેમ કરીને પોતાની જાતને સુખી કરવાના છે. પણ શિક્ષણથી નોકરી મેળવીને તમે કેટલા પૈસા મેળવી શકશો અને તે પૈસાથી કેટલું સુખ મેળવી શકશો એનો તમે વિચાર કર્યો નથી. લોકો તમને સુખ આપે એમ તમે ઇચ્છો છો, પણ લોકોએ તમને શા માટે સુખ આપવુ તેનો તમે વિચાર કર્યો નથી તમારી માતાઓ સ્વતત્રપણે પૈસા કમાતી નથી, પરતુ પોતાના પતિનો તે પૂરેપૂરો વિશ્વાસ ધરાવે છે. તે સ્થિતિમા તેમને કયુ સુખ ઓછુ છે એમ તમને લાગે છે? પરસ્પર વિશ્વાસ, પરસ્પર લાગણી, સહૃદયતા અને હૃદયની કોમળતાથી જે સુખ મળે છે તે પૈસાથી કદી પ્રાપ્ત થઈ શકે ખરુ? બીજાને સુખ આપવાની તેમ જ પ્રેમ ને કર્તવ્યને ખાતર સહન કરવાની વૃત્તિ તમારામાં ન હોય, તો તમારે માટે પ્રેમથી સહન કરવા કોણ તૈયાર થાય? શિક્ષણને જોરે આગલી પેઢી કરતા આપણે સ્વાધીન થઈશું એમ તમે કલ્પો છો, પણ તમે સ્વાધીન કેવી રીતે થવાના? નોકરી અને સ્વાધીનતા એ વસ્તુઓ જ એકબીજીથી વિરુદ્ધ છે વળી, સ્વાધીન રહેવાને માટે જે જાતની માનસિક પાત્રતા અને સસ્કારિતા માણસમા હોવી જોઈએ તે આ શિક્ષણથી આપણામાં આવી ગઈ છે એવી જો તમારી સમજણ હોય તો તેમાં તમે થાપ ખાઓ છો આજનુ પુસ્તકિયુ શિક્ષણ અને સંસ્કારિતા સાવ ભિન્ન વસ્તુઓ છે સત્ય, પ્રામાણિકપણું, ઉદારતા, સયમ, દયા, સૌજન્ય, વિવેક, વગેરે માનવી સદ્ગુણો સંસ્કારિતાના સાચા દર્શક છે, તે અભણ માણસમાં પણ જોવા મળે છે, જ્યારે એથી ઊલટા દુર્ગુણો ભણેલા માણસમાં જોવા મળે છે એટલે શિક્ષણ અને સારા

સંસ્કાર એ બેનો કંઈ નિત્યસંબંધ નથી. તમારી માતાઓ ભણેલી ન હોય તોય સંસ્કારસંપન્ન હોઈ શકે છે; અને તમે શિક્ષણ પામીનેય સંસ્કારવિહોણા રહો એમ બને. આવી પરિસ્થિતિમાં તમે સ્વાધીન શી રીતે રહી શકવાના? અનેક સુખોની લાલસા જેના મનમાં ભરેલી હોય તેનામાં સ્વાધીનતા શી રીતે ટકી શકે? તમારે લગ્ન કરવું છે અને તે કરીને તમે સ્વાધીન રહેવાનાં? એટલે તમારા પતિએ તમારા કાયમના ગુલામ થઈને રહેવું જોઈએ, એવી જ ઇચ્છા તમે રાખવાનાં ને? એટલે તેણે તમારા તાબેદાર થઈને રહેવું જોઈએ, ખરું ને? અને તેણે તમારા તાબેદાર શા માટે રહેવું જોઈએ વારુ? તમે શિક્ષિત છો અને નોકરી કરીને પૈસા કમાઓ છો, માટે? તમે કહેશો કે, અમે એકબીજા પર પ્રેમ કરીને સુખ મેળવીશું પણ તમારે તો સ્વતંત્રતા જોઈએ, સુખ જોઈએ, પછી તમે પ્રેમ કેવી રીતે કરવાનાં? પ્રેમ કરનારને બીજાને માટે ઘસાવું પડે છે, પોતાના સુખની ઇચ્છા જતી કરવી પડે છે, મારી નાખવી પડે છે, ભૂલી જવી પડે છે; પોતાની સ્વતંત્રતા જતી કરવી પડે છે, અહંકાર છોડી દેવો પડે છે. ત્યારે આ પરસ્પરવિરુદ્ધ વસ્તુઓ તમે શી રીતે સાધશો? અને તમે જેને પ્રેમ કહો છો તેની પાછળ કોઈ ઉદાત્ત ભાવના છે, કશી નિષ્ઠા છે કે એકબીજા તરફના કેવળ આકર્ષણને જ તમે પ્રેમ સમજીને છેતરાયા કરવાના? એ આકર્ષણને જ પ્રેમ સમજીને તમે ભોળવાશો તો તે કેવળ મોહ છે એ ધ્યાનમાં રાખજો. તે મોહ લાંબો વખત ટકશે નહીં. સંકટ આવતાં જ તે ઊડી જવાનો. એક જ વ્યક્તિ વિષે મોહ સતત રહેવો શક્ય નથી; કારણ કે તે આકર્ષણની પાછળ ચાલતો હોય છે. તમારામાં પ્રેમ, નિષ્ઠા, ઉદારતા, કર્તવ્યબુદ્ધિ, બીજા માટે સંતોષપૂર્વક સહન કરવાની ભાવના, ઉદાત્તતા વગેરે ગુણો ન હોય તો તમારા ચાર દિવસના નકલી સૌંદર્ય પર તમારો પતિ કેટલો વખત આકર્ષિત થઈને રહેશે? અને તે પણ તમારી પેઠે જ કેવળ મોહલુબ્ધ છે એમ તમને સમજાયા પછી તમે પણ તેના મોહમાં કેટલા દિવસ રહેવાનાં? આવી રીતે અરસપરસ એકબીજાની ખરી

ઓળખ અને ખાતરી થયા પછીયે સંસારમાં પ્રેમ, સુખ અને સંતોષ ક્યાથી મળવાનાં ? કેવળ સુખની અભિલાષાથી ભેગા થયેલા બે જીવ તે અભિલાષા માટે આવશ્યક આકર્ષણ અને તેને વિષેનો ભ્રમ ઊડી જતાં સુખથી સાથે કેવી રીતે રહી શકવાના ? અને વળી એવી જ સ્થિતિમા તેમને એકત્ર રહેવુ પડે તો તેઓ હમેશ વહેમાયેલા રહીને તેમ જ એકબીજા પર સતત ચોકી કરીને રાતદિવસ પજવવાનુ જ કામ કરવાનાં

मानवी प्रेमनी आगळ केवळ सुखनी अभिलाषानी किंमत ओछी ज

આ બધા અનર્થોનુ કારણ તમે પોતાના ચિત્તમાં સઘરેલી સુખાભિલાષા જ છે. તેને જ તમે તમારા જીવનનુ ધ્યેય બનાવ્યુ છે આપણી પાસે ધન હોય તો બધા જ આપણને સુખ આપવાનો પ્રયત્ન કરશે એમ તમે સમજો એ ભ્રમણા છે જેને મજૂરી જોઈતી હશે તે બહુ તો તમારું કામ કરશે પણ તે તમને સુખ શા માટે આપશે ? તે તમારા પર પ્રેમ અને વિશ્વાસ શા માટે રાખશે ? તમારે માટે તે પ્રેમપૂર્વક ઘસારો શા માટે વેઠશે ? આ રસ્તે તમે કદી સુખી નહીં થાઓ તમારે સુખી થવું હોય તો જીવનનુ ધ્યેય ઉચ્ચ અને ઉદાત્ત રાખો, કેવળ અભિલાષાની પાછળ પડો નહીં. પ્રેમ જોઈતો હોય તો પહેલા પ્રેમ કરતા શીખો પ્રેમ શીખવો હોય તો પહેલા પોતાનો ક્ષુદ્ર અહંકાર છોડીને બીજા માટે મહેનત કરતાં અને સહન કરતાં શીખો. પ્રેમ કરશો તો પ્રેમ મળશે. વિશ્વાસ રાખશો તો બીજાનો વિશ્વાસ મેળવશો સહન કરશો તો તમારે માટે કોઈ સહન કરશે. સુખનો સંબંધ કેવળ શરીર સાથે નથી. મનની ઉચ્ચ સ્થિતિ સિવાય ખરું સુખ પ્રાપ્ત થવુ શક્ય નથી. પૈસાની મદદથી એકાદ મુશ્કેલી દૂર થઈ શકે, પણ સુખ ન મળે. બીજાઓને સુખી કરીને સુખ મેળવવાની આકાંક્ષા રાખશો તો કોક દિવસેય તમે સુખી થશો પણ કેવળ પોતાના જ સુખની ઇચ્છા કર્યા કરશો તો તે તમારે ભાગે આવવા જેટલુ સસ્તુ નથી તમારી માનાએ

પોતાનું સર્વસ્વ આપી દીધું, ત્યારે તે આજે તમારા પિતાની બધી કમાણીની માલેક થઈને બેઠી છે પોતે મૂકેલા સંપૂર્ણ વિશ્વાસને લીધે જ આજે તે તમારા પિતાના સંપૂર્ણ વિશ્વાસને પાત્ર થયેલી છે. તેણે બધું સહન કર્યું તેથી જ તેને માટે તમારા પિતા ગમે તે કરવા તૈયાર છે. તેણે પોતાનું નોખું એવું કશું જ રાખ્યું નહીં, માન્યું નહીં, તેથી જ આજે ઘરમાં જે કાંઈ છે તે બધું તેનું જ થઈ ગયું છે. સારા, સંસ્કારી અને ધર્મનિષ્ઠ કુટુંબોમાં બધે આ જ સ્થિતિ જણાશે. તમારા આ શિક્ષણમાં નોકરી કરીને પેટ ભરવા ઉપરાંત વધારે કયું સામર્થ્ય છે? તેના પર આધાર રાખી સદ્‌ગુણો તરફ દુર્લક્ષ કરશો નહીં, ધર્મને ભૂલશો નહીં; માનવતા છોડશો નહીં. પૈસા કરતાં માનવહૃદયની કિંમત ચોક્કસ વધારે છે, માટે પૈસા કમાવાના મોહમાં પડીને માનવીનું દિલ અને પ્રેમ ગુમાવશો નહીં.

•

केवळ स्वसुखलक्षी विचारमा रहेला दोष

અને આ બધી બાબતો તમારે લગ્ન થયા પછી શીખવાની નથી, પણ આજે જે ઘરમાં તમારા પર પહેલેથી જ પ્રેમ કરનારાં માણસો છે, તે ઘરમાં જ શીખવાની છે. ત્યાં તમે શીખશો નહીં તો લગ્ન થયા પછી તે તમને એકદમ આવડી જશે એમ ન માનતા. આજે જ્યાં તમને બધી બાજુએથી પ્રેમનો આશ્રય છે, ત્યાં જ તમે પ્રથમ પોતાના કર્તવ્ય વિષે જાગ્રત થાઓ તમારી માતાને કે ઘરની વડીલ સ્ત્રીઓને રાતદિવસ ઘરના કામોમાં શ્રમ કરવો પડે છે, એટલા પરથી તેમનું જીવન દુઃખી છે એમ તમને લાગે છે અને તેથી તમને તેમની દયા આવે છે એમ પણ તમે જણાવ્યું પણ એ દયા સાચી છે કે કેમ એ તમે જ પોતાનું મન જરા તપાસીને જુઓ. તમારા બધાના ઘરની સ્થિતિ હું જાણતો નથી, પણ મને ખબર છે કે આજે ભણતી કેટલીય છોકરીઓ પોતે ભણે છે એ જાણે માબાપ પર ભારે મોટો ઉપકાર કરતી હોય એમ માને છે. ઘેર ગમે તેટલી અડચણો હોય, પોતાના

કામનો મોટો બોજો પોતાની માતાને સહન કરવો પડે છે, એવુ જાણતા છતા તેના કામમાં મદદ કરવાની તેમને વૃત્તિ થતી નથી. તમને સાચે જ તમારી માની દયા આવતી હોય અને તેને વિષે લાગણી થતી હોય તો તેની સાથે તમે આવી રીતે કદી નહી વર્તો. ઓછામા ઓછુ તમારે માટે તેને શ્રમ કરવાનો વખત ન આવવા દેતા તમારે માટે તેને હેરાન ન કરતા પરતુ જે છોકરીઓમા વિદ્યાર્થી અવસ્થામા જ માને મદદ ન કરવા જેટલા અજ્ઞાન, અહકાર અને જડતા હોય, તેઓ નોકરી કરીને બે પૈસા કમાતી થયા પછી પોતાની માતા અને ભાઈ-ભાંડુઓ સાથે નોકરના જેવી વર્તણુક રાખે તો તેમા શી નવાઈ? અને જે છોકરીઓની જીવન વિષેની કલ્પના, ભાવના અને મનોવૃત્તિ કેવળ સ્વસુખલક્ષી હોય, તેઓ આનાથી જુદી રીતે ઘરમા કેમ વર્તશે? અને લગ્ન થયા પછી પતિ અને તેના ઘરનાં અપરિચિત માણસો સાથે તેમનો વહેવાર સ્વાર્થની દૃષ્ટિ સિવાય બીજી કઈ દૃષ્ટિથી ચાલશે? માટે તમારે કર્તવ્યનિષ્ઠ ને ધર્મનિષ્ઠ થવું હોય અને બધા સાથે સ્નેહ અને ઉદારતાથી વર્તવુ હોય તો આજ જે ઘરમાં તમે છો, જે પરિવારમા તમે રહો છો, ત્યાથી જ આ વસ્તુઓ શરૂ કરી દો. તમે બધી સ્વાર્થી છો અથવા તો તમારાં માતપિતા માટે તમને દયામાયા નથી કે તમારા ભાઈબહેનો વિષે તમને મમતા નથી, એમ કહેવાને મારી પાસે કશો આધાર નથી પરંતુ તમારા કેવળ સ્વસુખલક્ષી વિચારો, પૈસાથી સુખી થવાની તમારી કલ્પનાઓ, થોડુ ભણેલા કે સાવ અભણ લોકો વિષેના તમારા ખોટા ખ્યાલો અને શિક્ષણને કારણે પોતા વિષેના તમારા વધારેપડતા ઉચ્ચ ખ્યાલો જોઈને મારા મનમા જે વિચારો આવે છે, તે હું તમારી આગળ કહી રહ્યો છુ સાધારણ લખતાં વાચતા આવડે છે એવી સ્ત્રીઓ પણ પતિ પરદેશ ગયો હોય ત્યારે તેની ગેરહાજરીમા ઘરનો, ઘરની ખેતીવાડીનો તેમ જ બીજો કોઈ ધંધો હોય તો તે પણ કેટલી દક્ષતાથી અને હોશિયારીથી ચલાવી શકે છે એના ઉદાહરણોની તમને ખબર પડે તો હાલની કેળવણી વિષેનુ તમારું

અભિમાન તેમ જ ઓછું કે બિલકુલ ન ભણેલી સ્ત્રીઓ વિષેની તમારી ભૂલભરેલી માન્યતાઓ દૂર થશે એવી મારી ખાતરી છે.

ગૃહસ્થાશ્રમમા સ્ત્રી-પુરુષનુ સરખુ મહત્ત્વ

તમે સુખી થવા ઇચ્છો છો તેમાં તમારો કશો દોષ નથી. પરંતુ સુખનો માર્ગ તમે જાણતાં નથી. બીજાઓને સુખ આપવામાં કૃપણ રહીને અને પોતાને માટે બીજાની પાસે કષ્ટ કરાવીને તમે સ્વાતન્ત્ર્ય અને સુખની ઇચ્છા કરો છો એ તમારો દોષ છે. સુખની ઇચ્છા તો પ્રાણીમાત્રને હોય છે, પરંતુ તે કયે માર્ગે સુખ મેળવવાનો પ્રયત્ન કરે છે તે પરથી તેની પરખ થાય છે એ સુખમા કેવળ શારીરિક સુખનો અંશ કેટલો છે અને માનવી શ્રેષ્ઠ ગુણોનો તેમ જ ધર્મનો અંશ કેટલો છે તે પરથી માણસની પાત્રતા નક્કી થાય છે. પુરુષોની પાસે બધી સત્તા હોવાથી સ્ત્રીઓને પરતંત્રતા સહન કરવી પડે છે અને તેથી તેમને મૂંઝવણ થાય છે અને તેમની પ્રગતિ અનેક રીતે કુંઠિત થાય છે એમ તમે કહ્યું તે અમુક અંશે સાચું છે નોકરિયાત વર્ગોમાં પૈસા કમાવાનું કામ પુરુષો જ ઘણા વખતથી કરતા આવેલા હોવાથી અને તે વર્ગમાં સ્ત્રીઓને પૈસા કમાવાનુ સાધન ન હોવાથી આપણે સ્ત્રીઓ કરતાં ચડિયાતા છીએ એમ પુરુષોને લાગવા માંડ્યું. ખેડૂતોમા કે બીજા શ્રમજીવી વર્ગોમા પુરુષોની સાથે સ્ત્રીઓ પણ શ્રમ કરે છે, તેથી તે વર્ગોમાં કમાણીની બાબતમાં એટલો ભેદ માનવામાં આવતો નથી. પરંતુ નોકરી કરનારા વર્ગોમાં તેવો ભેદ એટલી હદ સુધી વધ્યો કે પુરુષ પોતાને કુટુંબનો સત્તાધીશ માનવા લાગ્યો તેના મૂર્ખપણાને લીધે સ્ત્રીઓ પર કેટલીક બાબતોમા તેના તરફથી અન્યાયો પણ થતા ગયા. પરિણામે સ્ત્રીઓને પોતે પરાધીન છે એમ લાગવા માંડ્યું તે તેમને અસહ્ય થયું. અને શિક્ષણનો માર્ગ છોકરાઓની પેઠે છોકરીઓ માટે પણ ખુલ્લો થયો અને તેમને પણ નોકરીઓ મળવા લાગી એટલે તેમનામાં આત્મવિશ્વાસ આવવા લાગ્યો અને આપણે પણ પુરુષોની માફક સ્વતંત્ર અને સુખી થઈએ એમ તેમને લાગવા માંડ્યું. પરંતુ પુરુષ સ્વતંત્ર છે એટલે કઈ

સ્વતંત્રતા તેને છે ? નોકરી કરીને પોતાનું તેમ જ પોતાનાં બૈરાંછોકરાંનું ગુજરાન ચલાવવાની શક્તિ તેનામાં હોવાથી તેને કઈ સ્વતંત્રતા મળી ? નોકરને તે કેટલી સ્વતત્રતા હોય ? એ બધાનો વિચાર સ્ત્રીઓએ કર્યો હોય એમ દેખાતુ નથી પણ તમે આનો વિચાર કરજો. પુરુષોની મૂર્ખામીને કારણે અને તેમના અહંકારને લીધે સ્ત્રીઓમા આ જાતની ભાવના પેદા થયેલી છે પરંતુ જેમનામાં કુલીનતા છે, જેઓ વિચાર-શીલ છે તેઓ કદી પોતાની સ્ત્રીઓને જરા સરખી ઊતરતી ગણુતા નથી. તેઓ તેમની સાથે માનથી વર્તે છે ઘરને અંગેની દરેક બાબતમાં તેમની સલાહ લે છે અને આખુ ઘર તેમનુ જ છે એમ સમજે છે પોતે વૈતરું કરે છે અને બધી કમાણી તેમને સોપી દે છે સસારમાં પુરુષોનુ અને સ્ત્રીઓનુ મહત્ત્વ સરખું જ છે કોઈ કોઈના કરતાં ચડિયાતું કે ઊતરતું નથી બનેએ મળીને સસારને સુખી બનાવવાનો છે બન્નેએ એકબીજાની મદદથી પોતાની ઉન્નતિ સાધવાની છે ગૃહસ્થાશ્રમ માટે બનેની સરખી જ જરૂર છે ગૃહસ્થાશ્રમ માનવી ઉન્નતિનુ ઘણુ મહત્ત્વનુ ક્ષેત્ર છે એ ક્ષેત્રને વધુ ને વધુ પવિત્ર બનાવવું એ બનેનુ કામ છે બનેએ એકબીજાનુ સન્માન સાચવવાનુ અને વધારવાનુ છે સંસારના સુખદુઃખ, આનંદશોક, લાભહાનિ, માનઅપમાન તેમ જ પ્રતિષ્ઠા, ગૌરવ, ભાગ્ય, યશ, ધર્મ — આ બધામા બંનેનો સરખો હિસ્સો છે. ઘરની પ્રજા પર બનેનો સરખો અધિકાર છે પોતાની સતતિને જ્ઞાન, બળ, વિદ્યા અને સર્વ સદ્‌ગુણોથી સપન્ન કરીને બંનેએ છેવટે એક જ રસ્તે, એક જ ગતિએ જવાનુ છે ગૃહસ્થ અને ગૃહિણી – એ બેમા કોણ શ્રેષ્ઠ અને કોણ કનિષ્ઠ ? કોણ સ્વતંત્ર અને કોણ પરતત્ર ? એ વાદ જ ખોટો છે પરંતુ એક જણ મૂર્ખતાથી વર્તવા લાગે કે તેના જોડીદારને આખો જનમારો દુ ખ ભોગવવુ પડવાનુ જ; અને એ દુ ખમાથી છૂટવા માટે તેને સ્વાતત્ર્યપ્રાપ્તિની ઇચ્છા થવાની જ પરંતુ લાંબો વિચાર કરી જોતાં બને ડહાપણથી વર્તે તેમાં જ બનેનું, તેમ જ આખી માનવ-જાતિનું કલ્યાણ છે ગમે તેમ થાય તોએ બંને જુદે જુદે રસ્તે જાય તે

ન ચાલે નિસર્ગે ઘડેલી આ જોડીનું — પરમાત્માએ પોતામાંથી નિર્માણ કરેલી આ મૂર્તિઓનુ — સદ્ભાગ્ય, માંગલ્ય અને સાર્થક્ય, બંને પોત-પોતાનો અહંકાર છોડી દઈને અરસપરસ એકરૂપ બને એમાં જ છે ભાવિ પેઢીઓનુ અને એકંદર સમાજનુ કલ્યાણ પણ તેમાં જ છે. એમ છતા તમે ઘરની ગૃહિણીઓ, ઘરની સ્વામિનીઓ બનવાનું છોડી દઈને સ્વાતંત્ર્યને માટે ને સુખને માટે એક ઓફિસથી બીજી ઓફિસ નોકરીઓ ખોળતા ને કરતાં ફરવા માંડો તો તેથી પુરુષવર્ગનુ, તમારી ભાવિ પેઢીનુ અને એકંદર સમાજનું શુ કલ્યાણ સંધાવાનુ છે ?

જીવનના બે ચિત્રો

તમારા પૈકી કેટલીક બહેનોનો પ્રશ્ન છે કે છોકરીઓએ અને સ્ત્રીઓએ નૃત્ય શીખવું કે નહીં ? સિનેમામાં કામ કરવુ કે નહીં ? નૃત્ય શીખવું અથવા સિનેમામાં કામ કરવું એમાંય તેમનો હેતુ પૈસા કમાવાનો જ છે. એટલે પૈસા કમાવાની બાબતમાં હમણાં જ મેં મારો જે અભિપ્રાય તમને કહ્યો તે જ આને અંગે પણ સમજજો. તમારા આ પ્રશ્ન પરથી અત્યારની છોકરીઓના અને સ્ત્રીઓના વિચારો પૈસા કમાવાના, સ્વતંત્ર થવાના અને સુખ ભોગવવાના હેતુથી ક્યાં સુધી ગયા છે તેનુ સ્પષ્ટ જ્ઞાન થાય છે બાળાઓ ! તમારા આ પ્રશ્નો પરથી સુખ અને સ્વાતંત્ર્યની ધૂનથી તમે ભરમાઈ ગયાં છો એ જોઈને આશ્ચર્ય અને દુઃખ થાય છે. સુખ અને સ્વતંત્રતાને માટે પૈસા જોઈએ અને તે કમાવા માટે સિનેમામાં જઈને કે પુરુષો આગળ નાચીને તેમનું મનરંજન કરવા તરફ તમારા મનનુ વલણ થતું જોઈને તમારી દયા આવે છે. નૃત્ય કરનારી અને સિનેમામાં કામ કરનારી છોકરીઓ અને સ્ત્રીઓને પૈસો મળે છે એટલી જ તમને ખબર છે. પરંતુ તેમને સુખ મળે છે કે નહીં, તેમ જ તેમનુ જીવન કેવા પ્રકારનું છે અને પોતાના જીવન દરમ્યાન તેમને કેવી કેવી વિપરીત પરિસ્થિતિમાંથી અને વિટંબણામાંથી પસાર થવુ પડે છે તેની તમને ક્યાં કલ્પના છે ? તમે તેમનું આખું

જીવન કેવું હોય છે તેની તપાસ કરી છે કે? કેવળ તેમને મળતા પૈસાની વાતો સાંભળીને તેમનો થોડા દિવસનો ભપકો, હાઠ, અને સ્વતંત્ર તથા સ્વચ્છંદી જીવન જોઈને તમને તેમના જેવા જીવનનો લોભ અને મોહ થાય એ મને બહુ જ કમનસીબ અને શોચનીય બીના લાગે છે નૃત્ય કરનારી અને સિનેમામા કામ કરનારી છોકરીઓની અને સ્ત્રીઓની કિંમત આજે કેવળ પૈસાથી મપાતી હોય તોપણ તે કેટલો વખત ટકે છે? જુવાની વીત્યા પછી તેમનો કોઈ ભાવે પૂછે છે ખરો? જેમ જેમ જીવનનો ઉત્તરકાળ આવતો જાય અને જેમ જેમ ઘડપણ આવતુ જાય તેમ તેમ આપણી કિંમત ઘટતી જાય, અને જીવનને અંતે આપણી સાથે કોઈ પ્રેમ અને સદ્ભાવથી વાત સરખી ન કરે તેમ જ આપણે વિષે કોઈને આદર ન થાય, એવા પ્રકારનુ જીવન સારુ કે જેમ જેમ આધેડ ઉમર થતી જાય અને જેમ જેમ ઘડપણ આવતુ જાય તેમ તેમ આપણે વિષે આદર, માન, પ્રેમ અને સદ્ભાવ વધતા જાય એવુ જીવન સારું? એનો તમે જ વિચાર કરો આમાનુ કયુ જીવન તમે પસંદ કરશો? વૃદ્ધ સ્ત્રીનુ નૃત્ય જોવાની ઇચ્છા કોઈ કરતુ નથી. જુવાનીની તેની કળા બદલ ઘડપણમા તેને કોણ આદરમાન આપે? પરંતુ પોતાના સાંસારિક કર્તવ્યો સારી રીતે પાર પાડીને અને પતિપુત્ર માટે બધી જાતના કષ્ટ સહન કરીને વૃદ્ધાવસ્થાએ પહોચેલી ગરીબ સ્ત્રી વિષે પણ બધાના મનમાં આદર, માન અને પવિત્રતાની ભાવના હોય છે. જે જીવનને અંતે પોતાને વિષે તેમ જ બીજાઓને વિષે પણ સંતોષ અને ધન્યતા સહેજે લાગે તે જીવન સારું, એ વિષે શંકા નથી. મોટા મોટા જ્ઞાની, સદાચારી અને પુણ્યવાન પુરુષો અથવા મહાન પ્રતાપી ધનંજયો પણ પોતાની વૃદ્ધ માતાને ચરણે મસ્તક મૂકવામા ને તેની ચરણરજ પોતાને માથે મૂકવામા પોતાની જાતને ધન્ય અને કૃતકૃત્ય માનતા આવ્યા છે આ પવિત્રતાનો, શીલનો, કર્તવ્યનિષ્ઠાનો અને માતૃત્વનો પ્રભાવ છે આવી જાતનુ ભાગ્ય કઈ જાતના જીવનને અંતે પ્રાપ્ત થઈ શકે, તેનો વિચાર કરવો તમારે માટે મુશ્કેલ નથી બાળાઓ! તમારી

સામે બે ચિત્રો છે. એમાંનું કયું જીવન અનુકરણીય અને આદરણીય છે, એનો નિર્ણય તમે પોતે જ કરી શકશો.

સામાજિક સેવાનો આદર્શ

આટલું સાંભળ્યા પછી પણ આજના બદલાયેલા કાળની સાથે આ આદર્શનો મેળ બેસતો નથી એમ તમને થાય અને એ તમારે ગળે ન ઊતરે અને તમારામાં પુરુષાર્થ, જ્ઞાન, સેવાપરાયણતા અને પોતાના સુખ વિષે ઉદાસીનતા હોય, તો ઘરની બહાર પણ તમારે માટે જોઈએ તેટલું વિશાળ કાર્યક્ષેત્ર છે. જે સમાજમાં તમે હરો-ફરો છો તેમાં જ આસપાસ જરા નજર નાખી જુઓ. સ્ત્રીવર્ગમાં કેટલું અજ્ઞાન છે, બાળકોનાં ઉછેર અને કેળવણી તરફ કેટલી ઉપેક્ષાવૃત્તિ છે, એને અંગે કેટલી અગવડો છે, સમાજમાં સ્વચ્છતા, સુઘડતા, વ્યવસ્થિતપણું વગેરે સારા સંસ્કારોનો કેટલો અભાવ છે, પરસ્પર મેળ, ઐક્ય, પ્રેમ, વિશ્વાસ, લાગણી, પ્રામાણિકતા, સહકાર ને સેવાભાવ કેટલાં ઓછાં છે, આરોગ્ય અને બીજા શારીરિક ગુણોનો તેમ જ અનેક માનસિક સદ્‌ગુણોનો સમાજમાં કેટલો અભાવ છે, તે બધું લક્ષમાં લો. આ સ્થિતિ વિષે તમને જો ખરેખર દુઃખ થાય, એ જોઈને તમારો અંતરાત્મા વ્યાકુળ થાય, તો તમારી શક્તિ પ્રમાણે એમાંની કોઈ પણ એકે બાબતમાં સુધારો કરવાનું આજીવન વ્રત લો અને તે પ્રીત્યર્થે પોતાની બધી શક્તિ વાપરતાં રહો, તો કેવળ સ્વસુખની તમારી કલ્પના કરતાં તેમાં તમે કેટલીયે વધારે ધન્યતા અનુભવશો અને તે સાથે જ આપણા સમાજની સ્થિતિ પણ સુધરશે

(પ્રવચન, ૧૯૪૦)

# ૩

# ગૃહસ્થાશ્રમની દીક્ષા

નવદંપતીને,

આજે તમે બનેએ તમારા માતપિતાની, ગુરુજનોની અને વડીલોની સંમતિ ને આશીર્વાદથી ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કર્યો છે. અત્યાર સુધીનુ જીવન તમે ગૃહસ્થાશ્રમની પૂર્વતૈયારીરૂપે ગાળ્યુ હશે તો જીવનની દૃષ્ટિથી આજના દિવસનુ મહત્ત્વ કેટલુ છે તે તમે જાણતા જ હશો. તમે આજે જે આશ્રમની અને તેના કર્તવ્યની જવાબદારી લીધી છે તે સમજીને લીધી હશે એમ હુ માનુ છુ. ખરી રીતે આજને પ્રસગે તમને ઉપદેશના બે બોલ કહેવાને મારા જેવો માણુસ, જેણે આ જવાબદારી કદી સ્વીકારી નથી તે, લાયક ન ગણાય, પણુ જેણે ગૃહસ્થાશ્રમને જીવનના ઘણા મહત્ત્વના અને પોતાની આધ્યાત્મિક ઉન્નતિ સાધવા માટેના યોગ્ય કાળ તરીકે પ્રામાણિકપણે ધર્મબુદ્ધિથી વ્યતીત કર્યો હોય, અને એ આશ્રમના બધા કર્તવ્યો જે યથાયોગ્ય રીતે પાર પાડતો આવ્યો હોય, એવો જ માણુસ તમને આ બાબતમા અનુભવનો અને તમારા હવે પછીના જીવનમા તમને માર્ગદર્શક થાય એવો ઉપદેશ આપવાને યોગ્ય ગણાય પરંતુ તમારા અને તમારા વડીલોના મારા પરના સદ્ભાવ, વિશ્વાસ ને પ્રેમને લીધે તેમ જ તમારા બધાંના આગ્રહને લીધે આ કર્તવ્ય મારા પર આવેલુ છે અને તમારે વિષેની તેમ જ સમાજ વિષેની લાગણીને લીધે તે સ્વીકારીને તમને બે બોલ કહેવાને તૈયાર થયો છુ.

સંસારમા ઉપયોગી થાય એવુ જ્ઞાન મેળવવાની દૃષ્ટિથી બ્રહ્મચર્યાશ્રમ મહત્ત્વનો છે આ જ કાળમાં અનેક વિદ્યાઓ, કળાઓ અને જાતજાતનું જ્ઞાન મેળવી લેવાનું હોય છે સારા સંસ્કારો મોટે ભાગે આ જ કાળમાં ગ્રહણુ કરવાના હોય છે. ત્યાર પછીનો આશ્રમ એટલે ગૃહસ્થાશ્રમ.

કૌટુંબિક અને સામાજિક મહત્ત્વના કર્તવ્યોની આ આશ્રમથી શરૂઆત થાય છે. અત્યાર સુધી તમે બંને છૂટાં હતાં, હવે તમે પતિપત્ની તરીકેના બંધન સ્વીકાર્યાં છે. પૂર્વે જેનો એકબીજાની સાથે કશો સંબંધ ન હતો એવા તમારાં જીવન તમે હવેથી એક કર્યાં છે. હવે તમારાં સુખદુઃખ, લાભહાનિ, ધર્મઅધર્મ—બધુ એક થયું છે. હવે પછીનો જીવનપંથ તમારે બંનેએ મળીને કાપવાનો છે

લગ્ન એ કેવળ પોતાના સુખ માટે છે, એમ સમજીને, કેવળ પરસ્પરના આકર્ષણથી લોભાઈને કે મોહમા પડીને તમે તે કર્યું હોય અથવા તમારા વડીલોના દ્રવ્યલોભને કારણે કે બીજા કોઈ ક્ષુદ્ર કારણસર કે લોભને લીધે તે ગોઠવાયુ હોય અને થયુ હોય તો જેના પાયામાં જ કેવળ મોહ છે અથવા કોઈનો પણ દ્રવ્યલોભ છે, તે લગ્ન ધર્મ્ય છે અથવા તો એ ગૃહસ્થાશ્રમની દીક્ષા છે એમ કહી શકાય નહીં. તમારા લગ્નની પાછળ જો કોઈ પણ ધર્મ્ય કર્તવ્યની કે ઉદાત્ત ધ્યેયની કલ્પના ન હોય અને તે કેવળ એકબીજાના આકર્ષણથી જ થયુ હોય, તો તે આકર્ષણ અને તેનો મોહ એ બેના જ આધાર પર તમે તમારો સંસાર સુખી કરવાની મદાર બાધી છે એમ કહેવુ પડશે અને આકર્ષણનો આ કાળ પસાર થયા પછી, મોહ ઓસરી ગયા પછી, ત્યાર પછીનુ જીવન, ત્યાર પછીનો સસાર, તમે શાને આધારે ચલાવશો એ સવાલ છે અને લગ્નને નિમિત્તે કોઈએ કોઈની પાસેથી પૈસા પડાવ્યા હશે તો તે પૈસા પણ તમને કેટલા દિવસ ચાલવાના? આ વધૂવરને નિમિત્તે હું જે શબ્દો બોલુ છુ તે કેવળ તેમને જ અનુલક્ષીને છે એમ ન માનતા દાપત્યધર્મનો સ્વીકાર કર્યાને જેમને ઘણાં વર્ષ થયાં હોય તેઓ પણ આ મારા શબ્દોનો વિચાર કરે, અને પોતાનુ જીવન તપાસી જુએ. તે જ પ્રમાણે હવે પછી દાંપત્યધર્મનો સ્વીકાર કરવા ઇચ્છના તરુણો પણ મારા કહેવા તરફ બરાબર ધ્યાન આપે. જે સમાજમા લગ્નો કેવળ મોહવશ થઈને થાય છે અથવા તેમા કોઈનો પણ દ્રવ્યલોભ સતોષવામાં આવે છે તે સમાજ કદી ઉન્નત થઈ શકતો

નથી. જીવનની દૃષ્ટિથી અત્યત મહત્ત્વના એવા લગ્નવિધિને નિમિત્તે જે સમાજમા ધર્મ, કર્તવ્ય, ઉદારતા, પ્રેમ, ઉદાત્તતા, ઐક્ય, વિશ્વાસ, પરસ્પર સહકારભાવના વગેરે સસ્કારોની અને સદ્‌ગુણોની જાગૃતિ અને વૃદ્ધિ થતી નથી તે સમાજ આ જીવનસંગ્રામમાં લાબો વખત ટકી રહે એ શક્ય નથી. લગ્નને નિમિત્તે જ્યાં આર્થિક જુલમ, અન્યાય, માનભગ અને સ્વાર્થસાધન, એ જ પ્રકારો બનતા હોય, ત્યા સમાજ અદર ને અંદર એકબીજાને ખાઈને જેમતેમ જીવતો હોવો જોઈએ જે વરવધૂને આશીર્વાદ આપવા માટે અને જેમના શુભ ચિંતન માટે હુ અહીં આવ્યો છુ તે અને તેમના વડીલો આ સમાજઘાતક અને માણસાઈને એબ લગાડનારા પાતકથી અલિપ્ત હશે એમ માનુ છુ

લગ્ન કેવળ વરકન્યા માટે નથી કેવળ તેમની તાત્કાલિક જરૂરિયાતો માટે કે કેવળ સુખ માટે તે નથી માણસમાં રહેલી દુર્દમ્ય ઇચ્છાઓ અને નૈસર્ગિક પ્રેરણાને કેવળ રસ્તો આપવા માટેય તે નથી. એ બાબતો તેમાં આવતી હોય તોપણ તેના કરતાય શ્રેષ્ઠ અને પવિત્ર ધ્યેય સિદ્ધ કરવા માટે માણસે લગ્નનો ઉપયોગ કરવો જોઈએ અને તે જ તેનો પ્રધાન હેતુ સમજવો જોઈએ માનવતા પ્રાપ્ત કરવા માટે આપણે તેનો ઉપયોગ કરવાનો છે લગ્નસબંધ દ્વારા ગૃહસ્થાશ્રમ સ્વીકારીને બંનેએ એકબીજાની ઉન્નતિમા મદદ કરતા રહીને, સાથે મળીને સમાજનાં કર્તવ્યો પાર પાડીને પોતાનુ શ્રેય સાધવાનુ છે. પેઢી દર પેઢી ચાલતા આવેલા અને વધતા વધતા આપણા સુધી આવી પહોચેલા માનવતાના વારસાને વધારે પવિત્ર, વ્યાપક, ઉદાત્ત અને વૃદ્ધિગત કરી તેને આપણાં સતાનમા ઉતારી આપણી ભાવિ પેઢીને માનવતાના માર્ગમા જન્મથી જ વધારે લાયક બનાવવા માટે તે છે. પેઢી દર પેઢીને રૂપે નિર્માણ થતાં માનવજાતિનાં આ સસ્કરણો માનવી સદ્‌ગુણોમા એક કરતા એક વિશુદ્ધ અને વધારે પ્રગતિ પામતાં રહીને આખી માનવજાતિ પરમ શુદ્ધ અને પરમ મગળ સ્થિતિએ જઈ પહોચે, એ પરમાત્માનો હેતુ માણસે લગ્ન દ્વારા પાર પાડવાનો છે લગ્નસબંધથી વરવધૂનુ જીવન એક

થાય છે તેને લીધે બે જીવમાં જાણે એક જ ચૈતન્ય વહેવા લાગે છે. બે જીવોના આ સંબંધથી બે કુટુંબો એકત્ર થાય છે. તેમનામાં એકબીજા પ્રત્યે મિત્રતા, પ્રેમ, વિશ્વાસ વગેરે સદ્‌ભાવો વધવા લાગે છે. બધાંનાં સુખદુ:ખો બધાંને વધતાઓછા પ્રમાણમા લાગવા માંડે છે. તે બે કુટુંબનાં બીજાં અનેક સંબંધી કુટુંબો, તે અનેક કુટુંબોનાં અનેક સગાંવહાલાં, મિત્ર, પરિવાર મળીને બધાંમાં લગ્નને નિમિત્તે જ વિશાળ આત્મીયતા અને એકતા લાગવા માંડે છે. બધાને એકબીજાનો આધાર લાગવા માંડે છે. બધાં એકબીજાને મદદ કરવા માંડે છે અને એકબીજાનુ દુ:ખ અરસપરસ વહેંચી લઈ ને પરસ્પરનુ સુખ વૃદ્ધિંગત કરે છે. આવી રીતે બધાંનો મળીને એકજીવ સમાજ બને છે તે સમાજની, તેના આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષોની, સેવા ગૃહસ્થ અને ગૃહિણી અનેક રીતે કરી શકે છે. પ્રાચીન કાળના આપણા રોજના પંચ મહાયજ્ઞો ગૃહસ્થાશ્રમને આધારે ચાલતા હતા. તેમાં દેવતા, પિતર, જ્ઞાની, માણસ, અને જીવમાત્ર — બધાંની સેવાનો સમાવેશ કરેલો હતો. તે બધાંની નિત્ય નિયમિતપણે સેવા કરનાર દંપતી જેટલી શ્રેષ્ઠતા તે કાળે કોઈનીય માનવામાં આવતી ન હતી. આવો આ દાંપત્યધર્મ, આ ગૃહસ્થાશ્રમ, જીવનનુ પવિત્ર ધ્યેય સાધવા માટે છે. તે કેવળ વૈયક્તિક, તાત્કાલિક ક્ષુદ્ર સુખ માટે છે એમ માનવુ એ તેની વિડંબના છે. એની સહાયથી માણસે એક બાજુથી પોતાની ઉન્નતિ અને બીજી બાજુથી જગત વિષેનાં પોતાનાં કર્તવ્યો પાર પાડવાના છે. સ્ત્રી અને પુરુષ બંનેએ અનુક્રમે પતિવ્રત અને પત્નીવ્રત ધારણ કરી તે એકનિષ્ઠપણે પાળી તેમાંથી જ સંયમની ઉપાસના વધારતાં જઈને પોતાની ચંચળતા ને અસંયમનો સંપૂર્ણ ત્યાગ કરી ગૃહસ્થાશ્રમની પરમ શુદ્ધિ સાધવાની છે. જીવનમાં જોઈતા અનેક સદ્‌ગુણોની પ્રાપ્તિ કરીને માનવતા સિદ્ધ કરવાની છે.

ગૃહસ્થાશ્રમમાં સાંકડું મન રાખ્યે નહીં ચાલે. બધા વિષેની કર્તવ્યબુદ્ધિ ધારણ કરતાં આવડ્યા વિના, એટલી વિશાળતા પ્રાપ્ત કર્યા વગર, ગૃહસ્થ અને ગૃહિણીની માનવંતી પદવીને માટે તેઓ લાયક નહી ગણાય. ગૃહસ્થાશ્રમનુ મહત્ત્વ આજે ભલે ક્યાંય ન દેખાતુ હોય, તેનો અમલ

અને પવિત્ર હેતુ ભલે કોઈ ન ઓળખતુ હોય, પણ માણસને પોતાના જીવનમા માનવતા પ્રાપ્ત કરવી હોય અને એક તરફ સમાજની શુદ્ધિ સધાય અને તેના સદ્ગુણમા વૃદ્ધિ થાય એવુ તેને લાગતું હોય, તો ગૃહસ્થાશ્રમનુ મહત્ત્વ ઓળખ્યા વિના બીજો ઉપાય નથી. આજે આપણા જીવનનું ખાસ કશુ મહત્ત્વ જ રહ્યુ નથી ગુજરાન ચલાવવા માટે કોઈ પણ ધંધો હાથ કરી લેવો, તે દ્વારા પૈસા મેળવી બૈરાછોકરાનો જેમતેમ સંસાર ચલાવવો, એમ કરતા કરતાં જ ખરેખોટે માર્ગે મેળવી શકાય તેટલા પૈસા અને કંઈક આબરૂ મેળવવી — આના કરતા જીવનમાં કશુ ઉદાત્ત ધ્યેય આજે રહ્યું નથી. આપણી પાસે કોઈ ઉચ્ચ વિચારસરણી નથી નાનપણથી ઉત્તમ સસ્કાર મળવાની સગવડ સમાજમાં ક્યાંય નથી પોતાની ઇચ્છા, વાસના ને કામના પ્રમાણે આદર્શરહિત જીવન જેમતેમ ચલાવવુ, એ જ આપણી સામાન્ય જીવનપદ્ધતિ છે. તેથી માનવતાની દૃષ્ટિથી આપણા જીવનની કશી કિંમત નથી, એવી આપણી સ્થિતિ થયેલી છે કેટલીયે પેઢીઓથી આપણે લગભગ આ જ સ્થિતિમા છીએ એક પેઢી પછી બીજી આ જ રીતે વહે જાય છે, પણ આપણો કશો વિકાસ થતો નથી. એનુ કારણ આપણે સુધરવુ જોઈએ, ઉન્નત થવુ જોઈએ, એવી આપણામાં આકાંક્ષા નથી એ છે. દર વરસે લાખો લગ્ન થાય છે લાખો નવાં દંપતી પોતાના નવા સસારની શરૂઆત કરે છે. પોતાનાં વડીલોએ, માતપિતાએ, સંસારમાં, દાંપત્યજીવનમા, કરેલી ભૂલો તેઓ પણ કરે છે અને તેના કડવા અનુભવો પોતાનાં માતપિતાની માફક તેઓ પણ ભોગવે છે દરેક પેઢી તેના તે જ વિપરીત પરિણામોનો અનુભવ લઈ ને જાય છે, છતા ભાવી પેઢીને પોતાના અનુભવનું જ્ઞાન આપીને તેને તે સાવધ કરતી નથી અજ્ઞાન, અસયમ, અને કામ, ક્રોધ, લોભના આવર્તોને લીધે પોતાને હાથે થયેલી ભૂલો અને તેનાં પોતાને અને બીજાઓને ભોગવવાં પડેલા પરિણામોમાથી પોતાની ભાવી પેઢી બચી જાય તે માટે તે સસારમા પડે તે પહેલા આપણે તેને સાવચેત કરતા નથી પોતાના સંતાનને આપણે અજ્ઞાનમાં રાખીએ છીએ

સંસાર, તેમાં થતા ઇષ્ટઅનિષ્ટ પ્રકારો, તેનાં સુખદુઃખ, આનંદ-શોક, લાભહાનિ, ઉન્નતિઅવનતિ, યશઅપયશ, સારુ નરસું વગેરે બધાંનુ જ્ઞાન તેમને પહેલેથી જ આપીને કયા ક્ષેત્રમાંથી, કયે માર્ગે, કેવી રીતે તેમને જવાનુ છે અને તેમાનાં અનિષ્ટ, દુ:ખ, શોક, અવનતિ, અપયશ વગેરે કેમ ટાળવાં તે આપણે તેમને કહેતા નથી. આ આપણી જડતા છે લાંબા વખત સુધી આપણા સમાજની સ્થિતિ જોતાં મને આમ લાગે છે તેમ છતાં પણ હુ એમ કહેવા તૈયાર નથી કે આપણે પેઢીઓથી દુષ્ટ કે મૂર્ખ છીએ અને આપણાં સંતાનોનુ જાણી જોઈને નુકસાન કરતા આવ્યા છીએ માતપિતાના હૃદયમાં પોતાના સંતાન વિષે કેટલો પ્રેમ, વત્સલતા અને કાળજી હોય છે તે હુ જાણું છુ મારા પોતાનાં તેમ જ મારા આપ્ત, ઇષ્ટ અને મિત્ર વગેરે અનેકનાં માતપિતાના પ્રેમ અને વાત્સલ્યનો જે લાભ મને સદ્ભાગ્યે મળ્યો છે તે હુ કદી ભૂલી શકું તેમ નથી તેમનાં પ્રેમ અને વાત્સલ્યની મહત્તા હુ જાણુ છુ. તે બધાં વિષે મારા મનમા પૂજ્યભાવ અને કૃતજ્ઞતા વસે છે, એ મારા હૃદયમાથી કદી જશે નહી. પણ એ બધા ભાવો કાયમ રહેવા છતાં મને એમ લાગે છે કે, સંસારની કેટલીય આવશ્યક બાબતો વિષે આપણામાં જડતા છે. એ કદાચ આપણા રૂઢિગ્રસ્તપણાનુ અથવા આપણા સામાજિક-ધાર્મિક પરંપરાગત રીતરિવાજોનુ પરિણામ હોય. પણ મારે કહેવું જોઈએ કે, લાંબા વખતથી ચાલતો આવેલો આ દોષ આપણે હવે કાઢી નાખવો જોઈએ. નાનપણથી છોકરાંને યોગ્ય જ્ઞાન આપતા આપતાં, તેમને સંસારની યથાર્થ ઓળખાણ થયા પછી, જવાબ-દારીની, કર્તવ્યની, ભાવના તેમનામાં દૃઢ થયા પછી, અને આપણે કરેલી ભૂલો તેમને હાથે નહી થાય એટલી જાગૃતિ, જ્ઞાન અને દૃઢતા તેમનામાં આવ્યા પછી જ તેમને માતાપિતાએ સસારમાં જોડવા જોઈએ

નવદંપતી, તમે ઘણી મોટી અને પવિત્ર જવાબદારી પોતાને માથે લીધી છે. સસારમા અનેક મુશ્કેલીઓ છે, સંકટો છે. તે બધાંમાથી તમારે તમારું શીલ કાયમ રાખી પાર જવાનુ છે. તમને

સુખની ઇચ્છા સ્વાભાવિકપણે જ હોવાની, અને તમે જો ધર્મને માર્ગે ચાલશો, કર્તવ્યબુદ્ધિ જાગ્રત રાખીને તે મુજબ વર્તશો, તો તમે સુખી થયા વગર ,રહેશો નહી. સંસાર દુ ખ માટે નિર્માણ થયેલો નથી. પરમાત્માની એવી ઇચ્છા નથી આપણે બધાં સદ્ભાવથી વર્તીએ, વિવેકપૂર્વક વર્તીએ, તો બધા સુખી થઈશુ એમાં શંકા નથી તમે બીજાઓને સુખી કરવાનો, પોતાના સદ્ગુણથી બીજાઓને આનંદિત કરવાનો પ્રયત્ન કરો તમને સુખ અને આનદ મળ્યા વગર રહેશે નહી. સુખની બાબતમા તમે સંકુચિત વૃત્તિ રાખશો, કેવળ પોતાના જ સુખ તરફ જોશો તો સુખ તમારા હાથમાં નહીં આવે સંસારમા હુ જોતો આવ્યો છુ કે કેવળ સ્વાર્થની પાછળ પડવાથી કલહ અને ક્લેશ નિર્માણ થાય છે કુટુંબની દરેક વ્યક્તિ ઉદારતા કેળવે, સેવાવૃત્તિ પોષે, બીજાઓના સુખમાં પોતાનુ સુખ માને ને કૃપણતા છોડી દે, તો કુટુમ્બનાં બધાં માણસોને આનદ અને સુખ મળશે આવુ સદ્ભાગ્ય પ્રાપ્ત થાય તે માટે દરેકે થોડુ ઘણુ વેઠવુ પડવાનુ જ. પણ તેનાથી કટાળી ન જતા, ત્રાસી ન જતા આપણુ જીવન બધા માટે છે એવી ઉદાત્ત ભાવના અપનાવશો એટલે તમને કોઈ પણ બાબત કઠણ નહી લાગે ઊલટુ, કૃપણતા રાખશો તો દરેક બાબત તમને અશક્ય જણાશે સંસારમા કોઈ કોઈ વાર તમારા બેની વચ્ચે પણ મતભેદ અને અસંતોષના પ્રસગો આવશે, પરંતુ તે વખતે તમે ઉદારતા રાખજો. એકબીજાને નભાવી લેતા શીખજો. બીજાના દોષો વિષે ક્ષમાવૃત્તિ રાખજો અહંકાર અને દુરાગ્રહ ન રાખતા. અંતર્મુખ થઈ ને પોતાના દોષો શોધજો, તપાસજો અને સુધારજો કોઈનુય મન પોતાની અન્યાયી, દુષ્ટતાભરી કે સ્વાર્થી વર્તણૂકથી કોચવાય નહી તેની કાળજી લેજો દુર્બુદ્ધિને ચિત્તમા આશરો આપશો નહી. માહોમાહે સશય રાખશો નહી. તમારા બંનેમા પરસ્પર પ્રેમ અને વિશ્વાસ દિવસે દિવસે વધવાં જોઈએ તમારા બનેને લીધે આખા કુટુંબમાં સુખ, આનંદ, પ્રેમ, વિશ્વાસ અને એકતાની સતત વૃદ્ધિ થવી જોઈએ હવે તમારે તમારાં મન પહેલાં

કરતાં વિશાળ બનાવવાં જોઈએ. તમારા સદ્ભાવ અને સદ્ગુણ હવે વધારે વ્યાપક થવા જોઈએ. વધૂએ પોતાનુ નવું ઘર પોતાનાં પ્રેમ, સદ્ભાવ, ઉદ્યોગ, સેવાવૃત્તિ, આનંદી સ્વભાવ, પ્રામાણિકતા, અને સત્યપરાયણતા વગેરે ગુણોથી પોતાનુ બનાવવું જોઈએ. ઘરનાં વડીલોએ તેની પ્રત્યે પોતાની દીકરી પ્રમાણે પ્રેમથી વર્તવું જોઈએ. વરે પણ પોતાની પત્નીના વડીલો સાથે નમ્રતાથી અને પ્રેમથી વર્તી તેમને પુત્રની જેમ આનંદ આપવો જોઈએ તમારું અત્યાર સુધીનુ જીવન સદ્ગુણોથી ભરેલું હોય તો હવે પછી પણ જીવનમાં તમને કશું મુશ્કેલ નહીં લાગે અને તમારા સદ્ગુણોનો સતત વિકાસ જ થતો રહેશે.

પરમાત્મા તમને તમારા દરેક ધર્મ્ય કર્મમાં સહાય થાઓ અને તેની જ કૃપાથી તમારા બનેનું જીવન તમારા પરસ્પરના, તમારા બનેનાં કુટુંબના, આપણા સમાજના, દેશના અને આખા માનવ સમાજના ઉત્કર્ષ અને ઉન્નતિને પોષક થાઓ. એ જ મારી શુભેચ્છા અને એ જ મારા તમને બંનેને આ મંગળ પ્રસગે પ્રેમપૂર્વક આશીર્વાદ છે.

૪

# સ્ત્રીપુરુષના સામાન્ય અને વિશિષ્ટ ગુણો

[ એક દંપતી સાથે — મોટે ભાગે પત્ની સાથે — થયેલો સંવાદ ]

પ્રશ્ન — ગુણોના વિકાસ પર જ માણસની ઉન્નતિનો આધાર છે, એવુ આપ હંમેશા આગ્રહપૂર્વક કહો છો, એ મારે ગળે ઊતર્યું છે. તે જ પ્રમાણે સદ્ગુણોના સંપૂર્ણ વિકાસ પછી જ ખરી ગુણાતીત અવસ્થા માણસને પ્રાપ્ત થાય છે, એ આપનુ કહેવુ પણ મને પૂરેપૂરું માન્ય છે. પરંતુ ગુણોના વિકાસ માટે કોઈ ખાસ અનુકૂળ પરિસ્થિતિની જરૂર હોય છે, એવી પરિસ્થિતિ કોઈની ન હોય તો તેણે પોતાની ઉન્નતિ કેવી રીતે સાધવી ?

ઉત્તર — કેટલાક ગુણોના વિકાસ માટે અનુકૂળ પરિસ્થિતિની જરૂર હોય છે એ ખરુ છે, પણ બીજા કેટલાક ગુણોનો વિકાસ પ્રતિકૂળ અને વિકટ પરિસ્થિતિ વગર થઈ શકતો નથી માણસ જો પ્રાપ્ત પરિસ્થિતિનો વિચાર કરે અને તે સ્થિતિમા કયા પ્રકારનુ વર્તન, વિવેકયુક્ત અને સદાચારયુક્ત થાય એ શોધી કાઢીને તે પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરે તો ગમે તે પરિસ્થિતિમાં તે પોતાની ઉન્નતિ સાધી શકે, વિષે મને શંકા નથી. પરિસ્થિતિની અનુકૂળતા કે પ્રતિકૂળતા સદ્ગુણવૃદ્ધિના પરિણામ પરથી નક્કી કરવાની હોય તો, જે પરિસ્થિતિમા સદ્ગુણોની જરૂર લાગે, તે જેમા જાગ્રત અને વૃદ્ધિંગત થાય, તે જ સ્થિતિને ખરેખર અનુકૂળ સ્થિતિ કહેવી જોઈએ, પછી તે પરિસ્થિતિ આપણને પ્રિય લાગે કે અપ્રિય લાગે, ઇચ્છનીય હોય કે અનિચ્છનીય હોય પરંતુ તે જ પરિસ્થિતિમાં વિવેક અને સદાચારથી વર્તવાનો નિશ્ચય કરીને તે પ્રમાણે વર્તતા રહીએ અને તેમા જો આપણા સદ્ગુણોનો વિકાસ થાય તો અપ્રિય પરિસ્થિતિ પણ આપણી ઉન્નતિની દૃષ્ટિથી આપણે માટે હિતકારક જ નીવડી એમ

કહેવાય તેથી આપણને અપ્રિય જણાતી અને ઉપર ઉપરથી જોતાં દુ:ખદ લાગતી પરિસ્થિતિને આપણી ઉન્નતિની દૃષ્ટિથી અનુકૂળ કરી લેવી એ આપણી વિવેકબુદ્ધિ પર અને સદાચાર વિષેની આપણી નિષ્ઠા પર આધાર રાખે છે. આપણા જીવનનો હેતુ પવિત્ર અને શુભ હોય, સદ્‌ગુણસંપન્ન થઈને માનવી જીવન કૃતાર્થ કરવું એ જ એક સાધ્ય આપણે અપનાવ્યું હોય, તો ગમે તે પરિસ્થિતિનો આપણે સદુપયોગ જ કરી શકીશું એમ મને લાગે છે વિચારપૂર્વક વર્તન કરીએ તો બહારથી ખરાબ જણાતી પરિસ્થિતિમાંથી પણ કંઈક સારું સિદ્ધ થઈ શકે છે. 'ઈશ્વર જે કરે છે તે આપણા ભલા માટે જ કરે છે,' એમ પોતા પર દુઃખ આવી પડતાં કોઈ શ્રદ્ધાવાન માણસને કહેતાં આપણે ક્યારેક સાંભળીએ છીએ તેનો આ જ અર્થ હશે.

માનવી જીવનમાં અનેક પ્રકારના સદ્‌ગુણોની જરૂર છે. તેમાંના દરેક સદ્‌ગુણની જરૂર જણાવા માટે તેમ જ જાગ્રત થવા માટે જુદા જુદા પ્રિયઅપ્રિય અંતર્બાહ્ય પ્રસંગોની તેમ જ પરિસ્થિતિની જરૂર હોય છે. કારણ, કોઈ પણ સદ્‌ગુણની જરૂરિયાતનું ભાન કોઈ ખાસ પ્રસંગે જ માણસને થાય છે, તે ભાન થયા પછી તે ગુણની જાગૃતિ, અને જાગૃતિ પછી પ્રસંગની ઓછીવધતી તીવ્રતાના પ્રમાણમાં તે ગુણ અનુસાર વર્તન થયા પછી તેની વૃદ્ધિ—એવો પ્રત્યેક ગુણની વૃદ્ધિનો ક્રમ છે. એટલે બધા જ ગુણો એક જ પરિસ્થિતિમાં જાગ્રત થાય અને વિકાસ પામે એ શક્ય નથી. દાખલા તરીકે પ્રેમ, મૈત્રી, ઉદારતા, વાત્સલ્ય, દયા વગેરે ગુણો જેમ એક ખાસ પરિસ્થિતિ અને મનઃસ્થિતિમાં જાગ્રત થાય છે, તેવી જ રીતે સત્યનિષ્ઠા, પ્રામાણિકતા અને ન્યાયપરાયણતા, એ ગુણો જાગ્રત થઈને તેમનો વિકાસ થવા માટે જુદી પરિસ્થિતિની જરૂર હોય છે. અને શૌર્ય, ધૈર્ય, નિર્ભયતા, સહનશીલતા વગેરે સદ્‌ગુણો વળી જુદી જ પરિસ્થિતિમાં નિર્માણ થાય છે કેટલાક ગુણો બીજા પર આવી પડતો કઠણ પ્રસંગ જોઈને માણસમાં જાગ્રત થાય છે, તો બીજા કેટલાકની ઉત્પત્તિ પોતા પર આવેલા કઠણ પ્રસંગોમાંથી થાય છે. કોમલ ભાવનાઓ

બીજા પર આવેલી આફતો જોઈને પેદા થાય છે, જ્યારે જે ગુણો માટે મનને દૃઢ અને કઠણ કરવુ પડે છે તે ગુણો પોતા પર સંકટ આવી પડે ત્યારે પેદા થાય છે "मऊ मेणाहूनि आम्ही विष्णुदास। कठिण वज्रास भेदू ऐसे ॥" (અમે વિષ્ણુના ભક્તો મીણથીયે નરમ અને વજ્રને પણ વીંધીએ એવા કઠણ છીએ) એવું એક સંતનુ વચન છે તે પ્રમાણે "वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि। लोकोत्तराणां चेतांसि" (સજ્જનોનાં મન વજ્ર કરતાંયે કઠણ અને ફૂલ કરતાંયે કોમળ હોય છે) એવું એક સુભાષિત પણ પ્રચલિત છે એ પરથી આ જ વાત સિદ્ધ થાય છે કે પ્રસંગ અનુસાર ઉચિત ગુણોનો આવિર્ભાવ સજ્જનના ચિત્તમા થાય છે કોઈ પરિસ્થિતિ મનની કોમલ ભાવનાઓ વિકસિત થવા માટે અનુકૂળ ન હોય તો તે જે ગુણો માટે મનની દૃઢતાની જરૂર હોય છે, તે ગુણોના પોષણ માટે ઉપયોગી થઈ શકે છે. માણસ નિર્ધન બને છે ત્યારે તેની ઉદારતાનો તે કાળે સાધારણપણે વિકાસ થતો નથી, પરંતુ તે જ કાળ દરમ્યાન સાદાઈ, સહનશીલતા, ધીરજ, નિરલસતા, પરિશ્રમશીલતા, કરકસર વગેરે ગુણો તે વિવેકપૂર્વક પોતાનામા કેળવી શકે છે, અને નિર્ધનતામાં માણસ કેવો અસહાય અને લાચાર બને છે એનો સ્વાનુભવપૂર્વક બોધ તે તેમાંથી કાઢી શકે છે આ પરથી વિચારી માણસ કોઈ પણ પરિસ્થિતિમાથી સદ્ગુણોની અને જ્ઞાનની વૃદ્ધિ કરીને પોતાનુ હિત સાધે છે, એમ દેખાય છે સદ્ગુણના અને જ્ઞાનના વિકાસ માટે કોઈ પણ સમય પ્રતિકૂળ હોતો નથી પરંતુ તેમા મુખ્ય વાત એટલી જ કે, પોતાની ઉન્નતિની માણસને તીવ્ર ઇચ્છા હોવી જોઈએ અને પ્રાપ્ત પ્રસંગમાં ક્યા સદ્ગુણની જરૂર છે એ ઓળખવા જેટલો વિવેક તેનામા હોવો જોઈએ તેની તીવ્ર ઇચ્છા અને વિવેક જો તેનામા ન હોય તો આખુ જીવન ચાલ્યુ જાય, પોતા પર અને બીજા પર સારાનરસા પ્રસંગો આવતા દરરોજ અનુભવાતા અને દેખાતા હોય, છતા ઉન્નતિને યોગ્ય અને અનુકૂળ પરિસ્થિતિ તે ઓળખી શકશે નહીં અને તેને તે જડશેય નહીં.

પ્રશ્ન — આ બધા પરથી આપનુ કહેવું હુ સારી રીતે સમજ્યો. વિવેકી માણસને ગુણવિકાસ માટે કોઈ પણ પરિસ્થિતિ અનુકૂળ જણાશે એમાં મને હવે શકા રહી નથી. પણ સ્ત્રીઓ અને પુરુષોને પોતપોતાની ઉન્નતિ માટે એક જાતના ગુણોની જરૂર છે કે તેમાં કાંઈ ભિન્નતા છે, તે મને સમજાવો.

ઉત્તર — બનેને બધા માનવી સદ્‌ગુણોની જરૂર છે. બને માણસ છે અને બનેનો પોતપોતાની દૃષ્ટિથી પૂરેપૂરો વિકાસ થાય એ જરૂરી છે. બનેનાં કાર્યક્ષેત્ર જુદાં હોવાથી તેમના કાર્યો અનુસાર બનેના ગુણોમાં ઓછેવત્તે અશે ફરક જણાય પણ ખરો, પરંતુ કોઈ ગુણની પુરુષને પોતાની ઉન્નતિ માટે અત્યંત જરૂર હોય છતા સ્ત્રીને તે ગુણની જરાયે જરૂર ન હોય, અથવા તેથી ઊલટુ, સ્ત્રીને જરૂર હોય છતા પુરુષને જરાયે ન હોય એમ કદી ન બને. માનવી જીવન અનેક ગુણો પર ચાલી રહ્યું છે. જે વખતે જે ગુણની જરૂર હોય તે ગુણ, સ્ત્રી કે પુરુષ ગમે તે હોય, તેનામાં પ્રકટ થવો જોઈએ. તો જ જીવનના કટોકટીના પ્રસંગો અને મુશ્કેલીઓનુ નિવારણ થશે અને માણસની ઉન્નતિ થઈ શકશે. સત્ય, પ્રામાણિકતા વગેરે નૈતિક ગુણો, તેમ જ કરુણા, ઉદારતા વગેરે ભાવપોષક ગુણો, સ્ત્રીપુરુષ બંનેમાં સરખા જ હોવા જોઈએ, એટલુ જ નહી, પણ શૌર્ય, ધૈર્ય, સાહસ વગેરે સામાન્ય રીતે પુરુષોમાં જોવા મળતા ગુણો પણ સ્ત્રીઓમાં હોય એ જરૂરનુ છે, અને વાત્સલ્ય, બાલસગોપન, શુશ્રૂષાવૃત્તિ એ ઘણે ભાગે સ્ત્રીઓમાં દેખાતા ગુણો પણ પુરુષમા હોવા જોઈએ. સ્ત્રીઓ પર ઘરની વ્યવસ્થાની જવાબદારી હોવાથી બાલસગોપન અને સંવર્ધન, ગૃહવ્યવસ્થા, ખાનપાન, આરોગ્ય વગેરેની સંભાળ તેમને લેવી પડે છે; તેથી તે માટે જરૂરી ગુણો તેમનામાં વિશેષ પ્રમાણમાં હોવા જોઈએ. અને અર્થસંપાદન અને બધાંના રક્ષણની જવાબદારી પુરુષોને માથે હોવાથી તે માટેના ગુણોની વૃદ્ધિ તેમનામા થયેલી હોવી જોઈએ કોઈ ખાસ પ્રસંગે એકમા જ બનેના ગુણો હોવાની જરૂર હોય છે બાળકો નાનાં હોય ત્યારે જ તેમની માતા ગુજરી જાય તો બાપને બહાર કમાણી કરીને બાળકોના ઉછેરનુ કામ

પણ કરવુ પડે છે અથવા બાપ મરણ પામે તો માને કંઈક કમાણી કરીને બાળકોનુ ભરણપોષણ અને સગોપન કરવું પડે છે. એવે વખતે દરેકમા બંનેના વિશેષ ગુણો કંઈક અંશે પણ પ્રકટ થયા સિવાય બાળકોનુ ભરણ-પોષણ, સગોપન, શિક્ષણ વગેરે થઈ શકતુ નથી આ તો કોઈ વિશેષ પ્રસગની વાત થઈ પણ હમેશ માટે એક નિયમ ધ્યાનમા રાખવો જોઈએ કે, નૈતિક અને ભાવવર્ધક ગુણોની બંનેને સરખી જ જરૂર છે. કાર્યપરત્વે જેની જરૂર પડે એવા ગુણોની બાબતમાં એ બેમાં થોડેઘણે અંશે ભિન્નતા હોય તોય તેથી તેમની ઉન્નતિમા બાધ આવી શકતો નથી. એકનુ ક્ષેત્ર સંકુચિત હોવાથી તેના કેટલાક ગુણોનો સંબંધ તેટલા પ્રમાણમા ઓછો આવે, અને બીજાનું ક્ષેત્ર વ્યાપક હોવાથી તેનો તેટલા પ્રમાણમાં વધારે આવે એટલુ જ પરતુ તેથી બંનેની ઉન્નતિમા ફેર પડવાનું કશુ કારણ નથી.

પ્રશ્ન — આમ હોય છતા તેમાય કયા વિશેષ ગુણો અને ભાવનાઓનું પોષણ કરવાથી સ્ત્રીઓની અને કયાનુ પોષણ કરવાથી પુરુષોની ઉન્નતિ થઈ શકશે તેનું કંઈક સ્પષ્ટીકરણ કરી શકાય ? ગુણોમાંય સ્ત્રીસુલભ અને પુરુષસુલભ એવો કોઈ ભેદ હશે જ ને ?

ઉત્તર — કુદરતે પોતે એ બેમાં કંઈક ભિન્નતા રાખી હોવાથી તેમનાં કાર્યોમાં અને તેથી તેમના ગુણોમા અને ભાવનાઓમા કંઈક ભિન્નતા અને વિશિષ્ટતા સ્વાભાવિકપણે જ છે. માતા બાળકને જન્મ આપે છે. ગર્ભથી માડીને તેનુ પોષણ તે જ કરે છે. જન્મ પછી પણ તેના પર જ તેનો બધો આધાર હોય છે તેનુ સગોપનસવર્ધન બધુ તેને જ કરવુ પડે છે. તેની શારીરિક, બૌદ્ધિક અને માનસિક, બધી ક્રિયાઓ અને વ્યાપાર તે જાણે છે બાળક પણ શરીર, બુદ્ધિ, મન, ત્રણે માટે જોઈતુ પોષણ તેની પાસેથી જ મેળવે છે આ રીતે તે બંને એકબીજાની સાથે હમેશાં સમરસ થયેલા હોય છે. બાળક એટલે એક જ ચૈતન્યમાથી પ્રાણ, મન, બુદ્ધિથી યુક્ત બનેલુ બીજું આકારવાળું ચૈતન્ય છે. તે એકમાથી બે થયેલાં છે કે બંને સમરસ બનીને એક થાય છે એ શોધી કાઢવું કઠણ છે એક બાજુથી માતૃપ્રેમના અને બીજી બાજુથી વાત્સલ્યના

સંબંધથી તે એકબીજા સાથે તાદાત્મ્ય પામેલાં હોય છે સ્ત્રીના જીવનમાં તેના ભાવવર્ધક ગુણોને આ વાત્સલ્યથી જ વિશેષ ગતિ મળે છે. વાત્સલ્યમાંથી જ તેની પ્રતિપાલક શક્તિ વિશેષ જાગ્રત અને પ્રકટ થાય છે. બીજા જીવ માટે બધુ સહન કરવાનો ગુણ અને શક્તિ વાત્સલ્યમાંથી જ પેદા થાય છે. સ્ત્રી પતિ માટે સહન કરે છે અને દીકરા માટેય સહન કરે છે. પણ તે બંને સબંધને અંગે સહન કરવાની ભાવનામાં ઘણું અંતર છે. માતૃત્વમાં જે કોમળતા, જે માધુર્ય, જે પવિત્રતા અને જે સરળતા છે, તે કેવળ પત્નીત્વમાં કદી પણ મળી શકે નહીં પત્નીધર્મ અને માતૃ-ધર્મમાં ઘણો જ ફરક છે. એકમાં સતી થવા જેટલા વિલક્ષણ ત્યાગમાંય ભયાનકતા, વિવશતા, અસહાયતા અને દાસત્વની ભાવના સ્પષ્ટ જણાઈ આવે છે; જ્યારે બીજામાં કોમળતા, સરળતા અને સહજતા ભરેલી દેખાય છે ગાંભીર્ય અને સ્થિરતા વાત્સલ્ય દ્વારા સ્ત્રીઓમાં આપો-આપ આવે છે. વાત્સલ્યની પૂર્તિ માટે તેમને બીજા ગુણો પોતાનામાં લાવવા પડે છે. આવી રીતે બીજા અનેક ગુણોની જાગૃતિ અને વિકાસ આ એક ભાવનાને લીધે તેમનામાં થઈ શકે છે. વાત્સલ્યને લીધે તે પોતે પ્રેમથી સહન કરતાં શીખે છે, સયમ પાળી શકે છે. જાતે કષ્ટ વેઠીને બીજાને સુખ આપવાની વૃત્તિ તેનામાં આમાંથી જ નિર્માણ થાય છે. પોતે ખરાબ અન્ન ખાઈને, વખતે ભૂખ્યા રહીને પણ, બાળકનુ પોષણ કરવાનો આ ભાવ અને ગુણ તે આ વાત્સલ્યમાંથી જ શીખે છે. અને આ બધું વેઠીને તે એનો કદી ગર્વ કરતી નથી. નિરહંકારી સેવા માતા જ કરી જાણે છે અને કરી શકે છે આવી રીતે જેના હૃદયમાં આખી જિંદગી વાત્સલ્ય રહી શકે છે તેને જ માતા કહેવી યોગ્ય ગણાય બાકીની કેવળ જન્મ આપનારી એટલે જનની ભલે કહેવાય. જે પોતાના જ છોકરાઓમાં કે છોકરાછોકરીઓમાં વાત્સલ્યની બાબતમાં ભેદ કરે છે અથવા માને છે તેમનામા માતૃત્વનો વિકાસ થયેલો નથી એમ કહેવું જોઈએ. આવી રીતે ભેદ કરનારી સ્ત્રીઓ છોકરાછોકરીઓને જન્મ આપીનેય સેવા અને નિષ્કામતાનો પાઠ શીખી નથી, એવો એનો અર્થ

થાય. જેમના પ્રેમમાં આર્થિક કે બીજા કોઈ લાભની દૃષ્ટિ હોય તેમના વાત્સલ્યનો વિકાસ થવો શક્ય નથી પોતાને પેટે જન્મ પામેલાં સંતાનોમાં જેઓ ભેદ કરે છે, તેમનામાં બીજાનાં બાળકો વિષે વાત્સલ્ય ક્યાંથી પેદા થાય? પોતાને પેટે જન્મેલ દીકરો હોય કે દીકરી, જેને પોતાના વાત્સલ્યની વધારે જરૂર હોય તેના તરફ જ, ખરું જોતાં માતાને વધારે ખેંચાણ હોવુ જોઈએ ભરવાડ પણ પાંગળા ઘેટાની વધારે સંભાળ રાખે છે. જેને ઘેર ઢોરઢાંખર હોય છે તે ખેડૂત પણ નબળા વાછડાની સૌથી વધારે સંભાળ રાખે છે પોતાને આશરે રહેતા પશુને વિષે પણ સારા માણસના મનમા કોમળ લાગણી હોય છે, તો પછી પોતાને શ્રેષ્ઠ કહેવડાવનાર માનવીમા આટલી પણ સદ્‌ભાવના, આટલું પણ વાત્સલ્ય પોતાનાં બાળકોની બાબતમા જો ન દેખાય તો શું કહેવું? પોતાનાં બાળકો વિષેના વાત્સલ્યમાંથી જ બીજાનાં બાળકો વિષે વાત્સલ્ય નિર્માણ થાય છે. તે વાત્સલ્ય દ્વારા અને તેને માટે કરવા પડતા બીજા અનેક ગુણોનાં અવલંબન અને અનુશીલનથી જ સ્ત્રીઓની સ્વાભાવિકપણે ઉન્નતિ થાય છે.

પુરુષો વિષે વિચાર કરતા એમ લાગે છે કે, ઘર ચલાવવા માટે જોઈતી કમાણી કરવાની અને તે કમાણીનુ અને પોતા પર આધાર રાખનારા બધાનુ રક્ષણ કરવાની જવાબદારી તેના પર હોવાથી, તે માટે જે ગુણોની જરૂર પડે છે તે ગુણો દ્વારા તેની ઉન્નતિ થાય છે તે ગુણો તેનામાં જેટલા કેળવાયા હોય તે પ્રમાણમા તેની કૌટુંબિક સ્થિતિ સારી હશે બધા નૈતિક ગુણો અને ભાવનાઓ હોય તોપણ પોતાનુ વિશિષ્ટ કર્તવ્ય પાર પાડવા માટે જોઈતા ગુણ અને શક્તિ પુરુષમા ન હોય તો ન ચાલે એ ગુણો ને શક્તિમા જ તેની વિશેષતા છે પ્રેમ, વાત્સલ્ય, સેવાવૃત્તિ, નિરલસતા, સાદાઈ, સંયમ, કરકસર, યોગ્ય પ્રસંગે ઉદારતા, પરિશ્રમ-શીલતા, યોજકતા, આતિથ્ય, કર્તવ્યનિષ્ઠા વગેરે અનેક ગુણો, ભાવો અને વૃત્તિઓ તો સ્ત્રીપુરુષ બનેમાં હોવા જરૂરી છે છતાં તેમાંય વિશેષતા શોધવી હોય તો સ્ત્રીમા વાત્સલ્ય અને પુરુષમાં બાહ્ય કમાણીની પાત્રતા અને સંરક્ષકશક્તિ એ ગુણો વિશેષ પ્રમાણમાં હોવા જોઈએ

પ્રશ્ન — એકંદરે, આપના મત પ્રમાણે વાત્સલ્ય સિવાય સ્ત્રીઓનો વિકાસ થવો શક્ય નથી એમ જણાય છે.

ઉત્તર — સ્ત્રીઓની બાબતમાં કુદરતની એવી યોજના હોવાથી તે યોજનાને મુખ્ય સમજીને તે દ્વારા જ ઉન્નતિનો વિચાર અને પ્રયત્ન કરવાનું શ્રેયસ્કર લાગે છે

પ્રશ્ન — તો પછી જેમને પોતાનાં સંતાન નથી એવી સ્ત્રીઓની ઉન્નતિ થયેલી અને તેમનામાંય અનેક સદ્‌ગુણ કેળવાયેલા જોવામાં આવે છે તે શી રીતે?

ઉત્તર — પોતાનાં સંતાન દ્વારા જ સ્ત્રીમાં વાત્સલ્યની જાગૃતિ થાય છે એમ નથી. હવે એ ખરું કે, કુટુંબમાં રહેવા છતાં જેનામા તે ભાવ જરાય જાગ્રત ન થયો હોય તેનામાં માત્ર પોતાના સંતાન સિવાય તે ભાવ પેદા નહી થાય. એક રીતે આ તેની જડ અવસ્થા જ સમજવી જોઈએ. સમાજમાં આવી સ્ત્રીઓ બહુ થોડી મળશે. જે સ્ત્રીમાં વાત્સલ્ય સાથે બીજા સદ્‌ગુણોનો પહેલેથી જ વિકાસ થયેલો હોય તેને વાત્સલ્ય માટે પોતાના સંતાનની જરૂર નથી. પણ આવી સ્ત્રીમાંય વાત્સલ્ય જ વધારે વ્યાપકપણે અને બીજા સર્વ સદ્‌ગુણોમા પ્રમુખપણે જણાઈ આવશે.

પ્રશ્ન — એટલે ગમે તેમ પણ તેનામા વાત્સલ્ય વિશેષપણે હોવું જ જોઈએ એવું આપનુ કહેવું દેખાય છે ખરું ને?

ઉત્તર — હા આ જ વાત અધિક સ્પષ્ટતાથી કહું એટલે તમારા ધ્યાનમાં આવશે. દરેક સ્ત્રીને પોતાના બાળક દ્વારા જ વાત્સલ્યનો પાઠ મળે છે એમ નથી. કુટુંબમાં છોકરીને નાનપણથી જ પ્રેમ અને વાત્સલ્યનો પાઠ મળે છે છોકરી પોતાનાં નાના ભાઈબહેનોને સંભાળવા માંડે છે ત્યારથી જ તેનામાં તે ભાવની જાગૃતિ થાય છે. મોટી બહેનનો નાના ભાઈ કે બહેન પર જે પ્રેમ હોય છે તેમાં જ વાત્સલ્યનો અંશ હોય છે. જેને આવી જાતનો પ્રેમસંસ્કાર નાનપણથી મળેલો નથી હોતો

તેને પોતાના બાળક સિવાય વાત્સલ્ય જાગ્રત થવાની તક મળેલી હોતી નથી પ્રેમનુ જ એક ખાસ સ્વરૂપ તે વાત્સલ્ય. પ્રેમ જાગ્રત થવાને જે બાહ્ય નિમિત્ત કારણ બને છે તે નિમિત્ત પરથી જ આપણે તેને જુદી જુદી ભાવનાને રૂપે ઓળખીએ છીએ માતૃપ્રેમ, પિતૃપ્રેમ, બધુભગિની-પ્રેમ, એ જોકે બાહ્ય નિમિત્ત કે સબધને કારણે જ પ્રેમના જુદા જુદા પ્રકારો કહેવાય છે તોપણ તે બધામા એક જ જાતની પ્રેમવૃત્તિ છે મા, માશી, ફોઈ, મોટી બહેન, કાકી, મામી, દાદી, એ બધાનો આપણા પરનો પ્રેમ એનુ જ નામ વાત્સલ્ય. પિતા, મોટા ભાઈ, કાકા, મામા, દાદા એમનુય આપણા પર વાત્સલ્ય હોય છે. પણ વાત્સલ્યની બાબતમા સ્ત્રીઓની વિશેષતા છે. પ્રેમની સાથે જ્યાં પૂજ્યતાનો ભાવ હોય છે તેને આપણે ભક્તિ તરીકે ઓળખીએ છીએ ઈશ્વર, માતપિતા, ગુરુ, સત-સજ્જન ઇત્યાદિ પરના પ્રેમને આપણે ભક્તિભાવ કહીએ છીએ. ખરું જોતા આ બધામાં પ્રેમ એ જ મુખ્ય વસ્તુ છે એવી જાતનો પ્રેમ નાની છોકરીમાય હોય છે એ જ પ્રેમ નાના ભાઈભાડુઓને નિમિત્તે જાગ્રત થઈને વધવા લાગે છે એ જ તેના વાત્સલ્યનો ઉદ્ભવ અને ત્યારથી જ તેની વૃદ્ધિ થાય છે. એ જ વાત્સલ્યનો સપૂર્ણ વિકાસ કરવા માટે પોતાના બાળકને નિમિત્તે તેને અવસર મળે છે. એવી તક પોતાની સંતતિને અભાવે કોઈ સ્ત્રીને ન મળી હોય તોય પોતાનાં ભાઈ, બહેન, દેરાણી, જેઠાણી વગેરેના બાળકને નિમિત્તે અથવા સગાવહાલાના કે આડોશીપાડોશીનાં બાળક પરના પ્રેમને નિમિત્તે, પોતાના વાત્સલ્યનો વિકાસ તે કરી શકે છે પરતુ આમ થવા માટે તે માર્ગે પોતાની ઉન્નતિ કરવાની તેની ઉત્કટ ઇચ્છા હોવાની અત્યંત જરૂર છે. તેવી ઇચ્છા ન હોય અને પોતાને સતાન ન હોવા બદલ તે પોતાને દુર્દૈવી માનતી હોય તો તે બાજુથી તેની ઉન્નતિને અવકાશ કે આશા નથી

પ્રશ્ન — પણ અનેક સ્ત્રીઓનો આ બાબતમા એવો અનુભવ છે કે, બીજાનાં બાળકો પર કરેલા પ્રેમનો છેવટે તેમને પોતાને કશો લાભ

થતો નથી બાળકો છેવટે પોતાનાં માબાપ તરફ જ ખેંચાય છે અને તેમનાં જ થાય છે એટલે તેમને માટે પોતે લીધેલો બધો પરિશ્રમ ફોકટ જાય છે.

ઉત્તર — પોતાના સ્વાર્થ માટે જેમણે બીજાનાં બાળકોનુ પાલન-પોષણ કર્યું હશે તેમને એમ લાગવાનુ જ. પણ જેમણે પોતાના વાત્સલ્ય માટે અને બાળકોના કલ્યાણ ખાતર પરિશ્રમ લીધો હશે તેમને એ બાળકો પોતે આપેલા શિક્ષણ અને સંસ્કારને કારણે પોતાનાં માબાપ પાસે જઈને તેમને સુખી કરે છે એ જોઈને આનંદ થયા સિવાય નહીં રહે. આપણે કેટલોક સમય બાળકોનુ પાલનપોષણ કર્યું, તેમને શિક્ષણ આપ્યું, સુસંસ્કાર આપ્યા એટલા માટે તેઓ પોતાનાં માબાપને કાયમના છોડીને તેમની મરજી વિરુદ્ધ આપણી પાસે હમેશા રહે એવી ઇચ્છા કોઈ પણ સુશીલ સ્ત્રી કદી નહી કરે, કારણ તે ઇચ્છા ન્યાય્ય નથી. આપણી પાસે રહીને આપણી પાસેથી મળેલા સંસ્કારો વડે બાળકો માતૃપિતૃભક્ત થાય, સ્વધર્મનિષ્ઠ થાય, એવી જ ઇચ્છા બાળકોનુ કલ્યાણ ઇચ્છનારી કોઈ પણ સ્ત્રીએ રાખવી જોઈએ તે જ પ્રમાણે બાળકોના કલ્યાણની દૃષ્ટિથી જોતાં જેમણે તેમનું થોડો વખત પણ મમતાથી કે વાત્સલ્યથી પ્રતિપાલન કરીને તેમને સારી કેળવણી આપી તેમની પ્રત્યે તેમણે (બાળકોએ) પોતાના મનમાં આમરણ માતૃભાવ અને કૃતજ્ઞતાભાવ રાખવો જોઈએ તેમને માટે પ્રસંગ આવ્યે જરૂરી પરિશ્રમ કરીને પોતા પર કરેલા વાત્સલ્યના તેમ જ પોતા માટે ઉઠાવેલા શ્રમના ઋણમાથી મુક્ત થવાનો પ્રયત્ન કરવો એને એ બાળકોએ પોતાના જીવનનું એક અત્યંત આવશ્યક અને પવિત્ર કર્તવ્ય ગણવુ જોઈએ. પોતાનું પાલનપોષણ કરનારાઓ વિષે પણ પોતાના માબાપ જેટલો જ કર્તવ્યભાવ તેમના મનમા જાગ્રત રહેવો જોઈએ. એક બાજુથી વાત્સલ્ય અને બીજી બાજુથી માતૃભાવ એવી જાતના પવિત્ર ભાવો એકબીજામાં હમેશ ટકી રહે તો બન્નેની સદ્‌ભાવનાનો ઉત્કર્ષ થશે અને બંનેની ઉન્નતિ થશે એટલા માટે બંનેમાં સદ્‌ભાવ, કર્તવ્યનિષ્ઠા અને ઉન્નતિની

દૃષ્ટિ હોવી જોઈએ તો જ આ વાત બની શકે અને બને પક્ષે આખી જિંદગી સુધી સંતોષ રહી શકે.

જીવનની દૃષ્ટિથી વાત્સલ્યનુ મહત્ત્વ કેટલુ છે તે ધ્યાનમાં લઈ, તે દ્વારા પોતાનુ જીવન વધારે ને વધારે ઉન્નત થાય છે કે નહીં તે સ્ત્રીઓએ હમેશાં તપાસવુ જોઈએ. મનુષ્યજાતિ દુનિયામાં હમેશ ટકી રહે એવો પરમાત્માનો હેતુ હોય અથવા કુદરતના કોઈ અજ્ઞાત અથવા અતકર્ય ધર્મમાંથી નિર્માણ થયેલા મનુષ્યપ્રાણીની પરંપરા કાયમ રહે એવી આપણા બધાની ઇચ્છા હોય તો પરમાત્માનો એ હેતુ અથવા આપણા બધાની એ ઇચ્છા સિદ્ધ થવા માટે માનવજાતિમાં રહેલા જનનધર્મ કરતા તેના પ્રતિપાલન ધર્મની વિશેષ જરૂર છે અને આ પ્રતિપાલન ધર્મની ઉત્પત્તિ અને વિકાસ વાત્સલ્યમાથી જ છે એ વાત આપણે બધાએ, ખાસ કરીને સ્ત્રીઓએ, ચોક્કસ ધ્યાનમાં રાખવાની જરૂર છે એકલી માનવજાતિનુ જ નહીં પણ પશુપક્ષી વગેરે પ્રાણીઓનું અસ્તિત્વ પણ મુખ્યત્વે કરીને આ વાત્સલ્યને લીધે ટકી રહેલુ છે આ બધા પરથી જોતા, માનવજાતિની શાશ્વતતા માટે અત્યંત જરૂરી એવા એક મહાન સદ્‌ભાવ અને ગુણની કદી પણ ઓછી કિંમત ન આકતાં તેનો શક્ય તેટલો વિકાસ કરવો જોઈએ કેવળ પોતાને પેટે અવતરેલા બાળકનું પ્રતિપાલન કરવાથી આ ધર્મની સમાપ્તિ થતી નથી એ તો તેની કેવળ શરૂઆત છે એટલો ધર્મ તો પશુપક્ષીઓમાંય અમુક વખત સુધી જણાઈ આવે છે માણસ એટલાથી જ જો પોતાને કૃતકૃત્ય માને તો એમાં તેની શ્રેષ્ઠતા શી? પોતાના ભાઈભાડુઓ અને બાળકોને નિમિત્તે પેદા થયેલા આ ધર્મને આખુ જીવન વધારે ને વધારે વ્યાપક, ઉદાત્ત અને પવિત્ર કરતા રહેવામા જ માનવજાતિની વિશેષતા છે સ્ત્રીઓએ અને પુરુષોએ આવી દરેક વિશેષતા સિદ્ધ કરતા રહીને પોતાનુ જીવન સદ્‌ગુણસમૃદ્ધ કરવાનું છે જેમના વાત્સલ્યની મર્યાદા પોતાનાં બાળકોથી આગળ જઈ શકતી નથી તેમનામા, જીવનવિકાસની દૃષ્ટિથી જોતા, વાત્સલ્યના કરતાં મોહનો અંશ વધારે હોવો જોઈએ પરંતુ જે સ્ત્રી બીજાને પેટે જન્મેલાં સતાનોનુ મમતાથી

પાલનપોષણ કરીને, તેને સારી કેળવણી અને સંસ્કાર આપીને, પોતાનો કશો સ્વાર્થ ન જોતાં એ બાળકોને જેનાં હોય તેમને પાછાં સોંપે છે, અથવા જેની સંભાળ રાખનાર કોઈ નથી અથવા જેનાં માતપિતાનો પત્તો નથી એવાં નિરાશ્રિત બાળકોનું પેટના બાળકની માફક પાલન કરીને જે સ્ત્રી તેમને નિરપેક્ષપણે ઉછેરીને મોટાં કરે છે, તેમને માટે ગમે તે કષ્ટ, પ્રસંગે નિંદા, અપમાન વગેરે પણ સહન કરે છે, તે સ્ત્રી, કેવળ પોતાનાં બાળકોને માટે કષ્ટ સહન કરનાર બીજી કોઈ પણ સ્ત્રી કરતાં, આ બાબતમાં વધારે ઉદાર અને શ્રેષ્ઠ છે એમા શંકા નથી જેના વાત્સલ્યમા વ્યાપકતા છે પણ મોહ નથી, જેનામાં કર્તૃત્વ છે પણ લોભ નથી, સદ્‌ગુણ હોવા છતાં જેનામાં તે વિષે અહંકાર નથી, તે સ્ત્રી બીજી સામાન્ય સ્ત્રીઓ કરતાં જરૂર અધિક ધન્ય છે તેનાં આ વાત્સલ્યનો, કર્તૃત્વનો અને સદ્‌ગુણોનો ઉત્તરોત્તર વિકાસ ચાલુ રહે તો, જોકે તે કોઈને જન્મ આપીને કોઈની જનની ન થઈ હોય, તોપણ તે જગન્માતા થવાને લાયક થશે—આટલા ભાગ્ય ને યોગ્યતાને તે પહોંચશે. કારણ, માનવધર્મના એક મહાન ગુણની તે ઉપાસક છે

આ મહાન સદ્‌ગુણનુ મહત્ત્વ આપણે જાણતા હોત અને તેની ઉપાસના આપણા સમાજમાં ચાલતી હોત તો? પુરુષોના, ખાસ કરીને સ્ત્રીઓના, જીવનમાં તેથી કેટલી શોભા આવી હોત? કેવા મોટાં મોટાં કુટુંબો આજે આનંદ અને સુખમાં રહેતાં હોત? પછી પોતાનાં અને પોતાનાં ભાઈબહેનનાં કે દેરાણીજેઠાણીનાં બાળકોમાં ભેદ કોઈએ માન્યો હોત? વાત્સલ્ય અને પ્રેમની બાબતમા સ્ત્રીઓમા આજે લગભગ બધે દેખાતી દીનતા, કૃપણતા અને અનુદારતા પછી ક્યાથી નજરે પડત? ભાઈભાઈમાં કલહ, કુટુંબોમાં ભંગાણ અને આપસમાં અણબનાવ ક્યાંથી થાત? અને આપણી માનવતાને પછી કલંક ક્યાથી લાગત? આપણે અને આપણે પેટે જન્મેલી પ્રજા—એટલી સંકુચિત કૌટુંબિક કલ્પનામાં આપણે સમાધાન માનીને કેવી રીતે રહ્યા હોત? આપણામા વાત્સલ્ય વ્યાપકપણે વાસ કરતુ હોત તો ઠેકઠેકાણે માબાપ વગરનાં અનાથ બાળકો આપણી

નજરે કેવી રીતે પડત? આ બધી દુઃસ્થિતિ આપણા વાત્સલ્યના અભાવને લીધે છે. પુરુષોના કરતાં સ્ત્રીઓને આ સ્થિતિ માટે વધારે દુઃખ થવુ જોઈએ કારણ, આ સદ્‌ગુણ તેમની ઉન્નતિનો મુખ્ય આધાર છે. સ્ત્રીઓમાંથી માતૃત્વ કાઢી નાખીએ તો બાકી શું રહે? અને વાત્સલ્ય વિના માતૃત્વનો કશો અર્થ નથી એ વાત્સલ્ય આપણામા છે કે નહીં, આપણાં અને બીજાનાં બાળકોનુ પ્રતિપાલન કરવાથી આપણો વિકાસ થાય છે કે નહીં, એ તરફ તેમણે લક્ષ આપવુ જોઈએ પોતાના સહવાસથી, સારા સસ્કારથી બાળકો ધર્મનિષ્ઠ થાય છે કે નહી તે તેમણે જોવુ જોઈએ.

પ્રશ્ન — પ્રત્યક્ષ પોતાના બાળકો માટે પુષ્કળ કષ્ટ સહન કરનારાં માબાપોનુય બાળકો મોટા થયા પછી માનતાં નથી તેનુ શું કારણ હશે?

ઉત્તર — છોકરો હોય કે છોકરી તેને સાચા ધર્મનું શિક્ષણ આપીને ધર્મનિષ્ઠ બનાવવાનો પ્રયત્ન આપણે કરતાં નથી એ જ આનુ કારણ હોવુ જોઈએ માબાપ બાળકો પર પ્રેમ કરે છે, વાત્સલ્યને લીધે તેમને માટે ઘણું સહન કરે છે, અને તેમને સુખી કરવા પ્રયત્ન કરે છે. સુખ અને સહવાસને લીધે જન્મથી જ બાળકોના મનમાં માબાપ વિષે ભાવ ઉત્પન્ન થાય છે તે વખતે કોઈ કોઈનો વિયોગ સહન કરી શકતું નથી. પરંતુ બાળકો જેમ જેમ સ્વાધીન થાય છે, તેમના મનમા જુદી જુદી સુખેચ્છાઓ જાગ્રત થાય છે અને તે માબાપ તરફથી પૂરી થવી શક્ય નથી એમ તેમને લાગે છે, ત્યારે એ બધી જ્યાંથી પૂરી થાય એમ તેમને લાગે છે તે તરફ તેમની મનોવૃત્તિ વળે છે અને માબાપ પ્રત્યેનો પહેલો ભાવ ઓછો થવા માંડે છે માબાપે પણ બાળકોને કેવળ સુખ આપવાનો પ્રયત્ન કરેલો હોય છે તેથી તે કેવળ સુખભોગી બની ગયેલા હોય છે. માબાપને વિષે તેમને જે પ્રેમ હોય છે તે પણ કેવળ પોતાના સુખને લીધે જ હોય છે. સુખ મળે ત્યાં મમતા બાંધવાની સહજ પ્રવૃત્તિ બાળકોમા વધેલી હોય છે તેમા કર્તવ્યનો કે ધર્મનો અંશ ઘણે ભાગે નથી હોતો. કર્તવ્યને માટે કષ્ટ પણ સહન કરવા જોઈએ દુઃખ થાય તોપણ કર્તવ્ય છોડવુ ન જોઈએ. ધર્મની આગળ સુખની પરવા ન કરવી જોઈએ. અધર્મ

પશુપક્ષીઓની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કેવળ નિસર્ગ અનુસાર ચાલે છે તેમનામા પ્રજા ઉત્પન્ન થાય છે, થોડો સમય તે જન્મ આપનાર પર અવલંબીને રહે છે અને પછી થોડા જ વખતમાં તે સ્વાવલંબી બનીને કુદરત પર જીવવા માંડે છે. ગર્ભપોષણ, અપત્યપોષણ, અને અપત્ય-સંગોપનના કાળ દરમ્યાન તેમનામાં સ્વાભાવિકપણે સંયમ રહે છે. અપત્યનુ પરાવલંબન, તેમને વિષેનું વાત્સલ્ય અને સંયમ—એ બાબતો તેમનામાં કુદરતી ધર્મ અનુસાર ચાલતી દેખાય છે આવો અન્યોન્ય-સંબંધ તેમનામા હોય છે. આ પરથી માણસે જે મોટો બોધ લેવો જોઈએ તે તેણે લીધેલો જણાતો નથી અપત્યનુ પરાવલંબન અને જન્મદાતાનાં વાત્સલ્ય અને સંયમ, એમાથી માનવી અપત્યમાં એકલા પરાવલંબનની જ વૃદ્ધિ થયેલી દેખાય છે. કેટલેક અંશે વાત્સલ્યનો વિકાસ પણ જોવા મળે છે પણ પરાવલંબનના પ્રમાણમાં તેની વૃદ્ધિ થયેલી નથી પશુ-પક્ષીઓમાં અપત્યના પરાવલંબનનો કાળ ટૂંકો હોય છે તેથી તેમનું વાત્સલ્ય તેના પ્રમાણમા પૂરતુ છે. માનવી અપત્યનાં પોષણ, સંગોપન, સંવર્ધન, શિક્ષણ વગેરેની બધી જાતની જવાબદારી માણસને લાંબો કાળ ઉઠાવવી પડે છે, તેથી તે બધાને પૂરતું થાય એટલુ વાત્સલ્ય અને પરિ-પાલનશક્તિ તેનામા હોવાની જરૂર છે. અને એ પ્રમાણમાં તેણે પ્રજા-વૃદ્ધિને મર્યાદિત કરવાની પણ જરૂર છે પશુપક્ષીઓમા કુદરતી જવાબદારીની માફક જેમ સંયમ સહજ હોય છે તેમ માનવી પ્રાણીમાં ન હોવાથી માનવજાતિની તે બાજુથી ઉન્નતિ ન થતાં તે દિવસે દિવસે નિકૃષ્ટ સ્થિતિએ જઈ રહી છે જે પ્રમાણમાં માનવજાતિમાં પ્રજાવૃદ્ધિ થઈ રહી છે તે પ્રમાણમા જીવનને જરૂરી એવાં ખાનપાન વગેરેનાં સાધનો પેદા થતાં નથી ઉત્પાદન વધતુ નથી આજે યંત્રની મદદથી માણસ તે દિશામાં પ્રયત્ન કરી રહ્યો છે. પણ જેમ જેમ તે આ માર્ગે પ્રયત્ન કરતો જાય છે તેમ તેમ અપત્યના પરાવલંબનનો કાળ પણ વધતો જાય છે ભણેલા વર્ગમાં છોકરો પચીસ વર્ષનો થાય ત્યા સુધી તેના પોષણ વગેરેની જવાબદારી તેનાં માબાપ પર જ હોય છે. ક્યાંક ક્યાંક તો

આ મર્યાદા ત્રીસ વર્ષ સુધી જઈ પહોંચી છે. આવી રીતે પરાવલંબનનો કાળ જે વર્ગમાં વધતો જાય છે ઓછામાં ઓછું તે વર્ગે તો સંયમ સાધીને પોતાની પ્રજાવૃદ્ધિ મર્યાદિત કરવી જોઈએ.

आमर्याद प्रजावृद्धिना परिणाम

આજે અસંખ્ય ઘરોમાં એવી સ્થિતિ દેખાય છે કે, પ્રજાનું પાલન, પોષણ, સંવર્ધન કે શિક્ષણ યોગ્ય રીતે થતું નથી છતાં પ્રજામાં માત્ર સતત વધારો થયા જ કરે છે. એક બાળક માંડ બોલવા ચાલવા લાગે ન લાગે એટલામાં બીજા બાળકનો જન્મ થાય છે. એવી સ્થિતિમાં માબાપ કેટલાં બાળકોનું યોગ્ય રીતે પાલનપોષણ કરી શકે? દરેક બાળકને પૂરતું દૂધ અને પોષક ખોરાક તેઓ ક્યાંથી પૂરાં પાડી શકે? બધાનું સંગોપન અને શિક્ષણ કેવી રીતે કરી શકે? પ્રજાની વૃદ્ધિના પ્રમાણમાં માબાપની પરિપાલનશક્તિ, પુરુષાર્થ અને કમાણી વધતાં નથી તેથી તે બધાં બાળકો જેમતેમ કરીને ઊછરે છે. બાળકમાંથી જ સંસ્કારી માનવ બને છે, પણ તે કેવળ કુદરતી રીતે બનતો નથી. તેને યોગ્ય પરિસ્થિતિની અને સાધનોની જરૂર હોય છે. પરંતુ સાવ કનિષ્ઠ સ્થિતિનાં જ નહીં પણ સાધારણ સ્થિતિનાં કુટુંબમાંય આ બધાની અછત છે. માબાપોમાં પોતાનાં સંતાન વિષે મમત્વ કે વાત્સલ્ય હોતું નથી એમ નથી. તેઓ તેમને માટે મહેનત કરતાં નથી અથવા તેમના સુખની અવગણના કરીને કેવળ પોતાનું જ સુખ જુએ છે એમ પણ નથી. પણ તેમનાં યોગ્ય સંગોપન અને શિક્ષણ માટે જોઈતો પુરુષાર્થ તેમનામાં નથી. તે પ્રમાણમાં તેમનું વાત્સલ્ય ઓછું પડે છે. પોષક ખાનપાન, સંભાળ, સ્વચ્છતા, યોગ્ય સંસ્કાર, બાળકોના રોજના વહેવાર અને રમતગમત માટે પૂરતી જગા અને યોગ્ય સાધનો, વ્યવસ્થિતપણું અને શિસ્ત કેળવાય એવું શિક્ષણ, સદ્ગુણોનો વિકાસ, માતૃપિતૃભાવની તેમ જ બંધુભગિનીભાવની વૃદ્ધિ થતી રહે એવું પ્રેમમય વાતાવરણ વગેરે નાનપણમાં જરૂરી એવી સગવડો આજે ઘણે ભાગે ક્યાંય દેખાતી નથી. જ્યાં સંપત્તિ છે ત્યાં લાડ અને સ્વચ્છંદને લીધે બાળકો બગડે છે. બાકી તો અસંખ્ય ઘરોમાં

બાળકોની બાબતમા ઉપેક્ષા જ થઈ રહી છે. ગમે તેવા ખોરાકથી તેમનાં પેટ ભરવામાં અને ગમે તેવા કપડાં વડે તેમના શરીર ઢાંકવાનો પ્રયત્ન કરવામાં માબાપ બધે જ ત્રાસી ગયેલા નજરે પડે છે. આવી સ્થિતિમાં બાળકોની સ્વચ્છતા તરફ, આરોગ્ય તરફ તેમ જ યોગ્ય કેળવણી તરફ કોણ ધ્યાન આપે? તેમનો શારીરિક, બૌદ્ધિક અને માનસિક વિકાસ શી રીતે થાય? દરેક માબાપને બાળકોના પ્રશ્નો ચિંતામાં નાખે છે. તેમાંય તેમની માંદગી આવે, કશુંક દુખવા માંડે, એટલે ઘરની મુશ્કેલીઓનો અને સંકટોનો પાર રહેતો નથી. આવી સ્થિતિ સેંકડે નવ્વાણું ઘરોમા છે અને એવી જ સ્થિતિમાં સંતાનવૃદ્ધિ થાય છે. આના કરતાય ખરાબ સ્થિતિ — જે જોતાં જ માણસનુ મન દુખ અને કરુણાથી ભરાઈ આવે છે — એ છે કે ગરીબાઈ, રોગ, અને પંગુતાથી પીડાતા લોકોમાંય પ્રજાની બેસુમાર વૃદ્ધિ થઈ રહી છે અને તેમની મૂળની વિપત્તિમાં ઉમેરો થઈ રહ્યો છે આવી રીતે દેશનુ અને સમાજનું દુર્ભાગ્ય દિવસે દિવસે વધતુ જાય છે.

**ચાલુ સ્થિતિમા આપણુ કર્તવ્ય**

આ બધી સ્થિતિ ધ્યાનમાં લેતાં એમ લાગે છે કે, આ બાબતમાં ઉપેક્ષા કર્યે ચાલશે નહીં. સંયમશક્તિ અને પુરુષાર્થની વૃદ્ધિ થયા વગર આપણી ભાવી પેઢીના કલ્યાણની આશા કરી શકાય નહીં. પ્રજાવૃદ્ધિના ચાલુ ક્રમથી આપણું કે પ્રજાનુ કોઈનુય કલ્યાણ થવાનું નથી આપણાં પોતાના સંતાનોનુ અને દેશની અસંખ્ય નિરાધાર અને દુઃખ ભોગવતી પ્રજાનુ પરિપાલન કરી શકવા જેટલી વિશાળ વત્સલતા અને શક્તિ આપણામા હોય તો જ આજની સ્થિતિમા આપણે માટે તરણોપાય છે હિંદુ પૌરાણિક દેવતાઓમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ એ ત્રણ મોટા દેવતાઓ માનવામા આવ્યા છે તે પૈકી બ્રહ્મા સૃષ્ટિ અને પ્રજાનિર્માણ કરનારો, મહેશ સંહાર કરનારો અને વિષ્ણુ પરિપાલન કરનારો છે — એમ સૃષ્ટિના ઉત્પત્તિ, સ્થિતિ અને લયની તેમની વચ્ચે વહેંચણી કલ્પેલી છે. એ ત્રણમાં વિષ્ણુને શ્રેષ્ઠ માનવામાં આવ્યો છે, તેનુ કારણ તેનામાં અગાધ પરિપાલનશક્તિ છે એવી કલ્પના કરવામાં આવી છે એ છે.

માણસ પણ પોતાની પરિપાલનશક્તિનો વિકાસ કરે તો જ તેની માનવતાની વૃદ્ધિ થઈ શકે. અને એ શક્તિનો વિકાસ કરવો હોય તો પ્રજાવૃદ્ધિની વૃત્તિને મર્યાદિત કરીને તેનું વાત્સલ્યમાં રૂપાંતર કરવું જોઈએ. આપણા પોતાના બાળકોના કલ્યાણ પૂરતું વાત્સલ્ય આપણે ધારણ કરીએ તોય તેથી આપણી પ્રજાનિર્મિતિની વૃત્તિ થોડેઘણે અંશે મંદ પડશે આજે સ્થિતિ એવી છે કે, માનવ જ માનવનો વેરી બનેલો છે. ભાઈ જ ભાઈનો દુશ્મન થાય છે આપણે આ બાબતમાં સાવધ ન થઈએ, વિવેકી અને સંયમી ન થઈએ તો "આ બધું જગત ઈશ્વર વડે વ્યાપેલું છે," અથવા "આપણે બધા ઈશ્વરના બાળકો છીએ," એ જાતના ઉપદેશ આખો જન્મારો સાંભળતા રહીએ તોય તેનો આપણી કે પછીની પેઢીના કલ્યાણની દૃષ્ટિથી કશો ઉપયોગ નહીં થાય બાળકોના પરાવલંબનના પ્રમાણમાં આપણી સંયમશક્તિનો અને વાત્સલ્યનો વિકાસ ન થાય તો માનવજાતિ પર આવી પડતી આફતો ટળશે નહીં. વિશ્વયુદ્ધના પ્રસંગો પણ વારે વારે આવ્યા વગર રહેશે નહી

ब्रह्मचर्यसिद्धि अने त माटे ञुपाय-शोधननी जरूर

જેમનું આપણે સારી રીતે પોષણ કરી શકતા નથી, અથવા જેમને રાખવા માટે આપણા ઘરમાં જગ્યા નથી એવા ગાય, બળદ, ઘોડા વગેરે પ્રાણીઓ પણ આપણે ખરીદતાં નથી પણ જેમનું આપણે સારી રીતે પોષણ ન કરી શકતા નથી, જેમને રાખવા માટે ઘરમાં પૂરતી જગ્યા નથી એવાં સંતાનોને કોઈ પણ મર્યાદા વિના એક પછી એક જન્મ આપીએ છીએ। જેમના પર આપણો વિશેષ પ્રેમ નથી હોતો એવા પ્રાણીઓની બાબતમાં આપણે જેટલો વિચાર કરીએ છીએ તેટલો આપણે પેટે અવતરનારા બાળકો માટે પણ આપણે કરતા નથી આ સ્થિતિ આજે લગભગ બધે જ પ્રવર્તે છે તેમ છતાં બધા લોકો પોતાના સંતાન વિષે લાગણી વિનાના છે એમ કહેવામાં અન્યાય થશે. આપણામાં પ્રેમ છે, વાત્સલ્ય છે, સ્વાર્થત્યાગ પણ છે, પરંતુ આપણે જીવન વિષે આ દૃષ્ટિથી વિચાર જ

કર્યો નથી એમ કહેવું પડે છે માનવજાતિના વિકાસ અને કલ્યાણની દૃષ્ટિથી આપણે આ બાબતનો વિચાર કરવો જોઈએ, એ હવે અત્યંત જરૂરી થયુ છે. કેવળ પ્રજાવૃદ્ધિનું માનવતાની દૃષ્ટિથી મહત્ત્વ નથી. પરંતુ પ્રજાવૃદ્ધિની વૃત્તિનું વાત્સલ્યમાં રૂપાંતર કરવુ, એ વાત્સલ્યમાં વિશાળતા અને શુદ્ધતા લાવવી, એમાં આપણો વિકાસ છે. અસંયમ કરતાં સંયમ શ્રેષ્ઠ છે. સયમ કરતાં વાત્સલ્ય શ્રેષ્ઠ છે. વાત્સલ્યમાય પરિપાલનશક્તિનું મહત્ત્વ છે આ શક્તિની વિશાળતામાં જ તેની શુદ્ધિ છે આ શુદ્ધિમાં બ્રહ્મચર્યની સિદ્ધિ છે, અને બ્રહ્મચર્ય પર માનવતાની સંપૂર્ણ સિદ્ધિનો આધાર છે માનવજાતિએ આ રીતે આ વિષયનો વિચાર કર્યો હોય એમ દેખાતું નથી વિચાર, આચાર, ખાનપાન, યોગ, ચિંતન, સોબત, સંકલ્પબળ, ઔષધિ વગેરેની મદદથી માણસે આ બાબતમાં પ્રયત્ન કરવો જરૂરી છે. તેવો પ્રયત્ન થતો રહે તો તેમાંથી પોતાના હેતુને અનુકૂળ જ્ઞાન માણસ પ્રાપ્ત કરી શકશે એમાં શંકા નથી જે વૃત્તિઓને ક્ષીણ કરતાં જઈને છેવટે તેમના પર વિજય મેળવવાનુ માણસનુ કર્તવ્ય છે, તે ક્ષુદ્ર વૃત્તિઓને ઉત્તેજિત કરવા માટે જુદા જુદા ઔષધિપ્રયોગો સિદ્ધ કરવાના પ્રયત્ન તરફ મોટા મોટા રસાયણશાસ્ત્રીઓ અને વૈદ્યો પોતાની બુદ્ધિ આજ સુધી વાપરતા આવ્યા છે, કારણ ભોગલોલુપ અને ભોગવશ રાજામહારાજાઓ અને ધનિક લોકો તેમના પ્રયત્નોને અનેક રીતે મદદ કરતા આવ્યા છે. પરંતુ બ્રહ્મચર્ય, સંયમ, વગેરેની ઉપાસના કરનારા વૈરાગ્યશીલ પણ ગરીબ લોકો પાસેથી તે લોકોને કશા પણ મળતરની આશા ન હોવાથી મનુષ્યની તે વૃત્તિઓને સૌમ્ય અને મંદ કરીને તેમને કાબૂમાં રાખવા માટે કઈ ઔષધિનો કેવી રીતે ઉપયોગ કરવો તેની શોધ તેમણે કદી કરી નથી. સૃષ્ટિમાં પરસ્પરવિરોધી ગુણો અનેક છે સૃષ્ટિમા અગ્નિ છે અને પાણી પણ છે. અત્યંત મૃદુ પદાર્થો છે, તેમ જ અત્યંત કઠણ પદાર્થો પણ છે. તે જ પ્રમાણે ઉત્તેજક અને શામક ગુણધર્મોવાળી વનસ્પતિઓ અને પદાર્થો પણ છે જે શોધક વનસ્પતિઓમાથી કે બીજા કુદરતી

પદાર્થોમાંથી ઉત્તેજક ગુણધર્મો પ્રાપ્ત કરી શક્યા તેઓ તેમની ઇચ્છા હોત તો શામક ગુણધર્મવાળી વનસ્પતિઓની કે અન્ય પદાર્થોનો શોધ ન કરી શકત એમ નથી. પરંતુ એવી સિદ્ધિ શોધકોને માનવજીવનની દૃષ્ટિથી મહત્ત્વની લાગી નહી અને હજુયે લાગતી નથી.

સારાંશ, આ વિષયમાં સહાયક થાય એવા સાધનો આપણી પાસે ન હોય અથવા માનવજીવનની સિદ્ધિ સાધવા જેટલી મહત્ત્વાકાક્ષા દરેકમા ન હોય તોય આજે અવિચારીપણે થતી પ્રજાવૃદ્ધિ અને તેને કારણે થતુ આપણુ અને આપણી ભાવી પેઢીનુ અકલ્યાણ ટાળવા માટે દરેકે પોતાની શક્તિ પ્રમાણે પ્રયત્ન કરવો જોઈએ. એ પ્રયત્ન માનસિક ઉન્નતિને સહાયક હોય એમા જ માનવતાનો યોગ્ય વિકાસ છે બનતાં સુધી માણસે એ દિશામાં જ પ્રયત્ન કરવો જોઈએ. ઓછામાં ઓછુ માનસિક અવનતિ ન થાય એટલી સાવધાનતા તો માણસે આ બાબતમા રાખવી જોઈએ આ પ્રકારના પ્રયત્નથી માનવજાતિ જગતમાંથી નાશ પામશે એવો ડર કોઈએ રાખવાનુ કશુ કારણ નથી. તેમ છતાં જેમને તેવો ભય લાગતો હોય તેમણે કંઈ નહી તો બે કરતાં વધારે બાળકોને જન્મ ન આપવા જેટલી સાવચેતી રાખવી જોઈએ. એટલે અમર્યાદ સંખ્યાને લીધે પોતાની તેમ જ પ્રજાની થતી અધોગતિ કંઈક અંશે તો ટળશે, અને માનવજાતિ જગતમાથી લુપ્ત થવાનો પણ ભય રાખવાનું કારણ રહેશે નહી

# ૬

# પ્રાકૃતિક પ્રેરણા અને સંયમ

જે જાતનુ બીજ હોય તે જ જાતિનુ વૃક્ષ તેમાંથી થાય છે. ઉદ્ભિજ્જમાંથી પણ એની જાતની જ સૃષ્ટિ પેદા થાય છે જીવસૃષ્ટિમા પણ એમ જ બને છે જીવમાં જેમ જીવતા રહેવાની સ્વાભાવિક પ્રબળ ઇચ્છા છે તેમ જ તેમાથી તેના જેવી જ સૃષ્ટિ નિર્માણ કરવાનો ધર્મ પણ તેનામાં છે. માણસમાંય એ ધર્મ છે અને તે ધર્મ અનુસાર જ માણસમાંથી મનુષ્યસૃષ્ટિ વધતી આવી છે. નિસર્ગે જ આ ધર્મ તેનામાં મૂકેલો છે. આ ધર્મ જીવમાં અને માણસમાં નાનપણમાં નથી હોતો તે યથાકાલે તેનામાં પ્રકટ થાય છે કોઈ એક વિશિષ્ટ અવસ્થા સુધી શરીરનો વિકાસ થયા બાદ, શરીરના રસમાં પોતાના જેવા બીજા પ્રાણી નિર્માણ કરવાની શક્તિ પૂર્ણતાને પામે છે અને ત્યાર પછી તેવી સૃષ્ટિ નિર્માણ કરવાની વૃત્તિ જીવોમાં અને માણસમાં સ્વાભાવિકપણે જોવામાં આવે છે શરીરના રસનુ જ બીજ બનીને તે દ્વારા જીવની વૃદ્ધિ થતી રહેવાનો ધર્મ દરેકને મળેલો હોવાથી તે જાતનું જ્ઞાન સ્વયંભૂ પણે દરેક જણમાં હોય છે. માણસના બૌદ્ધિક વિકાસની સાથે આવી જાતની સ્વયંભૂ પ્રેરણાઓની વૃદ્ધિ થઈ છે અને તેમને જુદી જુદી વાસનાઓનુ સ્વરૂપ પ્રાપ્ત થયેલુ છે. બૌદ્ધિક વિકાસને કારણે માણસ કેવળ કુદરતી પ્રેરણા પર આધાર રાખીને રહ્યો નથી. બીજાં પ્રાણીઓમાં જે વસ્તુઓ કુદરતી અને મર્યાદિત છે તે જ વસ્તુઓ માણસમાં કેવળ કુદરતી ન રહેતાં માણસ તેમાંથી પોતાના વિકાસ પામેલા બુદ્ધિસામર્થ્યથી જુદા જુદા રસાનુભવો લેવા લાગ્યો છે. તેથી અનેક રસના વિષયો પેદા થયેલા છે. ખાનપાન, આશ્રયસ્થાન વગેરે બાબતો પ્રથમ કેવળ કુદરતી હતી. તેમાંથી જેમ જુદા જુદા રસવિષયો માનવબુદ્ધિને કારણે નિર્માણ થયા

તેમ પોતાના જેવી પ્રજા નિર્માણ કરવાની કુદરતી પ્રેરણામાંથી પણ અનેક વાસનાઓ અને રસના વિષયો નિમાણ થયા આ બધાનુ કારણ માણસની વધતી જતી બુદ્ધિમત્તા હશે એમ લાગે છે આ બુદ્ધિમત્તા અને વધતા જતા મનોભાવોને લીધે આત્મીયભાવ અને મમતાની પણ વૃદ્ધિ માણસમા થવા લાગી અને સમુદાય વધવા લાગ્યો તે સાથે જ પોતાના તેમ જ સમુદાયના રક્ષણની જવાબદારી અને ચિતા વધવા લાગી જેમ જેમ માણસને સમુદાયમા રહેવાની ફરજ પડવા લાગી, જેમ જેમ તેમાથી સમાજ પેદા થવા લાગ્યો, જેમ જેમ તેની એકતા વધવા લાગી, તેમ તેમ વૃદ્ધિ પામેલા દરેક વિષયમા તેને નિયમો કરવા પડ્યા તે માટે તેને નિયમન અને સયમનો આશરો લેવો પડ્યો કારણ કે સયમ વિના નિયમન આવતું નથી, અને નિયમન સિવાય નિયમ નહી અને નિયમ સિવાય સમાજ નહી અને સમાજ સિવાય વ્યક્તિનુ અસ્તિત્વ પણ ટકવું શક્ય નથી આ બધાં કારણોને લીધે માણસને સયમ કેળવવો પડ્યો. આવી રીતે માનવજાતિમાં રસવૃત્તિ અને સંયમ બનેની વૃદ્ધિ એકી સાથે થતી આવી છે મૂળભૂત નૈસર્ગિક સ્વયભૂ પ્રેરણાને વધારીને તેમાથી અનેક વાસનાઓ અને ઇચ્છાઓ નિર્માણ કરીને જેઓ આનદની પાછળ પડ્યા તેઓ વિલાસી અને ભોગી કહેવાયા, અને એ જ મૂળભૂત પ્રેરણાને ક્ષીણ કરીને તેને નાબૂદ કરવાનો પ્રયત્ન કરનારા સયમી અને વિરક્ત કહેવાયા ખરું જોતાં, એક જ પ્રેરણામાથી પેદા થયેલાં આ બે પરસ્પરવિરોધી પરિણામ છે. ભોગના કરતા સયમી સ્થિતિ કોઈ પણ સજોગોમા વધારે ઉન્નત છે એમા શકા નથી દુ ખમાથી છૂટીને માણસે જો સ્વાધીનતા અને પ્રસન્નતા પ્રાપ્ત કરવી હોય તો સંયમ સિવાય તેને માટે બીજો ઉપાય નથી, એમ માનવજાતિના આજ સુધીના અનુભવ પરથી સ્પષ્ટ જણાયુ છે

ઉપર કહેલી મૂળભૂત વૃત્તિ પર કાબૂ મેળવવો અથવા તેનો નાશ કરવો એ સંયમી મનુષ્યનો હેતુ હોય છે આ વૃત્તિ માણસ સદંતર નાબૂદ કરી શકશે કે નહી એ વિષે મને શંકા છે આ વૃત્તિ પર કાબૂ મેળવવો

શક્ય લાગે છે. પણ કાબૂમાં લાવવી અને નાશ કરવો એ એમાં મોટું અંતર છે. માનવી લોહીમાં રહેલો પ્રાકૃતિક ધર્મ તે કેવી રીતે નાબૂદ કરી શકશે? તે ધર્મનો નાશ કરવાનો પ્રયત્ન કરતાં માણસને કદાચ તેના પર કાબૂ રાખવાની શક્તિ પ્રાપ્ત થાય એમ બને. આપણે ગમે તેવા સંકલ્પો આજે કરતા હોઈએ, ચિત્તની પવિત્રતાની આપણી કલ્પના ગમે તેટલી ઊંચી હોય, તેમ જ આપણો આદર્શ ગમે તેટલો ઉદાત્ત હોય તોપણ આપણા મૂળભૂત પ્રાકૃતિક ધર્મનો આપણે સદંતર નાશ કરી શકીશું નહી એમ લાગે છે. આ પરથી આપણે માનેલી કાલ્પનિક સિદ્ધિની દૃષ્ટિથી આપણે નિરાશ થવાનુ કારણ નથી. આપણા માર્ગમાં આપણે આજ સુધી મેળવેલી સિદ્ધિ તરફ લક્ષ આપીને હિંમતપૂર્વક, ઉત્સાહથી અને સાવધપણે આપણે આપણો પ્રયત્ન ચાલુ રાખવો જોઈએ.

જાગૃતિમાં આપણા સંકલ્પો, આપણી ઇચ્છાશક્તિ, બુદ્ધિ, વિવેક, વગેરે બધી શક્તિઓ જાગ્રત હોય છે. સ્વપ્નાવસ્થામા બધી શક્તિઓ સુપ્ત હોય છે. તેથી ચિત્ત પરનો તેમનો દાબ સ્વાભાવિકપણે જ ઓછો થયેલો હોય છે તે વખતે આપણો શુદ્ધ સંકલ્પ જેટલા પ્રમાણમાં આપણા લોહીમાં ઊતરી જઈ આપણો સ્વભાવ બન્યો હોય તેટલા પ્રમાણમા સ્વપ્નદશામા આપણી મૂળ પ્રાકૃતિક પ્રેરણા પર દાબ રહેલો હોય છે બાકીના વ્યાપાર એ મૂળ પ્રાકૃતિક નિયમ અનુસાર ચાલ્યા કરે છે. જાગૃતિ દરમ્યાન આપણે આપણા ચિત્ત પર જે પવિત્ર સસ્કાર પાડવા ઇચ્છીએ, જે સયમ સાધવા માગીએ છીએ તેમા જેટલા પ્રમાણમાં સહજતા આવેલી હોય છે તેટલા પ્રમાણમા આપણી સ્વપ્નદશા પવિત્ર હોય છે. આ પ્રયત્નની સિદ્ધિનો આધાર આપણા ખાનપાન, વ્યવહાર, આરોગ્ય, ચિત્તશુદ્ધિના અભ્યાસ વિષે આપણી તત્પરતા અને ચીવટ વગેરે અનેક બાબતો પર હોય છે. આપણે કદી પણ નિરુત્સાહી ન થતાં હમેશ સાવધ, શોધક, ઉત્સાહી, પ્રયત્નશીલ અને આશાવંત રહેવું જોઈએ. અનાદિકાળથી માણસ આ પ્રાકૃતિક અને અતિ બળવાન પ્રેરણા અનુસાર વર્તતો આવ્યો

છે. એટલું જ નહી, પણ એ પ્રેરણામાથી તેણે અનેક વિષય, રસ અને આનંદ નિર્માણ કર્યા છે સૈકાઓથી પરંપરાગત ચાલતા આવેલા અને સ્વભાવગત બનેલા આ એક વિષય પૂરતો સંપૂર્ણ સંયમનો પ્રયત્ન આપણે કરીએ છીએ. એ પરંપરાગત પ્રેરણા આપણામાં પણ ઊતરી આવેલી છે એક બાજુએ એ મૂળ પ્રાકૃતિક પ્રેરણા અને બીજી બાજુએ આપણું સંકલ્પબળ, આપણી સંયમશક્તિ, આપણી પવિત્રતા માટેની તાલાવેલી, સિદ્ધિ વિષેની આપણી ઉત્કંઠા, આપણા યોજનાપૂર્વકના પ્રયત્નો અને આપણી સાવધાનતા — એવી સ્થિતિ છે. આમાથી જ સિદ્ધિ વિષે વિશ્વાસ રાખવાનો છે એ વિશ્વાસ આપણામા વધતો રહેવો જોઈએ પરમેશ્વર આપણને આ પ્રયત્નમાં સફળ બનાવશે એવી દૃઢ શ્રદ્ધા આપણે રાખવી જોઈએ.

આ બાબતમા વિચાર કરવાનુ સહેલુ થાય એટલા માટે મે આ લખ્યુ છે આ પરથી તમે આ બાબતનો વિચાર કરી શકશો

(પત્ર, ૩૧-૩-'૪૨)

૭

## બ્રહ્મચર્યવિચાર

બ્રહ્મચર્ય સંબધી તમે લખ્યું છે ગઈ મુલાકાત વખતે પણ આ બાબતમા તમે વાત કરી હતી તમે આ વિષે ઘણા પ્રયત્નશીલ છો. ધ્યાનના અભ્યાસથી આ વસ્તુ માણસ પોતાના કાબૂમા લાવી શકે છે એવો મને વિશ્વાસ છે. ધ્યાન માટે ચિત્તની બધી શક્તિ એક જગાએ ભેગી કરીને ત્યાં જ તેને સ્થિર કરવા માટે દૃઢતાની જરૂર છે. ચિત્તના બધા તરંગોને શાંત કરીને વૃત્તિને એક જ પવિત્ર સંકલ્પ પર દૃઢપણે રાખતાં આવડે તો આપણા સંકલ્પમા બળ આવે છે તે બળને લીધે બીજી અશુદ્ધ વૃત્તિઓ ક્ષીણ થાય છે સૃજન વિષેની પ્રેરણા અને તે પ્રકારનો રજ દરેક જીવની માફક માણસમાં પણ છે. વિવેકી માણસ તે

રજને કાબૂમાં રાખવાનો પ્રયત્ન કરે છે જન્મથી મળેલા આવા રજનો વારસો માણસ સમૂળગો નષ્ટ કરી શકશે કે નહીં એ વિષે મને શંકા છે પરંતુ તે તેને પ્રયત્નપૂર્વક કાબૂમાં રાખી શકે છે એ વિષે મારી ખાતરી છે. વ્રતી, વિવેકી અને પ્રયત્નશીલ માણસની સૃજનવિષયક વૃત્તિ મંદ અને ક્ષીણ થાય છે. ઉદાત્ત ધ્યેયને ધારણ કરીને હમેશ પવિત્ર ભાવના ચિત્તમાં રાખવાથી, તેમ જ આદર્શ જીવન વ્યતીત કરવાની તીવ્ર ઇચ્છા, પારમાર્થિક મહત્ત્વાકાંક્ષા, સતત વિવેકયુક્ત સંયમશીલ રહેણી, કર્મપરાયણતા વગેરે સાધન કે ઉપાયોથી માણસની તે વૃત્તિનો સમૂળગો નાશ ન થાય તોય તે કાબૂમાં રહેવા જેટલી ક્ષીણ થાય છે. જુવાનીમાં કુદરતી અવસ્થા અનુસાર તે વૃત્તિ વધારે પ્રમાણમાં દેખાય તોપણ ઉચ્ચ આદર્શની પાછળ પડેલા જુવાન માણસમાં જ વૈરાગ્ય અને સંયમશક્તિ પણ ભરપૂર હોય છે અને તેને જોરે જ તે વિકારોનો સામનો કરી શકે છે અને તેમાં વિજયી થવાનો આત્મવિશ્વાસ પણ તેનામા હોય છે પરંતુ તે કાળ વીતી ગયા પછી પાછલી ઉંમરમાં એટલે ઘડપણમાં કોઈ કોઈની દૃઢતા ઓછી થાય છે. વ્રત વિષે કે આદર્શ વિષે થોડીક શિથિલતા ચિત્તમાં આવવા લાગે છે. વૈરાગ્ય અને સંયમશક્તિ ઓછી થાય છે આવે વખતે ચિત્તમાં ચંચળતા દેખાવા માડે છે, અને મનને જીતવુ, તેને કાબૂમાં રાખવુ મુશ્કેલ લાગે છે. પરંતુ વિવેકી અને નિશ્ચયી માણસ આ બધી વસ્તુઓ ઓળખીને સાવધપણે તેમાંથી પાર જવાનો પ્રયત્ન કરે છે અને યોગ્ય ઉપાય વડે તેમાં સફળ થાય છે.

માણસના ચિત્તમાં સારાનરસા બધા સંસ્કારો પ્રકટ કે સુપ્તપણે હોય છે જ તેમાંના જે સંસ્કાર, જે વૃત્તિઓ, તેને ન જોઈતી હોય તેને ક્ષીણ કરવાનો માણસે સતત પ્રયત્ન કરવો જોઈએ. સત્સંગ, ભજન, મનન, ચિંતન, ધ્યાન, એ તેના ઉપાયો છે કંઈ કે સધાય તો આનાથી જ સધાય એમાં શંકા નથી. શુભ તરફ તમારું સ્વાભાવિક વલણ છે જીવનની દૃષ્ટિથી વ્રતનું મહત્ત્વ તમે જાણો છો. દૃઢના અને નિષ્ઠા સિવાય તે પાર પડવું શક્ય નથી

વ્રતનો વિચાર બાજુએ મૂકીએ તોપણ બીજી એક મહત્ત્વની દૃષ્ટિથી મારા મનમાં આ વિષયનો વિચાર આવ્યા કરે છે માનવજાતિની સુધારણાનો કશો વિચાર કરવામાં આવતો નથી અને તેની પેઢીઓની પેઢીઓ જગતમાં નિર્માણ થતી જાય છે પોતાના દોષો, દુર્ગુણો અને રોગોનો વારસો પછીની પેઢીને આપીને દરેક પેઢી લુપ્ત થાય છે. આવા ક્રમથી, આવી પરંપરાથી, માણસ પોતાનુ કે પોતાની ભાવી પેઢીનું શુ કલ્યાણ સાધે છે? કયા સદુદ્દેશથી માણસ એક પછી એક સંતાન જગતમાં લાવે છે? સખ્યાબધ રોગો માનવજાતિની વિકૃતિમાંથી જ પેદા થાય છે અને થઈ રહ્યા છે આપણા રોગનો, વિકૃતિનો અને દુર્બળતાનો વારસો આપણી પછીની પેઢીને મળશે અને તે આખી જિંદગી દુખ, યાતના અને ક્લેશથી પીડાઈને પોતાનું જીવન જેમતેમ કરીને ગાળશે એ જાણતા છતા, એની ખાતરી હોવા છતા, માનવપ્રકૃતિમાથી પિંડોની પરંપરા નિર્માણ થાય છે અને કષ્ટ ભોગવે છે. કોઈની ઇચ્છા, કોઈની અસાવધાનતા, કોઈનો અવિવેક તો કોઈનો અસયમ અને જડતા આ બધા દુખોનુ, યાતનાઓનુ કારણ છે માણસનુ દુખ જોઈ જોઈને હુ કટાળી ગયો છુ દુખી અને યાતનાગ્રસ્ત માણસોની શુશ્રૂષામા હોઉં છુ ત્યારે આ જ જાતના વિચારો મનમા ચાલતા હોય છે, મનને પીડે છે જગત સુખી રહે, કોઈ દુખી ન રહે એવી ઇચ્છા છે. પણ સવાલ એ થાય છે કે, આ માર્ગે, આવી જાતની જીવનપરપરાથી કોઈ પણ માણસ કદી પણ સુખી થશે કે? થઈ શકશે કે? સખ્યાબંધ માણસો આ જ રસ્તે ચાલી રહ્યા છે. તેઓ સાચે જ ચાલે છે કે વિશ્વપ્રકૃતિના મહાન પ્રવાહમા તણાઈ જતા હોઈને ચાલે છે એવો કેવળ ભાસ થાય છે? દુઃખ, પીડા અને રોગનો વારસો તેઓ પોતાની પછીની પ્રજાને આપે છે કે તે તેમને મળવામા વચગાળામા કેવળ નિમિત્તમાત્ર થાય છે? તેઓ જે કંઈ કરી રહ્યા છે તેના પરિણામનુ તેમને ભાન પણ કદાચ નહી હોય, કલ્પનાય નહી હોય પરતુ તેમને ભાન ન હોય, કે કલ્પના ન હોય તોય તેમના કર્મના અનિષ્ટ પરિણામ જેમને ભોગવવા પડે છે તેમની યાતનાઓમા

તેથી સૌમ્યતા થોડી જ આવવાની હતી? આપણે બધા આ પ્રવાહમાં સપડાયેલા હોઈને આપણી ઇચ્છાઓ, વાસનાઓ દ્વારા એ પ્રવાહને વેગ પણ આપીએ છીએ

તમારે નિમિત્તે મનમાં ચાલતા વિચારો હું લખી રહ્યો છું. તેમાં માનવી જીવનની દૃષ્ટિથી તમને એકાંગીપણું અને રુક્ષતા પણ કદાચ લાગશે પણ આમાં રુક્ષતા નથી. માનવજાતિ વિષે પ્રેમ, ચિંતા અને કરુણા ન હોત તો આ વિચારો મનમાં પણ આવ્યા ન હોત. આ લખતી વખતે મન કરુણાથી વિહ્વળ થયેલું છે વિચારોના એકાંગીપણાનું અને અતિરેકનું પણ મને અત્યારે ભાન છે. પણ આ બધાની પાછળ વિવેક પણ જાગ્રત છે

ફરી વ્રતના વિચાર પર આવું સમગ્ર જીવન વિવેકયુક્ત કરવાનો તમારો દૃઢ પ્રયત્ન છે મનમા ઊઠતા અનિષ્ટ તરંગોથી ગભરાઈ ન જતા, નિરાશ ન થતા. માણસના મનમાં આવી જાતના તરંગો કોઈક નિયમાનુસાર ઊઠે છે નિસર્ગ, પોતાના સંસ્કાર, ટેવો, સંકલ્પો અને સત્ત્વ-રજ-તમાત્મક અવસ્થા એ બધા પરથી સાધારણપણે આ બાબતમા દરેક જણનો નિયમ નક્કી થયેલો હોય છે આ રીતે નિયમથી ઊઠનારા તરંગોને કે વેગોને હું આવર્ત સમજુ છુ તરસ, ભૂખ, નિદ્રા એ પણ એક રીતે જોતા આવર્ત જ છે સૃજનેચ્છા પણ માનવપ્રકૃતિનો આવર્ત જ હશે કેટલાક આવતો એવા હોય છે કે, તે ઊઠે છે તે વખતે તેમને જે જોઈતુ હોય તે આપીને શમાવવા પડે છે તો કેટલાક સાવધપણે, દીર્ઘ વિચાર કરીને નેમ જ સયમપૂર્વક વર્તીને શાંત કરવા પડે છે આવી જાતના આવેગોને શાત કરવામાં ધ્યાનનો અભ્યાસ ઘણો ઉપયોગી થઈ શકે છે તેને લીધે આ વેગો સૌમ્ય અને મદ થઈ જાય છે, વિવેક અને સયમના કાબૂમાં આવે છે અભ્યાસ અને આ જાતના જ રગેજના પ્રયત્ન વડે મળ પ્રાકૃતિક ધર્મમાં જ ક્ષીણતા આવવા માંડે છે તે જાણે સપ્ત દશાએ જઈ પહોંચે છે તે વખતે વ્રતનુ વ્રતપણું મટી જઈ શ્રેયાર્થીની તે સહજ અને સાવત્ર અવસ્થા બની જાય છે.

(પત્ર, ૧૯૪૦)

## ૮

# પરિશ્રમ અને ધર્મ્ય વેતન

कर्तव्य तरीके परिश्रममा हिस्सो

મનુષ્યપ્રાણી સમૂહમાં રહેનારું હોવાથી તેણે વ્યક્તિગત સુખસગવડની અભિલાષા ન રાખતાં સુખદુઃખ, લાભહાનિ, ઉન્નતિ-અવનતિ વગેરે દરેક બાબતનો સામુદાયિક દૃષ્ટિથી વિચાર કરતા શીખવું જોઈએ જે સુખસગવડોનો આપણે આજે ઉપભોગ કરીએ છીએ તે આપણે કે બીજા કોઈએ એકલાએ પેદા કરેલી નથી તે માનવજાતિના પરિશ્રમથી, જ્ઞાનથી, સદ્ગુણથી નિર્માણ થઈને આપણા સુધી આવી પહોંચી છે પરમાત્માએ કુદરતમા મૂકેલા ધર્મો કે ગુણો, નિસર્ગની શક્તિ, તેમ જ માનવી સમાજની શારીરિક, બૌદ્ધિક અને માનસિક શક્તિઓ — એ બધાના સમુચ્ચયથી અને સહાયથી આપણા ધારણપોષણના, રક્ષણના અને સુખ-સગવડોના બધા સાધનો પેદા થતા આવ્યાં છે માણસની સોબતમા રહેનારા ગાય, ઘોડા, બળદ જેવા પ્રાણીઓના પરિશ્રમનોય તેમા મોટો હિસ્સો છે, એ વાત પણ ધ્યાનમા લઈ આપણે પરમાત્મા વિષે, માનવજાતિ વિષે અને પોતાની સાથે રહેનારાં પ્રાણીઓ વિષે હમેશ કૃતજ્ઞ રહેવુ જોઈએ માનવી પરિશ્રમથી પેદા થયેલા સાધનો પર આપણે જીવીએ છીએ, તેથી એ પરિશ્રમમાં આપણે આપણી ફરજ સમજીને પરિશ્રમને રૂપે પોતાનો હિસ્સો હમેશ સંતોષપૂર્વક આપવો જ જોઈએ. તેમ કર્યા સિવાય આપણું જીવવું, જગતના પરિશ્રમમાથી પેદા થયેલી સાધન સંપત્તિ વાપરવી, તેનો ફોકટ લાભ લેવો, એ માનવદ્રોહ છે, અધર્મ છે. તેમા કૃપણતા, ચોરી, જડતા, કૃતઘ્નતા, સ્વાર્થ, અન્યાય વગેરે અનેક દુર્ગુણોનો અને પાપનો સમાવેશ થાય છે.

જીવન ગુજારવા માટે દરેક માણસ બધી જાતના પરિશ્રમ જાતે કરી શકતો નથી. પણ બધાના પરિશ્રમનો બધા શ્રમવિભાગનો સિદ્ધાન્ત ન્યાયપૂર્વક ઉપયોગ કરે તો બધાનું જીવન સુવ્યવસ્થિતપણે ચાલી શકે છે. અને આવી જાતના ન્યાય્ય અને સુવ્યવસ્થિત નિયમથી સમાજ અનેક રીતે સંપન્ન અને સમર્થ બને છે. જીવનને માટે જરૂરી બધી જાતના પરિશ્રમ દરેક માણસ એકલો અલગ અલગ કરવા બેસે તો માનવી વિકાસ થઈ શકે નહીં. તેને લીધે માણસનું સામાજિકપણું નાશ પામે અને સાથે સાથે આખી માનવજાતિ જ કદાચ નાશ પામે. તેથી સમાજની સુખસગવડ અને ઉન્નતિ માટે શ્રમની જેમ જ શ્રમવિભાગની પણ જરૂર છે. સમાજનાં ધારણપોષણ, રક્ષણ અને ઉન્નતિ માટે જરૂરી સાધનસંપત્તિ પેદા કરવાની પોતાની જવાબદારી દરેક જણે પોતાના 'ધર્મ' તરીકે સંતોષથી સ્વીકારવી જોઈએ. આ 'ધર્મ' માનવી જીવનનો પ્રાણ છે તે ન આચરતાં શારીરિક, બૌદ્ધિક કે માનસિક કોઈ પણ પ્રકારના માનવી પરિશ્રમથી નિર્માણ થયેલી કોઈ પણ સાધનસંપત્તિનો કે સુખસગવડનો પોતાના જીવનમાં ઉપભોગ કરવાનો કોઈને પણ હક નથી એમ માનવી ધર્મના શ્રમવિભાગની ન્યાયની દૃષ્ટિથી ઠરે છે

ધર્મ્ય જીવનની મહત્ત્વાકાક્ષા

આ ધર્મને માટે જે વિદ્યાઓ ને કળાઓ જરૂરી છે તેમાં પ્રવીણતા મેળવીને તેમનો બધાના હિતની દૃષ્ટિથી હમેશાં ઉપયોગ કરતા રહેવું, એને જ આપણે આપણું જીવનકાર્ય સમજવું જોઈએ. પરમાત્મા તરફથી કુદરતી રીતે જ પ્રાપ્ત થયેલી આપણા અંગઅંગની બધી શક્તિઓનો વિકાસ કરીને તથા તેમને શુદ્ધ કરીને તેમનો સતત ઉપયોગ કરવાથી આપણી શક્તિઓ સતેજ અને શુદ્ધ રહે છે. કોઈ પણ શસ્ત્ર કે હથિયાર વાપરતા રહીએ તો જ સારું રહે છે, નહીં તો કાટ ચડી જઈ ખરાબ થાય છે. તે જ પ્રમાણે આપણી શક્તિઓને ઉચિત ગતિ આપવાથી અને તેમનો સત્કાર્યમાં ઉપયોગ કરવાથી આપણા અંગપ્રત્યંગો, તેમની શક્તિ,

આપણી બુદ્ધિ અને આપણુ મન શુદ્ધ રહે છે. નહી તો તે બધાં નકામા થાય છે અને જડતા અને આળસ વગેરે દુર્ગુણોથી આપણો નાશ થાય છે. કેવળ પોતાની સુખસગવડ કે અર્થોત્પાદન માટે તેમનો ઉપયોગ કરવો એ જીવનની ઉદાત્તતા અને વ્યાપકતાની દૃષ્ટિથી અત્યત હીન વસ્તુ છે. બધાના હિતનો ખ્યાલ રાખીને પોતાના વ્યવસાયમાથી પોતાના જીવનનિર્વાહ માટે જોઈતી મજૂરી કે મહેનતાણુ કરતા તેમાથી ,વિશેષ અર્થલાભ કે લોભનો ઉદ્દેશ આપણે કદી ન રાખવો જોઈએ આપણે બધા આવી જાતના પવિત્ર અને ધર્મ્ય જીવનની મહત્ત્વાકાક્ષા રાખીએ તો જ આપણા બધાના જીવનનુ સાર્થક થશે અને તો જ કોઈ કાળે પણ માનવજાતિ સપૂર્ણ સુખી થવાની આશા રાખી શકાય.

આ મહત્ત્વાકાંક્ષા પૂરી થાય તે માટે આપણામાં શ્રમવિભાગની વહેચણી અને વ્યવસ્થા એવી હોવી જોઈએ કે જેથી न्याय्य अने अन्याय्य કોઈ પણ વ્યક્તિ પર કે વર્ગ પર બીજાના કરતાં वहेंचणीना परिणाम વધારે શ્રમનો ભાર ન પડે અને કોઈ પણ વ્યક્તિને કે વર્ગને બીજી વ્યક્તિના કે સમાજના પરિશ્રમનું ફળ બીજાઓ કરતા વધારે ન મળે. આ પ્રમાણે સમતાના તત્ત્વાનુસાર પરિશ્રમ અને ફળની વહેચણી જે સમાજમાં થાય છે તે સમાજ અનેક બાજુથી સમર્થ, સંપન્ન અને સ્થાયી બને છે. તે સમાજમા બધાનો પરસ્પર પોષ્યપોષક સબધ હોય છે. પરતુ જે સમાજમા આ પ્રમાણે શ્રમવિભાગની વ્યવસ્થા ન્યાયથી થતી નથી તે સમાજમા એક બાજુથી ગુલામી ને ખુશામત અને બીજી બાજુથી વિકાસ અને સુખસગવડને નામે સ્વાર્થ, અત્યાચાર, જુલમ, દુષ્ટતા, ચેનબાજી, વિકારવશતા, આયતુ ખાવાની ટેવ, જડતા અને આળસ વગેરે દુર્ગુણો વધતા જાય છે. તેને લીધે સમાજમા શોષિત અને શોષક એવા વર્ગો નિર્માણ થાય છે. વ્યક્તિવ્યક્તિમા અને વર્ગવર્ગમાં પરસ્પર ભક્ષ્યભક્ષક સંબધ વધતો જાય છે. આખો સમાજ દિવસે દિવસે અવનત થતો જાય છે અને પછી થોડા જ વખતમાં કોઈ પણ બળવાન સમાજનો તે ગુલામ બને છે જે સમાજમા પરિશ્રમ

કરનારાઓ કરતાં પરિશ્રમમાંથી પેદા થનારી સાધનસંપત્તિનો મફત લાભ લેનારા વર્ગની સંખ્યા વધારે હોય છે અથવા તેમને સમાજમાં વધારે મહત્ત્વ અને પ્રતિષ્ઠા મળે છે, તે સમાજ છિન્નભિન્ન થયા વગર રહેતો નથી ધર્મ અને અધ્યાત્મની ભ્રામક કલ્પનાઓ, કળાને નામે વિલાસને મળેલું મહત્ત્વ, ધનને અપાયેલી ખોટી પ્રતિષ્ઠા વગેરેને લીધે શ્રમવિભાગનો અને તેની ન્યાય્ય વહેંચણીનો સમાજમાંથી લોપ થાય છે. તેને લીધે પુરુષાર્થહીનતા, દંભ, સ્વચ્છંદ વગેરે વધતા જાય છે અને એકંદરે આખો સમાજ પતન તરફ જાય છે.

**ધર્મનિષ્ઠ સમાજ**

આ દૃષ્ટિથી વિચાર કરતાં સમાજની સુસ્થિતિ માટે પરિશ્રમ, શ્રમની યોગ્ય વહેંચણી અને સમતાના તત્ત્વાનુસાર તેના ફળની યોગ્ય વહેંચણી—આ તત્ત્વો દરેક વ્યક્તિને ગળે ઊતરે અને તે પ્રમાણે તે આચરણ કરે એ જરૂરનું છે. હમેશા કર્મમાં મશગૂલ રહીને તેમાંથી નિર્માણ થતી સાધનસંપત્તિમાંથી પોતાના નિર્વાહ કરતાં જરાય વધારેની અપેક્ષા ન કરવાનો સિદ્ધાન્ત દરેકને માન્ય હોવો જોઈએ આવી જાતના તત્ત્વનિષ્ઠ સમાજને જ ધર્મનિષ્ઠ સમાજ કહી શકાય. સમાજમાં આવી જાતની તત્ત્વનિષ્ઠા અને સદ્ગુણોની વૃદ્ધિ થાય તે માટે આપણે પોતે તત્ત્વનિષ્ઠ અને સદ્ગુણી બનવું જોઈએ. આ નિષ્ઠા પર માનવજાતિના ઉત્કર્ષનો અને ઉન્નતિનો આધાર છે

આ જાતની તત્ત્વનિષ્ઠા એક જમાનામાં ભારતવર્ષની પ્રજામાં હતી. તે વખતે જીવન કેવળ ધર્મ માટે છે એમ માનવામાં આવતું પરમેશ્વરી શક્તિના, પૂર્વજોના, જ્ઞાની પુરુષોના, માણસમાત્રના તેમ જ માણસની સોબતમાં રહેનારા બધા પ્રાણીઓના આપણે ઋણી છીએ એવી ભાવના તે કાળે સમાજમાં હતી અન્નાહુતિને નિમિત્તે તે બધાં વિષે કૃતજ્ઞતા બુદ્ધિ પ્રકટ કર્યા વગર આપણને ખોરાક લેવાનો હક નથી એવું તીવ્ર ભાન જેથી હમેશ રહી શકે એવી તે જમાનાની પ્રજાની દિનચર્યા હતી. જીવનમાં જે કંઈ વસ્તુ આપણને પ્રાપ્ત થાય છે, તે આપણા એકલાના પરિશ્રમનું અથવા

જ્ઞાનનુ ફળ નથી, પણ તે બધાંના પરિશ્રમનુ અને જ્ઞાનનું ફળ છે; તેમની પ્રત્યે આપણે કૃતજ્ઞ રહીને તેમાથી કેવળ પોતાની યોગ્ય જરૂરિયાતો જેટલું લેવાનો આપણને અધિકાર છે, એવી જાતની સામુદાયિક ધર્મનિષ્ઠા તે પ્રજામાં હતી. તે કાળે આજના જેટલી ભૌતિક શોધો થયેલી ન હતી. સુખના સાધનો પણ આજના જેટલાં ન હતા, અથવા તો વૈભવસંપન્નતાય ન હતી પણ તે કાળે પ્રજામાં માનવતા હતી, સામુદાયિક ભાવ હતો, પ્રજામા માનવધર્મ જાગ્રત હતો. તેમના જીવન પરથી આપણે ઘણું શીખવા જેવુ છે આપણો આજનો ધર્મ નક્કી કરવા માટે અને તે પ્રમાણે ચાલવા માટે તેમના જીવન પરથી આપણે કંઈ ગ્રહણ કરી શકીએ તો તેથી આપણુ કલ્યાણ થશે એમાં શંકા નથી.

# વિભાગ ૩ : ચિત્તનો અભ્યાસ

## ૧

## રૂપધ્યાનની મીમાંસા

પ્રશ્ન — જેના મન પર કોઈ સાકાર દૈવતની ભક્તિનો પૂર્વસંસ્કાર નથી, અથવા પહેલાં હતો અને પાછળથી શ્રદ્ધા ઊડી ગઈ છે, પણ જેને રૂપધ્યાનની આવશ્યકતા લાગે છે અને ત્યાં ભક્તિથી મન ચોંટે તો સારું એમ પણ લાગે છે, તેણે કયું અથવા કઈ રીતે દૈવત પસંદ કરવું?

सत्योपासनामा साकार परनी श्रद्धानी मर्यादा

ઉત્તર — જેના પર સાકાર દૈવત વિષેની શ્રદ્ધાનો પૂર્વસંસ્કાર નથી, તેણે સાકાર ધ્યાનના પ્રયત્નમાં ખાસ પડવાનું પ્રયોજન નથી. તે જ પ્રમાણે જેની સાકાર દૈવત પરની શ્રદ્ધા ઊડી ગઈ છે, તેણે પણ ફરીથી તેની શ્રદ્ધા નિર્માણ કરવાનો પ્રયત્ન ન કરવો જોઈએ. દેવના સાકાર સ્વરૂપ પર શ્રદ્ધા હોય તો અમુક હદ સુધી ધ્યાનના અભ્યાસમાં તેનો ઉપયોગ થઈ શકે છે. સાકાર ભક્તિમાર્ગી સાધકનું ધ્યેય પોતાના ઇષ્ટદેવનું દર્શન કરવાનું હોય છે. તેથી તે પ્રથમથી જ સ્વાભાવિકપણે બાહ્ય ધ્યાનાભ્યાસથી મૂર્તિનું રૂપ ચિત્તમાં ઠસાવવાનો અને તેમાં તન્મય થવાનો તથા રહેવાનો પ્રયત્ન કરે છે. અભ્યાસમાં ગતિ થવા માંડે એટલે તે એ જ મૂર્તિના અંતર્ધ્યાન પર આવે છે. અંતર્ધ્યાનમાંય પ્રથમ સ્થૂળ રૂપને ધારણ કરી રહેલો સાધક ધીમે ધીમે સૂક્ષ્મ સ્વરૂપ પર અને તેમાંથી આગળ ક્રમશઃ ભાવ, ગુણ, ધર્મ, પ્રસન્નતા પર આવે છે અને તેમાંથી છેવટે કેવળ શાશ્વત ચૈતન્ય તરફ પોતાના અભ્યાસ વડે જાય છે. અભ્યાસની સાથે જ તેના મનમાં તાત્ત્વિક વિચારણા ચાલુ હોય, અનુભવોનું

પરીક્ષણ ચાલુ હોય, તો સાધકની વૃત્તિ સાકારમાંથી ધીમે ધીમે ઓછી થતી જાય છે અને જેમ જેમ પૂર્વકલ્પનાઓ નષ્ટ થતી જાય છે તેમ તેમ તેની સાથે સાથે જ તે વિષેની શ્રદ્ધા પણ વિલય પામે છે કેટલાક સાધકો કુશાગ્ર બુદ્ધિના અને વિવેક જાણનારા હોય છે, છતાં કેવળ પરંપરા ન તૂટે તેમ જ ચાલતી આવેલી શ્રદ્ધા ન ડગે એટલા માટે સત્ય જ્ઞાનની સામે ન ટકનારી એ ખોટી શ્રદ્ધાને પણ ચિત્તમા જાણીબૂજીને દૃઢ રાખવાનો પ્રયત્ન કરે છે. પણ આવી સ્થિતિમાય પોતાના અનુભવોની અને પ્રતીતિઓની પહેલા કરતા વધારે કસીને પરીક્ષા કરવાની આવડત તેમનામાં આવે, પોતે પ્રયત્નપૂર્વક જે શ્રદ્ધાને જાળવી રહ્યા છે તેના ગર્ભમાં કેટલીયે કલ્પનાઓ ભરી છે એ વધતા જતા વિવેકના પ્રખર તેજમાં તેમને દેખાઈ આવે, અને કેવળ સત્યની જ શોધ તથા તેની જ ઉપાસના કરવાનુ અને તે માટે સર્વસ્વનો ત્યાગ કરવાનુ ધૈર્ય તેમનામાં આવે, તો તેમની પણ સાકાર પરની શ્રદ્ધા ઊડી ગયા વિના રહેતી નથી તેથી જેમને અગાઉથી જ સાકાર દૈવત વિષે શ્રદ્ધાનો સંસ્કાર નથી, અથવા જેમની તે પરની શ્રદ્ધા ઊડી ગઈ -છે, એવાઓએ એવી જાતની શ્રદ્ધા નિર્માણ કરવાના પ્રયત્નમાં પડવાની જરૂર નથી

**सत्य ज्ञानने अभावे नवा साकारनो अने सप्रदायनो अुद्भव**

સાકાર પરની શ્રદ્ધા એક વાર નષ્ટ થયા પછી ફરી તે પર જ ભક્તિ ચોટે એવી ઇચ્છા થવી એ બે વસ્તુઓ મને પરસ્પર વિસંગત લાગે છે પણ જો સાકાર પરની શ્રદ્ધા વિવેકપૂર્વક અને જ્ઞાનપૂર્વક સ્વાભાવિકપણે ઊડી ન ગઈ હોય અને કેવળ તર્કવાદને પરિણામે સંશયગ્રસ્ત થવાને લીધે તૂટી ગઈ હોય કે ડામાડોળ થઈ ગઈ હોય અને ઊડી ગયા જેવી લાગતી હોય, તો તે ફરી ચોટે તો ઠીક એમ લાગવાનો સંભવ છે બાકી તો જે વસ્તુ, જે માન્યતા કે કલ્પના, એક વાર જ્ઞાનપૂર્વક આપણા ચિત્તમાંથી વિલય પામે તેની પ્રચ્છા ફરી થવી શકય નથી. કોઈ સંસ્કારનો નાશ જ્ઞાનપૂર્વક ન થયો હોય તો તે સંસ્કાર કોઈ કારણથી ફરી જાગ્રત થવાનો સંભવ હોય છે કારણ કે પરંપરાગત અને જન્મથી પેદા થયેલી સાકાર

પરની શ્રદ્ધાના અને ભક્તિભાવના સંસ્કારોથી ચિત્તમાં અષ્ટ સાત્ત્વિક ભાવો પેદા થાય છે અને તેથી સાધકને એક જાતનો આનંદ થાય છે. સોબત, સતત ચિંતન ઇત્યાદિ અનેક સાધનોથી આખી જિંદગી એ જ ભક્તિભાવનુ પોષણ થતુ આવ્યાથી પ્રેમ તથા આનંદનો જે અનુભવ શ્રદ્ધાયુક્ત ચિત્તને થાય છે, તેવો અનુભવ બુદ્ધિવાદથી શ્રદ્ધા ઊડી ગયા પછી આવી શકતો નથી. કોઈ વસ્તુ કલ્પિત કે મિથ્યા છે એમ જાણ્યા પછી તેથી થતો આનંદ સ્વાભાવિક રીતે જ ઊડી જાય છે. તેમ છતાં પ્રેમ અને આનંદની ઇચ્છા અને તેમનો ઉપભોગ લેતાં રહેવાની મનને પડેલી ટેવ કેવળ બૌદ્ધિક ચર્ચાથી કે જ્ઞાનથી નાશ પામતી નથી એવી સ્થિતિમાં રહેલા સાધકને પ્રેમ અને આનંદ વિના જીવનમાં નીરસતા લાગવા માંડે છે. અથવા તો બુદ્ધિથી સમજાયેલા સત્યના સ્વરૂપનો કે જ્ઞાનનો આનંદ સાધક લઈ શકતો નથી તેથી તેના ચિત્તમા ફરી ફરી પૂર્વસંસ્કારના પ્રેમ અને આનદની ઇચ્છા પેદા થાય છે આવી સ્થિતિમાં પૂર્વશ્રદ્ધા ઊડી ગયા બાદ પણ ફરી ક્યાંક ભક્તિ ચોંટે એવી ઇચ્છા સાધકને થવાનો સંભવ હોય છે. આવાં જ કોઈ કારણોથી જેની સાકાર પરની શ્રદ્ધા ઊડી ગઈ છે એવો સાધક, જેના ઉપદેશથી તે શ્રદ્ધા ઊડી ગઈ હોય તેને, એટલે પોતે માનેલા ગુરુને જ સર્વસ્વ સમજી, તેને જ પ્રત્યક્ષ સાકાર દૈવત માની તેનાથી પોતાની ભાવનાઓની તૃપ્તિ શોધવા માડે છે અને તેમાથી પ્રેમ અને આનંદ મેળવવા માડે છે. આવી જાતના થોડાક સાધકો, અથવા થોડાક સુધરેલા જેવા લાગતા ભાવિકો ભેગા મળે એટલે તેમાથી જ સંપ્રદાય નિર્માણ થાય છે. શરીર બધી રીતે સારું અને ખોડખામી વગરનું હોવા છતાં, સ્વાધીન હોવા છતાં, પોતાનું મનુષ્યપણું જાળવીને જીવનવહેવાર કરવા માટે જે જાતના ઉપચારોની કે પૂજનઅર્ચન કરાવવાની માણસને જરૂર નથી એવી જાતના પૂજનઅર્ચન વગેરે ઉપચારો વડે ગુરુની સેવા કરવાની તે સાધકો પ્રથા પાડે છે. તેમાંથી પ્રેમ, આનંદ, ભાવતૃપ્તિ વગેરે મેળવવા માંડે છે. અને ગુરુનો દેહાંત થતાં તે જ ભાવતૃપ્તિના સાધન અને અધિષ્ઠાન તરીકે તેની મૂર્તિ, પાદુકાઓ કે સમાધિ સ્થાપીને કે બાંધીને

ત્યાં એ જ ઉપચારો શરૂ કરે છે અને તેમાથી પ્રેમ અને આનંદ મેળવવાનો પ્રયત્ન કરે છે પણ આ બધી વસ્તુઓ તેમની પ્રગતિને બાધક થઈ બેસે છે અગાઉ છોડી દીધેલા સાકારનો તેઓ ફરી જુદી રીતે અંગીકાર કરે છે. છોડી દીધેલા ઉપચારો અને ક્રિયાકાંડ ફરી ચાલુ કરે છે ભક્તો તથા અનુયાયીઓ જેટલે અંશે વ્યવહારકુશળ હોય, તેટલા પ્રમાણમા સંપ્રદાયનો પ્રસાર થાય છે. પરંતુ તેથી સાધકોનુ, અનુયાયીઓનુ કે સમાજનુ કશુ કલ્યાણ થતું નથી. જૂના ચાલતા આવેલા સંખ્યાબંધ દૈવતોમાં વધુ એકનો કેવળ ઉમેરો થાય છે, સમાજમા એક નવા સંપ્રદાયનો વધારો થાય છે નિરાકાર ભક્તિમાર્ગમાં ગુરુ પોતે જ સાકાર દૈવત બની જાય છે, અને તેની પછી તેની પ્રતિમાઓ તથા તેની વાપરેલી વસ્તુઓને દૈવત્વ પ્રાપ્ત થાય છે અને તે પૂજાવા માડે છે આ પરથી વિચાર કરતાં જણાય છે કે, જ્યાં સુધી સત્ય જ્ઞાન થયુ કે પચ્યુ નથી ત્યાં સુધી વ્યક્તિ શુ કે સમાજ શું, પહેલુ બાહ્ય નિમિત્ત તે બદલે તોય બીજુ સ્વીકારીને તે પહેલાની જ મનોદશામાં પાછો આવી પડે છે, અને એના એ જ વૈયક્તિક અને કાલ્પનિક આનંદના ક્ષેત્રમા રમ્યા કરે છે. આ બધી ઘટનામા કેવળ બાહ્ય નિમિત્ત પૂરતો જ ફેરફાર થાય છે. પરંતુ તેથી વ્યક્તિ કે સમાજ, કોઈની પ્રગતિ થતી નથી.

**એકવિધ વૃત્તિ માટે પ્રતીક**

પણ આ જાતના સાધકો તથા આ જાતની શ્રદ્ધાની દૃષ્ટિ છોડી દઈએ તોય જે સાધકો એકદમ સૂક્ષ્મ અંતર્ધ્યાન પર જઈ શકતા નથી અને કોઈ પણ ઇંદ્રિયગ્રાહ્ય બાહ્ય વસ્તુની ધારણા વિના ચિત્તને એકવિધ કરી શકતા નથી તેમને માટે પ્રથમ બાહ્ય ત્રાટક — જેમ કે નીલવર્ણ ગોળ આકૃતિ, દીવાની જ્યોત, અગ્નિ, તારો, આકાશ અથવા નાસાગ્ર દૃષ્ટિ વગેરે સાધનો ઉપયોગી થઈ શકે છે નામ-જપ, પ્રણવ અને શ્વાસઉચ્છ્વાસનો પણ એકવિધતા માટે ઉપયોગ થઈ શકે છે. અભ્યાસથી એક વાર એકાગ્રતા સિદ્ધ થવા માંડ્યા પછી બાહ્ય સાધન બદલવામાં આવે તોય એકાગ્રતા સાધવામાં મુશ્કેલી આવતી નથી.

સાધન જેટલુ સૂક્ષ્મ લેવાય તેટલો સાધક જલદી સિદ્ધિની દિશામાં જાય છે. પ્રથમ સ્થૂળ સાધન લીધુ હોય તોય જેમ જેમ વૃત્તિ એકવિધ થતી જાય છે, તેમ તેમ તે વધુ ને વધુ સૂક્ષ્મ અને સ્થિર થતી જાય છે વૃત્તિની સૂક્ષ્મતામાં બાહ્ય સ્થૂળ વિષય ટકી શકતા નથી તે આપોઆપ એટલે કોઈ ખાસ પ્રયત્ન વિના ખરી જાય છે. સૂક્ષ્મ વૃત્તિમાં ધ્યાનનો વિષય પણ સૂક્ષ્મ થઈ જાય છે. તેથી અભ્યાસનો આરભ ગમે તે રીતે થયો હોય તોપણુ સાધકને આગળ જતાં વધારે ને વધારે સૂક્ષ્મતામાં જવાનો પ્રસંગ આવે જ છે.

शुद्ध सत्त्वगुणनो उदय

ધ્યાનાભ્યાસમા આપણને સાકારની આવશ્યકતા જણાય છે તે એટલા જ માટે કે તેવા પ્રકારના સંસ્કારમાં આપણે ઊછર્યા છીએ. એક દૈવત છોડીએ તોય બીજુ કોઈ દૈવત હોય તો સારું, એમ આપણને લાગે છે; અને તેથી જ પસદગીનો પ્રશ્ન ઊઠે છે. પણુ મને લાગે છે કે, દૈવતને વિષે આપણામાં વસતો ભક્તિભાવ સામાન્ય રીતે પરંપરામાંથી આપણામા ઊતરી આવેલો છે આપણને જે ગુણો પ્રિય લાગે છે, જે કેટલેક અંશે આપણામાં હોય છે, તે ગુણોનો ઉત્કર્ષ જેમનામાં થયો હતો એમ આપણે માનીએ છીએ તેની વિભૂતિઓના ચિંતનથી, મનનથી અને તેમના ચરિત્રનો વિચાર કરવાથી આપણી ઉન્નતિ શીઘ્ર ગતિથી થઈ શકે છે. સદ્ગુણસપન્ન વિભૂતિઓના ચિંતનના અભ્યાસની સાથે ગુણગ્રહણનો પણુ આપણો પ્રયત્ન હોય તો જ તે અભ્યાસ યોગ્ય રીતે ચાલે છે એમ કહી શકાય. તેવા અભ્યાસથી જ શુદ્ધ સત્ત્વગુણનો ઉદય તથા ઉત્કર્ષ થઈ શકે છે પણુ આ રીતે અભ્યાસ કરનારા સાધકો જવલ્લે જ જોવામાં આવે છે. દૈવત વિષેની આપણી શ્રદ્ધા પરપરા અનુસાર જ ચાલતી આવી છે. જન્મથી અથવા તેનીયે પૂર્વેથી આપણને જાતના સંસ્કાર મળે છે, તે પ્રમાણે જ આપણે આવી બાબતોમાં ઘણુંખરું ચાલતા હોઈએ છીએ. પરંપરામાંથી બહાર નીકળી વિવેકથી પોતાનો માર્ગ કાઢનારા વિરલ હોય છે. બહુજનસમાજ ચાલતી આવેલી શ્રદ્ધા અનુસાર જ ચાલતો હોય છે.

ધ્યેય સમજી લેવાની જરૂર

અત્યારે આપણે અભ્યાસી સાધકનો વિચાર કરતા હોવાથી બહુજન-સમાજનો વિચાર બાજુએ રાખીએ. ભ્રમમા કે ખોટી કલ્પનામા ન પડતાં પોતાના અભ્યાસનો અને સાધનાનો માર્ગ ક્રમશ નિર્વિઘ્નપણે પાર પડે એમ જેઓ ઇચ્છતા હોય, આ માર્ગમા પોતાનો સમય અને શક્તિ નકામી બરબાદ ન થાય અને બધી શક્તિ યોગ્ય રીતે કામમાં આવે એવી જેમની ઇચ્છા હોય, તેમણે જીવનનું ખરુ ધ્યેય શુ અને તે સિદ્ધ કરવા માટે કેવાં સાધનોની, કેટલી અને કઈ રીતની જરૂર છે, તે પહેલાં બરાબર સમજી લેવુ જોઈએ ઇશ્વર-પરમેશ્વર, આત્મા-પરમાત્મા, જીવ-શિવ, સાકાર-નિરાકાર, સગુણ-નિર્ગુણ, બ્રહ્મ-પરબ્રહ્મ, અવતાર, ચમત્કાર, ભક્તિ, મુક્તિ, જ્ઞાન, યોગ, કર્મ, ધર્મ, નીતિ, કર્તવ્ય, લોક, પરલોક વગેરે વિષયોનું શક્ય તેટલુ વ્યવસ્થિત બૌદ્ધિક જ્ઞાન તેમણે પ્રથમ મેળવી લેવુ જોઈએ સૌથી મહત્ત્વની વાત એ કે, તેમણે પોતાની વિવેકશક્તિ વધારવી અને પછી બધામાથી વિવેકથી પોતાનો માર્ગ કાઢવો. યોગ્ય વિવેકદષ્ટિ આવતા તેમની માન્યતાઓમાં, ભક્તિમાં, સંસ્કારોમા, જ્ઞાનમા, પરંપરામાં, સાધનામાં જે કઈ ભ્રમાત્મક હશે, કાલ્પનિક હશે, જીવનના ધ્યેય સાથે જેનો કશો સંબંધ નથી એવુ જે કઈ હશે, તે બધુ નાશ પામશે તેમનો માર્ગ સ્પષ્ટ થશે. પોતાનો માર્ગ કષ્ટપ્રદ હોય તેની ચિંતા ન હોવી જોઈએ, પણ તે ભ્રમયુક્ત ન હોવો જોઈએ ધ્યેય આકર્ષક ન હોય તોયે હરકત નહી, પણ તે કાલ્પનિક ન હોવુ જોઈએ. તેથી આ બધી વસ્તુઓ સમજાય ને ગળે ઊતરે તે માટે સાધકે પહેલેથી જ વિવેકી બનવું જોઈએ જેથી ભ્રમ પેદા થાય તેવું સાધન તેણે ન લેવું જોઈએ. પોતે જે સાધનનું આચરણ કરતો હોય તે તથા તેનાં થનારાં પરિણામો જીવનમાં હમેશ ઉપયોગી થાય અને જીવનનો હેતુ સિદ્ધ કરવામાં અત્યત જરૂરી અને મદદગાર થાય એવા હોવા જોઈએ, એવો સાધકનો તે બાબતમાં આગ્રહ હોવો જોઈએ.

## ૨

# એકવિધ વૃત્તિનું પ્રયોજન

પ્રશ્ન—કોઈ હેતુને સિદ્ધ કરવાના ઉદ્દેશથી—દા. ત. કોઈ યંત્ર કે ઔષધિના આવિષ્કાર માટે — એક માણસ તે કાર્યમાં મશગૂલ થઈ જાય; રાતદહાડો તેની પાછળ મંડ્યો રહે, તેના જ વિચાર કરે, તેના જ પ્રયોગો કરે; તે સિવાય એને બીજું કશું સૂઝે નહીં, તેમ કરતાં ખાવાપીવાનું તથા ઊંઘ પણ ક્યારેક ભૂલી જાય. આવી એકાગ્રતા અને આસનબદ્ધ થઈને એકાદ ધ્યેયની ધારણા કરી તે પર એકાગ્ર થવાનો ધ્યાનાભ્યાસ એ બેમાં ફેર શો અને તે દરેકનું મહત્ત્વ શું?

ઉત્તર—ચિત્તવૃત્તિને કેવળ એકવિધ કરતાં આવડવું, એટલું જ આપણું ધ્યેય હોય, તો તમારો પ્રશ્ન સંભવે ખરો. પણ જ્યાં દરેક વસ્તુનો જીવનની શુદ્ધિની દૃષ્ટિથી વિચાર કરવાનો હોય, ત્યાં કેવળ એકવિધતાને મહત્ત્વ આપ્યે ન ચાલે. ચિત્તને એકવિધ કરવાની

**એકવિધ વૃત્તિનો હેતુ**

પાછળ શોધકનો અથવા સાધકનો હેતુ શો છે, તે મુખ્ય અને મહત્ત્વની વાત છે. હેતુની શુદ્ધિઅશુદ્ધિ, પરાર્થ કે સ્વાર્થ, તે હેતુ સિદ્ધ થવાથી પોતા પર તેમ જ સમાજ પર થનારાં સારાંમાઠાં પરિણામ, હેતુસિદ્ધિ માટે ઉપયોગમાં કે આચારમાં આણેલા સાધનોની શુદ્ધિઅશુદ્ધિ, વગેરે બાબતો પરથી આવી જાતના પ્રયત્નનું અથવા અભ્યાસનું જીવનની દૃષ્ટિથી શું મહત્ત્વ છે, તે નક્કી કરવાનું હોય છે. ભૌતિક શોધોની પાછળ પડેલો માણસ કેટલોક સમય ભૂખ, તરસ, ઊંઘ વગેરે ભૂલી જાય છે, એમાં તેની કશી વિશેષતા નથી. વિશેષતા હોય તો એ શોધોની પાછળ કોઈનું દુઃખ દૂર કરવાનો હેતુ હોય તો તે હેતુની. તેથી શોધની પાછળ કોઈ દુઃખનિવારણનો હેતુ છે કે સ્વાર્થનો છે તે જોવું જોઈએ. બીજાના દુઃખ, અજ્ઞાન, અગવડ

વગેરે કમી કરવાના એકમાત્ર હેતુથી કોઈ માણસ કોઈ શોધની પાછળ પડ્યો હોય અને તે પ્રયત્નમા તે એકવિધ થવાથી ભૂખ ને તરસ તે ભૂલી જાય, તો એટલી સાત્ત્વિકતાનો લાભ તેને જીવનની દૃષ્ટિથી થયો અને બીજાનાં દુ ખ, અજ્ઞાન, અગવડ વગેરે કંઈક ઓછાં થયાં એમ કહી શકાય તેથી કેવળ તદાકારતા, તન્મયતા કે એકવિધતા મહત્ત્વની નથી કોઈ પણ વિષયની પાછળ માણસ અત્યત ઉત્કંઠાથી પડે છે, ત્યારે કેટલોક કાળ તેનામાં આપોઆપ તન્મયતા આવે છે ચિત્ત કોઈ પણ વિષય તરફ અતિશય ખેંચાય છે ત્યારે હમેશા સ્વાભાવિકપણે ઇંદ્રિયો દ્વારા વિખેરાઈ જતી આપણી બધી શક્તિ એક જ વૃત્તિમાં કેંદ્રિત થઈને કેટલોક વખત ઇષ્ટ વિષય સાથે તદાકાર થાય છે. માછલી પકડવા માટે બગલાને, ઉંદરને પકડવા માટે બિલાડીને, અથવા એવા જ પ્રયત્નમા પડેલાં બીજાં પ્રાણીઓને પોતપોતાના પ્રયત્નમાં કેટલાય વખત સુધી એકાગ્ર થવું પડે છે જંગલમાં શિકારની પાછળ પડેલો શિકારી તરસ, ભૂખ, ઊંઘ, રસ્તો, દિશા, સમય, વગેરે બધુ ભૂલી જાય છે બધી ઇંદ્રિયોના શ્વાસોચ્છ્વાસ જેવા સ્વાભાવિક ધર્મનો પણ તેને ક્યારેક થોડોઘણો નિરોધ કરવો પડે છે, એટલો તે પોતાના વિષય સાથે તન્મય થઈ જાય છે ગાનતાન, મોજશોખ વગેરેમાંય માણસને કેટલીય બાબતોનું વિસ્મરણ થાય છે અને તેમાં જ તેને તન્મયતા પ્રાપ્ત થાય છે

આવી જ રીતે ભૌતિક શોધોની પાછળ પડેલો માણસ કેટલોક વખત તન્મય થઈ જતો હોય, તોય તેમાં જ તન્મય થઈ રહેવુ એ તેનો હેતુ હોતો નથી. પરંતુ શોધ એ જ તેટલા વખત પૂરતો તેનો હેતુ હોય છે તે હેતુ સિદ્ધ કરવાના પ્રયત્ન દરમ્યાન વચ્ચે વચ્ચે થતી તન્મયતા તે શોધને માર્ગે આપોઆપ આવતી અવસ્થા છે. ઉપરાંત, ઉપર ઉપરથી શોધ જ તેનો મુખ્ય ઉદ્દેશ જણાતો હોય તોય તે શોધની પાછળ તેનો જે અગત હેતુ હોય, એ જ તે બધા પ્રયત્નો પાછળનો તેનો ખરો હેતુ અને એ જ તેની ખરી સિદ્ધિ છે એમ સમજવું યોગ્ય

થશે. તે શોધ દ્વારા જગતનુ દુઃખ કંઈક કમી કરવાનો પ્રયત્ન કરવો, અથવા જ્ઞાન, ધન, માન, કીર્તિ વગેરે પ્રાપ્ત કરવાં, એ પૈકી જે કોઈ તેનો મુખ્ય હેતુ હોય, તે પર તે શોધકની નૈતિક પાત્રતાનો આધાર રહેશે. કેવળ તન્મયતા કે એકાગ્રતા સાધ્ય નથી કારણ એકવિધ વૃત્તિ તો નિત્યનાં અનેક કામોમાં કે ધંધાઓમાં માણસને કરવી જ પડે છે. એ દરેક કામમાં કરવી પડતી એકાગ્રતા માણસને કલ્યાણને માર્ગે જ લઈ જાય છે એવો નિયમ નથી. તેથી એકવિધતાની પાછળ મૂળભૂત હેતુ શો છે, તે તપાસવું જોઈએ આપણો હેતુ આપણને પોતાને તેમ જ સમાજને કલ્યાણને માર્ગે લઈ જવામાં સહાયભૂત થવો જોઈએ. તે જ પ્રમાણે આપણા હેતુ માટે જે સાધનો ને વિચારસરણીનો આપણે ઉપયોગ કરીએ તેના આપણા પોતાના પર તેમ જ સમાજ પર શુભ પરિણામ થશે એવી આપણી ખાતરી હોવી જોઈએ.

જીવનવ્યાપી લાભ

ધ્યાનધારણાના અભ્યાસમાં એકાગ્રતા અને તન્મયતાનુ મહત્ત્વ વિશેષ છે તેમ છતાં તેમાં પણ અભ્યાસની પાછળ સાધકનો હેતુ શો છે તે જોવું જરૂરનુ છે. ગીતામાં યજ્ઞ, દાન, તપ, કર્મ ઇત્યાદિના સાત્ત્વિક, રાજસ, અને તામસ ભેદો કહ્યા છે તે અહીં વિચાર કરવા જેવા છે. ભૌતિક શોધની પાછળ પડવામાં થોડો વખત એકવિધ વૃત્તિ થાય તોયે શું, અથવા આસનબદ્ધ થઈ માણસ એકાગ્રતા સિદ્ધ કરે તોયે શુ, બનેની પાછળ જીવનનો હેતુ શો છે, તે જોયા સિવાય તે પ્રયત્નોની શ્રેષ્ઠતા કે કનિષ્ઠતા ઠરાવી શકાશે નહી. ધ્યાનધારણામાંય જો કોઈ વૈષયિક સકામતા જ સાધકના મનમા હોય, ધન, માન, કીર્તિ, પ્રતિષ્ઠા, કે બીજો કોઈ વ્યક્તિગત ઐહિક હેતુ હોય, તો તે ધ્યાનધારણા જીવનશુદ્ધિની દૃષ્ટિથી ઊંચી કક્ષાની ન ગણાય. જીવનશુદ્ધિ માટે કરવા પડતાં ધ્યાનધારણામાં એકાગ્રતા, તન્મયતા કે એકવિધતાનું જે મહત્ત્વ છે તે ચંચળપણે બધી બાજુએ ફેલાઈ જઈને બહુશાખામય બનેલી ચિત્તવૃત્તિઓનું એકીકરણ કરી, તેને એક પવિત્ર સંકલ્પમાં કેંદ્રિત કરવાના અભ્યાસની

દૃષ્ટિથી છે. આવા અભ્યાસ દરમ્યાન જે પવિત્ર સંકલ્પબળ નિર્માણ થાય છે, તે સાધકના બધા વિચાર, આચાર અને એકંદરે આખાં જીવન પર પવિત્રતાના સંસ્કાર પાડે છે અને સમગ્ર જીવનને પવિત્ર તથા ઉન્નત બનાવે છે. કોઈક પવિત્ર સંકલ્પ પર ચિત્તને એકાગ્ર અને સ્થિર કરવું, એટલી જ વાત આમાં ઉપર ઉપરથી જણાતી હોય, તોપણ ચિત્તના વિકાસની દૃષ્ટિથી તેના અનેક કલ્યાણકારી પરિણામ સાધકને પ્રાપ્ત થાય છે સ્થિરતા, દઢતા, નિશ્ચળતા, તેજસ્વિતા, અશુદ્ધ વૃત્તિઓનો ક્ષય, શુદ્ધ વૃદ્ધિઓનો ઉદય અને ઉત્કર્ષ, શારીરિક સ્વચ્છતા, બૌદ્ધિક કુશાગ્રતા, વિવેક, સદ્‌ગુણોની રુચિ, માનસિક પવિત્રતા, સંયમ, ધૈર્ય, નિરહંકારતા વગેરે લાભો આ અભ્યાસ દ્વારા સાધકને પ્રાપ્ત થાય છે. અને આ લાભો કેવળ અભ્યાસકાળ પૂરતા જ નહીં, પણ આખા જીવન પર્યંત ટકનારા છે. જીવનશુદ્ધિના હેતુથી કરવાં પડતા ધ્યાનધારણાની શરૂઆત જ યમનિયમ અને સદાચારના પાલનથી થાય છે જીવનશુદ્ધિના પ્રયત્નમાં સદાચારને જેટલુ મહત્ત્વ આપવામાં આવે છે તેટલુ ભૌતિક શોધના માર્ગમાં અપાય છે જ તેની ખાતરી નથી ભૌતિક શોધની તીવ્ર જિજ્ઞાસાના અને ઉત્કટતાના કાળમાં શોધકમાં આપોઆપ જે સંયમ આવતો હોય તે ખરો પણ તે સંયમ આખી જિંદગી સુધી ટકી રહેવો જોઈએ, એવી ઇચ્છા તેના મનમાં હોવાનું કારણ દેખાતું નથી જીવનશુદ્ધિના માર્ગમાં જે સાધનનું અવલંબન કરવામાં આવે છે, તે સાધનથી નિર્માણ થનારા સદ્‌ગુણો પોતાનો સ્વભાવ બની જાય એવી સાધકની ઇચ્છા હોય છે. ભૌતિક શોધની પાછળ પડેલા અભ્યાસીને જેમ તેના શોધના વિષયની સાથે સાથે એ વિષય સાથે સબંધ ધરાવનારા બીજા વિષયોનુ, વસ્તુઓનું, દ્રવ્યોનુ, તેમના અણુપરમાણુઓના ગુણધર્મોનુ, તથા તેમની શક્તિનુ જ્ઞાન થાય છે, તેવી જ રીતે જીવનશુદ્ધિના હેતુથી એકવિધતાનો અભ્યાસ કરનાર સાધકને પણ ચિત્તના જ્ઞાનની સાથે જ અનેક સ્થૂળ, સૂક્ષ્મ, સૂક્ષ્મતર વૃત્તિઓનું તથા ઇન્દ્રિયોના દરેક ગુણધર્મનું જ્ઞાન થાય છે. શોધન, નિરીક્ષણ, પરીક્ષણ, આકલન વગેરે જ્ઞાનપ્રાપ્તિનાં

અનેક અંગો તેનામાં વિકાસ પામે છે. પોતાની વૃત્તિઓ, ઇચ્છાઓ ને વાસનાઓને રોકવાની શક્તિ વધે છે. માનવી જીવનની શુદ્ધિની તથા વિકાસની દૃષ્ટિથી આ બાબતો અને આ લાભો અત્યંત મહત્ત્વના છે. આ અભ્યાસમા બાહ્ય ઓષાધ જેવી કોઈ શોધ કરવાની નથી હોતી, પણ પોતાની જ શુદ્ધિ સાધવાની હોય છે કોઈ પણ વિકટ પ્રસંગે તેનુ ચિત્ત વિચલિત ન થાય, એવી રીતે સાધકે પોતાના ચિત્તને ઘડવાનું હોય છે. રાગ, દ્વેષ, ભય, ક્રોધથી આપણે હંમેશ અલિપ્ત રહી શકીશુ એવી અલિપ્તતા સાધકે પ્રાપ્ત કરવાની હોય છે. યમનિયમના પાલનથી પવિત્ર અને સદ્ગુણસંપન્ન થતા ચિત્તને, ધ્યાનધારણાના અભ્યાસથી તથા આત્મનિરીક્ષણથી અને પરીક્ષણથી વધારે ને વધારે પવિત્ર, દૃઢ, સંયમી અને જ્ઞાનસંપન્ન કરીને પોતાની જીવનશુદ્ધિ સાધવાનો તેનો આ પ્રયોગ અથવા પ્રયત્ન હોય છે. કોઈ પણ બાહ્ય પ્રયોગ કરતી વખતે તેમા થતી એકવિધ વૃત્તિની અથવા તે પ્રયોગની સફળતાથી જે વ્યક્તિગત કે સામાજિક લાભ થવાનો સંભવ હોય તેની તુલના જીવનશુદ્ધિ માટેના પ્રયત્નમા થતી એકવિધતાની અને તેથી થતા એકંદર લાભની સાથે થઈ શકે નહી મૂળથી જ બનેના હેતુમા ઘણું અંતર હોય છે બાહ્ય શોધની પાછળ દુનિયાને દુ ખમુક્ત કરવાનો જ કેવળ હેતુ હોય તો તેટલો સાત્ત્વિકતાનો લાભ અભ્યાસીને થયા વિના નહી રહે અને જીવન-શુદ્ધિની દૃષ્ટિથી એ જ વસ્તુ વધારે મહત્ત્વની ગણવી જોઈએ.

આ બધા લખાણનો અર્થ એ નથી કે માનવી જીવન માટે ભૌતિક શોધની કશી ઉપયોગિતા કે જરૂર નથી. મનુષ્યના દુ ખો, યાતનાઓ, કષ્ટો, મુશ્કેલીઓ, અજ્ઞાન, અગવડો વગેરે જેથી ઘટાડી શકાય એવી શોધો અને ઉપાયોની મનુષ્યજાતિને ચોક્કસ જરૂર છે પરંતુ તેથીયે વધારે માણસને માનવતાની જરૂર છે. તે માનવતા સદ્ગુણો સિવાય સાધ્ય ન થઈ શકે. ત્યાગ અને સંયમ વિના સદ્ગુણોની વૃદ્ધિ થઈ શકતી નથી. દૃઢતા અને નિગ્રહશક્તિ વિના સંયમ ટકી શકતો નથી શુદ્ધ સંકલ્પબળ વિના દૃઢતા અને નિગ્રહ આવી શકતાં નથી. અભ્યાસ વિના સંકલ્પબળ વધારવાનો

બીજો માર્ગ નથી અભ્યાસ માટે એકવિધતાનુ મહત્ત્વ છે. અભ્યાસથી ચિત્ત સ્થિર થઈ શકે છે, દૃઢ થઈ શકે છે, શુદ્ધ થઈ શકે છે. અભ્યાસથી જ પ્રજ્ઞા અને શુદ્ધ વિવેક જાગ્રત થાય છે, ચિત્ત વધારે ને વધારે શાંત થાય છે આ પ્રકારના બધા લાભ અભ્યાસથી જ પ્રાપ્ત થઈ શકે છે. તેથી જીવનશુદ્ધિની દૃષ્ટિથી આવી જાતના અભ્યાસનુ મહત્ત્વ છે, કેવળ એકવિધતાનુ મહત્ત્વ નથી જીવનશુદ્ધિના માર્ગમાં તે જેટલી સહાયરૂપ થઈ શકે તેટલું જ તેનુ મહત્ત્વ છે કારણ જીવનશુદ્ધિના પ્રયત્નથી જ માનવજાતિને સાચી માનવતાની પ્રાપ્તિ થઈ શકશે.

૩

# ધ્યાનાભ્યાસનું માર્ગદર્શન – ૧

માનવી ચિત્ત એક ભારે અદ્ભુત વસ્તુ છે. તેમાં કેટલી શક્તિ સુપ્ત રહેલી છે તેનો હજી કોઈનેય પૂરો પત્તો લાગ્યો નથી જીવનમાં સુખદુઃખો, લાભહાનિ, ઉન્નતિઅવનતિ, સદ્ગુણદુર્ગુણ વગેરે બધાનો સંબંધ ચિત્ત સાથે છે તે ચિત્તને જો આપણે બધી બાજુએથી સારું બનાવી શકીએ, તેને જો સર્વસદ્ગુણોનો ભંડાર કરી શકીએ તો જીવનના બધા પ્રશ્નો ઊકલી જશે અને તે કૃતાર્થ થતાં વાર નહી લાગે તે માટે આપણે પોતાનુ ચિત્ત સ્થિર કરવુ જોઈશે, શુદ્ધ કરવુ જોઈશે. તેને દૃઢ અને બળવાન બનાવવુ જોઈશે

**અંતઃકરણનું સ્વરૂપ અને કાર્ય**

અહીં ચિત્ત, બુદ્ધિ અને મન એ શબ્દો વિષે અને તેમનાં કાર્યો વિષે થોડું સ્પષ્ટીકરણ કરી લઈએ. કેમ કે આ વિષયનુ નિરૂપણ કરવામા આ શબ્દો વારંવાર વાપરવા પડશે આ ત્રણ નામ પરથી આ ત્રણ જુદી જુદી સૂક્ષ્મ ઇન્દ્રિયો છે એમ સમજવાનુ નથી. કાર્ય કરવાનાં તે સાધનો હોવાથી તેને 'કરણ' કહે છે વાસ્તવિકપણે

આ 'કરણ' એક જ હોઈ તેની જુદી જુદી કાર્યશક્તિ પરથી તેને જુદે જુદે નામે ઓળખવામાં આવે છે. જાગૃતિમાં આ કરણ સતત કાર્યરત હોય છે. સ્વપ્નમાં એનું કામ અડધુપડધું ચાલુ હોય છે. સુષુપ્તિમાં એટલે કે ગાઢ નિદ્રામાં એનું કાર્ય બંધ હોય છે. આમ જાગૃતિ અને સ્વપ્ન એ બે અવસ્થાઓમાં તે કદી પણ કાર્યરહિત હોતું નથી. સવારમાં જાગૃતિની પહેલી ક્ષણથી તેના કાર્યની સ્પષ્ટપણે શરૂઆત થાય છે, અને ગાઢ ઊંઘ આવે ત્યાં સુધી તેનું કાર્ય ચાલુ હોય છે. આ 'કરણ' બહાર દેખાતું નથી, તેથી તેને અંતઃકરણ કહે છે. કોઈ પણ વિચારનો આરંભ, અસ્પષ્ટ સ્ફુરણ, સ્મૃતિ, તર્ક, કલ્પના, અનુમાન, સંકલ્પ, અવલોકન, નિરીક્ષણ, પરીક્ષણ, તારતમ્ય, વિવેક, યોજના, સમયસૂચકતા, પ્રસંગાવધાન, જ્ઞાન, કામ, ક્રોધ, લોભ વગેરે વિકારો, ચિંતા, ભય, શોક, દુઃખ, વગેરે પ્રકારો; તે જ પ્રમાણે પ્રેમ, વાત્સલ્ય, દયા, ઉદારતા વગેરે ભાવો — એ બધાં તે એક જ કરણનાં કાર્યો છે. આ પૈકી કેટલાક કાર્યો તેની મારફત ચાલુ હોય ત્યારે તેને આપણે ચિત્ત કહીએ છીએ, કેટલાંક કાર્યોને વખતે બુદ્ધિ કહીએ છીએ, તો વળી કેટલાંક કાર્યોને પ્રસંગે તેને જ મન તરીકે ઓળખીએ છીએ. વાસ્તવિકપણે તે બધાં કાર્યો કરનારું કરણ એક જ છે. તે એક જ કરણમાં જુદી જુદી કાર્યશક્તિઓ છે. તે શક્તિઓનું આ કરણ દ્વારા સ્પષ્ટપણે પ્રતીત થનારુ જે પહેલુ સ્વરૂપ અથવા સ્ફુરણ તેને આપણે સામાન્ય રીતે વૃત્તિને નામે ઓળખીએ છીએ. જાગૃતિમાં આવી અનેક વૃત્તિઓનો સમિશ્ર પ્રવાહ એકસરખો ચાલુ જ હોય છે. પ્રાકૃતિક ધર્મ, પોતાના સંસ્કાર અને પૂર્વજીવનને અનુસરીને એ પ્રવાહ ચાલતો હોય છે. તે ક્યારેક આપણા વ્યવહારનાં કાર્યોને અનુસરીને ચાલે છે, તો ક્યારેક તે પ્રવાહની વૃત્તિઓ આપણા વ્યવહારને વલણ આપે છે આ બાબતમાં શાસ્ત્રીય ચર્ચામાં ન ઊતરતાં આ વિષય ધ્યાનમાં આવવા માટે આટલું સમજાય તો પૂરતું છે.

આપણા અંતરમાં આખો દિવસ ચાલતો વૃત્તિઓનો પ્રવાહ શુદ્ધ નથી હોતો, પણ તેમા અનેક અનિષ્ટ અને અહિતકર વૃત્તિઓનુ મિશ્રણ હોય છે. તે વૃત્તિઓને લીધે તેમ જ એ જાતનાં કર્મોને લીધે આપણે પોતે દુ.ખી અને અવનત થઈએ છીએ, અને તે વૃત્તિઓ અને તે કર્મો બીજાઓના દુ.ખ અને અવનતિનુ પણ કારણ બને છે. તેથી આપણે બધા દુ ખમાથી છૂટીએ અને આપણને બધાને શાંતિ પ્રાપ્ત થાય એમ આપણે ઇચ્છતા હોઈએ તો આપણે બધાએ પોતાની વૃત્તિઓનો પ્રવાહ શુદ્ધ કરવો જોઈએ. તે પ્રવાહને શુદ્ધ ન કરતા દુ ખ ટાળવા અને સુખ મેળવવા માટે આપણે એકલા અથવા બધા મળીને ગમે તેટલા ઉપાય કરીએ તોય તેનો કશો ઉપયોગ થવાનો નથી એમ વિચાર કરતા ખાતરીપૂર્વક લાગે છે.

અંત પ્રવાહની શુદ્ધિ

આપણુ તેમ જ બીજાઓનુ સુખ કેવળ બાહ્ય પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે એમ કહેવુ જેમ ભૂલભરેલુ છે, તે જ પ્રમાણે બાહ્ય પરિસ્થિતિ સાથે તેનો બિલકુલ સબધ નથી એમ કહેવુ પણ ભૂલભરેલુ છે જેમ ઉત્કૃષ્ટ રસાનુભવ કેવળ આપણી રસનેન્દ્રિય પર આધાર રાખતો નથી, તે જ પ્રમાણે કેવળ બાહ્ય વસ્તુ પર પણ તેનો આધાર નથી પરતુ આપણી રસનેન્દ્રિયની શુદ્ધિ અને તીક્ષ્ણતા તેમ જ પદાર્થની શુદ્ધિ અને સ્વાદિષ્ટપણુ એ બને પર તેનો આધાર હોય છે તેથી આપણે આપણા તેમ જ બીજાઓના સુખદુ ખનો વિચાર કરતી વખતે કેવળ બાહ્ય પરિસ્થિતિનો વિચાર ન કરતાં પોતાની અને બીજાઓની વૃત્તિઓનો પણ વિચાર કરવો જોઈએ દુ ખને સમયે કે સુખને પ્રતિબધ કરનારો પ્રસંગ આવે ત્યારે આપણે કેવળ બાહ્ય પરિસ્થિતિનો જ ઘણું કરીને વિચાર કરીએ છીએ બહુ થાય તો બીજાઓના દોષોનોય તે વખતે વિચાર કરીએ છીએ પરંતુ આપણી પોતાની કઈ વૃત્તિને લીધે દુ.ખનો આ પ્રસગ આવી પડ્યો છે, કયા સદ્ગુણના અભાવને પરિણામે આપણને આ દુ ખ થાય છે અથવા આપણા સુખમાં અંતરાય ઊભો

થયો છે અથવા કઈ સદ્વૃત્તિ ધારણ કરવાથી આ બધાં દુઃખોનું નિવારણ થઈ શકે તેમ છે એનો આપણે ભાગ્યે જ વિચાર કરીએ છીએ. બાહ્ય વસ્તુઓ અને બીજાઓની મનોવૃત્તિઓ અને સ્વભાવ આપણી સુખસગવડને હમેશ અનુકૂળ રહે એમ આપણે ઇચ્છીએ છીએ; તેવો પ્રયત્ન પણ આપણે કરીએ છીએ, પણ અંતર્મુખ થઈને આપણા પોતાનામા જ રહેલાં દુઃખનાં કારણો આપણે કદી શોધી કાઢતા નથી. બહાર દોડનારી વૃત્તિઓના પ્રવાહમાં જ આપણું મન હમેશ મગ્ન હોય છે. તેમાય દુ.ખ, શોક, ભય, ચિંતા, ઉદ્વેગ વગેરેને પ્રસંગે આપણી વૃત્તિઓ ક્ષુબ્ધ થાય છે અને તેથી તે પ્રવાહને વેગ મળે છે. એવે વખતે ચિત્તને પ્રવાહમાથી કાઢીને આખી પરિસ્થિતિનો, પોતાની મનોવૃત્તિઓનો, તેમ જ ઇચ્છાઓનો અલિપ્તપણે, સ્થિરપણે, શાતપણે વિચાર કરવાનુ આપણે માટે ભારે મુશ્કેલ બને છે. વૃત્તિઓનો પ્રવાહ આપણી ઇચ્છાઓ અનુસાર દોડે છે. ઇચ્છાઓ આપણી ઇન્દ્રિયોમા રહેલા રસો અનુસાર વહે છે. આવી સ્થિતિમાં એકદર પરિસ્થિતિનુ અને પોતાનુ અવલોકન કરીને, નિરીક્ષણપરીક્ષણ કરીને, યોગ્ય નિર્ણય આપનારો વિવેક આપણને સૂઝતો નથી પણ ઊલટું, દુ.ખનો નાશ કરવા માટે અવિવેકથી અને ઉદ્વેગથી તત્કાળ કંઈ પણ કરી નાખીને આપણે પોતાની પહેલી સ્થિતિને જ વધારે મુશ્કેલ અને આપણા મનને વધારે દુર્બળ બનાવીએ છીએ. અવિવેકી પ્રયત્નમા કોઈ કોઈ વાર તાત્કાલિક યશ મળ્યા જેવું લાગે છે અને ક્ષુબ્ધ મનોવૃત્તિઓ થોડા સમય પૂરતી ક્યારેક શાંત પણ થઈ જાય છે. પરતુ અયોગ્ય માર્ગે યશ મેળવવાના પ્રયત્નમા બીજાઓની ન્યાય્ય મનોવૃત્તિઓને પહોંચાડેલા આઘાતોની પ્રતિક્રિયા ત્યારથી જ શરૂ થઈ ગયેલી હોય છે. તેનાં અનિષ્ટ પરિણામો આપણને ક્યારેક પણ ભોગવવાં જ પડે છે ઉપરાત, અયોગ્ય માર્ગે દુઃખમુક્ત થવાના પ્રયત્નની આપણી ટેવ આપણને ધીમે ધીમે અવનતિ તરફ લઈ જાય છે અને જે પ્રમાણમાં તે આપણામાં ઘર કરી બેસે તે પ્રમાણમાં તેને કાઢી નાખવાનું પણ આપણે માટે પછી મુશ્કેલ થઈ પડે છે. તેથી દુઃખને

પ્રસંગે આપણી ચિત્તવૃત્તિઓને તપાસીને, તેમને યોગ્ય વલણ આપીને દુઃખમુક્તિનો પ્રયત્ન આપણે કરતા રહીએ તો આપણાં દુઃખો યોગ્ય માર્ગે દૂર થશે; આપણી તેમ જ બીજાઓની અવનતિ પણ ટળશે અને આપણે ઉન્નત થઈશું. કોઈ પણ દુઃખને પ્રસંગે અથવા વિશેષ સુખને પ્રસંગે આપણું ચિત્ત સ્થિર, શુદ્ધ અને દૃઢ રહે, આપણી વિવેકબુદ્ધિ તે વખતે જાગ્રત, તીક્ષ્ણ અને પ્રખર રહે, તો આપણી અને બીજાઓની ઉન્નતિને બાધક કે પ્રતિબંધક બાબતો આપણા તરફથી કદી થશે નહી. આપણી અને બીજાઓની ઉન્નતિને સાધક અને પોષક વિચારો અને ઉપાયો તે વખતે આપણને સૂઝશે.

ચિત્તની આવી સ્વાધીનતા જીવનની ઉન્નતિની દૃષ્ટિથી ઘણી જ મહત્ત્વની છે પરંતુ દુઃખમુક્ત થવા માટે અથવા સુખમય શાંતિ મેળવવા માટે સંયમ, ચિત્તની સ્વાધીનતા વગેરે શક્તિઓ પ્રાપ્ત કરવાનું ઘણું ભાગે કોઈને પણ સૂઝતુ નથી કદાચ કોઈના ધ્યાનમા આવો વિચાર આવે તોય તેને બીજા તરફથી પુષ્ટિ કે માર્ગદર્શન મળતુ નથી. આવી સ્થિતિમા કોઈ પોતાની બુદ્ધિથી ઓછોવત્તો પ્રયત્ન કરે તોપણ તે પ્રયત્ન પૂરતો થતો નથી તેથી આપણા અંતરના પૂર્વસંસ્કારોના અને બાહ્ય પ્રતિકૂળ પરિસ્થિતિના બળ સામે આપણુ કશુ ચાલતુ નથી એવો તેને અનુભવ થતા તે તેમ કરવાનો પ્રયત્ન છોડી દે છે અને પહેલાના જ વિકારવશ માર્ગમા પડી જઈ પહેલાની જેમ જીવન જેમ તેમ ગુજારવા માંડે છે પરંતુ જેના ચિત્તમાં પોતાના શ્રેય વિષે પ્રબળ ઇચ્છા અને તીવ્ર સંકલ્પ ભરેલા હોય તેણે ગમે તેવું સંકટ અને મુશ્કેલીઓ આવે તોય ચિત્તસ્વાધીનતાનો પ્રયત્ન કદી ન છોડવો જોઈએ પરમાત્મા પર તેમ જ પોતાના શુદ્ધ સંકલ્પ પર નિષ્ઠા રાખીને પોતાનામાં જે જ્ઞાન હોય તેની મદદથી તેણે પોતાના માર્ગમાં સ્થિર અને દૃઢ રહેવું જોઈએ, પોતાનો અભ્યાસ ચીવટથી સતત ચાલુ રાખવો જોઈએ અને તે માટે પ્રયત્નની પરાકાષ્ઠા કરવી જોઈએ.

**ચિત્તસ્વાધીનતા માટે અભ્યાસની જરૂર**

આપણું ચિત્ત સ્થિર, દૃઢ અને પવિત્ર થાય તો તેમાં રહેલી સુપ્ત શક્તિઓ આપોઆપ જાગ્રત થાય છે. તે શક્તિઓની મદદથી શ્રેયાર્થી સાધકને આગળના માર્ગનું જ્ઞાન થાય છે. જ્ઞાનની સાથે ધૈર્ય અને ધૈર્યની સાથે શાંતિ અને પ્રસન્નતા તેને મળવા માંડે છે. તે સ્થિતિમાં કોઈ પણ ભૌતિક સુખથી લુબ્ધ થઈને તે તેને અધીન થતો નથી; અથવા કોઈ પણ દુઃખથી ઉદ્વેગ પામીને હારતો નથી. શારીરિક દુઃખનાં પરિણામ તેના શરીર પર થોડાંઘણાં દેખાય તોપણ તેથી તેના ચિત્તમાં દીનતા આવતી નથી અથવા તેના ચિત્તની સ્થિરતાનો ભંગ થતો નથી. કોઈ પણ પ્રયત્નશીલ માણસ ચિત્તની આવી અવસ્થા પ્રાપ્ત કરી શકે, પણ આપણે એ વાત મન પર લેતા જ નથી. ચિત્ત સ્વાધીન રાખવાનો પ્રયત્ન કરવો, એ દૃષ્ટિથી તેનો અભ્યાસ કરવો, એ સાધુસંતોનું કે યોગી મહાત્માઓનું કામ છે એવી આપણી ખોટી માન્યતા છે. જગતમાં અન્નપચનની જરૂર અમુક માણસોને જ છે અથવા તેમને જ તે બાબત સિદ્ધ થઈ શકે અને બીજાઓને તેની કશી જરૂર નથી કે તેમને એ બાબત સિદ્ધ થવી શક્ય નથી, એવું કદી હોઈ શકે ખરું? ખોરાક લેનાર દરેક માણસને તેના પચનની અને શરીર ધારણ કરનાર દરેકને પોતાનું શરીર સારું રાખવાની જેમ જરૂર છે તેવી જ રીતે દરેક માણસને પોતાનું ચિત્ત શુદ્ધ રાખવાની આવશ્યકતા છે. જેના ચિત્તમાં કામ, ક્રોધ અને લોભ પેદા થઈ શકે છે, જેના ચિત્તમાં આશા, તૃષ્ણા અને વાસનાનો બળવો ચાલુ છે, જેના ચિત્તમાં અનેક મલિન વૃત્તિઓ ઊઠે છે અને તેને કુમાર્ગે લઈ જઈ શકે છે તે દરેકને, તે સાધુ, સંત, યોગી, મહાત્મા હોય કે સાધારણ માણસ હોય, પોતાના ચિત્તને સ્વાધીન, શુદ્ધ અને દૃઢ રાખતા આવડે એ જરૂરનું છે. સાધુસંતો ચિત્ત સ્વાધીન રાખીને શાંતિ પ્રાપ્ત કરે અને સાધારણ લોકો પોતાની મલિન વૃત્તિઓને કારણે પોતાના તેમ જ બીજાઓના જીવનનો નાશ કરે એવી ઈશ્વરી આજ્ઞા કે ઇચ્છા નથી, એ વાત ચોક્કસ માનીને

આપણે દરેકે પોતાનુ શરીર નીરોગી તેમ જ ચિત્ત શુદ્ધ અને દૃઢ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ ચિત્તની મલિનતા, પંગુતા, પરાધીનતા, અસ્થિરતા અને સદ્‌ગુણોની બાબતમા આપણી ઊણપ–આ બધા દોષો આપણી માનવતાને શોભે તેવા નથી તે દોષો બદલ આપણને શરમ આવવી જોઈએ, અને તેમને નાબૂદ કરવાનો આપણે નિશ્ચય કરવો જોઈએ તે માટે યોગ્ય અભ્યાસ કરવો જોઈએ, અને તે અભ્યાસની મદદથી આપણે તે માર્ગમાં ખાતરીપૂર્વક સિદ્ધિ પ્રાપ્ત કરીશુ એવો આત્મવિશ્વાસ આપણે રાખવો જોઈએ.

અભ્યાસની પૂર્વતૈયારી

આ અભ્યાસ પ્રત્યક્ષ શરૂ કરતા પહેલાં માણસે અતર્મુખ થઈને આત્મપરીક્ષણ કરવાની ટેવ પાડવી જોઈએ. પોતાનુ અંતર્બાહ્ય જીવન તેણે તપાસી જોવું જોઈએ તેમાં ચિત્તને સ્વાભાવિક રીતે અસ્થિર, ચંચલ અને મલિન કરનારી અતર્બાહ્ય બાબતો, કારણો, ક્યાં ક્યા છે તે તેણે પ્રથમ શોધી કાઢવુ જોઈએ પોતાનો વહેવાર તપાસવો જોઈએ તે કારણો અને વહેવારમા દેખાતી અયોગ્ય બાબતો તેણે પ્રથમથી જ છોડી દેવી જોઈએ અસત્ય, અપ્રામાણિકતા, દુષ્ટતા, કપટ, દભ એ બધાનો સંબધ છોડી દેવો જોઈએ વ્યસનો, ખોટી ટેવો, આળસ, જડતા, કુમિત્ર તેમ જ સમય બગાડનારી અને ફરી ફરી લાલચમા ફસાવનારી બાબતો એ બધાનો ત્યાગ કરવે જોઈએ મોહ ઓછો ન કરી શકાય તોય તે વધે એમ તો ન જ કરવુ જોઈએ. સદ્‌વ્યવહારથી આજીવિકા ચલાવીને પોતા પરની જવાબદારીઓ અદા કરવાનો પ્રયત્ન કરવો જોઈએ શરીર, કપડાં, પોતાની વપરાશની વસ્તુઓ, પોતાની જગા વગેરે સ્વચ્છ રાખવાનો આગ્રહ રાખવો જોઈએ. બોલવામાં વિવેક રાખવો, સત્ય અને પરિમિતતા રાખવી વાણી મધુર રાખવી અતિ વાચાળતા, કર્કશતા, તેમ જ અમર્યાદ, કઠોર, તીવ્ર, આક્રોશયુક્ત, અસત્ય, અવિવેકી, નિષ્કારણ અને અપ્રિય ભાષણ — વાણીના આ બધા દોષો કાઢી નાખવા ખાનપાન શુદ્ધ, સાત્ત્વિક અને પૌષ્ટિક રાખવું; તેમાં પણ પરિમિતતા રાખવી ઉગ્ર અને તીવ્ર સ્વાદવાળુ અને માદક

ખાનપાન ન કરવું. હમેશ થોડી ભૂખ રહે તેમ ખાવું. ખાઉધરા ન થવું. ભોજન કરતી વખતે અને પછી પણ પ્રસન્ન રહેવું. સંતાપમાં, ઉદ્વેગમાં તેમ જ ક્ષુબ્ધ અને અપ્રસન્ન સ્થિતિમાં અન્નગ્રહણ ન કરવું. તે જ પ્રમાણે બધું ચિત્ત ખોરાકમાં જ રાખીને અથવા અસંતુષ્ટપણે તેની ચર્ચા કે ચિકિત્સા કરીને ભોજન ન કરવું. આહારની શુદ્ધિ પર શરીર, પ્રાણ અને ચિત્તની શુદ્ધિનો આધાર છે અન્નની શુદ્ધિ અને તેમાંના આપણા સંકલ્પ અનુસાર શરીરમાં રસો નિર્માણ થાય છે, તેથી અમૃત-તુલ્ય પ્રાણદાયી સાત્ત્વિક પરિણામ નીપજે એવા સંકલ્પો આપણે ભોજન વખતે સેવવા જોઈએ. પરિશ્રમ કરતા રહેવું. સેવા અથવા કોઈ પણ સત્કર્મ કરવાની બાબતમાં આળસ કે શરમ ન રાખવી નિંદા અને કુસંગ ટાળવાં સારું વાચન, મનન અને ચિંતન રાખવું. સૌથી મહત્ત્વની બાબત એ કે સત્સંગ રાખવો સત્સંગ એટલે કોઈ મહાન સાધુનો સંગ એવો અહીં અર્થ નથી. જેની સોબતમાં આપણું મન પવિત્ર રહે, અને પવિત્રતા વિષેની આપણી ઇચ્છા અને રુચિ વધતાં રહે તે સત્સંગ એ કામ વાચનથી થાય, મનનથી થાય, તેમ જ રોજનું નિત્યકર્મ સદ્‌ભાવનાથી અને કર્તવ્યબુદ્ધિથી કરતા રહીએ તો તેથી પણ થાય. આપણો બંધુ, પુત્ર, મિત્ર, પડોશી, નોકર, માબાપ, બહેન, પત્ની વગેરેમાંથી જેની સોબતમાં આપણું ચિત્ત નિર્મળ રહે અને તેની નિર્મળતા વધતી રહે તેને સત્સંગ કહેવાને હરકત નથી. અને સાધુ-મહાત્માઓની સોબતમાં પણ જો આપણામાં મોહ અને ચંચલતા વધતાં હોય તો તે સંગ આપણે આપણા પરતો વર્જ્ય માનવો. નિયમિત અને વ્યવસ્થિત થવું દયા, સ્નેહ, નિખાલસતા, સત્ય, ઉદારતા, કર્તવ્યનિષ્ઠા અને સંયમ આપણા વર્તનમાં સ્વાભાવિકપણે જ દેખાવા જોઈએ આપણું શરીર, આપણી કર્મેન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિયો, મન, એ બધાના ચોવીસે કલાકના વ્યાપાર તરફ આપણું સાવધાનપણે લક્ષ હોવું જોઈએ તેમની અયોગ્ય ક્રિયાઓને દૃઢતાપૂર્વક રોકવી જોઈએ. આપણા વિચાર અને આચારમાં મેળ રાખવો જોઈએ સવારમાં વહેલા ઊઠીને વિશુદ્ધ થઈને

ભાવપૂર્વક પ્રાર્થના કે સ્તોત્ર બોલવાની ટેવ રાખવી. અને ખાસ ધ્યાનમાં રાખવાની બાબત એ કે આપણા હૃદયમા સતત વિવેક જાગ્રત રાખવો.

આવી જાતની ટેવ પાડવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ આવા પ્રયત્નથી આપણી ચિત્તવૃત્તિમાં ઝાઝો ફેર ન પડે તોય અયોગ્ય વર્તનનો બળપૂર્વક ત્યાગ અને આગ્રહપૂર્વક સારું વર્તન, એટલુ તો આપણે ચોક્કસ સાધી શકીશુ આપણે આપણા શ્રેયની ઇચ્છા રાખતા હોઈએ તો આપણને આમા બળાત્કાર જેવુ કશુ નહી લાગે આ સમય દરમ્યાન ચિત્ત સ્વાધીન થયેલુ નહી હોય, એટલે કેટલીક બાબતોમાં આગ્રહ રાખવો પડશે પણ તેથી આપણા પૂર્વસંસ્કારોમા અને ચિત્તમાં ધીરે ધીરે ફેરફાર થતો જશે કેટલાક અનિષ્ટોમાથી આપણે સહેજે બચી જઈશુ અને કેટલાક ઇષ્ટ પરિણામો પણ જીવન પર થયેલાં દેખાઈ આવશે અને તેને લીધે આપણને આ માર્ગનો રસ લાગશે આપણા શુભ સંકલ્પમાં તેથી બળ આવશે ખોટી ટેવો, વ્યસનો, ખોટા ખર્ચો, વગેરે અયોગ્ય બાબતો જીવનમાથી નાશ પામવા માંડશે એને જતું જીવન સારા માર્ગે અને કાર્યમાં પસાર થવા માડશે. પોતાનો વખત નકામો બગાડનારા માણસો આપણાથી દૂર થશે. કુમિત્રો આપણને આપોઆપ છોડી દેશે. દોષો નીકળી જશે આપણો રસ્તો સાફ થશે સન્મિત્રો મળવા લાગશે ભલા લોકો આપણને શોધતા આવશે. આ વખતે આપણુ અંતર બાહ્ય કર્મના જેટલું શુદ્ધ થયેલુ ન હોય તોપણ તે શુદ્ધ થાય એવી આપણી ઇચ્છા અને પ્રયત્ન ચાલુ રહેશે

**आसन अने प्राणायाम-नो अभ्यास**

આવી જાતની આપણી બાહ્ય તૈયારી થયા પછી આપણે તે પછીનો પ્રયત્ન શરૂ કરવો. શરીરશુદ્ધિ, આચરણશુદ્ધિ અને વ્યવહારશુદ્ધિ ચાલુ હોય ત્યારે જ આપણે પ્રાણશુદ્ધિ તરફ વળવું જોઈએ તે માટે પ્રાણાયામનો અભ્યાસ રાખવો. થોડાક આસનો શીખી લેવાં પ્રાણાયામ અને આસનોથી પ્રાણની અને શરીરની પણ શુદ્ધિ આપણે સાધવાની છે એ ધ્યાનમા રાખવુ. પ્રાણાયામથી ફેફસાની અશુદ્ધ હવા બહાર કઢાય

છે, અને દરેક દીર્ઘ શ્વાસની સાથે બહારની સારી હવા અંદર લેવાય છે એ ક્રિયા ચાલુ હોય ત્યારે દરેક વખતે જે આંતર અને બાહ્ય કુંભક થશે તેનાથી ચિત્તની ચંચલતા ઓછી થશે પ્રાણ અને સૂક્ષ્મ વાયુ-વાહિનીઓ પર તેની સારી અસર થશે. આસન અને પ્રાણાયામના અભ્યાસથી હોજરીની ક્રિયા સુધરશે. જઠરાગ્નિ બરાબર કામ કરતો થશે. આસનોને કારણે હળવો વ્યાયામ થતો રહેશે અને સાંધેસાંધામાં ભેગો થયેલો મળ ત્યાંથી ખસવા માંડશે ને આખરે દૂર થશે. શરીરમાં સ્ફૂર્તિ અને ઉત્સાહ વધવા લાગશે. નિત્ય નવું ચૈતન્ય સંચરતુ માલૂમ પડશે. એકંદરે આસન અને પ્રાણાયામથી શરીરની નીરોગિતા અને શુદ્ધિમાં ઘણી મદદ મળશે.

અભ્યાસ માટે સ્થાન અને સમય

આ અભ્યાસની પાછળ થોડાક દિવસ સ્વતંત્રપણે આપવા જેવી જેની પરિસ્થિતિ હોય તેણે દૂર એકાંતમાં શાંત જગ્યાએ જઈને આ અભ્યાસ કરવો. એવી સ્થિતિ ન હોય તેણે, હોય તે પરિસ્થિતિમા સૌથી શાંત જગ્યાએ તે કરવો. પ્રાતઃકાળ પહેલાનો સમય આ અભ્યાસ માટે સૌથી વધારે અનુકૂળ છે. રાતની વિશ્રાંતિથી બધો થાક ઊતરી જઈ શરીર અને મન સ્વસ્થ થયેલા હોય છે, તે વખતે પ્રવૃત્તિની શરૂઆત થયેલી ન હોવાથી તેમા ચંચલતા આવેલી હોતી નથી. પ્રવૃત્તિ પર ચડ્યા પછી ચિત્ત સહેજે રજોગુણી થાય છે. તેથી વિશ્રાંતિ પૂરી મળેલી હોવાને લીધે જડતા અને તમમાંથી બહાર પડેલા ચિત્તને તે રજોગુણી થાય તે પહેલાં જ સત્ત્વગુણી વિચાર પર, અભ્યાસ પર, ચડાવવામાં આવે અને પોતાનામાં રહેલા શુદ્ધ રજનો એ કામમાં આપણે ઉપયોગ કરી લઈએ તો તે વખતે આપણા પ્રયત્નમાં જલદી યશ અને સિદ્ધિ મળી શકે. આ અભ્યાસ આપણે નદીકાંઠે, જલાશય પાસે કે પર્વત, ડુંગર, કે ટેકરી જેવી ઊંચી જગ્યાએ એકાંતમા કરવાનો ક્રમ રાખીએ તો સૃષ્ટિની અનુકૂળતાનો અનુભવ અને લાભ આપણને સહેજે વધારે થશે આખી સૃષ્ટિ અંધારામાંથી તેજમાં આવી રહી છે; ઝાડ, પાન, ફૂલ, બધાં પોતપોતાની

ઢબે પ્રફુલ્લિત થઈ રહ્યા છે, દશે દિશા તેજથી ભરાઈ રહી છે; પશુપક્ષી, જીવજંતુ જાગૃતિને માર્ગે છે,—એવે વખતે જે કોઈ સંકલ્પ કરીએ તે સહેજે ચિત્ત પર દઢપણે ઠસી જાય છે. જેમ જેમ આ સમય વહી જાય છે તેમ તેમ સૃષ્ટિમા ગડબડ શરૂ થાય છે સૂર્ય પ્રદીપ્ત થાય છે. આપણું ચિત્ત પણ પ્રવૃત્તિમય બનીને ચંચલ થતુ જાય છે. એટલા માટે બધી રીતે યોગ્ય અને અનુકૂળ એવા પ્રાત કાલે સ્નાનાદિ કરી પવિત્ર થઈને પૂર્વાભિમુખ કે ઉત્તરાભિમુખ બેસીને રોજ નિયમિતપણે આસનપ્રાણાયામનો અભ્યાસ કરવો.

## ૪

## ધ્યાનાભ્યાસનું માર્ગદર્શન–૨

એકાગ્રતા માટે અતર્વાહ્ય પ્રતીક

આસનના અભ્યાસથી આસનની સ્થિરતા અને પ્રાણાયામથી પ્રાણની શુદ્ધિ કંઈક પ્રમાણમા સિદ્ધ થયા પછી સાધકે ધ્યાનાભ્યાસની શરૂઆત કરવી. જરાય અસ્વસ્થ થયા વિના જે આસન પર પોતે કેટલોક સમય બેસી શકે તે આસન સાધકે અભ્યાસ માટે પસંદ કરવુ તે પર સહજપણે ટટાર બેસીને પરમાત્માનુ ચિતન કરીને પોતાના ધ્યેયનુ અને સત્સંકલ્પનું સ્મરણ કરવું. અને ચિત્તને સહેજે આકર્ષક લાગે એવે સ્થાને તેને એકાગ્ર કરવાનો પ્રયત્ન કરવો. ચિત્તને એકાગ્ર કરવા માટે બાહ્ય સાધનની કે વસ્તુની જરૂર બને તેટલી ઓછી કરવી તેમ કરવાથી અભ્યાસમા જલદી સિદ્ધિ મળી શકે છે નાસિકાગ્ર, હૃદયનો મધ્યભાગ, ભ્રૂમધ્ય, શ્વાસોચ્છ્વાસ, પ્રણવ, નામજપ—એ પૈકી કોઈ પર પણ ચિત્તની ધારણા કરી શકાય તો સારુ. આમાથી કોઈ પર પણ ચિત્ત સ્થિર ન થઈ શકતુ હોય તો શિશા, દીવો, અગ્નિ, તારા, ભૂરો રગ, ગોળ આકૃતિ,—એ પૈકી ગમે તે પર, જેના પર કરી શકાય તે પર,

ચિત્ત સ્થિર કરવાનો પ્રયત્ન કરવો. એ પણ ન બની શકે તો દિવ્ય ગુણોવાળા પુરુષની મૂર્તિનું અંતરમાં ચિંતન કરવું. તે પણ ન કરી શકાય તો તેનું ચિત્ર તૈયાર કરીને તે સામે રાખી તેના ભ્રૂમધ્ય પર પોતાની દૃષ્ટિ સ્થિર કરવી ત્યાંય ચિત્ત ન ચોંટે તો ધ્યાનાભ્યાસ માટે અત્યારે આપણી પાત્રતા નથી એમ સમજીને સાધકે સત્સંગ વધારવો, સત્પુરુષોનાં ચરિત્રો વાચવાં, તેમના ગુણોનો વિચાર કરવો, એ ગુણોનું અનુકરણ કરવાનો પ્રયત્ન કરવો, પ્રકટ નામજપ કરવો. પ્રાર્થના અને સ્તવન વડે ચિત્તની શુદ્ધિ સાધવાનો પ્રયત્ન કરવો. પરંતુ શ્રેયનો માર્ગ છોડીને અવિવેકી બનવું નહી. આ જાતનું પોતાને યોગ્ય સાધન કરતાં કરતાં ચિત્તમાં એકાગ્રતા સાધવાની શક્તિ આવશે ઉદાત્તતા અને ઉદારતાથી કર્તવ્યો કરતાં કરતા પણ માણસના ચિત્તનું ચાંચલ્ય ઓછું થાય છે અને તેની સુપ્ત શક્તિઓ જાગ્રત થાય છે. અને વખત જતા તે અભ્યાસ માટે લાયક બને છે.

**साक्षीवृत्तिनी आवश्यकता**

ચિત્તને એકાગ્ર કરવાની આપણને ટેવ ન હોવાથી તે શરૂઆતમાં પ્રથમ સ્થિર નહીં થાય. જે વસ્તુ, સંકલ્પ, વિચાર કે ગુણ પર આપણે ધારણા કરી હોય ત્યાંથી ચિત્ત ફરી ફરીને ચળશે. તે વખતે તેને નામ પર સ્થિર કરવાનો પ્રયત્ન કરવો ત્યાંય સ્થિર ન થાય તો મનમા ને મનમાં સ્તવન કે સ્તોત્ર બોલવા માંડવું અને તેના અર્થમાં કે ભાવમાં તેને તન્મય કરવાનો પ્રયત્ન કરવો. આ પ્રયત્નથી પણ ચિત્ત એકવિધ ન થાય અને તે ફરી ફરીને સંકલ્પવિકલ્પ પર ચડતુ હોય તો તેને એકવિધ કરવાનો આગ્રહ તે વખત પૂરતો છોડી દેવો. પરંતુ આપણી પોતાની સ્થૂળ બેઠક એટલે કે પોતાનુ આસન અને પોતાનો સંકલ્પ છોડવાં નહીં. ચિત્ત જેમ તરંગાકાર થાય તેમ તેને થવા દેવું પણ તે વખતે તે દરેક તરંગને ઓળખનારી એક જાગ્રત અને સાક્ષીવૃત્તિ નિર્માણ કરવી. ચિત્તના દરેક તરંગ પર, ચિત્તની ગતિ પર, તે સાક્ષીવૃત્તિનો પહેરો રહે એટલી તે વૃત્તિ જાગ્રત હોવી જોઈએ. કોઈ

કોઈ વાર આ સાક્ષીવૃત્તિ તરંગની મગ્નતામા સરી જાય કે ડૂબી જાય તોય આપણો મૂળ સંકલ્પ તે વૃત્તિને ફરી ફરી જાગ્રત કરશે. તે સાક્ષીવૃત્તિથી બધા તરંગોનુ નિરીક્ષણ કરવું. આ રીતે ચિત્તની પ્રવાહિત શક્તિની વહેંચણી થઈને જેમ જેમ સાક્ષીવૃત્તિની જાગૃતિનુ અખંડિતપણું રહેવા માંડશે અને જેમ જેમ ચિત્ત તે વૃત્તિથી જ ભરાતુ જશે તેમ તેમ સંકલ્પવિકલ્પાત્મક તરંગોનુ જોર મંદ પડશે, અને ક્ષીણ થતા થતા છેવટે આપોઆપ બંધ પડશે તે બંધ પડતા જ સાધકે ફરી પોતાના ચિત્તને મૂળ ધારણા પર લાવવાનો પ્રયત્ન કરવો.

**चित्तशक्तिनी जागृति**

ચિત્તને હમેશ કોઈ ને કોઈ રસ જોઈતો હોય છે એ રસ મળે નહી ત્યા સુધી જેમાંથી રસ મળે એવા વિષયને તે શોધ્યા કરે છે એ અવસ્થામાં તે સહેજે ચંચલ છે એમ લાગે છે પોતાને જોઈતો રસ અને વિષય મળતા જ તે સહેજે ત્યા તન્મય થાય છે આ તેનો ધર્મ ધ્યાનમા લઈને આપણે તેને સારા વિષય તરફ વાળવું જોઈએ અને ત્યા એકાગ્ર કરવું જોઈએ ચિત્તની એકાગ્રતામા મહાન શક્તિ ભરેલી છે. જ્ઞાનની પાછળ એકાગ્રતાથી પડવાથી જ દુનિયામા મહાન શોધો થઈ છે અને થાય છે. આપણે પણ શુદ્ધ ધારણા પર ચિત્તને કેંદ્રિત કરી શકીએ તો આપણામા મહાન શક્તિ જાગ્રત થાય સૂર્યના કિરણોને વિશિષ્ટ કાચની મદદથી એક જગાએ કેંદ્રિત કરવાથી એ જ કિરણોમા બાળવાની શક્તિ પેદા થાય છે પાણીના ધોધને સતત એક સરખી વિશિષ્ટ ઊંચાઈ પરથી ચોક્કસ ગતિથી અને પ્રમાણમાં વહેતો રાખી શકાય તો તેમાથી પ્રચંડ શક્તિ પેદા થાય છે. સુથારનુ ગિરમીટ લાકડા પર એક જ ઠેકાણે ફેરવ્યા કરવાથી લાકડામા આરપાર કાણું પડે છે. એવી જ રીતે ચિત્તશક્તિને વિષયાકાર થઈને બહાર પડવા ન દેતા એક જ શુભ સંકલ્પ પર કેંદ્રિત કરવાથી તેમાંથી મહાન શક્તિ નિર્માણ થાય છે. સંકલ્પની દૃઢતા, વૃત્તિને કેંદ્રિત કરવામા તીવ્રતા અને સાતત્ય, વૃત્તિને બહાર ફેલાઈ જવા ન દેવાથી એટલે કે ચિત્તશક્તિનો અપવ્યય

ન થવા દેવાથી આપણી અંતરશક્તિનો થયેલો સંચય, વગેરે અનેક કારણોને લીધે આપણા પ્રયત્નમા આપણને સિદ્ધિ મળે છે. તેથી સાધક આ બધી બાબતો ધ્યાનમા લઈને અભ્યાસમાં ચીવટ રાખવી.

**વ્યાકુળતા અને તેનું શમન**

શ્રેય વિષે કેવળ ઉત્કંઠા સાધકમાં હોય પણ તેના પ્રમાણમાં અભ્યાસનું જોર ઓછુ હોય તો તેનામાં કેવળ વ્યાકુળતા વધવા લાગશે ઉત્કંઠાના પ્રમાણમાં અભ્યાસ અને માર્ગદર્શન ન મળવાથી વિલક્ષણ વ્યાકુળતા વધ્યાના આપણા સંતોના અનેક દાખલાઓ ઉપલબ્ધ છે. આ માર્ગમાં ઉત્કંઠા જોઈએ, તીવ્ર ઇચ્છા જોઈએ પણ ખોટી વ્યાકુળતાની તેમા જરૂર નથી. યોગ્ય માર્ગ મળે તો પ્રયત્નમા ક્રમશઃ યશ મળે છે અને તેને લીધે ધીરે ધીરે ઉત્કંઠાનું શમન થતું જ રહે છે. તે યશની સાથે જ સાધકનો આત્મવિશ્વાસ વધતો જાય છે. સાધન પરની શ્રદ્ધા દૃઢ થાય છે અને વધતી જાય છે. તેથી સાધકે પોતાના ચિત્તનું, વર્તનનું તેમ જ અભ્યાસમાં શા શા પ્રકારો બને છે તેનુ હમેશ નિરીક્ષણ કરવું જોઈએ. યશ ન મળતો હોય અને કેવળ ઉત્કંઠા વધતી હોય તો પોતાને યોગ્ય સાધન મળ્યુ નથી અથવા, ચાલુ સાધનનો પ્રયોગ કરી શકવા જેવી પોતાની પરિસ્થિતિ નથી તેમ જ અંતરની સાત્ત્વિકતા નથી એમ તેણે સમજવુ. અને યશ ન મળતો હોય અને ઉત્કંઠા ઓછી થતી હોય તો શ્રેય વિષેની પોતાની ઇચ્છા ઓસરતી હોવી જોઈએ અને પોતાના ચિત્તને અંદરથી બીજા કશાનુ આકર્ષણ હોવુ જોઈએ એમ સમજવું. આ રીતે સાધકે વખતોવખત પોતાના ચિત્તને તપાસી જોવુ. અભ્યાસમા ગતિ ન થતાં કેવળ વ્યાકુળતા જ વધતી હોય તો વિવેકથી તેને ઓછી કરીને અભ્યાસમા યોગ્ય ફેરફાર કરવો. સત્સંગ રાખવો. મનને શાંત કરવું. થોડો સમય વિશ્રાંતિ લઈને ફરી અભ્યાસ શરૂ કરવો ચિત્તના પૂર્વ સંસ્કારોને કારણે અથવા તેની અશુદ્ધિને કારણે અભ્યાસનુ બળ ઓછું પડતુ હોય તો તે વખતે પ્રાર્થનાનો ક્રમ રાખવો હૃદયપૂર્વક કરેલી પ્રાર્થનામાં ઘણુ સામર્થ્ય છે. તે પ્રાર્થનાના તીવ્ર સંકલ્પથી અશુભ

સસ્કારોનુ બળ ઓછુ થશે શુભ સંસ્કારો જાગ્રત થશે તે દૃઢ થશે. જ્ઞાનનો ઉદય થશે સદ્‌ગુણોમા પ્રગતિ થશે. આવી રીતે આપણો હેતુ પાર પાડવાના કામમાં તે વખતની પ્રાર્થના ને સ્તવન આપણને સહાયભૂત થશે

**અભ્યાસના વિઘ્નો**

આ પ્રયત્નથી આપણા ચિત્તમા બળ આવ્યા પછી ફરી આપણે ધારણા સિદ્ધ કરવા પાછળ લાગી જવુ. તેમાથી વૃત્તિ ચળતી હોય તો ચિત્ત ક્યાં ક્યા જાય છે, શેમા રમે છે, કયા વિષયમા અજાણતાં તન્મય થાય છે, તેમાંથી ક્યારે કેવી રીતે બહાર નીકળે છે — એ બધાની સાધકે તપાસ કરવી. તેના કારણો શોધવાં કારણો મળ્યા પછી તે સ્થિતિમાંથી છૂટવા માટે પોતાના જીવનવહેવારમા ફેરફાર કરવો જરૂરી અને શક્ય હોય તો તે કરી જોવો કોઈની સોબતથી ચિત્તમાં વિક્ષેપ થતો હોય તો એ સોબત ટાળવી અભ્યાસને વખતે કઈ કઈ ઇન્દ્રિયોના ક્યા રસો આડે આવે છે, કયા સસ્કારો, કલ્પનાઓ કે ભાવનાઓ વિઘ્નરૂપ થાય છે તેની તેણે તપાસ કરવી અને તેમને વિવેકથી દૂર કરવા જીવનસિદ્ધિના માર્ગમાં એ રસો કેટલા વિઘાતક થાય છે તેનો વારવાર વિચાર કરવો મન નિર્મળ કરવુ. અભ્યાસમા નિદ્રા, તદ્રા અથવા જડતા આવતી હોય તો રોજની વિશ્રાતિ પોતાને પૂરતી છે કે નહી તેનો વિચાર કરવો પૂરતી વિશ્રાંતિ લીધા પછી પણ અભ્યાસ વખતે તંદ્રા આવતી હોય તો ખાનપાનમા કોઈ દોષ છે કે કેમ તે તપાસવુ ચિત્ત વિષયમાથી નીકળતાં જ નિદ્રામાં લય પામે છે, એ આપણો રોજનો ક્રમ છે આપણે ચિત્તને એક કેંદ્ર પર લાવવાનો પ્રયત્ન કરીએ છીએ ત્યારે બીજા બધા વિષયોને, સ્મૃતિઓને, વૃત્તિઓને, દૂર કરીને ચિત્તમા એક જ સકલ્પ રાખવાનો પ્રયત્ન કરીએ છીએ એવે વખતે બીજા બધા વિષયોમાંથી નીકળેલુ ચિત્ત આપણે ઇચ્છેલા સંકલ્પને, ગુણને, કે વિચારને ધારણ ન કરી શકે તો આપણી હમેશની ટેવ પ્રમાણે તે નિદ્રામા લીન થાય છે નિદ્રાની પહેલાંની સ્થિતિ તંદ્રા તંદ્રાની પહેલાની સ્થિતિ જડતા ચિત્ત અન્ય વિષયોમાથી છૂટયું

હોય પણ શુભ સંકલ્પ ધારણ ન કરી શકે તો તે જડતામાં, એટલે કે તમોગુણમાં પ્રવેશ કરે છે.

વિક્ષેપોની ચડતી-ઊતરતી ગતિ

આપણને આપણી અશુદ્ધ વૃત્તિઓનો નિરોધ કરીને શુભ સંકલ્પ ધારણ કરતાં અને ત્યાં જ ચિત્તની બધી શક્તિ કેંદ્રિત કરતા આવડવું જોઈએ. તે કેંદ્રિત થયા પછી તે સંકલ્પને મધ્યમાં રાખીને તેને અંગેના વિચારોની સ્ફુરણા થવા માંડશે. તે સંકલ્પનો, ગુણનો અને વિચારનો પોતાની અને માનવ જીવનની ઉન્નતિની સાથે કઈ રીતે કેટલી જાતનો સંબંધ પહોંચે છે તે આપણા લક્ષમા આવવા માંડશે માનવી ગુણધર્મ, સંસ્કાર અને સ્વભાવ પર આપણે ધારણ કરેલા સંકલ્પનું કેવું પરિણામ થશે તેની યથાર્થ કલ્પના આપણને આવવા માંડે તો અભ્યાસથી આપણી પ્રજ્ઞા શુદ્ધ થઈ રહી છે એમ સમજવું પરંતુ તેને અભ્યાસની પૂર્ણતા ન સમજતા પ્રજ્ઞાને રૂપે અભ્યાસનું ફળ આપણને મળી રહ્યુ છે એટલુ જ તે પરથી આપણે સમજવુ. અભ્યાસમાં ઉચ્ચ સ્થિતિએ પહોંચ્યા પછી આપણામાં કોઈ પણ અશુભ સ્મૃતિ ધ્યાનસમયે નહીં ઊઠે એવી ખાતરી સાધકે ન રાખવી. અને એવી સ્મૃતિ ઊઠે તો તેથી ગભરાવું નહીં કે નિરાશ થવું નહીં અથવા તેમાં જ રમ્યા કરીને મગ્ન થવું નહી. આવે વખતે સાવધતા ન છોડતાં તે સ્મૃતિને દૂર કરવાનો પ્રયત્ન કરવો. તેમ ન કરી શકાય તો તે સ્મૃતિની ગતિ કઈ બાજુએ છે તે જાણવું. તે સ્મૃતિ અંતરમાંથી ઊઠી છે કે કોઈ બાહ્ય નિમિત્તથી ઊઠી છે તે તપાસવું. એ સ્મૃતિ વૃત્તિનુ રૂપ ધારણ કરે છે કે કેમ તે જોવુ તેમાથી પણ સાવધપણે અભ્યાસ પર આવવાનો પ્રયત્ન કરવો તે પણ ન કરી શકાય તો ચિત્તનો પ્રવાહ કેવા કેવા રંગો ધારણ કરે છે તેના પર નજર રાખવી. આપણી સાવધતા વિશેષ હોય અને સંકલ્પ પર આવવાની ચીવટ હોય તો ચિત્ત તે પ્રવાહમાંથી છૂટીને ફરી અભ્યાસ પર આવશે એવે વખતે ચિત્તમા ઊઠનારી અશુભ સ્મૃતિની ગતિ, તેની ચંચલતા, વધતા પ્રમાણમા છે કે ઊતરતા પ્રમાણમા છે એ

સાધકે તપાસી જોવું ચિત્તમા ઊઠતી સ્મૃતિનુ વૃત્તિમાં સ્પષ્ટપણે થતુ રૂપાતર; પછી તેની ક્ષણિકતા કે દીર્ઘતા; તેની મંદતા કે તીવ્રતા, તેમાથી ઊઠતા બીજા સકલ્પવિકલ્પ; ત્યાર પછી તેમાથી જ એક એકથી વધારે અશુદ્ધ વૃત્તિઓનો ચિત્તમાં થનારો ઉદ્ભવ; તેને લીધે થનારી વ્યાકુળતા, તે વ્યાકુળતા પરથી સ્થૂળ વિષયો તરફ ચિત્તને થતુ ઓછુવત્તું આકર્ષણ; અને છેવટે એ બધામાથી ચિત્તને અભ્યાસ પર લાવવા માટે કરવો પડતો ઓછોવત્તો પ્રયાસ,— એ બધા પરથી આપણા ચિત્તની અવસ્થા કેવા પ્રકારની છે અને વૃત્તિઓનુ જોર વધી રહ્યુ છે કે ઓસરી રહ્યું છે, તે સાધક ઓળખી શકે છે અશુદ્ધ વૃત્તિઓની વધતી જતી તીવ્રતા, વ્યાકુળતા કે વિવિધતા, તે જ પ્રમાણે ચિત્તની તેની સાથે થતી તદાકારતા અને સ્થૂળ વિષયો તરફનુ આકર્ષણ, એ બધા પરથી વૃત્તિઓની ગતિ વધવા તરફ છે અને અભ્યાસને પ્રતિબંધક છે એમ જાણવું અને સ્મૃતિરૂપે વૃત્તિ જાગ્રત થયા પછી ચિત્ત તેમા જ રમ્યા ન કરે, તેના પ્રવાહમાં ન તણાય અને જલદી સાવધ થઈ પોતાના સાધનમા લાગી જાય તો અશુદ્ધ વૃત્તિઓ ક્ષીણ થવાના, અસ્ત પામવાના, માર્ગ પર છે એમ સમજવું. એ જ અભ્યાસથી તે વધુ ને વધુ ક્ષીણ થતી જશે એવો વિશ્વાસ તેણે રાખવો. અભ્યાસકાળમાં ધારણ કરેલા સકલ્પ સિવાય બીજી સારી કે નરસી બને પ્રકારની વૃત્તિઓ કે સસ્કારો ચિત્તમા જાગ્રત થયા કરે છે. પણ અભ્યાસની દૃષ્ટિથી તે બને બાધક જ હોય છે ધારણ કરેલા સંકલ્પ સિવાય અથવા તે સંકલ્પમા દૃઢતા આવી શકે એવા બીજા કોઈ સંકલ્પ કે વૃત્તિ સિવાય બીજી કોઈ પણ સારી કે નરસી વૃત્તિની કે સસ્કારની જાગૃતિ અભ્યાસને સહાયક થઈ શકતી નથી તેથી પોતાનામા કઈ વૃત્તિઓ ઊઠે છે તે સાધકે ઓળખવુ જોઈએ. ધ્યેયને વિષે ઉત્કટતા, તેને માટે યોગ્ય સાધનમાર્ગ, અભ્યાસની બાબતમા સતત પ્રયત્નશીલત અને સાવધતા વગેરે બાબતો જે પ્રમાણમાં સાધકમા હશે તે પ્રમાણમા તેને વહેલો કે મોડો પોતાના પ્રયત્નમાં યશ મળે છે

સાધકને બહારની બાબતો કરતાં અભ્યાસમાં તેના પોતાના પૂર્વ સંસ્કારો અને ટેવો જ વધારે બાધક થાય છે ધારણ કરેલા

ધ્યેય વિષે જાગૃતિ સંકલ્પ પર સ્થિર ન રહેતાં ચિત્ત ત્યાંથી અજાણતાં ગમે ત્યારે ફંટાઈ જઈ એક વિચાર પરથી બીજા પર ને બીજા પરથી ત્રીજા પર, એવી રીતે વિસંગતપણે જતાં જતાં ક્યાંક હમેશની ટેવના કોઈક પણ રસાનુભવની સ્મૃતિમા રમમાણ થાય છે અને ત્યાં જ લીન થઈ શાંત થાય છે તે તેમાંથી થોડુંક બહાર નીકળ્યા પછી સાધક સાવધ થાય છે. તેને અભ્યાસનુ ભાન થાય છે અને તે ફરી પોતાના ચિત્તને પહેલી ધારણા પર કેન્દ્રિત કરવાના પ્રયત્નમા લાગી જાય છે. આવો પ્રકાર ઘણી વાર થતાં તેમાંથી જ એકાગ્રતા સધાય છે અને તે દીર્ઘકાળ ટકે છે આવી રીતે પ્રયત્ન કરતાં કરતાં સાધકને યશ મળવા લાગે છે. અભ્યાસમાં થોડી ગતિ થવા લાગ્યા પછી તે રોજ કર્યા વગર તેને ચેન પડતું નથી. એટલો તેને તેમાં આગળ જતાં આનંદ થવા માંડે છે. આ સ્થિતિ પણ વિક્ષેપરહિત હોતી નથી. નિદ્રા ને તદ્રા દૂર કરીને, પૂર્વસંસ્કારોનુ બળ ઓછુ કરતો કરતો ને ચંચળતા કાઢી નાખતો નાખતો સાધક આગળ જાય તોપણ તેના ચિત્તમા કોઈ વખતે પૂર્વ-સ્મૃતિ-સંસ્કાર જાગ્રત થાય છે. અભ્યાસમા સિદ્ધિ પ્રાપ્ત થયા પછી આ કરીશું ને તે કરીશું, એવા જાત જાતના સંકલ્પવિકલ્પો ચિત્તમાં ઊઠવા માંડે છે. તે અભ્યાસમાં ચંચલતા લાવે છે. તેમને પણ હટાવીને સાધક આગળ વધે છે. તેના ધ્યાનમાં સ્થિરતા આવે છે, જાગૃતિ આવે છે તેની પ્રજ્ઞા પ્રખર થાય છે. સ્ફૂર્તિ ને પ્રસન્નતા લાગવા માંડે છે. ઇન્દ્રિયોમાં રહેલી સૂક્ષ્મ શક્તિઓ જાગ્રત થવા માંડે છે. મેરુદંડ (કરોડ)માંથી પ્રવાહ અને સ્ફુરણ ચાલુ છે એમ લાગવા માંડે છે. નાડીસ્ફુરણ, સૂક્ષ્મ શ્વાસોચ્છ્વાસ, પ્રકાશ, ધ્વનિ, સ્પર્શ, વગેરેના જાત જાતના, પહેલાં કદી ન થયેલા, સૂક્ષ્મ અને સુખદ અનુભવો થવા માંડે છે વાણીમાં સ્ફૂર્તિ અને તેજસ્વિતા આવે છે. શરીર હલકું લાગવા માંડે છે આવી રીતે જ્ઞાનેન્દ્રિયોની શુદ્ધિ અને તીક્ષ્ણતાને લીધે પાંચે વિષયોના

જુદી જુદી જાતના સૂક્ષ્મ અનુભવો સાધકને થવા લાગે છે. આ અનુભવ પરથી આપણી જ્ઞાનેન્દ્રિયો શુદ્ધ અને તીક્ષ્ણ થઈ છે અને તેની વધતી જતી બધી શક્તિનો ઉપયોગ આ જ અભ્યાસમાં કર્યા કરીને આપણે આગળ જવાનુ છે એમ સાધકે સમજવું જોઈએ અને અભ્યાસને વિષે વિશ્વાસ રાખીને તેને વધારે વેગ આપવો જોઈએ તેમ સમજવાને બદલે એ અલ્પ અનુભવ અને શક્તિના મોહમાં જો સાધક પડે અને તેમાં રમમાણ થાય તો તે અભ્યાસમાં આગળ વધી ન શકે એ સ્થિતિમા તેના શબ્દમાં માધુર્ય આવીને થોડી શબ્દસિદ્ધિ પણ તેને પ્રાપ્ત થાય નેત્રમાં તેજ આવીને તેનો પ્રભાવ પણ પડવા માડે. કદાચ શક્તિસંચરણ પણ તેને સિદ્ધ થાય પણ આ પૈકી કશામાંય તેનુ સાચું કલ્યાણ નથી. અભ્યાસની દૃષ્ટિથી આ બધા વિક્ષેપો છે. એ શક્તિઓનો ઉપયોગ પોતાના પછીના અભ્યાસમા કરવો એ જ સાધકનુ કામ છે. તે માટે તેણે સતત જાગ્રત રહીને કોઈ પણ જાતના મોહમા ન ફસાવું જોઈએ. વિક્ષેપોને ઓળખીને તેણે તેમને કોઈ પણ સંજોગોમાં ટાળવા જ જોઈએ તેમાં તન્મય થવામા કે તે દ્વારા પ્રતિષ્ઠા મેળવવામા આપણું કલ્યાણ નથી એમ સમજીને એવે વખતે સાધકે સંકલ્પસિદ્ધિ, ચિત્તશુદ્ધિ અને સાત્ત્વિકતા પર જ પોતાનુ લક્ષ સ્થિર રાખવું જોઈએ, અને બાકીની બાબતો વિષે વૈરાગ્યવૃત્તિ રાખવી જોઈએ ધ્યાનાભ્યાસ દરમ્યાન જે સાત્ત્વિકતા લાગે તે પૈકી જેટલી પ્રત્યક્ષ વ્યવહારમા ટકે તેટલી જ ખરી સાત્ત્વિકતા છે એમ તેણે સમજવું જોઈએ અને તે સાત્ત્વિકતાનો વ્યવહારમાં ઉપયોગ કરતી વખતે ધ્વનિ, પ્રકાશ વગેરે સૂક્ષ્મ ચિહ્નોનો અનુભવ ન થાય તો તે વિષે સાધકે ચિંતા કરવાનુ કારણ નથી, કેમ કે તે ચિહ્નો એ ખરી સાત્ત્વિકતા નથી, પણ તેની જ્ઞાનેન્દ્રિયોની સૂક્ષ્મ શક્તિઓના અને તેની તીક્ષ્ણતાનાં લક્ષણો છે તે સાત્ત્વિકતાનાં લક્ષણો નથી તેમ જ એવી જાતની તીક્ષ્ણતા સાધવી એ તેનુ ધ્યેય નથી દિવ્ય કે અદ્દ્ભુત લાગતા કોઈ પણ કેવળ અનુભવને કે શક્તિને મહત્ત્વ ન આપતાં તેની સાથે સાથે આપણા અશુદ્ધ સંસ્કારોનુ જોર ઓછુ થાય છે કે નહીં અને આપણી

સાત્ત્વિકતા વધે છે કે નહીં તે જ તેણે જોવું જોઈએ. આપણી ધારણાનો એ હેતુ છે આપણો શુદ્ધ સંકલ્પ વ્યવહારમાં પણ જાગ્રત રહી શકે છે કે નહીં અને આપણી સ્વપ્નદશા પણ ઉત્તરોત્તર શુદ્ધ થતી જાય છે કે નહી તે તરફ તેણે ધ્યાન આપવું જોઈએ. આ અભ્યાસમાં સાધન અને સાધ્ય બંને તરફ સતત ધ્યાન આપવું પડે છે. ધ્યાન કરતાં કરતા સાધકના ચિત્તની સ્થિતિ સતત બદલાતી જાય છે. તે વખતે તેની જ્ઞાનેન્દ્રિયોનાં મૂળ કરણ પર, તેના ગોલકો પર સૂક્ષ્મ અસર થાય છે. એને પરિણામે પૂર્વે જેની કલ્પના પણ ન હોય એવા અનુભવો થવા માંડે છે તેમાંની કોઈક અદ્દભુતતાને લીધે સાધકનુ ચિત્ત તેમાં જ રમવા લાગે છે. એ જ દિશામાં શક્તિનો વિકાસ સાધવાનો સંકલ્પ સેવીએ તો જ્ઞાનેન્દ્રિયોની સૂક્ષ્મતા અને શક્તિ વધારી શકાય છે. ધ્યેયનુ વિસ્મરણ થાય અથવા તે પર દૃઢ રહી ન શકાય તો સાધક એવા આકર્ષણમાં ફસાય છે. જિજ્ઞાસાને લીધે પણ કેટલાક એ દિશામાં જાય છે. પરંતુ આ અભ્યાસ ચિત્તની સ્વાધીનતા માટે છે અને સ્વાધીનતા માનવતાની પૂર્ણતા માટે છે એ વાત જેને ચોક્કસપણે ગળે ઊતરી હોય અને તેથી જેને એનું કદી વિસ્મરણ થતુ નથી તે કોઈ પણ આકર્ષણમાં કદી ફસાશે નહી.

અભ્યાસનો સાર

સાધકે ધ્યાન માટે બાહ્ય વસ્તુ લઈને સ્થૂળ ધ્યાનથી શરૂઆત કરી હોય તોયે જેમ જેમ તેની વૃત્તિ સ્થિર થતી જશે તેમ તેમ તેનુ બાહ્ય ધ્યાન છૂટતુ જશે અને સૂક્ષ્મ ધ્યાનમા તેનો પ્રવેશ થશે. સંકલ્પ, ગુણ, ભાવના, વિચાર, એ પૈકી કોઈને પણ અંતરમાં સંકલ્પિત સ્થાને વૃત્તિના પ્રવાહનુ કેન્દ્ર કરતાં આવડી જાય એટલે અભ્યાસમા ગતિ થવા લાગી એમ સમજવું. અનુસંધાન અને પ્રવાહનુ સાતત્ય એ આમાં મુખ્ય બાબતો છે. આ બે બાબતો સિદ્ધ થાય તો આપણા ચિત્તમાં સ્થિરતા આવશે, ચિત્ત દૃઢ થશે. અભ્યાસકાળ દરમ્યાન અનેક શુભ ભાવનાઓ ચિત્તમાં જાગ્રત થાય છે. તે ભાવનાઓ યોગ્ય કર્મમા પરિણત થવી જોઈએ. તે પરિણત થવાથી તેમને જ આધારે બીજી ભાવનાઓનો પણ ઉદય થશે

અને એ ભાવનાઓ પણ કાર્યમા પરિણત થવા માડશે. આવી રીતે સદ્‌ભાવના, સત્કર્મ અને સદ્‌ગુણ વડે આપણું જીવન ઉત્તરોત્તર સમૃદ્ધ થતુ જશે. આપણા જીવનના બધા વ્યવહારોની શુદ્ધિ થશે અને તે બધાનુ પરિણામ શાન્તિને રૂપે આપણને પ્રાપ્ત થશે આ સ્થિતિ સિદ્ધ કરવા માટે સાધકે ધ્યાનના અભ્યાસની સાથે જ પોતાનુ વર્તન અને જીવન વધારે ને વધારે શુદ્ધ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. સત્કર્માચરણ આપણો સ્વભાવ બનવો જોઈએ. આવી જાતના પ્રયત્નથી આપણી અશુદ્ધ વૃત્તિઓનો પૂરેપૂરો નાશ થશે કે નહી તે આપણે આજે ખાતરીપૂર્વક ન કહી શકતા હોઈએ તોપણ એટલુ તો આપણે ચોક્કસ કહી શકીએ છીએ કે, આ પ્રયત્નથી આપણી અશુદ્ધ વૃત્તિઓ ધીમે ધીમે એટલી ક્ષીણ થશે કે તે આપણને ગમે તેવા અયોગ્ય માર્ગ તરફ કદી પણ ધસડી જઈ શકશે નહી અથવા તેમની કશી પણ માઠી અસર આપણા પર થશે નહી આટલી વાત આ જીવનમા આપણે સાધી શકીએ તો બસ છે. આપણામા રહેલી અશુદ્ધિ નાશ પામે, બધી વૃત્તિઓને આપણે ઓળખી શકીએ, તેમની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો ક્રમ આપણે સમજતા થઈએ, આપણું ચિત્ત આપણા કાબૂમા આવી જાય અને હમેશ કાબૂમા રહે, સદ્‌ભાવનાઓ જાગ્રત થાય, તેમનો વિકાસ થાય અને આપણે તેમને સત્કર્મમાં પરિણત કરી શકીએ, અને આવી રીતે ચિત્તની શુદ્ધિ અને સદ્‌ગુણો સાથે પુરુષાર્થની વૃદ્ધિ આપણામાં થઈ જાય, તો જીવનમા બીજુ કશું સાધવાનું રહે નહીં બધા અભ્યાસનો સાર આ જ છે.

**અભ્યાસની સિદ્ધિ**

અભ્યાસ કરનાર સાધકમા અનેક પ્રકારના ગુણોની જરૂર હોય છે. તેમા તારતમ્ય, પ્રસંગ ઓળખીને વર્તવું અને કોઈ પણ પ્રસંગમાંથી યોગ્ય માર્ગ શોધી કાઢવો, એ ત્રણ ગુણની અત્યંત જરૂર છે. આપણું ચિત્ત સ્વાધીન રહે તે માટે એકાગ્રતા, શુદ્ધતા, દૃઢતા, કોમળતા અને સ્થિરતા, એ ચિત્તની અવસ્થાઓ આપણને સિદ્ધ થવી જોઈએ. તે સિદ્ધ કરવા માટે

ચિત્તવૃત્તિઓનુ નિરીક્ષણ, પરીક્ષણ, પૃથક્કરણ, કેન્દ્રીકરણ, જુદે જુદે ઠેકાણે સંયોજન અને એમાંથી કઈ બાબતની ક્યારે કેટલી જરૂર છે તે તેને ઓળખતા આવડવું જોઈએ. ઓળખ્યા પછી તે પ્રમાણે કરતાં આવડવું જોઈએ. ચિંતન, મનન, નિદિધ્યાસન, અનુસંધાન અને અનુશીલન – એમાંની દરેક બાબત આવશ્યકતા મુજબ તેને કરતાં આવડવી જોઈએ. વૃત્તિને દૃઢપણે ક્યારે ધારણ કરવી, તેને ક્યારે છોડવી, એક વૃત્તિમાથી ચિત્તને બીજી શ્રેષ્ઠ વૃત્તિ પર કેવી રીતે ચડાવવું, સંકલ્પને દૃઢ કેમ કરવો, તેને બીજા સંકલ્પમાં વિલીન કેમ કરવો વગેરે બધી બાબતો સિદ્ધ કરવા માટે સાધકને ઉપર જણાવેલા ગુણોની ઘણી જરૂર છે.

માનવી જીવન વિશાળ છે. તેના સંબંધો વ્યાપક છે તે બધાને પહોચી વળવા જેટલી ચિત્તશક્તિ અને ગુણો આપણામાં હોવાં જોઈએ. ચિત્તને કારણે જ આપણો જગતની સાથે સંબંધ છે. તે ચિત્તમાં કેવળ એકાગ્રતા, કેવળ શુદ્ધતા, કેવળ કોમળતા કે દૃઢતા હોય તેથી આપણુ જીવન સાર્થક નહીં થાય જીવનમાં કોઈ વાર આપણને એકાગ્રતાની જરૂર પડે છે તો કોઈ વાર ચિત્તશક્તિને અનેક જગાઓએ એકી વખતે વહેંચી દેવી પડે છે. તે દરેક જગાનું મર્મ કે રહસ્ય તે જ ક્ષણે ઓળખીને પોતાના હિત કે રક્ષણ માટે તેનો ઉપયોગ કરવો પડે છે. ક્યારેક ચિત્તને કેવળ સ્થિર રાખવું પડે છે, તો ક્યારેક કોમળ અને ક્યારેક ન્યાયનિષ્ઠુર બનાવવું પડે છે. તેથી ચિત્તની કેવળ એકાગી સ્થિતિ સાધવી એ આ અભ્યાસનો હેતુ નથી. કોઈ પણ જાતની એકાંગિતા અથવા અભ્યાસથી સહેજે આવતી શક્તિનો દુરુપયોગ કરવાની ઇચ્છા એ પૈકી કોઈ પણ વસ્તુ આપણામા કદી પેદા ન થવી જોઈએ. શરીરસ્વાસ્થ્ય, આરોગ્ય અને બૌદ્ધિક તીક્ષ્ણતા એટલે કોઈ પણ વિષયને સમજવા જેટલી બુદ્ધિની પાત્રતા, એની જીવનમા જેટલી જરૂર છે, તેના કરતાંય માણસને ચિત્તસ્વાધીનતાની વધારે જરૂર છે. તે માટે જાગૃતિના બધા સમય દરમ્યાન આપણે આ બાબતમાં અભ્યાસી રહેવું જોઈએ.

નિત્યના વ્યવસાયમાં, કર્મમાં, પોતાનું ચિત્ત સ્વાધીન રાખવાનો આપણો અભ્યાસ હોવો જોઈએ

દરરોજના જીવનમા જ જે ચિત્તની શુદ્ધિ, તેની સ્વાધીનતા, તેમ જ સદ્‌ભાવનાઓનો અને સદ્‌ગુણોનો વિકાસ સાધી શકતો હોય તેને આસનસ્થ થઈને ચિત્તને કોઈ એક શુભ સંકલ્પ પર ખાસ કેંદ્રિત કરવાની જરૂર નથી. સાત્ત્વિકતાથી, નિરહંકારપણે, પોતાનાં માનવી કર્તવ્યો જે સહજપણે કરી શકતો હોય અથવા કર્તવ્યકર્મો કરતાં કરતાં આ સ્થિતિએ પહોંચવાની જેને પોતા વિષે ખાતરી હોય તેને આને માટે આવી જાતના અભ્યાસની ખાસ જરૂર નથી ચિત્તની સ્વાધીનતા પ્રાપ્ત કર્યા વગર માનવતા સાધ્ય ન થઈ શકે, એ વાત માત્ર તેને પૂરેપૂરી સમજાયેલી હોવી જોઈએ. અમુક એક વિશિષ્ટ પ્રકારના સાધનનો આગ્રહ ન રાખતાં સાધ્ય વિષે અને સાધનની નૈતિકતા અને સરળતા વિષે આગ્રહ હોવો જોઈએ દરરોજના ચાલુ વ્યવસાયવાળા જીવનમાં જ કોઈ પણ વિશિષ્ટ પ્રકારનું સાધન કર્યા વિના પણ પોતાનાં માનવી કર્તવ્યો પવિત્રતાથી, સરળપણે અને નિરહંકારતાથી જે પાર પાડી શકતા હોય તેઓ ધન્ય છે એમાં શંકા નથી

## ૫

# લય અવસ્થાનું શોધન

પાછલા પ્રકરણમાં માનવતાની દૃષ્ટિથી ચિત્તસ્વાધીનતાની કેટલી જરૂર છે એ બતાવ્યુ છે આવી સ્વાધીનતા માણસે

અલિપ્ત સ્થિતિ

ખાસ અભ્યાસ કરીને અથવા હમેશના જીવનમાં જ અત્યંત વિવેકથી અને સાવધપણે વર્તીને પ્રાપ્ત કરવી જોઈએ. તે પ્રાપ્ત કર્યા વગર માનવી જીવન ઉન્નત થાય એ શકય નથી, એ વાત આપણે ચોક્કસ સમજી રાખવી જોઈએ ચિત્ત હંમેશ સ્વાધીન રહે તે માટે એકાગ્રતા, સ્થિરતા, દૃઢતા અને શુદ્ધતા એ ચાર મુખ્ય સિદ્ધિઓની આવશ્યકતા છે. પાછલા પ્રકરણમાં સૂચવેલા અભ્યાસથી આપણે તે સાધી શકીએ તો તે દ્વારા ચિત્તને સ્વાધીન રાખવાની શક્તિ આપણામાં આવે. જરૂર પડે ત્યારે ચિત્તવૃત્તિનો નિરોધ કરવાનુ અને યોગ્ય વૃત્તિઓને પ્રેરણા અને ગતિ આપવાનુ આપણને સિદ્ધ થાય તો જીવનસફળતા માટે અધિક ચિત્તશક્તિની કે તેને અંગેના અભ્યાસની આપણને જરૂર નથી. આ અભ્યાસથી આપણી ધારણાશક્તિ અને સંકલ્પશક્તિ વધે છે. ચિત્તમાં દૃઢતા આવે છે. આપણામાં વિવેકપ્રધાન એવી એક જાગ્રત વૃત્તિ અખંડપણે કામ કરવા માંડે છે એ આપણો સ્વભાવ બની જાય છે એકાગ્રતાનો અભ્યાસ કરતી વખતે ચિત્ત જ્યારે ચંચલ અને બેકાબૂ બનીને ફરી ફરી ફંટાઈ જાય છે અને વિક્ષિપ્ત થઈને સંકલ્પવિકલ્પ પર ચડવા લાગે છે ત્યારે તે બધી ઘટના પર ધ્યાન રાખનારી એક વૃત્તિ નિર્માણ કરવી પડે છે. ત્યાંથી જ આ જાગ્રત વૃત્તિનો સ્પષ્ટપણે આરંભ છે. તેને ગયા પ્રકરણમા 'સાક્ષીવૃત્તિ' કહી છે. તેમ છતાં તે કેવળ સાક્ષી એટલે તટસ્થ વૃત્તિ નથી; તેમ જ તે કેવળ જાણનારી વૃત્તિ નથી; પણ તેમાં મુખ્ય ભાગ સાવધતાનો

છે. અર્થાત્ તે વિવેકયુક્ત હોય છે ચચલતાને યોગ્ય વખતે રોકીને ચિત્તને યોગ્ય ઠેકાણે વાળવાનો ભાવ પણ આ વૃત્તિમા હોય છે. આવી રીતે અનેક મહત્ત્વની વૃત્તિઓ મળીને તે એક વૃત્તિ બનેલી હોય છે તે વૃત્તિનુ આ અભ્યાસમા વારવાર કામ પડવાથી તે દૃઢ થાય છે. તે બધી વૃત્તિઓને, બધા ગુણોને, બધાં કર્મોને, બધા વ્યવહારોને તેમ જ ચિત્તના બધા ફેરફારોને જાણે છે, પણ પોતે કશાયમાં રમી જતી નથી. ક્યાય તન્મય થતી નથી તે તદ્રૂપતાને ઓળખે છે પણ પોતે તદ્રૂપ થઈને રહેતી નથી બધાને ઓળખીને અને પારખીને બધાંથી અલિપ્તપણે, સાવધપણે સતત કાર્ય કરનારી તે વૃત્તિ છે. જેમ જેમ તે જાગ્રત, સ્થિર, અને સૂક્ષ્મ થતી જશે તેમ તેમ તેના નિરીક્ષણ–પરીક્ષણમાથી, તેના પૃથક્કરણમાંથી કોઈ પણ વૃત્તિનો એક અંશ પણ છૂટશે નહીં અને એટલુ કર્યા પછી પણ તે બધાંથી અલિપ્ત રહેશે. તે સાધકને કોઈ પણ કર્મમા ભાન ભૂલવા ન દેતાં તેને યોગ્ય મર્યાદામાં રાખીને સુખદુ ખ, આશાતૃષ્ણા અને રાગદ્વેષથી અલિપ્ત રાખશે. જીવનના દરેક કાર્યમા તે તેની સાથે રહીને તેને ધર્મમાર્ગમાં સ્થિર રાખશે. આ રીતે અભ્યાસકાળે તેમ જ વ્યવહારસમયે તે હંમેશ તેના ચિત્તમાં હશે, અને વખત જતાં તેનો સ્વભાવ બની જશે.

આવી રીતનો અભ્યાસ કર્યા વિના પણ વિવેકી, સાવધ અને સયમી માણસ કેવળ દુનિયાનો વહેવાર કરતો હોય તોપણ આ પ્રકારની અલિપ્ત અને જાગ્રત સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે નિત્ય આસનસ્થ થઈ અભ્યાસ કરનારાને જ તે પ્રાપ્ત થાય છે એવુ નથી. જેનો ચિત્ત-શુદ્ધિ અને સદ્વર્તન પર ભાર છે, જે કોઈ પણ કાર્યના હેતુનો અને પરિણામનો દીર્ઘ દૃષ્ટિથી અને બધી બાજુથી વિચાર કર્યા વગર તે શરૂ કરતો નથી, જે દક્ષતાથી, તત્પરતાથી અને જ્ઞાનપૂર્વક કાર્ય કરતાં અને કાર્યને અતે લાભહાનિ પૈકી કોઈ પણ પરિણામ આવતા પોતાનુ સાવધ-પણુ ગુમાવતો નથી, અને વ્યવસ્થિતપણે કર્મમાં રહીને જે નિરહંકારપણે વર્તન કરે છે તેને પણ અલિપ્તતાની આ ભૂમિકા પ્રાપ્ત થઈ શકે છે. એ

## ૫

# લય અવસ્થાનું શોધન

પાછલા પ્રકરણમાં માનવતાની દૃષ્ટિથી ચિત્તસ્વાધીનતાની કેટલી જરૂર છે એ બતાવ્યું છે. આવી સ્વાધીનતા માણસે ખાસ અભ્યાસ કરીને અથવા હમેશના જીવનમાં જ અત્યંત વિવેકથી અને સાવધપણે વર્તીને પ્રાપ્ત કરવી જોઈએ. તે પ્રાપ્ત કર્યા વગર માનવી જીવન ઉન્નત થાય એ શક્ય નથી, એ વાત આપણે ચોક્કસ સમજી રાખવી જોઈએ ચિત્ત હંમેશ સ્વાધીન રહે તે માટે એકાગ્રતા, સ્થિરતા, દૃઢતા અને શુદ્ધતા એ ચાર મુખ્ય સિદ્ધિઓની આવશ્યકતા છે પાછલા પ્રકરણમા સૂચવેલા અભ્યાસથી આપણે તે સાધી શકીએ તો તે દ્વારા ચિત્તને સ્વાધીન રાખવાની શક્તિ આપણામા આવે. જરૂર પડે ત્યારે ચિત્તવૃત્તિનો નિરોધ કરવાનું અને યોગ્ય વૃત્તિઓને પ્રેરણા અને ગતિ આપવાનુ આપણને સિદ્ધ થાય તો જીવનસફળતા માટે અધિક ચિત્તશક્તિની કે તેને અંગેના અભ્યાસની આપણને જરૂર નથી આ અભ્યાસથી આપણી ધારણાશક્તિ અને સંકલ્પશક્તિ વધે છે ચિત્તમાં દૃઢતા આવે છે. આપણામાં વિવેકપ્રધાન એવી એક જાગ્રત વૃત્તિ અખંડપણે કામ કરવા માંડે છે. એ આપણો સ્વભાવ બની જાય છે એકાગ્રતાનો અભ્યાસ કરતી વખતે ચિત્ત જ્યારે ચંચલ અને બેકાબૂ બનીને ફરી ફરી ફંટાઈ જાય છે અને વિક્ષિપ્ત થઈને સંકલ્પવિકલ્પ પર ચડવા લાગે છે ત્યારે તે બધી ઘટના પર ધ્યાન રાખનારી એક વૃત્તિ નિર્માણ કરવી પડે છે. ત્યાંથી જ આ જાગ્રત વૃત્તિનો સ્પષ્ટપણે આરંભ છે. તેને ગયા પ્રકરણમાં 'સાક્ષીવૃત્તિ' કહી છે. તેમ છતાં તે કેવળ સાક્ષી એટલે તટસ્થ વૃત્તિ નથી; તેમ જ તે કેવળ જાણનારી વૃત્તિ નથી; પણ તેમાં મુખ્ય ભાગ સાવધતાનો

અલિપ્ત સ્થિતિ

છે. અર્થાત્ તે વિવેકયુક્ત હોય છે ચ ચલતાને યોગ્ય વખતે રોકીને ચિત્તને યોગ્ય ઠેકાણે વાળવાનો ભાવ પણ આ વૃત્તિમા હોય છે. આવી રીતે અનેક મહત્ત્વની વૃત્તિઓ મળીને તે એક વૃત્તિ બનેલી હોય છે તે વૃત્તિનુ આ અભ્યાસમા વારવાર કામ પડવાથી તે દૃઢ થાય છે તે બધી વૃત્તિઓને, બધા ગુણોને, બધાં કર્મોને, બધા વ્યવહારોને તેમ જ ચિત્તના બધા ફેરફારોને જાણે છે, પણ પોતે કશાયમા રમી જતી નથી ક્યાય તન્મય થતી નથી તે તદ્રૂપતાને ઓળખે છે પણ પોતે તદ્રૂપ થઈને રહેતી નથી બધાને ઓળખીને અને પારખીને બધાંથી અલિપ્તપણે, સાવધપણે સતત કાર્ય કરનારી તે વૃત્તિ છે. જેમ જેમ તે જાગ્રત, સ્થિર, અને સૂક્ષ્મ થતી જશે તેમ તેમ તેના નિરીક્ષણ–પરીક્ષણમાથી, તેના પૃથક્કરણમાથી કોઈ પણ વૃત્તિનો એક અશ પણ છૂટશે નહીં અને એટલુ કર્યા પછી પણ તે બધાંથી અલિપ્ત રહેશે. તે સાધકને કોઈ પણ કર્મમા ભાન ભૂલવા ન દેતા તેને યોગ્ય મર્યાદામાં રાખીને સુખદુ ખ, આશાતૃષ્ણા અને રાગદ્વેષથી અલિપ્ત રાખશે. જીવનના દરેક કાર્યમા તે તેની સાથે રહીને તેને ધર્મમાર્ગમાં સ્થિર રાખશે. આ રીતે અભ્યાસકાળે તેમ જ વ્યવહારસમયે તે હંમેશ તેના ચિત્તમા હશે, અને વખત જતાં તેનો સ્વભાવ બની જશે.

આવી રીતનો અભ્યાસ કર્યા વિના પણ વિવેકી, સાવધ અને સયમી માણસ કેવળ દુનિયાનો વહેવાર કરતો હોય તોપણ આ પ્રકારની અલિપ્ત અને જાગ્રત સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે નિત્ય આસનસ્થ થઈ અભ્યાસ કરનારાને જ તે પ્રાપ્ત થાય છે એવુ નથી. જેનો ચિત્ત-શુદ્ધિ અને સદ્વર્તન પર ભાર છે, જે કોઈ પણ કાર્યના હેતુનો અને પરિણામનો દીર્ઘ દૃષ્ટિથી અને બધી બાજુથી વિચાર કર્યા વગર તે શરૂ કરતો નથી, જે દક્ષતાથી, તત્પરતાથી અને જ્ઞાનપૂર્વક કાર્ય કરતાં અને કાર્યને અ તે લાભહાનિ પૈકી કોઈ પણ પરિણામ આવતા પોતાનુ સાવધ-પણુ ગુમાવતો નથી અને વ્યવસ્થિતપણે કર્મમાં રહીને જે નિરહંકારપણે વર્તન કરે છે તેને પણ અલિપ્તતાની આ ભૂમિકા પ્રાપ્ત થઈ શકે છે. એ

સ્થિતિ પ્રાપ્ત થયા વગર સાવધપણે, ઉદારતાથી, દક્ષતાથી અને વિવેકપૂર્વક કોઈ પણ વર્તી ન શકે. સંયમી જીવન સિવાય તે પ્રાપ્ત ન થઈ શકે. કર્મેન્દ્રિયોના, જ્ઞાનેન્દ્રિયોના કે ચિત્તના કોઈ પણ સારાનરસા વેગમાં તન્મય થઈને તેમાં જ તણાઈ જનારને આ અવસ્થા સાધ્ય ન થઈ શકે. બધી સદ્ભાવનાઓનો અને સદ્ગુણોનો યોગ્ય મેળ સાધીને તે અવસ્થા જાગ્રત રાખવી પડે છે જીવનની દૃષ્ટિથી આ અત્યંત મહત્ત્વની અવસ્થા છે. એ પ્રાપ્ત થયા પછી જીવનની પૂર્ણતા માટે કશું સાધવાનુ રહ્યું નથી એમ કહી શકાય.

**નિર્વિકલ્પ અવસ્થા**

પરંતુ કોઈ સાધકને ચિત્તની નિર્વિકલ્પ અવસ્થા સુધી પહોંચીને તેની બધી અવસ્થાઓ જોઈ લેવી હોય તો તેણે ચિત્તસ્થિરતાનો અભ્યાસ વધારવો જોઈએ. તેથી ચિત્તની સવિકલ્પ અને નિર્વિકલ્પ અવસ્થાઓનુ તેને જ્ઞાન થશે. ચિત્ત સ્થિર કરવાનું સાધકને સિદ્ધ થાય તો તે અવસ્થાને જાણનારી એક વૃત્તિ તે વખતે પ્રયત્નથી તે જાગ્રત કરી શકશે. ઉપર વર્ણવેલી અલિપ્ત સ્થિતિનો કેવળ સાક્ષિત્વનો જ ભાગ એ વૃત્તિમાં રહેશે. તે લગભગ તટસ્થ અવસ્થા જ હશે. એ જ વૃત્તિનુ અનુસંધાન સતત રાખવામાં આવે તો તે એક સ્વતંત્ર વૃત્તિ તરીકે દૃઢ થઈ શકે છે. કોઈ તેને જ સાક્ષી અવસ્થા કહે છે. પણ સાધકને એથી આગળ જવાની ઇચ્છા હોય તો તેણે ચિત્તના બધા સંકલ્પો, બધા વિચારો છોડી દેવા જોઈએ, અને ચિત્તને નિઃસંકલ્પ અને નિર્વિચાર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. ચિત્તમાં ઊઠતા કોઈ પણ સંકલ્પ કે વિચાર પર ચિત્તને કેન્દ્રિત કે સ્થિર ન કરતા જે સંકલ્પ કે જે વિચાર આવે તેનું કેવળ સાક્ષિત્વ સાધવાનો અને તેને દૃઢ કરવાનો તેણે પ્રથમ પ્રયત્ન કરવો જોઈએ. વખત જતાં સંકલ્પોને અને વિચારોને ચિત્તમાંથી ગતિ કે પ્રેરણા મળવાનુ બંધ થતાં તે ધીરે ધીરે મંદ થતા જશે અને આગળ જતાં આપોઆપ બંધ પડશે અને કેવળ સાક્ષિત્વનો ભાવ માત્ર રહેશે. આવી સ્થિતિમા ચિત્ત કોઈ પણ પાછલા સંકલ્પને સ્પર્શ કરતુ નથી અને આગળ પણ કોઈ

સંકલ્પને ધારણ કરી શકતુ નથી કે તેના પર કોઈ પણ સ્પન્દ ઊઠતો નથી. કોઈ પણ સંકલ્પને કે વિચારને ચિત્ત ધારણ કરી શકતુ નથી એમ થયા પછી સાક્ષી વૃત્તિને કોઈ કાર્ય ન રહેવાથી સાક્ષિત્વનો ભાવ પણ ચિત્તમા રહેશે નહી કોઈ પણ વૃત્તિ ઊઠતી નથી એટલે સાક્ષિત્વ પણ રહેતું નથી. આ જ ચિત્તની લયાવસ્થા આ સ્થિતિ સાધવામા સાધકનો જે મૂળ હેતુ કે સંકલ્પ હોય તે પ્રમાણે તે આ અવસ્થાને મહત્ત્વ અને નામ આપશે ચિત્ત સંકલ્પવિકલ્પરહિત થાય, તેના પર કોઈ પણ સંકલ્પ ઊઠે નહીં, એટલો જ જેનો હેતુ હોય તે આ સ્થિતિને નિર્વિકલ્પ અવસ્થા કહેશે ઈશ્વરનુ ચિતન કરતાં કરતાં જેના ચિત્તનો લય થયો હશે તે આ જ સ્થિતિને તદ્રૂપતા કહેશે અને ચિત્તનો લય થતા આ સ્થિતિમાં દ્વૈતનુ ભાન નષ્ટ થયેલુ હોવાથી તેને જ કોઈ અદ્વૈતાનુભવ કહેશે આ રીતે કોઈ પણ સાધનથી ચિત્તને પ્રાપ્ત થયેલી લયાવસ્થા મૂળ હેતુ, સકલ્પ અને વિચારસરણી અનુસાર જુદી જુદી અવસ્થા ગણાઈને જુદે જુદે નામે ઓળખાય છે. પણ આ બધામા સાચી વાત એટલી જ કે એ સ્થિતિમાં ચિત્ત નિર્વ્યાપાર થયેલુ હોય છે; અને આ અવસ્થા પ્રાપ્ત કરવામાં બધાની એક જ—મોક્ષની—અભિલાષા હોય છે

ઉપર જે ચિત્તલયનો ક્રમ બતાવ્યો છે તે ચિત્તના સકલ્પવિકલ્પ બંધ પાડવાના અભ્યાસનો છે ઈશ્વરચિંતન કરતા કરતાં જેમના ચિત્તનો લય થાય છે અથવા દ્વૈતના ભાનનો લોપ કરીને જેઓ અદ્વૈતાનુભવ માટે ચિત્તનો લય સાધે છે તે દરેકની વિચારસરણીમાં, ધારણામાં, સંકલ્પમાં અને હેતુમાં થોડોઘણો ફરક હોય છે, તેથી તેમના અભ્યાસક્રમમાં એટલા પ્રમાણમા ફરક હોય છે પરંતુ છેવટની બાબત જે લયાવસ્થા તે બધાની એક જ હોય છે. એ લયાવસ્થા કોઈએ એકેએક વૃત્તિના કે સંકલ્પના ચિત્ત પરના સ્પન્દો શાંત પાડતા પાડતા અને કોઈ પણ નવા સકલ્પને કે વિચારને ધારણ ન કરતાં ચિત્તને નિર્વિચાર કરીને સાધેલી હોય છે, તો કોઈએ ભાવપૂર્ણતાથી કોઈ એક જ પવિત્ર સંકલ્પ પર ચિત્તને ચડાવીને તેમાં તેને પૂર્ણ ઉત્તેજિત કરવાથી તેની પ્રતિક્રિયા

રૂપે તે નિર્માણ થયેલી હોય છે. પણ એ બધાનો અંત ચિત્તની લયાવસ્થામાં થાય છે એ વાત ખરી અને તે સાધ્યા પછી આપણો હેતુ પાર પડ્યો એમ દરેક માર્ગનો સાધક માને છે.

**સાક્ષિત્વ અને તે પરથી માનેલી આત્મસ્થિતિનું શોધન**

આ જ પ્રકરણમાં અલિપ્ત અવસ્થાનો કેવળ સાક્ષિત્વનો ભાવ લઈને તે જ વૃત્તિને દૃઢ કરવા વિષેનો ઉલ્લેખ આવેલો છે. કેટલાક સાધકો એ જ સ્થિતિને મહત્ત્વની ગણે છે અને તેનું અનુસંધાન રાખીને તે જ વૃત્તિ બધો વખત ટકાવી રાખવા ઇચ્છે છે. આવી જાતના સાધકો 'હું કોણ?'નો વેદાંતવિચારસરણી પ્રમાણે વિચાર કરતાં કરતાં 'હું પ્રકૃતિથી જુદો, અજર, અમર, નિત્ય, શુદ્ધ, બુદ્ધ આત્મા છું; પ્રકૃતિને, પાંચ તત્ત્વોને, ત્રિગુણને, બધાંને જાણનારો, બધાંનો સાક્ષી હું છું' એ વિચાર પર આવીને એ જ સાક્ષિત્વની વૃત્તિને સતત ધારણા અને અનુસંધાનથી દૃઢ કરે છે, અને આવી રીતે દૃઢ કરેલી ચિત્તની આ વૃત્તિને જ 'આત્મસ્થિતિ' સમજે છે અને મોક્ષ વિષે ખાતરી રાખીને સમાધાન મેળવે છે આવી જાતના સાધકો ઘણે ભાગે કર્મમાર્ગમાં નથી હોતા, તેમણે બધાં વ્યાવહારિક કર્મોનો અને કર્તવ્યોનો ત્યાગ કરેલો હોય છે; કોઈ પણ જવાબદારી તેમણે વહોરેલી નથી હોતી; તેઓ નિરુપાધિક અને અલિપ્ત હોય છે. ચિત્તનો ક્ષોભ કે ઉદ્વેગ થવાના પ્રસંગો તેમને હોતા નથી આવી અંતર્બાહ્ય શાંત અને નિરુપાધિક સ્થિતિને લીધે અને શાંતિમય જીવન પરથી આ જ 'આત્મસ્થિતિ' અથવા 'બ્રહ્મસ્થિતિ' છે એવું તેમને લાગે છે અને 'હું કોણ?'નું જ્ઞાન પોતે મેળવી લીધું છે એમ તેમની વેદાંતવિચારસરણી અનુસાર તેમને લાગવા માંડે છે પરંતુ પોતાની વૃત્તિને, સ્થિતિને અને સમજણને તપાસવાનું તેમને જો સૂઝે તો તેમને જણાશે કે, આ 'આત્મસ્થિતિ' નથી પણ પોતે જ બનાવેલી એક વૃત્તિ છે. પોતે જ કરેલો તે એક બુદ્ધિનો નિશ્ચય છે. શ્રદ્ધા, અનુસંધાન, ચિંતન વગેરેથી પોતે જ તેને દૃઢ બનાવ્યો છે. આપણે પોતે જ બનાવેલી તે વૃત્તિના કે નિશ્ચયના આપણે પોતે જ

કર્તા છીએ તેને જ 'આત્મા' માનવો એમાં ભ્રાંતિ છે. જે સાધકો આવી રીતે વિચાર કરે છે તેઓ આ ભ્રાંતિમાંથી છૂટી જાય છે. જેઓ પ્રથમથી જ વિવેકથી આ સ્થિતિને ઓળખે છે તે ભ્રાંતિમા પડતા જ નથી. પરંતુ એવાય કેટલાક સાધકો હોય છે કે તેમના જીવનભરના તપનું અને પરિશ્રમનું એ જ સર્વસ્વ-ફળ તેમને લાગે છે તેને લીધે અથવા તો ગ્રંથપ્રામાણ્ય, ગ્રંથોના વચનોની ખોટી સમજણ, પોતાનો વૈરાગ્ય, નિરુપાધિકતા અને શાંતિ વગેરે કારણોને લીધે પોતાની માની લીધેલી 'આત્મસ્થિતિ'ને તપાસી જોવાનુ તેમને સૂઝતું નથી. કેટલાક વેદાંતીઓ આ અવસ્થાને ઉન્મન સ્થિતિની પહેલાંની સાક્ષી કે તુર્યાવસ્થા કહે છે

**निर्विकल्प अवस्थानु शोधन अने मानवतानी सिद्धि**

પાછળ કહેલી ચિત્તની લયાવસ્થા પણ માનવતાની પરિસીમા નથી, એ આપણે લક્ષમાં લેવુ જોઈએ. સવિકલ્પ, અને નિર્વિકલ્પ, બધી અવસ્થાઓ ઓળખનારા સાધકે તે અવસ્થાઓનો જીવનમા જરૂરી એવી ચિત્તસ્વાધીનતા માટે અને અલિપ્તતા માટે કેટલો ઉપયોગ થઈ શકે, એનો વિચાર કરીને તેનુ મહત્ત્વ જાણવુ અને ઠરાવવું જોઈએ કોઈ એક વિશેષ સ્થિતિને કે અનુભવને, વૃત્તિને કે તર્કને આપણે સર્વશ્રેષ્ઠ સ્થિતિ કે અવસ્થા ન સમજવી જોઈએ ચંચલતા, નિશ્ચલતા, એકાગ્રતા, સર્વાર્થતા, સ્થિરતા, શુદ્ધતા, સાક્ષી, ઉન્મન, વ્યુત્થાન, સવિકલ્પ, નિર્વિકલ્પ વગેરે બધી અવસ્થાઓ ચિત્તની છે આત્મા નથી સવિકલ્પ કે નથી નિર્વિકલ્પ. આ બધી અવસ્થાઓ ચિત્તના સંસ્કાર અને અભ્યાસ પર આધાર રાખે છે. નિર્વિકલ્પ અવસ્થા ચિત્તના અભ્યાસાનુસાર ટકે છે પરંતુ કોઈ પણ પ્રકારનો ગમે તેટલો અભ્યાસ કરવામાં આવે તોયે તે અવસ્થા જ્ઞાનપૂર્વક આખો વખત ટકવી શક્ય નથી 'જોવુ' એ જેમ સારી નીરોગી આંખનો જાગૃતિ કાળનો ધર્મ છે તેમ સંકલ્પવિકલ્પ કરવા, વિચારો આવવા, ચિંતન ચાલવું એ પણ ચિત્તનો ધર્મ છે આંખો ગમે તેટલો વખત બંધ રાખવાથી જેમ તેનો સ્વાભાવિક જોવાનો ધર્મ નાશ પામતો

નથી, તે જ પ્રમાણે ચિત્તના લયની બાબતમાં પણ સમજવું જોઈએ. ચિત્તનો થોડા વખત માટે લય કરી શકાય, પણ તેનો સ્વાભાવિક ધર્મ નષ્ટ કરી શકાશે નહી. તેથી ચિત્તની કોઈ પણ અવસ્થાને શાશ્વત ન માનવી; અને ચિત્તની અવસ્થાને જ 'આત્મસ્થિતિ' માનવાના ભ્રમમાં ન પડવું. કોઈ પણ અવસ્થાનો આગ્રહ રાખ્યા વિના આપણે ચિત્ત-સ્વાધીનતા સાધીને ચિત્તવૃત્તિઓના પ્રવાહને જ શુદ્ધ કરવો જોઈએ. કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો દ્વારા નિત્ય અને સતત થતાં કર્મોની શુદ્ધિ કરવાનો આગ્રહ આપણે રાખવો જોઈએ. અને એવી જાતના આગ્રહ-પૂર્વકના દૃઢ પ્રયત્નમાં આપણી બધી વૃત્તિઓની અને આપણા નિત્યના વ્યવહારની શુદ્ધિ આપણે સાધી શકીએ અને તેને અનુરૂપ આપણો સહજ સ્વભાવ બને તો એ જ આપણી સહજ અને કાયમની સ્થિતિ રહી શકશે. હમેશની આ જ પ્રકારની જીવનપદ્ધતિથી તેમાં કશી મુશ્કેલી નહીં રહે અને લાગશે પણ નહીં. આવી રીતે ચિત્તની સ્વાધીનતાથી તેની શુદ્ધિ અને પુરુષાર્થયુક્ત જીવનવ્યવહાર આપણે સાધી શકીશું. માનવતાની આ જ સિદ્ધિ છે.

નિર્વિકલ્પ કે ઉન્મન અવસ્થાની શોધ એ ઐચ્છિક બાબતો છે. જેને ચિત્તની બધી અવસ્થાઓની શોધ કરવી હોય તે આ અભ્યાસ તરફ વળે. દરેકે તે તરફ જવાની જરૂર નથી પણ જીવનશુદ્ધિ અને પુરુષાર્થસિદ્ધિ માટે જે સંયમશક્તિની અને કર્તૃત્વશક્તિની જરૂર છે તે પ્રાપ્ત કરવા માટે અને ચિત્તની સ્વાધીનતા સાધવા માટે અવશ્ય કોઈ પણ પદ્ધતિસરના અભ્યાસની દરેકને જરૂર છે. શરીર, બુદ્ધિ અને મનને હેતુપૂર્વક અને પ્રયત્નપૂર્વક શુદ્ધ અને શકિતમાન કર્યા વગર તે આપો-આપ તેવાં બનતા નથી. સંત તુકારામ કહે છે, "मिराशीचे म्हूण शेत । नाहीं देत पीक उगें ॥" અર્થાત્ ઇનામી ખેતર હોય એટલે તેને વાવ્યા વગર, તેમાં મહેનતમજૂરી કર્યા વગર પાક આવતો નથી. આપણા જીવનનુંય એમ જ છે. ઇન્દ્રિયદમન કરવું પડે છે, સંયમ સાધવો પડે છે. વખત ન ગુમાવતાં, કોઈ પણ શકિતનો દુરુપયોગ

ન કરતાં અનેક શક્તિઓ અને સદ્‌ગુણોથી સંપન્ન થઈને તેનો આખી જિંદગી વિવેક અને જ્ઞાનપૂર્વક સદ્‌હેતુથી જાગ્રતપણે સદુપયોગ કરવો પડે છે. એમાં જ જીવનની શુદ્ધિ અને સિદ્ધિ છે. એમાં જ માનવતા છે.

૬

# ધ્યાનાભ્યાસ વિષે કેટલીક સૂચનાઓ

केटलीक मुश्केलीओ अने मार्गदर्शकनी जरूर

ધ્યાનને માર્ગે ચિત્તસ્વાધીનતાનો અભ્યાસ કરનારને કેટલીક સૂચનાઓ આપવાની જરૂર છે. આ અભ્યાસ બહુ કઠણ નથી તેમ જ સાવ સહેલોય નથી. એમાં પહેલી વસ્તુ એ છે કે, અભ્યાસ વિષે યોગ્ય અને સ્પષ્ટ સમજણ હોવી જોઈએ ત્યાર પછી અભ્યાસ વિષે નિશ્ચય જોઈએ. અભ્યાસનો ખરો હેતુ સતત ધ્યાનમા રાખવો જોઈએ ધ્યાન સધાવા માંડે એટલે જ્ઞાનતંતુઓમાં આવતી સૂક્ષ્મતાને લીધે કોઈક રસાનુભવ આવવા લાગ્યા પછી સાધક તેમાં જ રમ્યા કરવાનો સંભવ હોય છે કોઈક વાર ભૂલ ભરેલા અભ્યાસને પરિણામે જ્ઞાનતંતુઓમાં થનારી વિકૃતિથી પણ કેટલાક વિલક્ષણ આભાસો સાધકને તે કાળે થવા માંડે છે એવે વખતે સાધક જો સાવધ હોય તો સારુ, નહી તો, આભાસોની વિલક્ષણતાથી ચકિત થઈને ભૂલભરેલા અભ્યાસને તે એમ ને એમ ચાલુ રાખે છે તેની ભૂલ તેના ધ્યાનમા જલદી આવી શકતી નથી પણ જેમ જેમ તે એ ભૂલભરેલા અભ્યાસમા આગળ વધે છે તેમ તેમ વિપરીત આભાસો થવા લાગે છે તે પરથી તેને પોતાના ભૂલભરેલા અભ્યાસની ખાતરી થાય છે પણ ત્યા સુધી દરરોજ થતા આભાસોની તેને ટેવ પડી જાય છે અને તેથી ચિત્તને ખોટું વલણ પડી જવાનોય સંભવ હોય છે એવી સ્થિતિમા અભ્યાસનું પહેલુ વલણ અને ચિત્ત પર થયેલા સંસ્કારો તે ઝટ બદલી શકતો નથી આવી સ્થિતિમા

તેના મગજમા કાયમની વિકૃતિ થવાનોય ભય હોય છે. ગાંડપણ આવ્યા છતાં અસ્ખલિતપણે વેદાંત બોલનારાઓ આવી જ કોઈ સ્થિતિમાંથી નિર્માણ થાય છે. તેથી જ્ઞાનેન્દ્રિયોની સૂક્ષ્મતા વધવા માંડે એટલે એ વિકાસની સાથે સાથે તેમની શુદ્ધિ પણ થાય છે કે નહી એ સાધકે જાણવું જોઈએ. પોતાને થતા સૂક્ષ્મ અનુભવો ધ્યેયની દૃષ્ટિથી ઉપયોગી થવા જેવા છે કે નહીં તે તેણે વખતોવખત સાવધપણે તપાસવું જોઈએ ધ્યાન સાધ્ય થયા પછી તેમાંથી પણ અનેક ફાંટા ફૂટે છે. તે પૈકી કયો માર્ગ પોતાની જીવનસિદ્ધિ માટે ઉપયોગી છે એ સાધક એકદમ નક્કી કરી શકતો નથી. એવે વખતે જો યોગ્ય માર્ગનો જ્ઞાતા મળે તો તેના એક શબ્દથી તે માર્ગનુ જ્ઞાન થાય છે અને માણસ તે માર્ગે નિ:સંશયપણે, ઉત્સાહથી અને પૂર્ણગતિથી આગળ જઈ શકે છે. તે માટે શરૂઆતમા કેટલીક વખત સાધકને માર્ગદર્શકની જરૂર હોય છે. તે યોગ્ય વખતે મળી જાય તો સાધકનો વખત અને પરિશ્રમ બચી જાય છે. તે ખોટે માર્ગે જતો નથી; અથવા વચલા જ કોઈ પણ અનુભવમાં રમી જઈને ત્યાં જ તે ગૂચવાઈ રહેતો નથી. સાધકના સસ્કાર, તેની સંયમની પાત્રતા, તેની નિગ્રહશક્તિ, તેની ચચલતા કે નિશ્ચલતા, તેની પરિસ્થિતિ — એ બધાંનો વિચાર કરી માર્ગદર્શક તેને શરૂઆતમા જ યોગ્ય સૂચનાઓ આપી શકે છે. અભ્યાસની શરૂઆત કરતા પહેલાં પણ ચિત્તની ખાસ લાયકાત પ્રાપ્ત થાય તે માટે તે તેને ઉપાય બતાવી શકે છે બાદ અભ્માસ શરૂ કર્યા પછી ચિત્તને એક જ કેન્દ્રમાં લાવવા માટે ચંચળપણે બધે ફંટાઈ જતી ચિત્તવૃત્તિને કેમ રોકવી, તે બધામાથી ચિત્તને છોડાવીને ધારેલા સંકલ્પમાં એકવિધતા, દૃઢતા અને સ્થિરતા આવે તે માટે પ્રસગોપાત્ત કેવા કેવા ઉપાયો યોજવા, તેનુ અનુભવાત્મક જ્ઞાન માર્ગદર્શક તરફથી મળતુ રહે તો સાધકનો પુષ્કળ પરિશ્રમ બચી જાય છે તે એક-સરખી ગતિથી નિ:શંકપણે અભ્યાસમાં આગળ વધી શકે છે અને ચીવટથી પોતાનો અભ્યાસ પૂરો કરી શકે છે. આ માર્ગમાં માર્ગદર્શકનું આટલુ જ મહત્ત્વ છે.

આપણા સમાજમા લાબા વખતથી આવા માર્ગદર્શકને 'ગુરુ' તરીકે ઘણું મહત્ત્વ આપેલું છે તેમા આપણા હમેશના સ્વભાવ પ્રમાણે આપણે તેનું "गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देवो महेश्वरः ।" વગેરે વગેરે વર્ણન કરીને અતિ ઉચ્ચ પદવીએ પહોચાડયો છે. આમ કરવાની ખરેખર કશી જરૂર નથી. માર્ગદર્શકમા જ્ઞાન, સાધકના હિતની દાઝ, યોજકતા વગેરે હોય; પોતે કાંઈ વિશેષ સત્કૃત્ય અથવા પરોપકાર કરી રહ્યો છે અથવા પોતે ઘણો શ્રેષ્ઠ છે એવા પ્રકારની ભાવના ન હોય, અને સાધકમાં અભ્યાસની ચીવટ, ધૈર્ય, બૌદ્ધિક તેજસ્વિતા, દઢતા, શારીરિક પાત્રતા, વિશ્વાસ, કૃતજ્ઞતા, નિશ્ચલતા, સયમશીલતા વગેરે ગુણો હોય; તે જ પ્રમાણે ઉતાવળાપણુ, ક્યારે એક વાર અભ્યાસ પૂરો કરી તેમાથી છૂટા થઈએ એવી અધીરાઈ, ચંચળતા વગેરે દોષો ન હોય તો આ અભ્યાસ સ્થિરપણે ચાલુ રહે અને સાધક પોતાનુ ધ્યેય નિર્વિઘ્નપણે પ્રાપ્ત કરી શકે માર્ગદર્શકને અભાવે આમાં ઘણી મુશ્કેલીઓ અને અગવડો પડીને દિશાભૂલ થવાનો સંભવ હોય છે તેમ જ પાત્રતા ન હોવા છતાં કોઈ અભ્યાસ કરવા લાગે તો તેમાય નિષ્ફળતા મળવાની ખાતરી હોય છે એમા નિષ્ફળ થયેલો સાધક પાછળથી દભી થવાનો સંભવ હોય છે

માર્ગદર્શક અને સાધકની પાત્રતા

આવી જાતનુ કોઈ અનિષ્ટ ન બને તે માટે સાધકે પહેલેથી પોતાનુ મન તપાસી જોવુ. પોતાનો જીવનહેતુ શો છે તે બરાબર જાણી લેવો. ચાલુ જીવનમા કોઈ વિશેષતા લાગતી નથી અથવા કોઈ મહત્ત્વ આપતુ નથી એટલા માટે, અથવા ધાર્મિક બાજુથી કોઈ માન્યતા કે પ્રતિષ્ઠા મળે એ આશાથી કે મહત્ત્વાકાક્ષાથી અથવા કશો કામધધો નથી એટલા માટે, અથવા આ અભ્યાસની મદદથી બીજી કોઈ બાબતમા પોતાની છાપ કે પ્રભાવ બીજા પર પાડી શકાય એટલા માટે પોતે આ અભ્યાસ કરવા માગે છે કે કેમ તેનો સાધકે વિચાર કરવો જોઈએ. અથવા કોઈ સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે પોતે આ અભ્યાસમાં પડે છે કે કેમ તે તેણે તપાસવું જોઈએ. પોતાની શુદ્ધિ, ચિત્તની સ્વાધીનતા અને સ્થિરતા જ

અભ્યાસ કરીને પ્રાપ્ત કરવી છે, સદ્‌ગુણોનો વિકાસ કરવો છે, એવી પોતાના હેતુ વિષે જેની ખાતરી હોય તેણે જ આ માર્ગે લાગવું. ભોગ કરતાં સંયમ તરફ જેનું સ્વાભાવિક વલણ હોય; સાદાઈ જેને સ્વાભાવિકપણે જ પ્રિય હોય; પરિશ્રમની જેને હોંશ હોય; બાહ્ય રસ વિષે જેને સહજે અનિચ્છા હોય; અંતર્મુખતા તરફ જેને આકર્ષણ હોય, આત્મપરીક્ષણ, વિવેક, સાવધતા, તારતમ્ય જેની હમેશની ટેવો બની હોય; જેનામાં કૃતજ્ઞતા, આસ્તિકતા, પ્રેમાળપણું, ઉદારતા, મૈત્રી, કરુણા વગેરે સદ્‌ગુણો પ્રધાનપણે હોય, જે પહેલેથી જ સ્વાવલંબી, બીજાના સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ માનનારો અને નિઃસ્વાર્થી હોય; સેવાપરાયણતા એ જેનો સ્વભાવ હોય, સ્વાધીનતામાં જેને સમાધાન હોય — એવા સાધકને યોગ્ય માર્ગદર્શકનો લાભ મળે તો તેના માર્ગમાં તેને સિદ્ધિ મળતાં ઝાઝો વખત લાગતો નથી. દરેક વિદ્યામાં કે કલામાં જેમ માર્ગદર્શકની જરૂર હોય છે તે જ પ્રમાણે આ અભ્યાસમાં પણ હોય છે. આના કરતાં વધારે અને ખોટું મહત્ત્વ આ અભ્યાસના માર્ગદર્શકે માનવું ન જોઈએ. અને જેને અભ્યાસનું અને તે સાથે જ જીવનનું ખરું રહસ્ય સમજાયું હશે તે કદાપિ તેમ માનશે પણ નહીં. સાધકે પણ પોતાની કૃતજ્ઞતાને ખુશામતનું રૂપ કદી આપવું નહીં. સેવાવૃત્તિનું ગુલામીમાં પર્યવસાન થવા દેવું નહીં. સ્વાધીનતામાંથી પરાવલંબી બનવું નહીં.

ચિત્તનો અભ્યાસ ઘણે અંશે સૂક્ષ્મ હોવાથી તેમાં સહેજે કંઈક ગૂઢતા અને ગહનતા છે જ. પરંતુ તેમાં જાણી જોઈને તેનો આ ભાસ કરાવવાનું કારણ નથી. અભ્યાસના બળથી અથવા પરંપરાને કારણે કોઈ સાધકમાં કેટલીક વિશેષ શક્તિઓ આવે છે પણ ખરી. એવા પ્રકારની શક્તિ જેમનામાં આવી હોય છે તેઓ બીજાઓની કંઈક પ્રમાણમાં અભ્યાસમાં ગતિ કરાવી શકે છે. તેમને અનુસરનારાઓ ઝાઝો અભ્યાસ કર્યા વિના પણ આસન, પ્રાણાયામ, બંધ વગેરે બાબતો સાધી શકે છે. નાદશ્રવણ, નાડીસ્ફુરણ, કરોડરજ્જુમાંથી વેગ ચાલુ થવો, શરીરમાં જુદે જુદે સ્થાને કોઈ વિશેષ સંવેદના કે ભાન થવું, અષ્ટ સાત્ત્વિક ભાવોમાંથી

કેટલાકનાં લક્ષણો દેખાવાં, કોક વાર મૂર્છા આવવી, વગેરે પ્રકારો તેમને જણાવા લાગે છે. આ પ્રકારના માર્ગદર્શક કોઈ શબ્દથી, કોઈ સ્પર્શથી, કોઈ સંકેતથી સાધકને આ સ્થિતિમા પહોંચાડી દે છે. પરંતુ સાધક પોતે પ્રયત્નશીલ અને ધ્યેય વિષે દૃઢ હોય અને તેની આગળ જવાની ગતિ કાયમ રહે તો જ જીવનની દૃષ્ટિથી આ બધી વસ્તુઓનાં ઇષ્ટ પરિણામ થાય છે. નહીં તો થોડા દિવસ સુધી આ પ્રકારો ચાલે છે અને પછી બંધ થાય છે અને જીવનની દૃષ્ટિથી તેમનો કશો ઉપયોગ રહેતો નથી

**અભ્યાસમાં પ્રગતિની નિશાની**

અભ્યાસમાં પોતાની પ્રગતિ થાય છે કે નહીં તે સાધક પોતે જ જાણી શકે છે અભ્યાસ શરૂ કરતા પહેલાં સાધકે જે વ્રતો અને નિયમો શરૂ કર્યા હોય અને અભ્યાસમાં પણ જે ચાલુ હોય તેમાં સયમ અને સ્વાધીનતા એ મુખ્ય તત્ત્વો હોવાં જોઈએ બ્રહ્મચર્યનુ મહત્ત્વ સાધક જાણતો હોવાનો જ, એટલે એ બાબતમાં ખાસ હેતુપૂર્વક ભાર દઈને કશુ કહેવાની કે સૂચવવાની જરૂર નથી. પણ આ બધામાં આપણી ઉન્નતિની ખરી નિશાની એ છે કે, કોઈ પણ વ્રત, કોઈ પણ નિયમ કે સયમનુ કઠણપણુ અભ્યાસની સાથે સાથે આપોઆપ ઓછુ થતુ જવુ જોઈએ તો જ આપણો અભ્યાસ બરાબર ચાલે છે અને આપણે ઉન્નતિ તરફ જઈએ છીએ એમ સમજવુ. વ્રતનુ વ્રતપણુ, નિયમનુ કડકપણુ અને સયમનો નિગ્રહ સહેજે લોપ પામીને આ બધી વસ્તુઓ આપણું સહજ જીવન બની જવી જોઈએ અને અભ્યાસ પછી આખા જીવન દરમ્યાન તે આપણા જીવનમાં ઊતરી જવી જોઈએ. સાધકના જે નિયમો હોય તે સિદ્ધનો સ્વભાવ અથવા સિદ્ધનુ જે વર્તન તે સાધકનો ધર્મ છે. એકને પ્રયત્નપૂર્વક આચરવું પડે છે તે બીજાનુ સહજ જીવન થયેલુ હોય છે પણ એક વાર સ્વીકારેલું વ્રત, કરેલો નિયમ, પાળેલો સયમ – એમાથી પાછળ પગલુ કદાપિ ન પડવુ જોઈએ આ બાબતમા સાધકની ગતિ આગળ ને આગળ જઈને બધા સદ્‌ગુણોનુ સ્વાધીનતામાં, સતોષમા, પ્રસન્નતામાં અને કૃતકૃત્યતામાં

પર્યવસાન થવું જોઈએ. આ બધી બાબતો સાધકે શરૂઆતથી ધ્યાનમાં રાખવી જોઈએ. તો જ અભ્યાસમાં અને અભ્યાસ પછી જીવનમાં કદી પણ ભ્રમ અથવા ગેરસમજ થવાની તેને પ્રાપ્તી નહી રહે

અભ્યાસ વિષેની આ સૂચનાઓ અને તેમના અંતિમ લક્ષ્ય વિષેના આ ઉલ્લેખ પરથી કોઈએ નિરાશ થવાનું અથવા પરમાત્માના ચિંતનની કોઈને પોતે આને માટે અપાત્ર છે એમ લાગવાનું

आवश्यकता

કારણ નથી જે કોઈ પોતાની શક્તિ અનુસાર આ બાબતમાં જેટલો પ્રયત્ન કરશે તેને તે પ્રમાણમાં લાભ થયા વગર રહેશે નહીં ચિત્ત જે પ્રમાણમાં સ્વાધીન થશે તે પ્રમાણમાં માણસ સુખી થશે એ ચોક્કસ-છે તેથી દરેક માણસે શાંત અને અનુકૂળ સમયે રોજ અંતર્મુખ થઈને ચિત્તને સ્થિર અને શુદ્ધ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ આપણામાં જૂના કાળથી સંધ્યા, પ્રાણાયામ, પૂજન, નામસ્મરણ વગેરેની પ્રથા છે તેનો આ જ હેતુ છે કોઈ પણ ઉપાયે માણસે પોતાનું ચિત્ત સ્થિર અને શુદ્ધ કરવું જરૂરી છે આખો દિવસ કામ કરીને માણસનું શરીર અને મન થાકી જાય છે. બંનેને વિશ્રાંતિની જરૂર હોય છે. રોજ ઊંઘમાં તેમને વિશ્રાંતિ મળે છે. પણ તે પૂરતી હોતી નથી આજકાલ લોહીનું દબાણ વધી જવાથી અથવા હૃદયની ક્રિયા બંધ પડવાથી અચાનક મરણ નીપજવાના ઘણા દાખલાઓ બને છે. તેમનાં કારણોનો વિચાર કરતાં લાગે છે કે દ્રવ્યલોભ, સ્વાર્થ, સુખોપભોગ, મહત્ત્વાકાંક્ષા અને જીવનકલહમાં માણસની એટલી બધી શક્તિ આજે ખર્ચાય છે કે તે રોજ ને રોજ પુરાતી નથી અનેક કારણોને લીધે જ્ઞાનતંતુઓ પર પડનારી તાણ ઓછી થવા માટે કશો ઉપાય કરવામાં આવતો નથી. ઈશ્વર પર નિષ્ઠા ન હોવાથી અને બધી ચિંતા ને બધા કર્તૃત્વનો ભાર માણસ પોતા પર જ લે છે તેથી તે તેને રોજ ને રોજ અસહ્ય થઈ જાય છે. રબરમાં સ્થિતિસ્થાપકતાનો ગુણ છે. પણ એ જ રબર જો સતત તાણેલું જ રાખીએ તો તેનો એ ગુણ નાશ પામે છે પણ તેને થોડો વખત તાણ આપી થોડો વખત

તદ્દન તાણુરહિત રાખવામા આવે તો તેનો તે ગુણ લાંબો વખત ટકી શકે છે. આપણા જ્ઞાનતંતુઓની પણ કંઈક અંશે એવી જ સ્થિતિ છે. દિવસનો કેટલોક વખત તેમને તાણ પડ્યા કરે તોય રોજ નિયમિતપણે તે પરની તાણ સદંતર દૂર કરવાનુ જો માણસ સાધી શકે તો ઉપર જણાવેલા અકસ્માતના પ્રસંગો ઓછા થવાનો સંભવ છે દરેક ધર્મમા પરમાત્માનુ ચિંતન કરવા વિષે, તેને સર્વભાવે શરણુ જવા વિષે, પોતાના કર્તૃત્વનો અને ચિંતાનો ભાર નિરહંકારપણે છોડી દઈ બધુ કર્તૃત્વ તેને જ સોંપી દેવા વિષે આજ્ઞા અને ઉપદેશ કરેલો છે. પ્રાર્થના, સંધ્યા, ધ્યાન, ચિંતન અને નમાજ માટે રોજના કેટલાક ચોક્કસ સમયો નક્કી કરી આપેલા છે દરરોજ એટલો વખત પણ જો માણસ પોતાનો અહંકાર અને સ્વાર્થ છોડી દઈને સ્થિર ચિત્તે પરમેશ્વરનુ ચિંતન કરે, બધો ભાર તેના પર નાખી પોતે તેમાથી છૂટે, અને લોભ, ઉપભોગ ને ચિંતા તેટલા વખત પૂરતી પણ જો છોડી દે, તો તેના જ્ઞાનતંતુઓની શક્તિ થોડી ઘણીય ટકી રહેશે પરંતુ એવો કશો ઉપાય ન કરતાં આજના જેવી સતત તાણ પડ્યા કરવાની સ્થિતિ જ જો ચાલુ રહે તો માણસ તે બાજુથી પણ વધારે દુર્દૈવી બનતો જશે તેથી દરેક માણસે ચિંતન, ધ્યાન વગેરેનો નિત્ય અભ્યાસ રાખીને પોતાનુ ચિત્ત થોડુ પણ સ્વાધીન રાખવાનો, પોતાના જ્ઞાનતંતુઓને આરામ આપવાનો અને રોજ નવી શક્તિ મેળવવાનો પ્રયત્ન જરૂર ચાલુ રાખવો જોઈએ. તેમા તેનુ ચોક્કસ કલ્યાણ છે

૭

# ચિત્તશોધન અને આત્મસત્તાની પ્રભા*

૧૫મીના કાગળમાં તમે 'ઉન્મન' શબ્દ વાપર્યો છે. નિદ્રાવસ્થામાં કર્મેન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિયો અને મનના વ્યાપારો બંધ પડેલા હોય છે. સ્વપ્નાવસ્થામા મન કંઈક કાર્ય કરતુ હોય છે. સ્વપ્ન એટલે નિદ્રામાં બાધા. બાધારહિત ગાઢ નિદ્રામાં બધા વ્યાપાર બંધ હોય છે. શરીરની અંદરની નૈસર્ગિક ક્રિયાઓ જ એકલી તે વખતે ચાલે છે. માણસે વિકસાવેલા શારીરિક, બૌદ્ધિક અને માનસિક, બધા વ્યાપારો તે વખતે લય પામેલા હોય છે. મનુષ્યનો 'અહં' તે વખતે સુપ્ત થયેલો હોય છે. જાગૃતિમાં આના જેવી સ્થિતિ અભ્યાસથી થોડા સમય માટે સિદ્ધ કરી શકીએ તોપણ તે સહજ અવસ્થા ન થઈ શકે. અને પ્રવૃત્તિમાં તો તે સ્થિતિ ટકવી અશક્ય લાગે છે. કોઈ ગૂઢ વિષયના વિચારમાં મગ્ન હોઈએ ત્યારે પણ ચિત્તનો વ્યાપાર બંધ પડતો નથી. તે વખતે ચિત્ત કેવળ એકલક્ષી થયેલુ હોય છે એટલુ જ. પ્રવૃત્તિમા તો ઉચિતઅનુચિતનો તેમ જ યોગ્ય-અયોગ્યનો વિચાર હંમેશ કરવો પડે છે. કર્મના હેતુ અને તેના અનેકવિધ પરિણામોનો નિશ્ચય કરીને અને અંદાજ બાંધીને મનમાં જે નિર્ણય નક્કી થાય તે પ્રમાણે કર્મ કે કર્મના વલણમાં વખતોવખત ફેરફાર પણ કરવો પડે છે. આપણી તારતમ્યબુદ્ધિ સતત જાગ્રત અને પ્રખર રાખવી પડે છે એટલે પ્રવૃત્તિમાં ઉન્મન અવસ્થા જેવી અવસ્થા રાખવી શક્ય નથી.

તમારા બીજા કાગળમાં તમે 'ઉન્મન' વિષેની કલ્પના છોડી દીધેલી જણાય છે. ગાઢ નિદ્રામાં પણ ચિત્તનો લય થયો હોય તે વખતે સંકલ્પ ધારણ કરવાનો ધર્મ ચિત્તમાં છે. જાગૃતિની બધી કર્તૃત્વશક્તિ

* આ અને આ પછીના ચાર પત્રો ચિત્તનો અભ્યાસ કરનાર એક સાધકને લખેલા છે.

નિદ્રાકાળે સુપ્ત થઈ ગયેલી હોય છે. એ અવસ્થામાં પણ અમુક વખતે ઊઠવાનો સંકલ્પ પ્રધાનપણે અને બધાની મોખરે ચિત્તમાં હોય છે. ચિત્તની બધી વૃત્તિઓનો લય થઈ તે સંકલ્પનું જ કેવળ સૂક્ષ્મરૂપે અસ્તિત્વ હોય છે. તેમાંથી જ મુકરર કરેલે વખતે જાગૃતિ આવે છે.

મનુષ્યે પોતાની ચિત્તવૃત્તિઓનું શોધન કરીને તેની સાથે જ પોતાના ચિત્તનો વિકાસ કરવાનો છે. એક જ શુભ વિચાર પર સ્થિર થવાનો અભ્યાસ કરતાં ચિત્તની અનેક વૃત્તિઓનું દર્શન થાય છે; અને તેમનાં મૂળ કારણોની શોધ માણસ કરી શકે છે. તેમાંની શુભઅશુભનું વર્ગી-કરણ કરીને અશુભનો લય અને શુભની વૃદ્ધિ કરવાનો પ્રયત્ન કરી શકાય છે. આ અભ્યાસ કરતા કરતાં ક્યારેક વૃત્તિશોધનમાં સર્વ વૃત્તિઓનો નિરાસ થતા થતા ચિત્તનો લય થશે અથવા બધાને તપાસી જોનારી અને બધાને જાણનારી એવી એક જ વૃત્તિ બાકી રહેશે. તે વૃત્તિ બધાની સાક્ષીરૂપે રહેશે. પછી વૃત્તિના નવા નવા અને જુદા જુદા પ્રકારો જાણવાના બાકી ન રહેવાથી ચિત્તની જ્ઞાનશક્તિનું કાર્ય અત્યંત સૂક્ષ્મ થયેલું હશે. તે વખતે સાક્ષીપણું પણ લોપ પામશે અને કેવળ જાગૃતિ જ એકલી રહેશે. એ જાગૃતિમાં અલિપ્તતા અને સ્વાધીનતા એ મહાન ગુણો હશે.

ચિત્તશોધન કરતાં કરતાં આ અવસ્થા સુધી જવાનો સાધક ફરી ફરીને પ્રયત્ન કરે તો શરૂઆતથી માંડીને છેવટ સુધીની ચિત્તની બધી વૃત્તિઓ અને તેના પ્રકારો તે ઓળખતો થશે. ચિત્તની આવી રીતે ફરી ફરીને તપાસ અને શોધન થવાથી તેને એ વિષયમાં કશું ગૂઢ રહેશે નહીં. ચિત્તના ધર્મો સમજાવાથી તેને અજ્ઞાત એવું કશું રહેશે નહી. સારાનરસા વિષે, ઉન્નતિઅવનતિ વિષે, તેનું મન શંકાવાળું રહેશે નહી. ચિત્ત-વૃત્તિઓનો ક્રમ સમજાઈને છેવટની અલિપ્તતા સાધ્ય થયા પછી તેનો ઉપયોગ તે જીવનનાં કાર્યોમાં કરી શકશે. ચિત્તની સ્થિરતા, શુદ્ધતા, અલિપ્તતા અને સદ્‌ગુણોનો ઉત્કર્ષ — આ બધાં વડે જ માનવી જીવન સફળ થાય છે. જ્ઞાનને લીધે આવતી નિઃશંકતા અને સદ્‌ગુણોને લીધે આવતો આત્મવિશ્વાસ એ માનવી જીવનની સર્વશ્રેષ્ઠ સંપત્તિ છે.

અભ્યાસમાં ચિત્ત શુભ સંકલ્પમાં તન્મય થયા પછી ક્યારેક ક્યારેક આનંદ અને પ્રસન્નતાનો લાભ સાધકને સહેજે થશે. આ આનંદ અને પ્રસન્નતાના અનુભવથી તેના ચિત્તને પ્રવૃત્તિમાર્ગમાં સહેજે ક્ષોભ કે ઉદ્વેગ થઈ શકશે નહીં કર્મયોગનું આચરણ કરતાં રહીને માણસે આ જ સાધવાનુ છે. અભ્યાસમાં થતા આનંદ અને પ્રસન્નતાનો લાભ સાધક લે, પણ તેમાં જ રમ્યા કરવાની ઇચ્છા તેણે ન કરવી. એ આનંદ, પછીના અભ્યાસમાં અને આખું જીવન ચાલનારા કર્મયોગમા તેને ઉત્સાહ આપનારો થવો જોઈએ.

અભ્યાસ કરતી વખતે જ્યાંથી સંકલ્પ ઊઠે છે તે સ્થાનને ઓળખવું તે સ્થાનને ઓળખીને સંકલ્પના સાક્ષી થવું. પછી તે દશાને પણ છોડી દઈને કેવળ 'પોતાપણાનું', 'અહં'નું, સ્ફુરણ ક્યાંથી નીકળે છે તે શોધવું. જેને લયાવસ્થાનો અનુભવ લેવો હોય તેણે તે 'અહં'નોયે લય કરવો. આ બધી સ્થિતિઓનો ફરી ફરીને અનુભવ લીધા પછી આપણા અને આપણી ચિત્તવૃત્તિઓના સંબંધ વિષે ભ્રમ રહેતો નથી. આ સ્થિતિ કાયમની રહે તે માટે ચિત્તશુદ્ધિની અતિશય આવશ્યકતા છે. તે શુદ્ધિ પર જ આપણી અલિપ્ત દશા ટકી રહેવાની છે. આ સ્થિતિ સાધીને તે દૃઢ થયા પછી જીવનમાં પ્રાપ્ત થતા સાગનરસા પ્રસંગોનાં પરિણામો ચિત્ત પર તીવ્રપણે થઈ શકતાં નથી. જીવનમાં વિલક્ષણ હર્ષ અથવા ક્ષોભનો કદી અનુભવ થતો નથી.

આ અભ્યાસ તમે ચીવટથી પાર પાડો. અભ્યાસમાં દર્શન દેનારી અને લય પામનારી બધી વૃત્તિઓને સારી પેઠે તપાસો. તે સાથે જ સદ્‌ગુણોની વૃદ્ધિનો પ્રયત્ન ઉલ્લસિત અને આનંદિત મનથી કરો. સદ્‌ગુણસપાદન આપણા પર કોઈએ લાદેલી વસ્તુ કે વેઠ નથી પણ એ જ આત્મસત્તાની સાચી પ્રભા છે સદ્‌ગુણો દ્વારા આપણુ આત્મત્વ શુદ્ધપણે પ્રકટ થાય છે.

(પત્ર, ૧-૪-'૪૦)

# ૮

# ચિત્તના અભ્યાસનો હેતુ

સાક્ષી અને ઉન્મન એ બે અવસ્થાઓની બાબતમાં મેં ગયા પત્રમા લખ્યુ છે. તે પરથી તમારી જે સમજ થઈ છે તે બરાબર છે એ બે અવસ્થાઓ જુદી જુદી છે એકમાં વૃત્તિનો સ્પષ્ટપણે અને અનુસ્યૂતપણે વ્યાપાર ચાલુ હોય છે, અને બીજીમા વૃત્તિઓનો સંપૂર્ણ લય થયેલો હોય છે તેથી કોઈ પણ વૃત્તિ બાકી હોતી નથી. ચિત્ત નિસ્તરગ હોય છે

અભ્યાસ કરતાં કરતા પ્રાપ્ત થયેલી ઉન્મન અથવા લયાવસ્થા લંબાવ્યા કરવી એ આપણા અભ્યાસનો હેતુ નથી એ વાત તમે સારી રીતે સમજ્યા છો એમ મને લાગે છે. સાક્ષી અને ઉન્મન અવસ્થાઓ અભ્યાસ કરતી વખતે એકબીજાની વિરોધી નથી હોતી, પરંતુ એકની પછી બીજી એવો તેમનો ક્રમ છે એક સ્થિતિમાં અનેકવિધ વૃત્તિઓનો લય થતા થતા છેવટે બધાને જાણનારી એક વૃત્તિ બાકી રહે છે પછી તેનો પણ લય કરવાનો અભ્યાસ કરવાથી તેનોય લય થઈ શકે છે આ પૈકી કોઈ પણ અવસ્થા લાંબો વખત ટકાવી રાખવી હોય તો તે પરસ્પર વિરોધી થવાનો સભવ છે

અભ્યાસનો હેતુ તમારા ધ્યાનમા આવ્યો છે એમ લાગે છે, છતા એ બાબતમા વધારે સ્પષ્ટતા કરવાનો પ્રયત્ન કરુ છુ. વૃત્તિશોધનની આપણને ખાસ જરૂર છે આપણી કઈ વૃત્તિઓનો નિરોધ કરવો, કઈ દૃઢ કરવી અને કઈ વધારવી તે સમજવા માટે આપણને બધી વૃત્તિઓનુ જ્ઞાન થવાની જરૂર છે કયા દોષોને લીધે અને કયા ગુણોના અભાવને લીધે આપણી ગતિ કુંઠિત થઈ છે તે સમજવા માટે આપણી વૃત્તિઓનુ

શોધન અને પૃથક્કરણ થવું જરૂરી છે. કેટલાક દોષો આપણે જાણીએ છીએ, કેટલાકનુ આપણને જ્ઞાન નથી હોતુ ગુણોની બાબતમાય એમ જ હોય છે. જે દોષનુ આપણને ભાન કે જ્ઞાન હોય છે તે પણ સ્વતંત્રપણે એકલો હોતો નથી, પણ અનેક દોષોનું સામટુ પરિણામ હોય છે, અથવા અનેક નાના નાના દોષોનું મિશ્રણ બનીને સ્પષ્ટતાને પામેલું રૂપ હોય છે તે મિશ્રિત દોષોમાંથી એક એક દોષ જો આપણે કાઢી નાખી શકીએ તો મોટા દોષનું અસ્તિત્વ જ રહેશે નહી. અનેક તંતુઓની બનેલી એક દોરીમાંથી એક એક તંતુ કાઢી નાખીએ તો છેવટે દોરીનો નાશ કરવાનો જુદો પ્રયત્ન કરવાની જરૂર રહેતી નથી એ જ નિયમ દોષોને પણ લાગુ પડે છે એમ સમજીને એવા પ્રયત્ન માટે પ્રથમ આપણી સ્થૂળ-સૂક્ષ્મ, સારીનરસી બધી વૃત્તિઓનું જ્ઞાન આપણને હોવું જરૂરી છે. વૃત્તિ અંતર્મુખ કરીને ચિત્તનું શોધન અને વૃત્તિઓનો અભ્યાસ કર્યા વિના આપણી પોતાની વૃત્તિઓનો આપણને પૂરેપૂરો પત્તો લાગતો નથી.

સદોષ વૃત્તિઓનો નિરોધ કરીને તેમનું કારણ બનનારી બીજી અનેક વૃત્તિઓનો ક્ષય કરવા માટે તેમ જ સદ્‌વૃત્તિઓનો વિકાસ કરવા માટે ચિત્તના અભ્યાસની જરૂર છે. ચિત્તનો કેવળ લય સાધવાથી આ અભ્યાસ પૂરો થતો નથી, કારણ કે કેવળ લય ગુણવિકાસની વિરોધી અવસ્થા છે. તેથી અશુભ વૃત્તિઓનો નિરોધ અને લય કરીને શુભ વૃતિઓનો વિકાસ સાધતાં આવડવું જોઈએ. વિકાસ માટે વૃત્તિશોધનની અને શુભ વૃત્તિઓના સંવર્ધનની જરૂર છે. શુભ વૃત્તિ કે શુભ સંકલ્પને આચરણમાં મૂકવા માટે યોગ્ય કર્મક્ષેત્રમા પ્રવૃત્તિ કરવી જોઈએ તે પરથી ગુણોનું સંવર્ધન ખરેખર કેટલું થઈ શકે છે તેનો અનુભવ આપણે લેવે જોઈએ એવા અનેક પ્રકારના અનુભવોના નિરીક્ષણ પરથી વૃત્તિ-શોધનનો અને સદ્‌ગુણવિકાસનો અભ્યાસ અને માર્ગ આપણે આગળ ચલાવવો જોઈએ. આ રીતે આખી જિંદગી પ્રયત્ન કરતા રહીને જે જે ગુણોની આપણે પોતા પૂરતી પરિસીમા સાધી શકીશુ અને જે

ગુણો આપણામાં પૂર્ણત્વ પામશે તે ગુણોનું કાર્ય આપણે હાથે સહેજે થતુ રહેશે તે ગુણોની બાબતમાં આપણામાં સાક્ષીભાવ રહેશે ગુણોમાં તન્મય ન થતાં, ગુણોના વેગમાં તણાઈ ન જતાં, જે કાર્ય માટે જેટલા પ્રમાણમાં તે ગુણોની જરૂર હશે તે પ્રમાણમાં તેમનો ઉપયોગ કરીને અલિપ્તપણે આપણે કર્મ કરતાં રહી શકીશું કર્મો કરતાં છતા જે અલિપ્તતા રહેવી જોઈએ તે આપણને સાધ્ય થાય તો જ રાગદ્વેષના વેગમાં ફસાયા વિના આપણી દ્વારા નિર્દોષપણે કર્તવ્યકર્મો થતાં રહેશે ગુણોના વિકાસ વગર કર્મમાં સહજપણુ નહી આવે, સહજપણા વગર અલિપ્તતા નહી સધાય, ચિત્તના અભ્યાસ વગર વૃત્તિઓની શોધ નહીં લાગે અને તે પર કાબૂ નહી મેળવી શકાય આ બધી બાબતો જીવનમાં આવે તે માટે આ બધો પ્રયત્ન કરવાનો છે. વૃત્તિઓનો લય અથવા તેના પ્હેલાંની સાક્ષી અવસ્થા પ્રાપ્ત કરવી એ આ અભ્યાસનો હેતુ નથી જે પ્રમાણમા આપણામાં ગુણોની ઊણપ રહેશે તે પ્રમાણમાં કર્મક્ષેત્રમાં આપણી સ્થિતિ વખત આવ્યે ચચલ, અસ્થિર અને અનિશ્ચિત રહેશે. દોષનિવારણ, ગુણસંપાદન, ગુણોને સહજ સ્થિતિએ લઈ જવા, એ સહજ સ્થિતિમા જ અલિપ્તતા અને કર્મનો ધર્મયુક્ત ઉદાત્તભાવ સાધવો વગેરે બધી બાબતો અભ્યાસથી જ સિદ્ધ થઈ શકે નિર્દોષ કર્મમાં કર્મકૌશલ્ય આવી જ જાય છે

(પત્ર, ૬-૫-'૪૦)

૯

# ચિત્તની અવસ્થાઓનું પરીક્ષણ

દરેક માણસના ચિત્તની સંકલ્પ ધારણ કરી રાખવાની શક્તિ કંઈક મર્યાદિત હોય છે. ચિત્ત એ મર્યાદાએ પહોચ્યા પછી વધારે વખત સંકલ્પ ધારણ કરી શકતું નથી એવી સ્થિતિમાં સંકલ્પ આપોઆપ મંદ પડે છે અને ચિત્તમાં જ વિલીન થાય છે. સંકલ્પ ધારણ કરવો, તે છૂટી જવો અને સંકલ્પરહિત રહેવું એ બધી ચિત્તની જ અવસ્થાઓ છે. ચિત્ત જ્યારે સંકલ્પ ધારણ કરી શકતુ ન હોય ત્યારે એ સ્થિતિમાં તેમાં કેવળ જાગૃતિ જ એકલી રહી શકે છે. માણસે ચોક્કસ હેતુથી અને જ્ઞાનપૂર્વક સંકલ્પ ધારણ કરેલો હોય છે. તેની એ ધારણા છૂટી જાય તોય જાગ્રત ચિત્તમાં સ્વાભાવિક જ્ઞાનપ્રવાહ સૂક્ષ્મપણે ચાલુ હોય છે. નિદ્રામાં આ બધી વાતો નથી હોતી. તેનું એક કારણ એ કે, તે પ્રાકૃતિક સુપ્તાવસ્થા છે; અને તે અવસ્થા આપણે બુદ્ધિપૂર્વક બનાવેલી ન હોવાથી તેની પાછળ આપણો કોઈ પણ જ્ઞાનપૂર્વકનો સંકલ્પ હોતો નથી અને એવી રીતે તે ધારણ કરી શકાતો પણ નથી. તેથી અવસ્થાનું જ્ઞાતાપણુ તે સમયે સ્ફુરતું નથી. ચિત્ત એ વખતે મૂઢ દશામાં હોય છે. પરંતુ જે અવસ્થા સાધક જાણીબૂજીને પ્રયત્નપૂર્વક કેળવતો હોય છે તે સાધતી વખતે તેમ જ તે સિદ્ધ થયા પછી ધારણાશક્તિની મર્યાદા આવી જાય છે અને ધારણા મંદ પડી જઈ સંકલ્પ વિલીન થયા પછી પણ એકંદર બધી અવસ્થાઓમાં તેનું ચિત્ત જાગ્રત હોય છે એક અવસ્થા છૂટી જઈને બીજી ધારણ કરવાના સંધિકાળમાં પણ તેનુ ચિત્ત જાગ્રત રહી શકે છે. એટલે પહેલેથી છેવટ સુધી તેની જાગૃતિ કાયમ હોય છે.

આ પરથી તમે વિચાર કરી જુઓ કોઈ પણ સંકલ્પનો અને સંકલ્પરહિત અવસ્થાનો જ્ઞાતા કોણ છે? સંકલ્પનો પ્રારંભ ક્યાંથી થાય

છે? મૂળ સ્ફુરણુ ક્યાથી નીકળે છે? અને ફરીને તે સંકલ્પ ક્યાં વિલીન થાય છે? ચિત્ત તરંગાકાર થઈને, તે તરંગો સ્પષ્ટ દશામા આવીને, પછી વૃત્તિઓને રૂપે તેમનો પ્રવાહ વહેવા માંડીને છેવટે તે બધા ક્યા લય પામે છે? આ બધી અવસ્થાઓનુ અધિષ્ઠાન કોના પર છે? તેની તમે શોધ કરો

આ પત્રમા તમે લખેલી સ્થિતિ અભ્યાસની દૃષ્ટિએ સારી છે. તમે લખ્યુ છે કે, "સંકલ્પનો અભ્યાસ ચાલતો હોય ત્યારે આગળ જતા તે સ્થિર થઈ જાય છે અને આપોઆપ બંધ થાય છે અને ચિત્તની સાથે તેની થયેલી તદ્રૂપતા તૂટી જાય છે, અને કેવળ સ્તબ્ધતાનું ભાન થાય છે એમાં જાગૃતિ અને સ્મૃતિ હોવાથી સ્થિરતા જણાય છે"

આમાં તમે 'જાગૃતિ અને સ્મૃતિ' લખ્યુ છે, એ જાગૃતિ અને સ્મૃતિ શાની? છૂટી ગયેલા સંકલ્પની કે બીજી કોઈ જાતની? આ બાબતમાં થોડું સ્પષ્ટીકરણ કરી શકો તો કરશો સ્મૃતિ કે જાગૃતિ જણાય છે તેમાં અને સાક્ષી અવસ્થામાં કોઈ ફરક લાગે છે કે સાક્ષી અવસ્થાનો જ તે કંઈક અસ્પષ્ટ અને સૂક્ષ્મ પ્રકાર લાગે છે? આ વિષે ખુલાસો કરશો

શ્રી ज्ञानेश्वरના अनुभवामृतના ૩, ૪ અને ૫ પ્રકરણો લક્ષપૂર્વક વાચશો તેમા વર્ણવેલી સ્થિતિનો વિચાર કરતા રહીને તે વાંચશો ચાર પાંચ વખત વાંચવા પડે તોય વાંધો નહી પણ તેના અર્થ, આશય અને અનુભવ સાથે બની શકે તેટલા સમરસ થઈને તે વાંચશો તે પરથી જે બોધ થાય તેનો વિચાર કરશો તમારો હાલનો અનુભવ તે સાથે સરખાવી જોજો

(પત્ર, ૧-૮-'૪૦)

## ૧૦

# સંકલ્પ, સાક્ષીવૃત્તિ અને નિસ્તરંગ અવસ્થા

શુભ સંકલ્પમાં એકાગ્રતા વિષે લખ્યુ છે તે જાણ્યુ. તે પછી તમે લખો છો કે, "એકાગ્રતા સાધતી વખતે સંકલ્પ એટલો સ્થિર થઈ જાય છે કે તેમાથી જ એક નવો સંકલ્પ નિર્માણ થાય છે, જે ચાલુ સંકલ્પને સાવધાનપણે જુએ છે અને પછી પોતે શાંત થઈ જાય છે. શાત થતી વખતે કેવળ જાગૃતિ જ હોય છે. આ જાગૃતિ થોડો સમય ટકે છે અને પછી પહેલી અલગવૃત્તિ અને સંકલ્પનો સંબંધ ચાલુ થાય છે."

આમાં "એક સંકલ્પ પર એકાગ્રતા સાધતી વખતે તેમાંથી બીજો સંકલ્પ નિર્માણ થાય છે અને તે પહેલાંના ચાલુ સંકલ્પને સાવધાનપણે જુએ છે," એમ જે તમે લખ્યું છે, તે બાબત મને લાગે છે કે એકમાંથી બીજો સંકલ્પ નિર્માણ થાય તો તે પહેલાને જોઈ શકે નહીં. પણ જોઈ શકતો હોય તો તે પહેલા સંકલ્પમાંથી ફૂટી નીકળેલી બીજી વૃત્તિ હશે, સંકલ્પ નહીં હોય. સંકલ્પ હોય તો એક તો તે પોતાના પ્રવાહમાં ચાલુ રહેશે અથવા પહેલાંની જેમ તેનુ દઢીકરણ ચાલુ રહેશે. જોવાનુ કે જાણવાનુ કામ અલગ વૃત્તિઓ દ્વારા થાય છે. સંકલ્પ એટલે પણ એક ખાસ લક્ષ્ય પર, હેતુ પર કે કલ્પના પર દઢ કરેલી વૃત્તિ જ હોય છે. પરંતુ તે કેવળ જોનારી કે જાણનારી, અલગ કે તટસ્થ વૃત્તિ નથી હોતી. તેમાંની દઢતા ઓછી થઈને જ્યારે ચિત્ત ધારણામાંથી, સકલ્પમાથી ફૂટીને થોડું બહાર નીકળે છે અને અલગપણે એ બધા પ્રકારને જુએ છે, ઓળખે છે, ત્યારે તે બહાર પડેલો ચિત્તનો જે ભાગ એ જ બધાને ઓળખનારી વૃત્તિ. એ ભાગ જેમ જેમ વધારે સ્પષ્ટ દશામાં આવે છે તેમ તેમ સંકલ્પની દઢતા ઓછી થતી જાય છે; અને

પછી અલગવૃત્તિ જ કેવળ રહે છે. સંકલ્પ પૂરેપૂરો શાંત થયા પછી તેને ઓળખનાર અલગવૃત્તિનુ કામ ન રહેવાથી તેનો પણ લય થાય છે. અને પછી બીજો સકલ્પ કે વૃત્તિ ન ઊઠે તો ચિત્તમાં કેવળ જાગૃતિ જ રહે છે

આ બધા ચિત્તવૃત્તિના જ પ્રકારો છે વૃત્તિ નિર્માણ થાય છે, તે કેટલોક વખત પ્રવાહની જેમ વહે છે, દૃઢ થાય છે અને પછી તેમાંથી જ અલગવૃત્તિ નિર્માણ થાય છે અભ્યાસ એવો ને એવો જ આગળ ચાલુ રહે તો તે વૃત્તિનો પણ લય થાય છે અને કેવળ જાગૃતિ રહે છે. અભ્યાસ ન હોય તો એકમાંથી બીજી અને બીજીમાથી ત્રીજી એમ વૃત્તિઓનો પ્રવાહ સતત ચાલુ જ રહે છે એવી સ્થિતિમાં જ્યારે કોઈ પણ વૃત્તિ સ્પષ્ટપણે હોતી નથી ત્યારે અમનસ્કતા એટલે કે એક પ્રકારની જડતા જ હોય છે. અભ્યાસી માણસના ચિત્તમા વૃત્તિનો લય થયા પછી જાગૃતિ રહે છે એક તરગનો લય અને બીજાનો પ્રારંભ એ બે વચ્ચેની અવસ્થાને વૃત્તિરહિત અવસ્થા કહે છે આ અવસ્થાને પાણીની સમતલ અવસ્થાનુ દૃષ્ટાન્ત શ્રી જ્ઞાનેશ્વરે अनुभवामृतમાં આપ્યું છે સાધકે 'આ સ્થિતિનો અનુભવ લેવો; પણ એ અવસ્થા વધારતા રહેવું એને અભ્યાસનુ કે જીવનનુ ધ્યેય સમજવુ નહી

સંકલ્પ સંકલ્પને જોઈ શકતો નથી. એક જ દૃઢ વૃત્તિમાંથી, સંકલ્પમાંથી, નીકળેલો ચિત્તવૃત્તિનો અંશ સંકલ્પને ઓળખી શકે છે સંકલ્પ અને તેને જાણનારી અલગવૃત્તિ એ એક જ ચિત્તશક્તિમાંથી ચાલતાં બે કાર્યો છે તે વખતે એક જ શક્તિ બે જુદા જુદા કાર્યમાં વહેચાયેલી હોય છે

(પત્ર, ૧–૫–'૪૩)

## ૧૧

# જ્ઞાનમય જાગ્રત અવસ્થા

પાછલા પત્રમાં જે લખ્યુ તેનુ જ વિશેષ સ્પષ્ટીકરણ આ પત્રમાં કરું છું.

અભ્યાસ કરવા માટે પ્રથમ શરૂઆતમાં સાધક કોઈ પણ એક શુભ સંકલ્પ અથવા એકાદ આન્તર અગર બાહ્ય લક્ષ્ય પસંદ કરે છે; અને ચિત્તવૃત્તિનો પ્રવાહ તેના પર લાવવાનો અને ત્યાં જ સ્થિર કરવાનો પ્રયત્ન કરે છે. ચિત્તની સંકલ્પવિકલ્પાત્મક ચંચલતા આ પ્રયત્નની આડે આવે છે, તેથી ચિત્તવૃત્તિને એક ઠેકાણે કેંદ્રિત કરવા માટે ચિત્તનુ બધુ બળ તેને એકત્રિત કરવુ પડે છે. તેને એકત્રિત કરીને એક જ ઠેકાણે તેનો ઉપયોગ કરવા માટે તેને દઢતા અને નિગ્રહ સાધવો પડે છે. હાથમાં પકડી રાખેલી કોઈ વસ્તુ છૂટી ન જાય તે માટે જેમ હાથનુ બધું બળ વસ્તુ પકડી રાખનાર સ્નાયુઓમા લાવવું પડે છે, ત્યાં જ તેને સ્થિર રાખવું પડે છે અને તે માટે તે સ્નાયુમાં દઢતા લાવવી પડે છે, તેવી જ રીતે ચિત્તને એક ઠેકાણે કેન્દ્રિત કરતી વખતે જે ઠેકાણે એ ક્રિયા ચાલે છે ત્યાંના જ્ઞાનતંતુઓમા સાધકને દઢતા લાવવી પડે છે ચિત્તવૃત્તિને ત્યાંથી ચળવા કે ફટાવા ન દેવી અને ધારણ કરેલા સંકલ્પ પર કે લક્ષ્ય પર તેને સ્થિર રાખવી – આ બે બાબતો ઓછામાં ઓછુ અભ્યાસની શરૂઆતમાં તો દઢતા સિવાય સાધી શકાતી નથી આગળ જતાં ટેવ પડચા પછી દઢતાની જરૂર રહેતી નથી ધારણા સિદ્ધ થયા બાદ એક તો તે પહેલો સંકલ્પ જે પ્રકારનો હોય તે પ્રકારના જ વિચારો તેમાથી સ્ફુરવા માંડે છે, અને તે જ અભ્યાસમાંથી પછી બધા વિચારોનો ક્રમ ગોઠવાવા માંડે છે એમ ન થતાં જો ચિત્તવૃત્તિ સંકલ્પ પર જ સ્થિર થઈ જાય તો, પાછળથી સ્થિરતાની મર્યાદા પૂરી થતાં ધારણા મંદ પડવા માંડે છે. તે મંદ પડવા

લાગ્યા પછી પણ આ બધા પ્રકારોને જાણનારી એક વૃત્તિ જાગ્રત રાખવી પડે છે. તે વૃત્તિ ધારણાને, તેના પરિણામને, જાણે છે. તે પ્રથમ કેવળ સાક્ષીપણે હોય તોપણ તેમાથી જ અવલોકન, શોધન, પરીક્ષણ, વગેરે વૃત્તિઓ નિર્માણ કરવાથી પહેલા સકલ્પની દઢતા ધીમે ધીમે ઓછી થતી જાય છે પછી સાક્ષીપણુ જઈને શોધન, પરીક્ષણ પણ લુપ્ત થાય છે. તે વેળા પહેલા સકલ્પમાથી બાકી રહેલો છેવટનો અશ પણ વિલીન થાય છે.

તે વખતે સકલ્પ અસ્ત પામે, સાક્ષીપણુ નાશ પામે, તોપણ શોધન અને અનુભવમાંથી નવી પ્રાપ્ત થયેલી જ્ઞાન સાથેની જાગૃતિ બાકી રહે છે પ્રસન્નતા આવે છે. શુભ સંકલ્પની ધારણાથી ને દઢતાથી ચિત્ત એક પછી એક ઉચ્ચ અવસ્થામા જતાં જતા તેમા સ્થિરતા આવે છે અને તે હવે અશુભ કે શુભ બેમાથી કશાયને ન પકડતા કેવળ પોતાની જ સ્થિતિમા જ્ઞાનમય જાગૃતિમા રહે છે આ જ ચિત્તની સમતલ અવસ્થા. આગળના જ્ઞાનની સ્ફુરણા થાય તે માટે આ અવસ્થાની દઢતાની અને સ્થિરતાની પણ જરૂર છે તે વધારે સમય સ્થિર રહી શકે તો જ પછીના જ્ઞાનનો ઉદય થઈ શકે છે તે અવસ્થાનો વધારે વખત ટકી રહેવાનો આધાર સાધકની ચિત્તશુદ્ધિ પર, સકલ્પ-વિકલ્પાત્મક ચચલતા તેના ચિત્તમાથી જે પ્રમાણમા નાશ પામી હોય તે પર, તેમ જ અભ્યાસ કરતી વખતે તેના જ્ઞાનતંતુઓ પર જે પ્રમાણમા તાણ પડી હોય તે પર હોય છે ઉપરાત, અભ્યાસ કરતા કરતાં સાધકનુ ચિત્ત સહેજે કે પ્રયાસથી એકમાંથી બીજીમાં અને બીજી-માથી ત્રીજી અવસ્થામાં ક્રમશ: જેમ ગયુ હોય તે પર પણ આ બાબત આધાર રાખે છે શુભ સકલ્પની ધારણા સાધતી વખતે જ્ઞાનતતુઓ પર વિશેષ તાણ પડી હોય તો સંકલ્પ પરની ધારણા મદ પડવા માડતા જ ચિત્ત સાક્ષી અવસ્થા પર જવાને બદલે તેનો તંદ્રામા લય થવાનો સંભવ હોય છે. અને ધારણા સહેજે સિદ્ધ થઈ હોય તો તેમાંથી જ આગળ જતાં જાગૃતિ અવસ્થા સાધી શકાય છે.

એ જ પત્રમા તમે પૂછ્યું છે કે, "આમાં ત્રણ સ્થિતિ છે: સંકલ્પ, તેની સાક્ષીવૃત્તિ અને સાક્ષીનો લય. આમાંથી કઈ સ્થિતિ પર ભાર દઈને અભ્યાસ કરવો?"

શુભ સંકલ્પ પર એકાગ્ર થવામાં આપણો જે હેતુ હોય તે પર આ પ્રશ્નના જવાબનો આધાર છે. કેવળ એકાગ્રતા સિદ્ધ કરવાનો હેતુ હોય તો ચિત્તની ચચલતા દૂર કરીને તેને એક જ સકલ્પની ધારણામાં થોડો વખત પણ નિમગ્ન કરવા પર ભાર આપવો જોઈએ. શુભ સંકલ્પની ધારણાથી ચિત્તની શુદ્ધિ સાધીને તે શુભ સંકલ્પનું વધારે સ્પષ્ટ દર્શન થાય તે માટે અથવા તેને સહાયરૂપ થનારા બીજા શુભપ્રદ વિચારોની સ્ફુરણા થાય તે માટે આપણી ધારણા ચાલુ હોય તો તે વસ્તુ પ્રાપ્ત કરવા પર ભાર મૂકવો જોઈએ. ધારણાની મર્યાદા પૂરી થયા બાદ થોડા વખત પછી તેમાથી જ બીજી વિચારધારા કે સંકલ્પ ઊઠવાના વચલા કાળમાં સાવધપણે સાક્ષીવૃત્તિ સાધી શકાય છે તે સાધવાનુ આપણું ધ્યેય હોય તો તે પર ભાર મૂકવો યોગ્ય થશે. પરંતુ તે લાબો વખત ટકનારી વૃત્તિ ન હોવાથી તેમાંથી જ કાં તો અન્ય સંકલ્પો ઊઠવા માંડશે અથવા સંકલ્પ ધારણ કરવાની ચિત્તની શક્તિ કુંઠિત થઈ હોય તો સાક્ષીવૃત્તિનુ પર્યવસાન લયાવસ્થામાં થશે. પરંતુ સાક્ષીમાંથી શોધન, પરીક્ષણ વગેરે અને તેમાંથી વળી આગળ જાગૃતિ સાધવા જેટલું બળ અને એટલી પ્રખરતા આપણા ચિત્તમાં હોય અને એ જાતનો આપણો હેતુ હોય તો સાક્ષી અવસ્થામાંથી ચિત્ત લયાવસ્થા તરફ ન જતાં જાગૃતિ તરફ જશે. કેવળ સાક્ષી કરતા શોધન અને પરીક્ષણવૃત્તિનુ મહત્ત્વ ઘણું છે. કારણ કે તેમની સૂક્ષ્મતા અને પ્રખરતા પર જાગૃતિની શુદ્ધિનો, સ્થિતરતાનો અને ટકાઉપણાનો આધાર છે. એ જાગૃતિ સાધવી એને આ અભ્યાસનો મુખ્ય હેતુ માનવો યોગ્ય થશે એમ મને લાગે છે. જીવનના બધા વ્યવહારોમા આ જ જાગૃતિ હંમેશ ઉપયોગી થાય તેવી છે આ જાગૃતિ જેટલા પ્રમાણમાં સધાશે તેટલા પ્રમાણમાં અલિપ્ત દશા સિદ્ધ થશે, આ અભ્યાસમાં તમે કયો ઉદ્દેશ મુખ્ય રાખ્યો છે

અને તેમાંથી તમે શું નિર્માણ કરવા ઇચ્છો છો તે પર આ પ્રશ્નના જવાબનો આધાર છે. હું આ બાબતમા એમ સમજુ છુ કે, ચિત્તની અશુદ્ધતા દૂર કરીને તેની શુદ્ધતા અને સ્થિરતા સાધવી, એકાગ્રતા સાધવી, તે એકાગ્રતામાંથી વધારે ને વધારે શુભ સકલ્પનુ દર્શન થવુ, શુદ્ધ સંકલ્પની અને તેના આનુષગિક બીજા પણ અનેક શુદ્ધ વિચારોની તેમાથી જ સ્ફુરણા થવી, એકાગ્રતાની સિદ્ધિથી ચિત્ત શુભ સકલ્પમાં નિમગ્ન થઈ તેમાથી આગળ સાક્ષી અવસ્થા અને ત્યાંથી આગળ જઈને બધી સ્થિતિઓનુ શોધનપરીક્ષણ સિદ્ધ થઈને છેવટે આ બધામાથી બહાર નીકળ્યા પછી ચિત્તની જાગ્રત અવસ્થા બધો વખત રાખતા આવડવી એ જ આ અભ્યાસનો મુખ્ય હેતુ હોવો જોઈએ અભ્યાસની દરેક આવૃત્તિમાં ચિત્ત આ બધી અવસ્થાઓનુ વધારે ને વધારે ગાઢપણે, સ્થિરપણે, સૂક્ષ્મપણે અને જાગ્રતપણે અનુભવ લેવા માંડે એટલે પોતાનો અભ્યાસ યોગ્ય રીતે ચાલે છે એમ સાધકે સમજવુ ચૈતન્ય ચિત્તની દ્વારા કેટલું શુદ્ધપણે, સૂક્ષ્મપણે, સ્થિરપણે અને વિવિધ રીતે સ્ફુરે છે — વસ્ત્રની ગડી જેમ ઊકલી શકે છે તેમ પાછી બેસી પણ શકે છે — તે પ્રમાણે એકમાથી બીજી એમ અનેક અવસ્થાઓનુ એક પછી એક થનારું પ્રકટીકરણ અને ફરી બધી અવસ્થાઓનો ચિત્તમાં થનારો લય, આ બધો ક્રમ સાવધપણે જાણવો અને આ બધા અનુભવોમાંથી જાગૃતિ, અલિપ્તતા અને ચિત્તની સ્વાધીનતા સાધવી — એ દૃષ્ટિથી આ અભ્યાસનુ મહત્ત્વ છે. આ બધી વસ્તુઓ સિદ્ધ થયા પછી એક બાજુથી જીવનવ્યવહારના આપણા બધા ચિત્તવ્યાપારો પર આપણો કાબૂ આવવો જોઈએ અને બીજી બાજુથી સદ્‌ગુણોનો ઉત્કર્ષ કરતાં કરતાં આપણી આ જ ચિત્તશક્તિનો બુદ્ધિ અને શરીરની મદદથી આપણે વિકાસ કરતા રહેવું જોઈએ

ઉપર લખ્યુ છે તે પરથી તમે પૂછેલા પ્રશ્નોના જવાબ તમે તારવી શકશો. અભ્યાસ ચાલુ રાખશો તો તેમાં મળતા અનુભવ પરથી આ બધી વસ્તુઓ સહેજે સમજાવા માડશે. જીવનનો હેતુ તમારા ધ્યાનમા આવ્યો હોય તો તેને સહાયરૂપ વસ્તુઓ આ અભ્યાસમાં કઈ છે તે પણ

તમારા ધ્યાનમાં આવશે જ અને તેમને જ તમે મહત્ત્વ આપજો. થોડી ભૂલચૂક થાય તો તે બદલ ચિંતા કરવાનુ કારણ નથી અનુભવ, શોધકપણું, જ્ઞાન, જાગૃતિ, સદ્‌ગુણો વિષે રુચિ, તેની પ્રાપ્તિ માટે જોઈતો પુરુષાર્થ અને આ બધાનો જીવન સાર્થક કરવા માટે જોઈતો સુમેળ વગેરે બાબતો જેથી પ્રાપ્ત થઈ શકે તે જ ખરો અભ્યાસ છે, એ વાત સતત પોતાની નજર સામે રાખવી જોઈએ.

(પત્ર, ૮–૫–'૪૩)

# ૧૨

# મનઃશક્તિની શોધ

मानसिक शक्ति साथे ज शुद्धिनो आग्रह

માનવી મનમાં પુષ્કળ સામર્થ્ય સુપ્તપણે પડેલું છે. માણસ જે કર્મો કરે છે તે કર્મો દ્વારા ગુણઅવગુણોનુ જે પ્રકટીકરણ થાય છે તે એ સામર્થ્યનુ દ્યોતક છે. પ્રેમ, દયા, ઉદારતા એ આપણી માનસિક શુદ્ધ શક્તિનાં અને દુષ્ટતા, કઠોરતા, હિંસા એ આપણી અશુદ્ધ શક્તિનાં લક્ષણ છે. શક્તિ અને શુદ્ધિ વચ્ચે મોટો તફાવત છે. શુદ્ધિ હોય ત્યા શક્તિ હોવાની જ, પણ શક્તિ હોય ત્યા શુદ્ધિ હશે જ એમ ન કહી શકાય. તેથી માણસની કેવળ માનસિક શક્તિની વૃદ્ધિ થવાથી તેની માનવતા વધતી નથી; પણ શક્તિની સાથે શુદ્ધિની વૃદ્ધિ થાય તો જ માનવતાની વૃદ્ધિ થાય છે ગીતામાં સાત્ત્વિક, રાજસ અને તામસ એમ તપના ત્રણ પ્રકારો કહ્યા છે. કોઈ પણ ઉદ્દેશથી માણસ સહન કરે છે, ત્યાગ કરે છે. એ સહન કરવાને તપ કહીએ તો તેટલાથી તે તપ સાત્ત્વિક ઠરતુ નથી. કોઈ પણ કાર્ય કે તેનાં પરિણામની પાછળનો ઉદ્દેશ સાત્ત્વિક હોવો જોઈએ તેને લઈને આપણામાં ને દુનિયામાં સાત્ત્વિકતા વધવી જોઈએ. આ બધી વસ્તુઓ સિદ્ધ કરવાનાં સાધનો પણ

સાત્ત્વિક હોવાં જોઈએ તો જ તે કાર્ય માટે કરેલા પ્રયત્ન, વેઠેલા કષ્ટ અને આચરેલું તપ સાત્ત્વિક ગણી શકાય સયમ, ધૈર્ય, સાહસ, નિર્ભયતા એ ગુણો માનસિક શક્તિ વગર પ્રાપ્ત થતા નથી પરતુ સયમ, ધૈર્ય વગેરે ગુણોનો ઉપયોગ માણુસ દુષ્ટ કાર્યમા પણુ કરી શકે છે, તેથી તે ગુણોને તે પ્રસગે અવગુણ સમજીને તે શક્તિમા શુદ્ધિ નથી એમ કહેવુ પડે છે માનસિક શક્તિ વિના સયમ સિદ્ધ થતો નથી. ક્ષમાશીલ અને કપટી બનેને ક્રોધનો સયમ કરવો પડે છે અને બનેને તેટલા વખત પૂરતો તે સિદ્ધ પણ થાય છે પરંતુ ક્ષમાશીલ માણુસ સયમ વડે નિર્વૈર અને શાંત થાય છે, જ્યારે કપટી માણુસ સયમ વડે વેર લેવાની રાહ જોયા કરે છે. એટલે સયમની માનસિક શક્તિ એકને ઉન્નતિએ તો બીજાને અધોગતિએ લઈ જવામા કારણુ બને છે તેથી શક્તિની સાથે શુદ્ધિનો પણુ આગ્રહ માણુસમાં હોવો જોઈએ.

मन शक्ति जाग्रत करवानु सकल्पनुं सामर्थ्य

માનવી મનની મહાશક્તિ જાગ્રત કરવાનુ સામર્થ્ય દઢ સંકલ્પમાં જેટલુ છે તેટલુ બીજા કશામા નથી ગુણ કે અવગુણની વૃદ્ધિ એ જાતના દઢ સંકલ્પ વિના થઈ શકતી નથી. મનની સર્વ શક્તિનુ રહસ્ય આ સકલ્પમાં છે માણુસની ઇચ્છા જ્યારે એક સકલ્પમા આવીને બેસે છે અને એ સકલ્પ જ્યારે ચિત્તની બધી શક્તિઓને ભેગી કરીને એક સ્થાને તેમનુ કેન્દ્રીકરણ કરે છે ત્યારે તેમાં વિશેષ સામર્થ્ય પેદા થાય છે બધી ઇન્દ્રિયો દ્વારા બહાર પડનારી અને આપણી સુપ્ત શક્તિને જાગ્રત કરવાથી નિર્માણુ થનારી — એમ બને શક્તિઓને માણુસ જો એક જ જગ્યાએ એકાગ્ર, સ્થિર અને દઢ કરી શકે તો તેમાથી જુદી જુદી શક્તિના રૂપો પ્રકટ થઈ શકે છે આ બાબતમા બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરવામા આવે અથવા માણુસને હાથે એ જ ક્રિયાઓ અજાણુતા સહેજે થઈ જાય તોય તેમનુ એક જ પરિણામ આવે છે જેમ આપણે એક લાકડાને બીજા સાથે ઇરાદાપૂર્વક ઘસીએ તોય અગ્નિ પ્રકટ થાય છે અથવા કુદરતી રીતે પવનને જોરે બે લાકડાં કે ઝાડ એકબીજા

સાથે ઘસાયા કરે તોપણ તેમાંથી અગ્નિ જ પ્રકટ થાય છે. દૂધ આપણે જાણી જોઈને વલોવીએ તોય તેમાથી માખણ નીકળે છે, અને કોઈ કારણથી દૂધનુ વાસણ કે બાટલી સતત હાલતી રહે તો તેમાંથી પણ માખણ જ નીકળે છે. પાણીના પ્રવાહમાં કોઈ ચોક્કસ ગતિ, વેગ કે દાબ આપણે બુદ્ધિપૂર્વક નિર્માણ કરીએ અથવા કુદરતી રીતે જ તેમાં એ વસ્તુઓ દાખલ થાય તોય તેમાંથી શક્તિ નિર્માણ થવાની જ. એવી જ વાત મન શક્તિની બાબતમાં છે. ક્યારેક કોઈ વિશિષ્ટ પ્રકારની મનની સ્થિતિમાં મોંમાથી નીકળેલા ઉદ્‌ગારોને મંત્રનુ સ્વરૂપ પ્રાપ્ત થાય છે. ક્યારેક કોઈ ચોક્કસ શબ્દ, વિધિ કે તંત્રમાં તે સામર્થ્ય નિર્માણ કરવું પડે છે. એટલે કે, કોઈ પણ સ્થિતિમાં નીપજેલા પરિણામ માટે માણસના મનની શક્તિ જ કારણ હોય છે એમાં શંકા નથી.

**સૃષ્ટિના સ્થૂળ અને સૂક્ષ્મ તત્ત્વોના ધર્મો**

ઠેઠ પ્રાથમિક કાળથી માણસ પોતાનામાં રહેલી હરકોઈ શક્તિ વડે પોતાનુ રક્ષણ કરવાનો પ્રયત્ન કરતો આવ્યો છે. આજે પણ ધીમે ધીમે કરતાં ભયંકર રીતે વધેલી તેની ભૌતિક, બૌદ્ધિક, આર્થિક અને સામુદાયિક શક્તિઓ વડે પણ તે એ જ વસ્તુ એટલે કે પોતાનુ રક્ષણ કરવાનો પ્રયત્ન કરે છે. એ કાર્ય માટે જે વખતે માણસ પાસે આજના જેવાં જાતજાતનાં સાધનો નહોતા તે વખતે તે સ્વાભાવિકપણે જ માનસિક શક્તિ વધારવા તરફ વળ્યો હશે અથવા આકસ્મિક રીતે તેની માનસિક શક્તિ ઉત્તેજિત થઈ હશે. એ પૈકી પ્રથમ શું થયુ હશે તેની યથાર્થ કલ્પના આજે આપણે કરી શકતા નથી. મોટે ભાગે ક્ષુબ્ધ અને ઉત્તેજિત અવસ્થામા માણસની બધી શક્તિ શરીર અને બુદ્ધિ દ્વારા અનેક રીતે બહાર પડવાનો પ્રયત્ન કરે છે અને જ્યારે તેમની દ્વારા બહાર પડવાનો તેને માર્ગ મળતો નથી ત્યારે તે શક્તિ મનમાં એકત્રિત થઈને ત્યાં જ જુદા જુદા વિચારોમા, ભાવનાઓમાં અને વિકારોમાં અવ્યવસ્થિતપણે સંચાર કરતી ને ફરતી રહે છે. એ જ શક્તિ જો એવે વખતે એક જ સંકલ્પમાં અચાનક કેન્દ્રિત થાય તો તે વખતે માણસના મોંમાંથી નીકળતા શબ્દોમાં,

તેને હાથે થતી સાધારણ ક્રિયામા તેનુ સામર્થ્ય પ્રકટ થઈ શકે છે. તે શબ્દનુ કે ક્રિયાનુ બાહ્ય સ્થૂળ સૃષ્ટિ પર, પોતા પર કે બીજા પર સંકલ્પાનુસાર મર્યાદિત પ્રમાણમાં સારુ કે નરસુ પરિણામ તત્કાળ અથવા કાળાંતરે થાય છે આ નિસર્ગનો ધર્મ છે. સૃષ્ટિના સ્થૂળ તત્ત્વોનું જેમ આપણા શરીર પર પરિણામ થાય છે તેવી જ રીતે સૃષ્ટિનાં સૂક્ષ્મ તત્ત્વોનુ આપણાં સ્થૂળ અને સૂક્ષ્મ તત્ત્વો પર પરિણામ થાય છે. સૃષ્ટિમાં મનતત્ત્વ, બુદ્ધિતત્ત્વ, પ્રાણતત્ત્વ વગેરે બધાં તત્ત્વો છે. તે તત્ત્વો મનુષ્યનાં તે તે તત્ત્વો જેટલા પ્રકટ કે સ્પષ્ટ નથી પણ સુપ્ત છે. આપણામા રહેલાં તે તે તત્ત્વોની સાથે સંબંધ આવ્યા પછી જ તે સુપ્ત તત્ત્વોની પ્રકટ દશા શરૂ થાય છે. અનાજમાંય બધાં તત્ત્વો સુપ્ત દશામાં છે તે માણસના કે બીજા કોઈ પ્રાણીના પેટમાં ગયા પછી તેમા રહેલા સુપ્ત તત્ત્વો તે તે શરીરના તત્ત્વોને રૂપે સ્પષ્ટ દશામા આવે છે. અનાજની જેમ સૃષ્ટિમાં પણ બધે બધા તત્ત્વો સુપ્તરૂપે ભરેલા છે. એ જ તત્ત્વોમાંથી આપણે આપણી આવશ્યકતા અને શક્તિ અનુસાર જ્ઞાત કે અજ્ઞાતપણે અનેક તત્ત્વો સતત લઈએ છીએ, અને તેમને આત્મસાત કરીએ છીએ આપણામાથી પણ એ જ તત્ત્વો અન્યરૂપે બહાર પડે છે અને સૃષ્ટિમાં ભળી જાય છે આવી રીતે આપણી અને સૃષ્ટિની વચ્ચે અરસપરસ વ્યવહાર સતત ચાલુ છે. આપણામા અને બીજાઓમા પ્રકટ દશામા આવેલાં તત્ત્વોને—બન્નેને જોડનારાં સુપ્ત તત્ત્વો અવ્યક્તપણે સૃષ્ટિમાં પ્રસરેલાં છે, અને તેમની દ્વારા આપણે અને બીજા જીવો, બધા એકબીજાની સાથે જોડાયેલા છીએ અને આ સાધન કે વાહન દ્વારા આપણા અને તેમનાં તત્ત્વોનાં એકબીજાનાં ચિત્ત, મન, બુદ્ધિ, પ્રાણ અને શરીર પર પરિણામો નીપજે એવો સૃષ્ટિમા ધર્મ રહેલો જ છે સૃષ્ટિનાં નાનામોટાં કાર્યો, આ નિયમ અનુસાર ચાલ્યા કરે છે. તેમાંનાં કેટલાક આપણને જ્ઞાત છે, તો કેટલાંક અજ્ઞાત છે આપણને તે જ્ઞાત હોય કે ન હોય, પણ સૃષ્ટિમાં તે ધર્મો કાયમ છે તે આપણને જ્ઞાત નથી હોતાં છતાં તે આપણે જાણીએ છીએ એમ આપણને લાગે છે હું આ લખુ છું એવા જ સૃષ્ટિના અને આપણા

પરસ્પર ધર્મો કે કાર્યકારણસંબંધો હોય કે ન પણ હોય. માણસનું કામ એ છે કે તેણે પોતાના જ્ઞાનનો અહંકાર અને આગ્રહ ન રાખતાં સત્ય ધર્મો શોધીને તેમને માનવજાતિની ઉન્નતિ માટે અનુકૂળ બનાવવાનો પ્રયત્ન કરવો જોઈએ

કાર્યનું જ્ઞાન એ ખરું જ્ઞાન નથી, પણ તેનાં કારણો જાણવાં એ
ખરું જ્ઞાન છે. માણસમાત્રની બુદ્ધિનું વલણ
મન્ત્રતન્ત્રની ઉત્પત્તિ ઓછાવત્તા પ્રમાણમાં સ્વાભાવિકપણે એ તરફ જ
છે. તેમ છતાં તેની જડતા, અલ્પસંતોષ અને અહંકારને લીધે તે સાવ મર્યાદિત અને કુંઠિત પણ થાય છે. મનની કોઈ વિશેષ સ્થિતિમાં કરેલા સંકલ્પનું એટલે કે મનની શક્તિનું પરિણામ દુનિયા પર તેમ જ પોતા પર થાય છે એમ અગાઉ કહ્યું જ છે. એવી જાતનો અનુભવ માણસને થયા પછી પણ પોતાની સંકલ્પશક્તિનો પ્રભાવ તે જાણતો હોતો નથી તેથી તે પરિણામના કર્તૃત્વનો સંબંધ જેને તે પોતાનો શ્રદ્ધાસ્પદ અને સામર્થ્યવાન દેવતા માને તેની સાથે, ભૂતપિશાચની સાથે અથવા પિતરોની સાથે, ગમેતેમ પણ પોતાનાથી જુદી એવી કોઈ શક્તિ સાથે જોડી દે છે. ક્ષુબ્ધ અને ઉત્તેજિત થયેલા મનની શક્તિ એક જ સંકલ્પમાં કુદરતી રીતે એકત્રિત અને કેંદ્રિત થાય છે ત્યારે તેને તેના દેવતાનું અને તેની અગાધ શક્તિનું સ્મરણ થાય એ સ્વાભાવિક છે. અને તેના પરિણામનું કર્તાપણું તે પોતાના આરાધ્યમાં સહેજે આરોપે છે. ચમત્કારમય અનુભવથી તેની શ્રદ્ધા બમણી થાય છે. અને સંકટ કે મુશ્કેલીને પ્રસંગે કશો રસ્તો દેખાતો નથી ત્યારે તે તેનું સ્મરણ કરે છે, અને તેની કૃપા યાચે છે. એક વખતના મન-શક્તિના આકસ્મિક એકીકરણથી જે કાર્ય થયું તે દરેક વખતે થાય છે જ એમ કહેવાય નહીં. અને ન થાય તો પણ ભાવિક પોતાની શ્રદ્ધા છોડતો નથી. દેવતા પરની આવી જાતની શ્રદ્ધા ઉત્તાન બને છે ત્યારે કોઈની જાગૃતિ લુપ્ત થાય છે; અને તે અવસ્થામાં દેવતા સાથે એકરૂપ થવાને કારણે જગતના મનતત્ત્વ સાથે સહેજે સમરસ થવાને લીધે

હમેશની મનઃસ્થિતિમા ન સમજાનારી કેટલીક વસ્તુઓનું તેને જ્ઞાન થાય છે, અને તે તેના મુખમાથી બહાર પડવા માડે છે. આવી વ્યક્તિ સમાજમાં દેવતાના 'ભગત' તરીકે ખ્યાતિ પામે છે. અને કોઈનાય દુઃખમાં કે સંકટમાં શુ કરવાથી દેવતા સંતુષ્ટ થઈને દુઃખનું કે સંકટનું નિવારણ કરશે તે સમજી લેવા માટે એ ભગતને પ્રશ્નો પૂછવાની પ્રથા પડે છે. 'ભગત' અજાગ્રત કે અર્ધજાગ્રત અવસ્થામા તેના જવાબ આપે છે દેવતા તેના શરીરમાં સચરે છે કે તેને મોઢે જવાબ આપે છે એમ લોકો માને છે મનની આવી ઉત્તાન કે ઉત્તેજિત અવસ્થામાં જગતના મનતત્ત્વ સાથે તદ્રૂપ થયા પછી સકટનિવારણ માટે અથવા ઉદ્દેશસિદ્ધિ માટે જે શબ્દો કે શબ્દરચના મોમાથી બહાર પડે છે તેને મત્રનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે. જે ઉપાય સૂચવવામાં આવે છે તેમાંથી તંત્ર પેદા થાય છે, અને તે વખતના વિધિમાં પવિત્રતા આવે છે. ને તેમાં કોઈક વિશિષ્ટ અને અદ્ભુત સામર્થ્ય છે એવી લોકશ્રદ્ધા પેદા થાય છે.

વિશ્વશક્તિ સાથે તાદાત્મ્ય થતા પ્રાપ્ત થનારી શક્તિ

૯૯ સકલ્પમા એકત્રિત અથવા કેંદ્રિત થયેલી મનની શક્તિમાંથી અથવા મનનો ચાલુ પ્રવાહ બંધ પડી જતા સૃષ્ટિના મનતત્ત્વ સાથે એકરૂપ થયા પછીની સ્ફુરણામાથી દિવ્ય મનાતી બધી શક્તિઓની ઉત્પત્તિ છે. આ શક્તિઓનું મૂળ આપણા પોતાનામાં જ છે. ન સમજાયાથી માણસ આ જ નિસર્ગધર્મોને દેવતાઓની આરાધના વડે પોતાના કાબૂમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેમની આરાધના માટે તે તેમનું સ્તવન કરવા લાગ્યો. તે માટે તેણે વિધિવિધાન તૈયાર કર્યા. તે સ્તવનમા અને વિધિવિધાનમાં તે પરની શ્રદ્ધાને કારણે સહેજે પવિત્રતા દાખલ થઈ. અને એ જ પ્રથા આગળ ચાલુ રહી સૃષ્ટિ વિષે વધતા જતા જ્ઞાનને લીધે તેમાં ફરક પણ પડતો ગયો માણસની શ્રદ્ધા ભૂત, પિશાચ, પિતરો અને દેવતાઓ પરથી આગળ જતાં ઈશ્વર સુધી આવી પરંતુ પોતાની મનશક્તિનુ સામર્થ્ય

તેના ધ્યાનમાં ન આવવાથી એ સામર્થ્ય વડે થતા કાર્યોના કર્તાપણાનું તે હંમેશ બીજી કોઈ પણ દિવ્ય શક્તિમાં આરોપણ કરતો આવ્યો છે. મનની ઉત્તેજિત અવસ્થામાં આકસ્મિકપણે થયેલા મન શક્તિના નૈસર્ગિક કેંદ્રીકરણમાથી વીજળીની જેમ એક અદ્ભુત શક્તિ નિર્માણ થાય છે, એ જાણતો ન હોવાથી તેની દ્વારા થતા કાર્યનુ કર્તાપણું બીજી કોઈ દિવ્ય શક્તિમાં માણસે આરોપ્યુ, તેમ છતાં નૈસર્ગિક કેંદ્રીકરણ પરથી તે ચિત્તને કોઈ પણ વિવક્ષિત સંકલ્પ પર દૃઢ અને કેન્દ્રિત કરતાં શીખ્યો. અને તે પરથી દેવતાની આરાધના જે હેતુથી આપણે કરીએ તે હેતુ આ ઉપાય વડે સિદ્ધ થાય છે એ વસ્તુ તે સમજ્યો સૃષ્ટિના કુદરતી ધર્મો પરથી જ માણસે પોતાનુ જ્ઞાન વધાર્યું છે. વરસાદને લીધે ચોમેર ફેલાતાં જંગલો પરથી જ તે ખેતી કરતાં શીખ્યો. કુદરતી રીતે થતાં કાર્યો પરથી જ તેવાં કાર્યો યોજનાપૂર્વક અને ખાસ હેતુથી કરવાનું જ્ઞાન તેનામાં સ્ફુર્યું. તે જ પ્રમાણે મન.શક્તિના આકસ્મિક કેન્દ્રીકરણ પરથી પોતાના સંકલ્પમાં દૃઢતા, તીવ્રતા, એકાગ્રતા વગેરે લાવીને એવી જાતની મન.સ્થિતિ બનાવવાનું તેને સૂઝ્યુ. અને તે તે પ્રયત્નમાં લાગ્યો. એક જ સંકલ્પના સતત અનુસંધાનથી ચાલુ મનનો છેવટે લય કરી વિશ્વના મનતત્ત્વ સાથે સમરસ થવાથી વિશ્વમાં રહેલી વસ્તુઓના ગુણધર્મોનું જ્ઞાન પોતાનામાં સ્ફુરણ પામી શકે, પ્રકટ થઈ શકે, એવી શક્તિ તેણે પેદા કરી ચાલુ ચિત્તપ્રવાહનો લય કર્યા પછી મૂળ સંકલ્પની દૃઢતા, તીવ્રતા અને વિશ્વના અનંત જ્ઞાનમાંથી પોતાના સંકલ્પની પૂર્તિ માટે જોઈતુ જ્ઞાન પોતાનામાં સ્ફુરણ થવાની અને તે ધારણ કરવાની પોતાની પાત્રતા, એ બધાં પર પોતાના સંકલ્પની સિદ્ધિનો આધાર છે, એ પણ તેણે જોયુ અને તે મુજબ કોઈ કોઈએ પ્રયત્નો પણ કર્યા. આવા પ્રયત્નોમાંથી માણસને જે સ્ફુરણા થાય છે તે તેની હંમેશની વિચારશક્તિની અને મન શક્તિની બહારની હોય છે તે તેની કલ્પનાની પેલે પારની હોય છે પોતાની અંતઃશક્તિ અને વિશ્વની ઈશ્વરશક્તિ, એ બેની સમરસતામાંથી તે નિર્માણ થયેલી હોય છે આવા જ કોઈ

પ્રકાશને યોગીઓ 'અંતર્નાદ' કહે છે અને ભક્તો 'ઈશ્વરી આદેશ' સમજે છે.

આવી જાતના પ્રયત્નોમાંથી જ મંત્ર અને તત્સમ વિદ્યાઓનો જન્મ થયેલો છે તત્ત્વજ્ઞાની લોકોએ વિશ્વનાં સૂક્ષ્મ તત્ત્વોની શોધો પણ આ જ જાતના પ્રયત્નો દ્વારા કરી હશે તે જ પ્રમાણે આયુર્વેદની પહેલાના ઔષધિવિદ્યાના શોધકો પણ આવા જ જાતના પ્રયત્નશાલ લોકો હશે. યોગમાર્ગમાં ઘણા આગળ વધેલા સિદ્ધો જ આવા પ્રકારની શોધો કરી શકે છે તેમનો પ્રયત્ન કેવળ ચિત્તલયનો નહી પણ ત્યાર પછીની મહાજાગૃતિનો હોવો જોઈએ. આ બધાની પાછળ ચિત્તના ધર્મો ઓળખીને કરેલા પ્રયત્નો છે. તેની પાછળ શાસ્ત્રીય જ્ઞાનનો આધાર છે પ્રયત્ન, અનુભવ અને નિરીક્ષણની મદદથી આ વિદ્યાઓનો, શાસ્ત્રોનો અને જ્ઞાનનો વિકાસ કરવાને હજુ ઘણો અવકાશ છે. આ માર્ગમાં સાચી ને તીવ્ર ઝંખના, હેતુ વિષે તીવ્રતા, સંકલ્પની દૃઢતા, ચીવટ, પ્રયત્નનું સાતત્ય અને સિદ્ધિ મળતા ગમે તેટલો વિલંબ થાય તોય કદીયે ચલિત ન થનારી ધીરજ, દૃઢ ઈશ્વરનિષ્ઠા વગેરે અનેક ગુણોની જરૂર છે ઉતાવળાપણું, અલ્પસંતોષીપણું, અવિશ્વાસ અને ચંચલતા આમા ન ચાલે

**સાત્ત્વિક મંત્રવિદ્યા**

આ વિદ્યાના હેતુ અને સાધનની શુદ્ધિ કે અશુદ્ધિ પરથી તેના ત્રણ ભેદ પડે છે જે હેતુનો માનવજાતિના દુઃખ-નિવારણ સાથે વ્યાપક અને નિઃસ્વાર્થ સંબંધ હોય અને જેનું સાધન પવિત્ર અને કોઈને પણ દુઃખ આપનારું ન હોય તે હેતુ અને સાધન સાત્ત્વિક મનાય છે જેમાં વ્યક્તિગત માન, પ્રતિષ્ઠા, સુખ, સામર્થ્ય વગેરે મેળવવાનો હેતુ હોય તે રાજસ, અને જેમા બીજાનો નાશ કરીને કોઈ પણ ભૌતિક પ્રાપ્તિનો હેતુ હોઈ જેનું સાધન પણ હિંસામય, ભયાનક, સામાન્ય નીતિધર્મને માન્ય ન હોય એવું, અમંગળ અને અનેક રીતે અપવિત્ર હોય તે તામસ પ્રકાર કહેવાય આ ત્રણ પ્રકારો માનવજાતિમાં પુરાતન કાળથી ચાલતા આવ્યા છે. એમાંના સાત્ત્વિક પ્રકારનો વિચાર અહી પ્રસ્તુત

હોવાથી બીજા બે પ્રકારોની ચર્ચા કરવાનુ કારણ નથી. માનવજાતિના કલ્યાણના હેતુથી તપસ્વી બ્રાહ્મણોએ આ બાબતમાં પૂર્વે પ્રયત્ન કર્યો હતો અને તેમાંથી જ કેટલાક મંત્રોને સિદ્ધિ પ્રાપ્ત થઈ હતી; અને તે પરથી વૈદિક મંત્રો વિષે લોકોમાં શ્રદ્ધા ઉત્પન્ન થઈ તે હજુ સુધી ચાલતી આવી છે. મધ્યયુગના જમાનામાં મત્સ્યેન્દ્રનાથ અને ગોરખનાથ જેવા સિદ્ધ પુરૂષોએ આ વિષયમાં અનેક શોધો કરી. બૌદ્ધ અને જૈન ધર્મમાં પણ આ વિદ્યાના ઉપાસકો થઈ ગયા છે. યહૂદી, પારસી, ખ્રિસ્તી અને મહમદી ધર્મમાં પણ આ વિદ્યાનો વિકાસ થયેલો છે. અર્ધજંગલી જાતિના ધર્મોથી માંડીને સુધરેલા ધર્મોવાળા લોકોમાં આ વિદ્યાનો પ્રચાર ઓછાવધતા પ્રમાણમાં થતો આવ્યો છે હાલમાં આ વિદ્યા ઘણુંખરું લુપ્ત થઈ છે અને પૂર્વજોની તે વિદ્યાના પુણ્યને જોરે, નિષ્પ્રભ અને નિસત્ત્વ થયેલા તેના અવશેષના જોર પર, આજે તે વિદ્યાનો વહેવાર ચાલે છે. બધા વૈદિક મંત્રોમાં કદી પણ દિવ્યશક્તિ નહોતી. તે બધાય આજે માનવામા આવે છે તેવા પ્રભાવશાળી કદી નહોતા. પરંતુ લોકોની એવી માન્યતા ચાલતી આવી છે. વિશેષ સામર્થ્યથી યુક્ત એવા મંત્રો ઘણા જ થોડા હોય છે તેમના પ્રભાવ અને પરિણામ સ્પષ્ટ હોય છે. પરંતુ તેમનુ અભિમંત્રણ મોટેથી કરવાનું હોતું નથી. દીવાસળી સળગાવી કે બટન દબાવીને વીજળીની બત્તી કરવી એ કાર્યો જેમ અમુક ચોક્કસ ક્રિયા કરવાથી નિશ્ચયપણે થાય છે તે જ પ્રમાણે મંત્રશક્તિથી કોઈ પણ ચોક્કસ પરિણામો નિશ્ચિતપણે થાય જ છે. કારણ કે તેમની પાછળ નિસર્ગની અને ચિત્તની શક્તિઓના ધર્મો જાણીને કરેલી શાસ્ત્રીય યોજના હોય છે.

ચમત્કાર વિરુદ્ધ મન્ત્રશક્તિ

ઈશ્વરભક્ત કે સાધુ પુરૂષોની હયાતીમા તેમને વિષે લોકોમાં ચમત્કારોની અફવાઓ હમેશ ચાલતી હોય છે. તેમના મરણ પછી પણ ચમત્કાર ચાલુ હોવા વિષે લોકાવાયકાઓ ચાલ્યા કરે છે. પરંતુ તેમા સત્યના કરતાં હમેશ ભ્રમ જ વધારે હોય છે. જેના

કાર્ય-કારણભાવ ધ્યાનમાં આવતા નથી એવી બધી ઇષ્ટ બાબતોનુ કર્તૃત્વ ભાવિક લોકો ભક્તના કે સાધુના દિવ્ય સામર્થ્યમા આરોપે છે. તે બધાને એ ચમત્કારો સમજે છે સાધુ હોય ત્યા ચમત્કાર હોય જ એવી લોકોની માન્યતા પરંપરાથી ચાલતી આવી છે પરંતુ તપાસ કરતાં આ બધા પ્રકારોમાં અજ્ઞાન, ભોળપણ અને ભ્રમ જ દેખાઈ આવે છે. તેમાં પણ સાચે જ ચમત્કાર જેવી લાગતી કોઈ વાત સાધુના જીવનમા બની હોય તો તે કોઈ વિશિષ્ટ પ્રકારની મનની સ્થિતિમાં બનેલી આકસ્મિક ઘટના માનવી જોઈએ તે તેની હમેશની મન શક્તિ અથવા હમેશની સ્વાધીન કર્તૃત્વશક્તિ કદી હોઈ શકે નહી મનની પવિત્ર અને સ્થિર સ્થિતિમાં પોતાને વિષે કે બીજાને વિષે ચિત્તમા ઊઠેલો કોઈ સકલ્પ, કોઈ વિચાર, ઠીક વખત સહેજે સિદ્ધ થાય છે અથવા અનુકૂળ સંજોગોમા સૃષ્ટિના ધર્મ અનુસાર ભવિષ્યમાં બનનારી કોઈ બાબતની સ્ફુરણા કે કલ્પના મનની પવિત્ર સ્થિતિમાં તદ્દન સ્વાભાવિકપણે ચિત્તમાં ઊઠે છે અને વાણી દ્વારા વ્યક્ત કરવામાં આવે છે. અને પાછળથી તેમ જ બને છે આવી જાતની ઘટના સાધુ મનાતી વ્યક્તિ દ્વારા થાય એટલે આપણે તેને ચમત્કાર કહીએ છીએ પરંતુ સર્વસામાન્ય દુન્યવી વહેવાર કરનારા માણસની બાબતમા પણ આવા અનુભવો થાય છે, પણ સાધુની માફક આપણે તેમની તરફ અદ્ભુતતા, દિવ્યતા કે ચમત્કારની દૃષ્ટિથી કદી જોતા નથી. સાધુનો એકાદ શબ્દ કે આશીર્વાદ સાચો નીવડે તો આપણે તેને ચમત્કાર સમજી તે પરથી તેને વિષેની શ્રદ્ધા અને પૂજ્યભાવ આખો જન્મારો પોષ્યા કરીએ છીએ, પરતુ બીજી કેટલીયે વાર તેના શબ્દો અને આશીર્વાદ નિષ્ફળ નીવડેલા હોય છે તેમની ગણતરી આપણે કદી કરતા નથી. એક વાર કોઈ ઈશ્વરભક્ત પર માણસની શ્રદ્ધા બેસે એટલે જીવનમા જે જે કંઈ સારું થાય તે તેની કૃપાથી, અને ખરાબ થાય તે પોતાના કર્મને પરિણામે —એવી વહેંચણી માણસ કરે છે અથવા કશું બૂરુ થાય તોય તેમાં પોતાના કલ્યાણનો જ તે મહાપુરુષનો હેતુ હોવો જોઈએ એવી માન્યતા મન સાથે બાંધીને પોતાની મૂળ શ્રદ્ધામાં ઊણપ ન આવવા દેવાનો તેનો

પ્રયત્ન હોય છે. આવી જાતની એક વ્યક્તિની શ્રદ્ધા પરથી અનેક માણસો કામનિક બુદ્ધિથી એ ભક્ત પાસે જવા લાગે છે અને આપણને પણ તેની અદ્‌ભુત ચમત્કારશક્તિનો અનુભવ થશે અને આપણા દુ ખનું પણ કંઈક નિવારણ થશે એમ કલ્પી શ્રદ્ધાયુક્ત મનથી રાહ જોયા કરે છે વખત જતા એવી અનેક 'અધશ્રદ્ધાળુ વ્યક્તિઓ મળીને એક મંડળ બને છે. અને તેમા એકબીજાના સહવાસને લીધે અને સાધુની નિત્યની સોબતથી એક પ્રકારનુ મમત્વ બધાય છે. આવી રીતે પોતપોતાના જીવનવ્યવસાયમાથી મળતા નવરાશના વખતમાં એકબીજાના સાહચર્યમાં રહેનારો, અંદર અંદર એકબીજા સાથે પોતાના ગુરુના સામર્થ્ય અને ચમત્કારને અગે જાતજાતની કથાઓ જોડતો, રચતો અને બોલ્યા કરતો, તેમ જ તે પ્રસિદ્ધ કરતો એક સમૂહ ઊભો થાય છે. મૂળમા કશુ ન હોવા છતાં અજ્ઞાન અને ભ્રામકપણાને લીધે ચમત્કારની અને દિવ્ય શક્તિની અનેક કથાઓ દરેક સાધુ પુરુષને નામે ચાલ્યા કરે છે. સાધુને પણ તે ગમે છે પરંતુ તેમાંની કોઈ પણ ઘટના સાધુની સ્વાધીન મન.શક્તિથી થયેલી હોતી નથી, બહુ તો તેમા એકાદ આકસ્મિકપણે બનેલી ઘટના હોય છે. કોઈ કાકતાલીય ન્યાયે બનેલો પ્રકાર હોય છે. તેની પાછળ ખાતરીપૂર્વકનું શાસ્ત્રીય જ્ઞાન અથવા સ્વાધીન સાધન ન હોવાથી તે જ વસ્તુ તે ફરી કરી શકતો નથી. આ પ્રકારમાં અને સિદ્ધ મંત્રવિદ્યામાં ઘણો ફેર છે. જ્યાં મંત્રવિદ્યાનું પરિણામ સ્વાધીન નહી પણ અનિશ્ચિત હોય ત્યા પણ ભ્રમ છે એમ જ સમજવું

**ચમત્કાર વિષે શાસ્ત્રીય વિચાર**

માનવી જીવનના હિતની દૃષ્ટિથી વિચાર કરતાં ચમત્કાર ભ્રમ અને ભોળપણ વધારનાર છે. તેથી કોઈ પણ જાતનું કલ્યાણ થતુ નથી પરંતુ સાત્ત્વિક મંત્રવિદ્યા માણસને અત્યંત ઉપયોગી હોઈ તે શાસ્ત્રીય જ્ઞાનનો વિકાસ કરનારી છે આજના ભૌતિક જ્ઞાન વડે અને વિજ્ઞાન વડે જેમ સૃષ્ટિના સૂક્ષ્મ અને વ્યાપક ગુણધર્મોની અને શક્તિઓની શોધ થઈ રહી છે તે જ પ્રમાણે માનવી ચિત્ત અને માનવી મનના સામર્થ્યની

શાસ્ત્રીય રીતે શોધ થતી જાય અને માનવીજીવનને અનેક રીતે દુ ખ-મુક્ત અને સુખમય કરવા તરફ તેનો ઉપયોગ કરવામાં આવે તો માણસનું આજનું જીવન અને જીવનપદ્ધતિ ચોક્કસ પલટાઈ જશે ભૌતિક શાસ્ત્રોના જ્ઞાનનો આજે જેવો બેહદ દુરુપયોગ થઈ રહ્યો છે તેવો જ માનસિક શક્તિનો પણ દુરુપયોગ થવાનો સંભવ છે. આ જોખમ ધ્યાનમાં રાખીને આપણે આ માર્ગના સાત્ત્વિક પ્રયત્નોને ઉત્તેજન આપવુ જોઈએ તે માટે ભોળપણ અને નાસ્તિકતા બને ટાળીને, શોધક અને ચિકિત્સક પદ્ધતિથી સૃષ્ટિમાં રહેલા અનેકવિધ ધર્મોનો અને માનવી ચિત્તશક્તિનો આપણે અભ્યાસ કરવો જોઈએ કોઈ પણ સાધુના ચમત્કારથી એકદમ આશ્ચર્યચકિત થઈને ભાવિક ન બનતાં તેમા કંઈ સત્ય છે કે કેવળ ભ્રમ છે, કાકતાલીય ન્યાય છે કે કંઈક છેતરપિંડી છે, હાથચાલાકી છે કે આજુ-બાજુના લોકોનુ કોઈ કારસ્થાન છે, વગેરે બધી બાબતોની આપણે તપાસ કરવી જોઈએ સાધુની કોઈ વિલક્ષણ અને અતર્ક્ય શક્તિ વડે ચમત્કાર રૂપે કોઈનું દુ ખ દૂર થયુ હોય, કોઈનો રોગ મટી ગયો હોય, કોઈને માટે તેણે પાણીનું દૂધ કરી આપ્યુ હોય અને એવી શક્તિઓ સાધુમાં ખરેખર જ હોય તો સાધુત્વનો મુખ્ય ગુણ દયા તેનામા હોવો જ જોઈએ. તો એવી સ્થિતિમા તેની મારફતે સમાજનાં દુ ખો અને રોગોનું નિવારણ કરાવવાનો પ્રયત્ન આપણે કરવો જોઈએ. ગરીબગુરબાને તેમ જ તેમનાં બાળકોને રોજ દૂધ મળે એવી વ્યવસ્થા આપણે તેની પાસે કરાવવી જોઈએ એવું કશુ કરવા તે સાધુ તૈયાર ન હોય તો તેનામા એ જાતની માનસિક શક્તિ નથી અને તેને હાથે આ શાસ્ત્રનો વિકાસ થવાનો નથી, એમ આપણે સમજી લેવું જોઈએ ચમત્કારોની બાબતમાં આપણે શાસ્ત્રીય રીતે વિચાર અને તપાસ કરતા નથી તેથી તે વિષે અંધશ્રદ્ધા અને ભોળપણ વધ્યાં છે, અને તેમાથી જ આગળ વધીને દંભ અને છેતરપિંડી સુધી વાત જઈ પહોચી છે. તેમાં રહેલી અંધ-શ્રદ્ધાની પાછળ ભય અને લાલચ હોય છે અને તેમાંથી જ ખુશામત અને ગુલામી વૃત્તિ પેદા થાય છે એમાં માનવજાતિનુ કલ્યાણ નથી

આપણને વિદ્યા અને શાસ્ત્રની વૃદ્ધિની તેમ જ જ્ઞાન અને સદ્‌ગુણની જરૂર છે. અને તે દ્વારા કલ્યાણપ્રદ માર્ગની

શાસ્ત્રીય સંશોધનની જરૂર

આપણને જરૂર છે. વિદ્યા, શાસ્ત્ર ને જ્ઞાનની મદદથી આપણે સૃષ્ટિમા રહેલા ગુણ, ધર્મ અને શક્તિઓ જાણી શકીએ છીએ, આપણા પોતાનામાં રહેલી શક્તિઓ આપણે ઓળખવા લાગીએ છીએ. અને સદ્‌ગુણોની મદદથી આપણે બધાના કલ્યાણ માટે તે બધાનો ઉપયોગ કરી શકીએ છીએ. આ વિદ્યા જાણનારાઓમાં પણ બે ત્રણ મહત્ત્વના પ્રકાર છે. નિસર્ગના ગુણ, ધર્મ, તેની શકિતઓ; તે જ પ્રમાણે ચિત્ત, મન, પ્રાણ અને ચેતનની શક્તિઓનાં સ્થૂળ અને સૂક્ષ્મ સ્વરૂપો, તે શક્તિઓની જાગૃતિ અને વિકાસ વગેરે જાણીને તેમની દ્વારા અંતર્બાહ્ય ઇચ્છિત પરિણામ જે ઉપજાવી શકે છે અને અંતર્બાહ્ય જ્ઞાનની મદદથી યોજના ઘડીને સંકલ્પિત હેતુની કે કાર્યની સિદ્ધિ જે સાધી શકે છે તે આ વિદ્યાનો સિદ્ધ ગણાય છે. તે જ આ વિદ્યાનો ઉપાસક છે તે જ ખરો શોધક અને શાસ્ત્રજ્ઞ છે. બીજો, આવા શોધક પાસેથી એ વિદ્યાનાં થોડાક વિધિનિષેધો, થોડીક ક્રિયાપ્રક્રિયાઓ અને થોડાક કાર્યકારણભાવ સમજી લઈને તે વિદ્યાનો ઉપયોગ કરનારો. તે એ વિદ્યા અંશતઃ જાણે છે અને ત્રીજો, કોઈ નિશ્ચિત વિધિથી તેનો ઉપયોગ કરનારો. આ ત્રણ એકબીજાથી ઘણા જુદા છે મૂળ શોધક સાથે તેમની બરોબરી કદી પણ થઈ શકે નહી. જેમ રેડિયોનો અથવા કોઈ યંત્રનો મૂળ શોધક કે આવિષ્કારક એ એક, બીજો તેની પાસેથી થોડુંક જ્ઞાન લઈ તે મુજબ યંત્ર બનાવનારો; અને ત્રીજો તેની કોઈ અમુક કળ કે સ્વિચ ફેરવીને તેને ચાલુ કે બંધ કરનારો—એટલે આવી રીતે તેનો કેવળ ઉપયોગ કરનારો એવો જ પ્રકાર મંત્ર કે મનશક્તિની બાબતમા છે

આજે પણ કેટલાક રોગો પર અને ઝેરી પ્રાણીના ઝેર પર મંત્રોપચાર કરનારા ક્યાંક મળી આવે છે. પરંતુ તેઓ તે વિદ્યાના સિદ્ધો નથી. તે કેવળ કળ કે સ્વિચ ફેરવીને યંત્ર ચાલુ કે બંધ કરનારા

જેવા છે તેમનામાં શોધકપણુ પણ જોવા મળતું નથી દીવાસળી કેમ બનાવવામાં આવે છે તેના જ્ઞાન વિના પણ તે સળગાવી શકાય છે. યંત્રની રચનાનુ જ્ઞાન ન હોય તોય તે ચલાવી શકાય છે એવો જ પ્રકાર આજના મત્રોપચારની બાબતમા દેખાય છે. તેથી જે કેવળ મત્ર જાણે છે તે મત્રજ્ઞ કે શાસ્ત્રજ્ઞ નથી. તે પ્રયોગ કરી શકે છે, પણ તેના કાર્ય-કારણભાવનુ જ્ઞાન તેને નથી હોતું. જે અતર્બાહ્ય શક્તિનાં મૂળતત્ત્વો જાણે છે, તેમની વૃદ્ધિ કરીને જે તેમના યોગ્ય મેળથી ઇષ્ટ સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે, તે જ સિદ્ધ કે મંત્રજ્ઞ છે. તે મત્ર નિર્માણ કરી શકે છે. સિદ્ધ થવાને માટે મનશક્તિ અને સકલ્પશક્તિ વધારવી પડે છે. તેના ગુણધર્મો અનુભવસિદ્ધ કરવા પડે છે. સૃષ્ટિમાં રહેલી સ્થૂળ અને સૂક્ષ્મ શક્તિઓ અને તત્ત્વો જાણીને, તેમના ગુણધર્મો ઓળખીને, તેમનો એકબીજા સાથે મેળ બેસાડીને અને તેને અનુકૂળ કરી લઈને, મન અને સૃ એ બંને શક્તિઓની સહાયથી ઇચ્છિત સંકલ્પ અને કાર્ય પાર પાડવા માટે સયોજકશક્તિ પોતાનામા કેળવવી પડે છે. તેને માટે તપશ્ચર્યાની જરૂર પડે છે. જીવનનો સૌથી મહત્ત્વનો અને ઉત્સાહનો કાળ તેની પાછળ આપવો પડે છે આ બધી વસ્તુઓ ઉપરાંત સકલ્પ-સિદ્ધિ માટે જોઈતી તીવ્રતા, પ્રખરતા વગેરે અનેક ગુણો માણસમાં હોવાની જરૂર પડે છે આ બધી વસ્તુઓ જાણીને આપણે ચમત્કાર, સિદ્ધિ અને બીજી આ જાતની વિદ્યાઓનો વિચાર કરવો જોઈએ આમાં કઈ શક્તિ કામ કરે છે અને તેનો માનવજાતિના કલ્યાણ માટે કેટલો ઉપયોગ થઈ શકે તેમ છે તે જોવુ જોઈએ કેવળ પોતાની કોઈ વ્યક્તિગત અને તેટલા વખત પૂરતી જરૂરિયાત અકસ્માત પૂરી થાય એટલા પરથી ચમત્કારની કલ્પનાથી આશ્ચર્યચકિત થઈને આપણે આખી જિંદગી કોઈને વિષે શ્રદ્ધા રાખતા થઈએ, તે નહી ચાલે તેથી માનવજાતિનુ કલ્યાણ નથી માનવજાતિના હિત માટે અનેક શક્તિઓની અને શાસ્ત્રોની આવશ્યકતા છે તેથી માનવી મનની કોઈક વિશેષ શક્તિથી માનવજાતિનું કોઈ હિત સિદ્ધ થઈ શકે કે નહીં અને શકય હોય તો તે શક્તિ પ્રાપ્ત

કરવાનો માર્ગ અને સાધન શા, એ શોધી કાઢવું એ આપણું કામ છે. હિપ્નોટિઝમ, મેસ્મેરિઝમ વગેરે ઇચ્છાશક્તિના પ્રયોગો આજે કેટલાક લોકો કરે છે તેમાં સત્યઅસત્ય કેટલુ છે અને તે વિદ્યાની માનવી મન પર સારીનરસી શી અસર થાય છે તે આપણે જાણી લેવી જોઈએ કેટલાક યૌગિક પંથોમાં શક્તિપાત અથવા શક્તિસંચરણવિદ્યાથી ગુરુ શિષ્યનો માર્ગ અને અભ્યાસ સહેલો બનાવે છે તેમા પણ મનઃ-શક્તિનો કેટલો સંબંધ છે અને શિષ્યની પ્રગતિ માટે તેનો કેટલો ઉપ-યોગ થઈ શકે છે, તેમ જ તે શક્તિનો ઉપયોગ કેવળ આ જ ક્ષેત્રમાં થઈ શકે છે કે જીવનનાં બીજાં ક્ષેત્રોમાં પણ તે વિદ્યાના સામર્થ્યનો ઉપયોગ કરીને માનવજાતિનાં દુઃખો ઓછાં કરી શકાય, તેનુ જ્ઞાન પણ આપણે મેળવવું જોઈએ યોગની અષ્ટ મહાસિદ્ધિઓનો અને ઉપસિદ્ધિઓનો માનવી પ્રગતિમાં કશો ઉપયોગ થઈ શકે કે નહીં તે પણ તપાસવું જોઈએ છાયાસાધન, અગ્નિસાધન વગેરે સાધનો વડે મનની શક્તિ વધારીને, આધ્યાત્મિક માર્ગમાં તેનો ઉપયોગ કરીને પોતાની ઉન્નતિ સાધનારા પંથો આપણા દેશમાં છે. તેમાય ખરેખર કેટલુ તથ્ય છે તેની પણ તપાસ કરવી જોઈએ સાપ, વીછી અને બીજાં ઝેરી પ્રાણીઓનુ ઝેર મંત્રથી ઉતારવાના તેમ જ શીત, પિત્ત અને વાત પર મંત્રનો ઉપચાર કરવાના પ્રકારો આપણા દેશમા ક્યાંક ક્યાંક પ્રચલિત છે; તેમાં પણ કેટલુ સત્ય છે, અને ભ્રમ કેટલો છે, તે શોધી કાઢવું જોઈએ સારાંશ, આ એકંદર બધા પ્રકારમાં મનની શક્તિનો શો સબંધ છે અને તેમાં કાર્યકારણ સંબધ શા છે તેનુ શાસ્ત્રીય દૃષ્ટિથી સંશોધન થવાની જરૂર છે.

સંશોધનનું ફળ

આ બધાનું સત્ય જ્ઞાન થયા વગર તેમ જ તેને શાસ્ત્રીય સ્વરૂપ મળ્યા વગર આ વિષયમાં એક બાજુથી અંધવિશ્વાસ અને બીજી બાજુથી નાસ્તિકતા જેવી પરસ્પરવિરોધી વસ્તુઓ પેદા થયેલી છે તે દૂર નહીં થાય. એ અને વસ્તુઓ જીવનના ઉત્કર્ષની અને ઉન્નતિની દૃષ્ટિથી બાધક છે.

કોઈ પણ વિષયના સત્ય અને યથાર્થ જ્ઞાનથી, તે જ્ઞાનના સામર્થ્યથી અને યોગ્ય પ્રસંગે તેનો યોગ્ય રીતે ઉપયોગ કરવાથી માનવી જીવન ઉત્કર્ષ અને ઉન્નતિ તરફ પ્રગતિ કરે છે. માનવી મનનુ સામર્થ્ય કેવી રીતે જાગ્રત અને વૃદ્ધિગત કરવું અને જેમ આપણે શરીર ને બુદ્ધિની શક્તિનો ઉપયોગ કરીને આપણુ જીવન સુખી કરવાનો પ્રયત્ન કરીએ છીએ તેમ તે સામર્થ્યનો પણ જીવનનાં અનેક ક્ષેત્રોમાં ઉપયોગ કરીને આપણું જીવન નિર્દોષ, દુ ખરહિત અને સુખમય કેવી રીતે બનાવવુ, એ જ આને અગે સવાલ છે. સદ્‌ગુણોને રૂપે આપણામા વિકાસ પામેલી માનસિક શક્તિ જીવનના દરેક ક્ષેત્રમાં આપણને ઉપયોગી થાય છે એમાં શકા નથી. પરતુ આ સિવાય બીજી રીતે મનની શક્તિ વિકસાવીને તે બધી શક્તિ જો શુદ્ધ સકલ્પમાં કેદ્રિત કરી શકાય અને તે સકલ્પની દઢતા, તીવ્રતા અને એકાગ્રતા વધારીને વિશ્વશક્તિની સાથે — પરમાત્માની સાથે — સમરસ થવાનુ જો માણસ સિદ્ધ કરી શકે તો તેનામાં કઈક વિશેષ શક્તિ સચરવા માંડે છે, અને તે શક્તિની મદદથી કેટલીક મુશ્કેલ બાબતો પણ સહેજે સિદ્ધ થઈ શકે છે આમા કશી અદ્‌ભુતતા નથી એમાં ચમત્કાર નથી. સૃષ્ટિના અનેક ધર્મો પ્રમાણે માનવી મનનો પણ એ એક ધર્મ છે. વિદ્યુત વગેરે સૃષ્ટિના ધર્મો જેમ અમુક સયોગોમાં પ્રગટ થાય છે, તે જ પ્રમાણે માનવી મનનો આ ધર્મ પણ યોગ્ય પ્રયત્નથી પ્રગટ થાય છે. આપણે અભ્યાસી, પ્રયત્નશીલ અને નિષ્ઠાવાન બનીએ તો ચમત્કારના ભ્રમથી અથવા ખરેખર બનેલા ચમત્કારથી આપણે આશ્ચર્યચકિત ન થતા, ભોળી શ્રદ્ધાથી ભાવનાવશ ન બનતાં, તેના કાર્યકારણભાવની શોધ કરીને, સૃષ્ટિના અને મન શક્તિના ગુણ-ધર્મો ઓળખીને તેમનુ સશાસ્ત્ર જ્ઞાન મેળવીએ, અને તેનો માનવી જીવનમા ઉપયોગ કરતા રહીએ તેમ થાય તો તેમાંની વિશેષતા અને તે સાથે જ લોકોની ભોળી શ્રદ્ધા નાશ પામશે અને આપણુ જીવન સહેજે સમૃદ્ધ થશે

ઈશ્વરનિષ્ઠાની આવશ્યકતા અને તેનું સામર્થ્ય

માનવજાતિની સર્વાંગી ઉન્નતિ વિષે તાલાવેલી, જ્ઞાનની અભિરુચિ, પ્રાણીમાત્ર વિષે પ્રેમ, દુખિયાને વિષે કરુણા, પવિત્રતા, સંયમ અને સદ્‌ગુણો તરફ સ્વાભાવિક વલણ, પોતે કષ્ટ વેઠીને બીજાઓને સુખી જોવાની ઇચ્છા, જીવન-સિદ્ધિ વિષે મહત્ત્વાકાંક્ષા, પ્રયત્નના સાતત્ય માટે જરૂરી ચીવટ, શોધકપણું, ધૈર્ય, ગાંભીર્ય વગેરે અનેક પ્રકારની પાત્રતા જેનામાં હોય તેને માટે આ મુશ્કેલ નથી. અને સૌથી મહત્ત્વનો ગુણ તે ઈશ્વરનિષ્ઠા છે. તે જેનામાં હશે તેને કશું જ મુશ્કેલ નથી કોઈ પણ સિદ્ધિ આપણે સંકલ્પશક્તિથી સિદ્ધ કરી શકતા હોઈએ તોપણ, સર્વ શક્તિનો અને સર્વ સામર્થ્યનો અનંત ભંડાર જે પરમાત્મા તેની પાસેથી જ કોઈ પણ શક્તિ આપણામાં સંચરે છે અને આવિર્ભાવ પામે છે. તેના પરની નિષ્ઠા વિના આપણે તે અનંત શક્તિમાંથી આપણા પોતાનામાં કોઈ પણ વિશિષ્ટ શક્તિ લાવી શકતા નથી, તેમ જ ધારણ પણ કરી શકતા નથી. એટલા માટે પોતાનો ક્ષુદ્ર અહંકાર ફેંકી દઈને, પોતાપણું ભૂલી જઈને, નમ્રતા, અનન્યતા અને એકનિષ્ઠતાથી આપણે વિશ્વશક્તિ સાથે સમરસ થઈ શકીએ તો તેમાંથી જ આગળ ઉપર પ્રાપ્ત થનારી મહાજાગૃતિમાં આપણામાં સંકલ્પિત જ્ઞાનની અને શક્તિની સ્ફુરણા અને સંચાર થયા વિના નહીં રહે જીવનની બધી સિદ્ધિનું સૂત્ર આમાં જ છે.

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૫ | ૨૫ | હલકટ | ક્ષુદ્ર |
| ૫૧ | ૩-૪ | माणस ज माणसनो सौथी मोटो शत्रु | संतोना मुख्य उपदेशनी आपणे करेली उपेक्षा |
| ૬૪ | ૮ | શરીરમા | હૃદયમા |
| ૭૦ | ૧૯ | બીજે બધે | બધે |
| ૭૨ | ૧૨ | પ્રકારો વિષેની | વિષેની |
| ,, | ૧૩ | વગેરે શરૂ થયા | વગેરે પ્રકારો શરૂ થયા |
| ૭૭ | ૯ | ઈશ્વરસાક્ષાત્કાર પછી અને દર્શન પછી અલ્પ-વિરામ ઉમેરો | |
| ૮૫ | ૧૫ | થાય છે તે, તેઓ | થાય છે તેઓ |
| ૧૦૩ | ૧૦ | જીવન– | જીવ– |
| ૧૨૦ | ૭ | નિર્વિકાર | નિર્વિકલ્પ |
| ૧૫૧ | ૨૦ | સમુદાય | સમુદાય |
| ૧૫૮ | ૬ | ગુણો | પ્રકારો |
| ૧૭૩ | ૮ | માણસમા આવે છે | આવે છે |
| ૨૦૦ | ૨૩ | અને જે કોઈથી | જે કોઈથી |
| ૨૦૫ | ૨૨ | વિકાસ | વિકાર |
| ૨૦૫ | ૨૪ | ઉપર | ઉમર |
| ૨૪૩ | ૧૯ | પ્રમાણ | પ્રમાણ પર |
| ૨૭૫ | ૧૩ | સાધી શકે | સાધી શકે એ |
| ,, | ૧૫ | પરિસ્થિતિમા | પરિસ્થિતિમા જે |
| ૨૭૭ | ૫ | કઠણ | કઠણ |
| ૨૯૩ | ૧૯ | પોષણ ન કરી | પોષણ કરી |
| ૩૧૨ | ૨૪ | આપણને જાતના | આપણને જે જાતના |
| ૩૨૯ | ૨૧–૨૨ | ભૂરો રંગ, ગોળ આકૃતિ, | નીલવર્ણ ગોળ આકૃતિ |
| ૩૪૦ | ૨ | સયોજન અને એમાથી | સયોજન વગેરેમાથી |

| | | | |
|---|---|---|---|
| ૩૫૨ | ૨૦ | આ ભાસ | આભાસ |
| ૩૬૪ | ૧૫ | વૃત્તિઓ | વૃત્તિ |
| ૩૬૮ | ૨૩ | સ્થિતરતાનો | સ્થિરતાનો |
| ૩૭૫ | ૨૦ | ન સમજતચાથી | એવુ ન સમજાયાથી |
| ૩૭૭ | ૧૭ | — વધાના | આ વિધાના |
| ૩૭૮ | ૧૮ | સળગાવી | સળગાવવી |
| ૩૮૩ | ૧૩ | સૃિ | સૃષ્ટિ |